# નટવર.

"ચંડાળ ચોકડી."

અથવા

# મ્હોટાનાં છોકરાં

શ્રીમંતોનાં છકેલ છોકરાંઓનો ચીતાર.

## ૩૬ ચિત્રો સહિત.

કર્ત્તા

નગીનદાસ મંછારામ, અધિપતિ—"ભીમસેન."

આવૃત્તિ બીજી.

હક વેચાણ લઈ છપાવી પ્રસિદ્ધ કરનાર,

અબદુલહુસેન આદમજી—ભાવનગર.

તથા

એમ. વી. મોતીવાળા—વઢવાણ શહેર.

ઈ. સ. ૧૯૦૯.





કિંમત રૂપિયા ૩-૦-૦

# દોહરા

આ નટવરની વારતા, વાંચીને નર નાર;
સાર સાર ઉર ધારશો, જે સજ્જન શણગાર. ૧
શ્રિમાનના સંતાનનો, થાય કુસંગે નાશ;
નટવરનાં વૃત્તાંતમાં, કીધો તેહ પ્રકાશ. ૨
મ્હોટાંનાં છોરૂ કહી, કુછંદમાં લપટાય;
તેનું નટવર વાંચતાં, ભાન સહજમાં થાય. ૩
નટવર વર વંઠેલને, મળી અસિલ શુભ નાર;
પતિવ્રતામાં પૂર્ણ જે, વાંચો એહ ચિતાર. ૪
વય-ગુણ-રૂપ-વિચારનાં, થાય કજોડાં હાલ;
તેનો નટવર દાખવે, ખુબી ભરેલો ખ્યાલ. ૫
સહન કરે સજ્જન સદા, દુરિજનને નહી દુઃખ;
દેખાડયું દૃષ્ટાન્તથી, નટવર પાત્ર પ્રમુખ. ૬
જર જોબનનું જોર ત્યાં, જાણે વિજળી થાય;
ચંડાળોની ચોકડી, નટવરમાં દર્શાય. ૭
નટવર નંદકુમાર સમ, દુનિઆથી ઉખડેલ.
પડયો વિષયના પાશમાં, બની છબીલો છેલ. ૮
શ્રીમંત સર્વે શીખશે, સજજનાઇની રીત;
જાળવશે જર આબરૂ, પ્રાણપ્રિયાની રીત; ૯
એરવા ગુણ ગુણવાનના, ગ્રંથે જે ગવાય;
તેનો આ નટવર વિષે, મ્હોટો છે મહીમાય. ૧૦
બહુશ્રુત વૃદ્ધ મનુષ્યને, ઊપજશે સંતોષ;
કારણ વીતક વાતની, હોય હૃદયમાં હોંસ. ૧૧
નારી સારી શોધશે, શીખામણની વાત;
બાળક પણ સંભાળશે, જરૂર નિજની જાત. ૧૨
રચના રૂચિર સરળ થકી, થયો હૃદય આનંદ;
દ્હેર તેર દોહા તણી, લખી કાન મતિમંદ. ૧૩

કવિ કહાનજી ધર્મસિંહ.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

" જે કુળમાં સ્રીથી પુરૂષ, અને પુરૂષથી સ્રી સંતુષ્ટ રહે છે, અર્થાત્ બંન્નેને પરસ્પર પ્રિતિ હોય છે, તે કુળનું સદા કલ્યાણજ થાય છે."

" માનવ ધર્મશાસ્ત્ર. "



# સહજ.



હાલા વાંચનાર સાહેબો ! આ પુસ્તક માત્ર સંસારીક વાર્ત્તા રૂપ છે, અને એમાંની વાર્તા મારા “ ભીમસેન ” પત્રમાં પ્રથમ પ્રગટ થઇ ચુકી છે; જ્યારે “ ભીમસેન ” માં આ વાર્ત્તા લખવાનો મેં પ્રારંભ કીધો, ત્યારે મને કિંચીત પણ ખ્યાલ નહોતો કે પુસ્તકના આકારમાં તેને પ્રગટ કરવાનો પ્રસંગ આવશે; પરંતુ વાંચકવૃંદને આ વાર્ત્તા વાંચતાં ઘણો રસ ઉપજ્યો અને તેથી પુસ્તકના આકારમાં પ્રગટ કરવાની કેટલાકો તરફથી મને ભલામણ થઇ, અને તે પરથી મેં એવો વિચાર કીધો કે જુદા જુદા ભાગો કરીને તેનાં જુદાં જુદાં પુસ્તકો પ્રગટ કરવાં. આવા વિચારથી પ્રથમ ભાગ, અને દ્વિતીય ભાગ મેં બાહાર પાડયા, અને તે બંને ભાગોને પણ વહાલા વાંચનારાઓ તરફથી ઘણું સારૂં ઉત્તેજન મળ્યું છે, અને તેની સાથે વળી મને એવી સુચના થઇ કે એ વારતાનું એક આખુંજ પુસ્તક પ્રગટ કરવામાં આવે તો વાંચવાને વધારે સુગમ થાય આ સુચના પણ મને યોગ્ય જણાઇ, અને તે ઉપકાર સહ સ્વિકારતાં આ મ્હોટું પુસ્તક, માનવંત વાંચનાર સાહેબો સન્મુખ હું નિવેદન કરૂં છું, અને વીશેષમાં એમાં પ્રસંગાનુસાર સંખ્યાબંધ ચિત્રો પણ મુકયાં છે, કે જેથી વાર્ત્તામાં ચિતારેલા પાત્રોનું પ્રતિબિંબ કોઇ પણ વાંચનારનાં મગજ પર પડી શકે, અને તેની સાથે વારતા-રસમાં પણ વિશેષ વૃદ્ધિ થાય.

પ્રિયો ! સાંપ્રત વિધ વિધ વાર્ત્તાઓનાં સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થાય છે. મુખ્યત્વે કરીને ઘણાંક પુસ્તકો અન્ય ભાષાનાં પુસ્તકોનાં ભાષાંતર રૂપે પ્રગટ થાય છે; પરંતુ આ વારતામાં કોઇ પણ અન્ય ભાષામાં પ્રગટ થયેલા પુસ્તકનું ભાષાન્તર સમાવેલું નથી, અને કોઇનાં પુસ્તકનું તત્વ તફ્રાવીને પણ આમાં દાખલ કીધું નથી આતો માત્ર એક નવલ કથાજ છે, અને તેથીજ “ ભીમસેન ” ના ઉત્સાહી વાંચનાર સાહેબોને આ વારતા અધીક રસીક થઇ પડી છે. આ વારતામાં ખાસ કરીને શૃંગાર રસને વીશેષ દીપાવવો પડયો છે, અને તે એટલાજ માટે કે, મુળ વિશયની રચના તેમ કીધા સીવાય આબેહુબ દરશાવી શકાય નહી ! જ્યાં તે રસનું આખ્યાન ચાલતું હોય ત્યાં તેવોજ રસ મુકયા શિવાય કુદરતી અસર વાંચનારનાં મગજપર ઠસેજ નહી, અને તેટલા માટે જે રસ પર આ વારતાનું મુળ ઉત્પન્ન થયું છે તેજ રસ વિશેષે કરીને રચનામાં રજુ કીધો છે. ભાઇઓ ! આ વારતામાંથી ઘણો ઘણો સાર મેળવવાનો છે.

કેટલાક શ્રીમંતોનાં છકેલ છછુંદર છોકરાંઓ સ્વચ્છંદી વર્ત્તણુકમાં છલકાઇ, છોકરવાદી પણામાં છકેલ વર્ત્તન ચલાવી તન, મન ને ધનથી અશખઆસ્તા થઇ જાય છે, અને તેમનું જીવન, તેમની સમૃદ્ધિ તેમની પ્રતિષ્ઠા, અને ટુંકમાં તેમનું સર્વ શ્રેય સત્યાનાશ પામે છે, એમાં તો કંઇજ શક નથી ! માટે તેવું શરમ ભરેલું, અને સર્વ પ્રકારે હાની કારક વર્ત્તન ચલાવતાં અટકવું અને સદા સનમાર્ગમાં રહી પોતાના પૈસા ને પ્રતિષ્ઠાનું સાર્થક કરતાં શીખવું, એટલોજ સદબોધ આ વારતા વાંચીને ગ્રહણ કરવાને મારી નમ્ર વિનંતી છે.

વાંચનાર ગ્રહસ્થો ! અગરજો મારી અલ્પ બુધ્ધીથી આ એક કલ્પિત કથા રચી છે, અને તેથી એમાં કેટલેક સ્થળે દોષ પણ દેખાય તો તે દોષને માટે મને ક્ષમાબક્ષી તે તરફ જેઓ મારા શુભેચ્છક તરીકે મારૂં લક્ષ ખેંચશે, તેમનો હું શુદ્ધ અંતઃકરણથી આભાર માનીશ, અને તેમની યોગ્ય સુચના ગ્રહણ કરવાને હું તત્પર થઇશ. વળી આ વાર્ત્તા કોઇ પણ અમુક કુટુંબ, અમુક ગૃહસ્થ કે અમુક કુટુંબના વેલા સંબંધમાં લખી નથી. પરંતુ મેં ઉપર દર્શાવ્યું તેમ આ માત્ર કલ્પિત કથા છે. તેમ છતાં આ વાર્ત્તાનાં નાયકોના જેવાંજ વર્ત્તનનાં જે હોય, અને તેઓ જો એમજ માની લે કે “ આ તો અમારેજ માટે છે ! ” તો તેને માટે કર્ત્તા તદન નિર્દોષ છે. એજ વિજ્ઞાપના.

મુંબઈ,
વસંતપંચમી
સંવત ૧૯૫૪.

લી. સેવક,
નગીનદાસ મંછારામ,
કર્તા.



# નટવર.

## " ચંડાલ ચોકડી. "

અથવા

## મ્હોટાનાં છોકરાં.

---

### પ્રકરણ ૧ લું.

---

**દોહરો.**—મ્હોટાનો બાળક છતાં, વંઠેલો બગડેલ;
રજોગૂણુ કરતાં વધો બગડ્યો તે વંઠેલ.

### પ્યારનો પ્રપંચ—રંગમાં ભંગ !


અલબેલી **મુંબાઇ** નગરી ધનવાનોથી ભરપુર છે. કરોડપતિઓ કે લક્ષાધિપતિઓ, આ નામચિન્હ નગરમાં ઢગલેઢોળ છે. ગાડી ઘોડાનો ટોટો નથી મોજ શોખમાં મણાં ન- આખા હિંદુસ્તાનમાં **મુંબાપુરી** મનોહર મુર્તિરૂપ છે-કહો કે હિંદનો ગુલઝાર બાગ માત્ર મુંબઇજ છે ! આ નગરમાં **શેઠ સુખમલ** એક નામાંકિત શેઠીયો છે. પાસે લાખો રૂપિયાની પુંજી છે. એક બીજાથી સરસ ઘરો, બંગલાઓ કે વાડી ગાડીની ન્યુનતા નથી સ્વગૃહે જાણે હાથી ઝુલે છે. વેપાર રોજગારમાં **શેઠ** શરા ને પૂરા પ્રવીણ છે. **શેઠનાં** પત્નિનું નામ **રત્નલક્ષ્મી** છે, અને પરિવારમાં માત્ર એકજ પુત્ર કે જે સત્તર વર્ષની વયે પહોચેલો વાર્ત્તાનો યુવાન નાયક છે, અને એજ રંગિલો યુવાન વાર્ત્તાનો મુખ્ય ચિતાર પણ છે.

કાર્તિક શુદી પંચમીની પ્રભાત પૂર્ણાનંદમાં પ્રકાશી છે. આજે **નટવર**ની વર્ષગાંઠનો દિવસ છે. પ્રભાત થઇ. **નટવર** બિછાનામાંથી ઊઠયો. "**પ્રભાતે કર દર્શનમ્**" એ વાકયાધારે બંને હાથ ચોળી નેત્રોથી હસ્ત દર્શન કીધાં બાદ આંખો ચોળતો મોંમાં દાતણનો ડાંડો ઘાલી પોતાની બારીએ ઉભો. દાતણ કરતાં નજર કરે છે તો આમ તેમ નગરજનો આંટા ખાતાં જણાય છે કોઇ હાથમાં ઝોળી લઈ શાક તરકારી લેવા જાય છે. કોઇ મુળાંની પણીઓ કે શાકની ઝોળી લઈ આવતા દેખાય છે. કોઇના હાથમાં દાતણની ઝુડી ઝાલેલી જણાય છે. કોઈ બીડી પીતો સંચરે છે તો કોઈ તપકીરની દાબડી ઉઘાડતો માલમ પડે છે. શાકપાનના ટોપલાઓ વેચનારા ઉલટમાં લઇ જતાં જોવામાં આવે છે. ભકતો ને ભકતાણીઓ મંદિરને માર્ગે દર્શનને માટે દોડાદોડી કરી રહ્યાં છે, અને મીઠાવાળાઓ માથે મીઠાંના ટોપલા ઉંચકી "સોળા દેડીયે પાયલી મીઠ" એમ બુમ મારતાં પસાર થાય છે. ઉંચી હવેલી ઓપર કાગડાઓ "કૌ કૌ" કરે છે, તેમજ આકાશમાં પંખિયો પણ પ્રભાતનો પ્રવાસ કરવા નીકળી પડયાં છે. સૂર્યનાં કીરણો કંઇક તેજમાં ઝળકાટની વૃદ્ધિ કરતાં, ને ઉગતા દિવસને જોસ પર લાવતાં દિસે છે. ઘરની નારીઓ ઘરખટલાનાં કામમાં માથાકુટ કરતી મચી છે. દુધવાળાઓ ખભે તામડા લઈ ઘેરેઘેર ચાહેનાં પ્યાલાં ભરેલાં જોઈ કુટુંબ નિવાસીઓનાં મુખસ્વાદ તલપી રહ્યાં છે. પ્રભાતનો મહિમા મનહર થઇ પડયો છે. નારીઓ કટાક્ષ કરતી દ્વાર સન્મુખ પસાર થતી ચાલી છે અને તે પણ વળી મુંબઇની નખરાળી નારિઓ, એટલે પછી લટકા મટકામાં તો પુંછવુજ શું ?! તેણીઓના પગની ગતિ નિહાળતાંજ વૃદ્ધોની મતિ પણ ચળી જાય, એમાં કંઇ નવાઇ નહીં !

**નટવર**ની સામી બારીએજ એક વણિક પુત્રી **તારા** પૂર જોબનમાં ઝઝુમતી **નટવર** સન્મુખ ટગર ટગર નિહાળતી ઉભી છે. તેણીનાં નેત્રો **નટવર** પ્રત્યે એકચિત્તે ચોંટેલાં છે, પરંતુ **નટવર**ની ન-

જર તો માત્ર નીચે પસાર થતી વિધવિધ નારીઓ તરફજ તાકેલી રહી છે. એટલામાં સામેથી ખોંખાર થયો! યુવતિએ ખોખાર્યું! **નટવર**ની નજરને તે રીતે "સીગનલ" આપી! **નટવર** ચમકયો! યુવતિ તરફ દષ્ટી કરી! નજર ચોંટી! નયન બાંણુ સામસામાં અથડાયાં! કામાગ્નિ પ્રદિપ્ત થયો! મુલાકાત મેળવવાને મન તલપ્યાં! વલખાં ચાલ્યાં! કયારે મળવું, કયાં મળવું, વાતચીતનો પ્રસંગ કેમ મળે, અને હવે કેમ કરવું?! તેના વિચારમાં બંનેએ બગાસાં ખાવા માંડયાં! આકુળ વ્યાકુળ ને વલોપાત! કામાન્ધની ટટ્ટી થઇ! ચોખ્ખી લફંગાઇ!

પણ રંગમાં ભંગ પડયો! હાય હાય! સત્યાનાશની પાટી! યુવતિને ઘરમાંથી પોકાર થયો! **નટવરને** માટે ચાહનો પ્યાલો લઈ ઘાટી આવ્યો! બંનેનાં બારે વહાણ ડુબ્યાં! યુવતિ બારીમાંથી દુર થઇ, અને **નટવરને** પણ તરત દાતણ ફેંકી દેવું પડયું! સુકન સારાં નહીં થયા! ચાહ લાવનાર ઘાટી વહેમાયો; પણ ચૂપ રહ્યો. મોં ધોઈ **નટવરે** ચાહ પીધી, અને પાન સોપારી ખાઇ પોતાના ઓરડામાં તકીએ અઢેલી વિચારમાં બેઠો. ઘાટી પ્યાલો લઇ પાછો ગયો અને **નટવર** પોતાના વિચારનો કેમ માર્ગ કરવો તેની ચિંતામાં પડયો! આખરે સ્નાનનો સમય થવાથી તે ઉઠયો, અને સ્નાન સ્થળે સંચરી દિલપર જેમ તેમ પાણીના લોટા ઢોળી પતાવ્યું! દરરોજ સ્નાન સમયે સાબુ ચોળતાં પૂરો પોણો કલાક થતો હતો તેને બદલે આજે પૂરી પાંચ મિનિટ પણ ન થઇ! સ્નાન કીધાં પછી પોતિયું પહેરતાં પા કલાક થતો, તેને બદલે આજે તો કાછડી ને પાટલી લથરપથર ખોસી લીધી! માથું ઓળવાનું પણ પડતું મુકી હાથની આંગળિઓથીજ વાળ ઉંચાં નીચાં કરી જયાં ત્યાંથી ભોજન કરવાને ભાઇ સાહેબ પાટલે ગોઠવાઈ ગયા! જોતજોતામાં ખાઇ લીધું, અને ટુંકમાં "બટક બિલાડી" માફક પતાવી દીધું! ઘરમાં સરવે વહેમાયાં! તેની માતાએ પુછયું "કેમ ભાઈ, આજે ઉદાસ કેમછે? ખાતાં પણ વાર ન લાગી? જીવને ઠીક નથી કે શું? ડાકટરને બોલાવું?"

"ના, કંઇ નહીં એ તો અમસ્તું" **નટવરે** જવાબ દીધો.

આ જવાબ માતાને સંતોષકારક લાગ્યો નહીં, અને તેણીએ વળી પૂછ્યું "ભાઇ, તું મને ખુલાસો કર, શું છે?"

"અંહં, કંઇ નથી!" આમ **નટવરે** જવાબ આપી માતાને ઓર અધીરી બનાવી, અને જન્મ દિવસને દાહાડેજ **નટવર**ને આવી અવસ્થામાં નિહાળી **રત્નલક્ષ્મી**નું અંતઃકરણ ખેદિત થયું.

**રત્નલક્ષ્મી** વળી બોલી "ભાઈ, આજે તારી વર્ષગાંઠ છે, માટે આજે તો તારે આખો દીવસ આનંદમાં રહેવું જોઇએ. તેને બદલે તું આમ ઉદાસ કેમ રહે છે?!" માતાનો જીવ વલોપાતમાં પડયો, અને તેણી બોલી "શું તને કંઈ જોઇએ છે? તારા પિતાજીએ તને આજે કેટલા રૂપિયા આપ્યા? તને તે ઓછા તો નથી પડયા? બોલની ભાઇ? કહેતો ખરો?"

"ના, કંઈ નહીં, મને ઉપર જવા દો, અને તમે જમી લો." આમ કહી **નટવર** પુનઃ મૌન્ય રહ્યો, અને તેનું ચકડોળે ચઢેલું ચિત તે રમણિક રંભા તરફજ ભ્રમિત રહ્યું!

**રત્નલક્ષ્મી** ત્યાંથી આઘી ખસી ગઈ, અને **નટવર** પોતાના ઓરડામાં ગયો. વાંદરાની ધાકથી ઓરડાની બારીઓ વાસેલી હતી તે પણ પોતેજ ઉઘાડી; કેમકે તે ઉઘાડવાને જો ઘાટીને બોલાવે તો પોતાની ભ્રમણતામાં ભુલ પડે!

બારી ઉઘાડવાનો નાદ સાંભળતાંજ, તક સાધીને રાહ જોતી તે યુવતિ પુનઃ બારીમાં આવીને ઉભી! અન્યોઅન્ય ચક્ષુ કટાક્ષ થયા, અને કયાં મળવું તે બાબતમાં અણુસારાથી વાતચીત શરૂ કીધી એટલામાં **નટવરે** એક ચિઠી લખીને તેણીની બારીમાં બરાબર ફેંકી! તે ચિઠીની સાથે એક કાંકરો વિટાળ્યો હતો, કે પવનમાં ઉડી નહી જતાં તે કાંકરાના વજનથી બારીમાંજ તાકયા પ્રમાણે જઇ શકે. અને જેથી તે ચિઠીમાં શું લખ્યું હતું? માત્ર એટલુંજ કે "સાંજે પાંચ વાગતાને સમયે તું મંદિરમાં



“अन्योअन्य मश्कुराश थयो, अने डॉ. मधचुर ते आपनमां अणआरानी वातचीत शरू कीधी.”

મળજે, અને હું પણ તેજ વખતે બરાબર ત્યાં આવીશ, અને મારી ગાડી પણ લેતો આવીશ. ત્યાં મળ્યાં પછી આપણે વિચાર કરીશું.

ચિઠી બરાબર તે યુવતિની નઝદીક પડી, જે લેતાંજ યુવતિએ તે વાંચી, અને ડોકું ધુણાવી તેણીએ તેના સ્વિકારની નિશાની બતાવી. તોપણ બારીમાંથી દુર થવાને અંતઃકરણ સંકલ્પ વિકલ્પ કરે! અને "અહીં કોઇ નહીં આવે તો સારૂં!" એમ ઇચ્છતા બંને સામસામા ઉભાજ રહ્યાં!

**નટવર** પોતાની બારીમાં ઉભો છે. ઓરડો અંદરથી સાંકળ દઈ વાસ્યો છે. એટલામાં **નટવરની** સ્ત્રી **સુંદરમતી** આવી પહોંચી, અને ઝટ લઇને ઓરડાનું બારણું ઠોક્યું.

"ઉભી રહે, ઉઘાડું છું." એમ ઉત્તર દેતાંની સાથેજ **નટવરે** તે યુવતિને પણ ઇસારત કરી તાકીદે બારીએથી ખસી જવાને જણાવ્યું, અને તેપરથી તેણી તરતજ ખસી પણ ગઈ.

"ઉઘાડોની?" એમ લગાર મ્હોટે સ્વરે બાંટો પાડતાં **સુંદરમતી**એ વળી બારણું ઠોક્યું.

"ઉઘાડું છું! શું ધાડ આવી છે!" કહીને **નટવરે** બારણું ઉઘાડ્યું. પોતે પાછો પલંગપર પડ્યો, અને વળી "રંગમા ભંગ" થયાં જેવું જાણી મનમાં કચવાટ ઉપજ્યો! તોપણ પોતાની મનકામનાના વિચારમાં ને વિચારમાં પલંગપર એકની એક સ્થિતિમાં પડેલો રહ્યો!

**સુંદરમતી** અંદર આવી; પરંતુ પોતાના પતિને આવી સ્થિતીમાં પડેલા નિહાળી કંઇક વિચારમાં પડી, અને બોલી 'કેમ સ્વામિનાથ, આજે આપ ઉદાસ કેમ છો! આજે તો આપનોજન્મ દિવસ છે માટે આનંદમાં રહો, નહીંતો આખું વર્ષ એવુંજ જશે! પણ આપને શરીરે તો ઠીક છેકની?"

"હા. પણ બપોરનો સમય હોવાથી આંખમાં લહેર આવે છે! માટે તું અહીં કંઇ ખખડાટ કરતી નહીં! મને કલાકેક ઉંઘવા દે." **નટવરે** જણાવ્યું.

"પણ આપને દિવસે ઉંઘવાની તો કોઇ દાહાડો ટેવ નથી, અને આજે આંખોમાં કેમ લહેર આવે છે? તેમાં પણ વળી આજે તો વર્ષગાંઠનો દાહાડો, એટલે આજે ખાસ કરીને દિવસે ઉંઘવું પણ નહીં જોઇએ!" **સુંદરમતી** બોલી.

"પણ જોની વહાલી, આજે લગાર સારૂં સારૂં ખવાયું છેકની, તેમાં લહેર આવે છે! માટે તું જરાક નીચે જા, અને હું તેટલામાં નિંદ્રા લઇ લઉં, નહીંતો આજે મારૂં માથું ચઢી આવશે, ને હું કદાચ 'સિક' થઇ જઇશ!" **નટવરે** યુક્તિથી સમજાવીને કહ્યું!

"ઠીક ત્યારે પ્રાણનાથ હું એક કલાક પછી આવીશ, માટે તેટલો સમય આપ નિરાંતે નિંદ્રા લો." એમ જણાવી **સુંદરમતી** તરતજ નીચે ચાલી ગઇ.

તેણીના જતાં વારને **નટવરે** વળી પાછાં બારણાં બંધ કરી અંદરથી સાંકળ ચઢાવી, અને વળી પાછો તે બારીમાં આવીને તે યુવતિની રાહ જોતોઉભો! પેલી તરફ તે યુવતિ પણ **નટવરની** રાહ જોતીજ બારીની પાછળ ઉભેલી હતી! તેણીની નજરે **નટવરનાં** દર્શન થતાંજ તેણી પણ તરતજ બારીમાં પાછી આવી ઉભી! યુવતિ ઘણી મકલાઈ, અને બંનેના મોં સામસામાં હસી પડ્યાં! ખૂબ આનંદ પથરાયો! અન્યોઅન્ય ચક્ષુ કટાક્ષ કથન કરવા મંડ્યાં કે જે રસ રંગમાં એક કલાક ક્યાં ગયો, તે તેને જણાયો પણ નહીં! એટલે **સુંદરમતી**એ પુનઃ ઉપર આવી પુનઃ બારણું ઠોક્યું!

"એ ઉઘાડું છું." કહેતા **નટવરે** યુવતિને હસ્તની ઇસારત કરી બાજુએ જવા કહ્યું, અને તેથી તેણી ખસી પણ ગઈ. બાદ **નટવરે** બારણું ઉઘાડી **સુંદરમતીને** અંદર દાખલ કરી.

"કેમ સ્વામિનાથ, બરાબર નિંદ્રા તો લીધીની?" **સુંદરમતી**એ પૂછ્યું.

"હા વહાલી." **નટવરે** ઉત્તર આપ્યો.

"પણ હજી આપનું મુખારવિંદ આમ કેમ દેખાય છે?! કંઇ સબબ?" **સુંદરમતી**એ **નટવર** પ્રત્યે નિહાળીને પૂછ્યું.

"એ તો હું સુઈ ઉઠ્યો છું ની, તેમાં!" **નટવરે** કહ્યું.

"ઠીક ત્યારે, આજે આપને માટે શું કપડાં કહાડું, અને હું કઈ સાડી પહેરૂં ?" **સુંદરમતી**એ પૂછ્યું "આજે તો આપનો જન્મદિવસ છે, માટે આપ કહો તેવી સાડી પહેરૂં. સાંજે પાલવાપર ફરવાને સાથે જઈશું ત્યારે જોઈશેની ?"

"આજે આપણાથી સાથે ફરવા જવાનું બનવું મુસ્કેલ છે; કેમકે મારી વર્ષગાંઠ છે, માટે સાંજે પાંચ વાગે મંદિરે દર્શન કરીને ત્યાંથી મારા પિતાજીની સાથેજ કદાચ ફરવા જવું પડશે!" **નટવરે** કહ્યું.

"પણ મને રોજ સાથે લઈને જાઓ, અને આજે સપેરમે દાહાડેજ નહીં કે?! ના, ના, હું તો સાથેજ આવીશ." એમ કહેતાં **સુંદરમતી** આગ્રહપૂર્વક પૂર્ણ પ્યારમાં **નટવરને** ખભે વળગી પડી! પણ પરનારીની પ્રીતિપર મોહિત થઇ પડેલો **નટવર** માત્ર એટલુંજ બોલ્યો કે "મેં તને વાતનો મુદ્દો કહ્યો તેથી સમજી નહીં? મારા પિતાજીની અવજ્ઞા કરીને તારી સાથેજ આવું કે?! તું સમજુને વિશેષ કહેવું શું સારી વાત છે? તેમ છતાં પણ તારી ઇચ્છા રાખવાને ખાતર હું કહુ છું કે આજે હું રોજ કરતાં વહેલો ઘેર આવીશ. કેમ! હવે તો રાજી થઇ કેની?"

"ભલે! જેવી આપની આજ્ઞા!" એમ બોલી **સુંદરમતી** કંઇક ગ્લાનિ પામી ખુરસીપર બેઠી.

પાંચ વાગ્યાનો સમય થવા આવ્યો. ઘડીયાળમાં પાંચના ટકોરા થયા **નટવરે** ઘોડાવાળાને બોલાવી નવી 'રબર ટાયર'ની બુમ ગાડીમાં બે 'ઑસ્ટ્રેલિયન' ઘોડા જોડવાનો હુકમ કીધો.

"આજે બંધ ગાડીમાં કેમ જાઓ છો? આ દહાડામાં બંધ ગાડી આપને વિશેષ પસંદ પડે છે શું? આજે તો પેલી રબરના પાટાની નવી વિકટોરિયા જોડાવોની ? તે ઘણીજ સરસ છે." **સુંદરમતી**એ સૂચના કરી.

"તે ખરૂં, પણ વિકટોરીયાને તો કારખાને નાંખી છે; કેમકે તેનો એક સ્ક્રૂ મરડાયો છે" **નટવરે** ખુલાસો કીધો.

"ત્યારે નવો લેન્ડો જોડાવો." **સુંદરમતી**એ કહ્યું "તે પણ સારો ભપકાદાર છે. હા, હા, તેજ જોડાવો."

"પણ તે ઘણો ખખડે છે, તેથી તેમાં બેસતાં કંટાળો આવે છે. **નટવરે** ગાડીની વાત હવે પડતી મૂકતાં કહ્યુ "ત્યારે હવે તું મારે માટે એક ડગલો ને પાટલૂન કહાડ."

**સુંદરમતી**એ તરતજ કબાટમાંથી કપડાં કહાડ્યાં. **નટવરે** વાળ સાફ કરી ઓળ્યા, મોં ધોયું, કપાળે ઝીણી ટપકી કરી, પાટલૂન ને કોટ પહેર્યાં, અને ટોપી માથે મૂકીને પાઘડી તો હાથમાંજ પકડી! જે મુજબ મુંબઇના શેઠિયાઓ વગેરેના યુવાનોમાં એક પ્રકારની ટેવ પડી છે!

"પણુ તમારો શેંથો લગાર વાંકો છે, હો સ્વામિનાથ! કાંસકી વતી ઠીક કરોની! જૂઓ તો ખરા કેવો ખરાબ લાગે છે!" **સુંદરમતી** બોલી.

"અરે ખાસું છે! એ બધી વાળની ટાપટીપ બૈરાંઓને માટે છે! અમને મરદને તો જેમ હોય તેમ ચાલે!" **નટવરે** પતાવી વાળ્યું. અને ઝપાટાબંધ ધબધબ દાદર ઉતરતો નીચે ઓટલે જઇને ઉભો. એક હાથે મૂંછો મરડવા માંડી, અને સામેની બારી તરફ તાકી તાકીને જોતો ઉભો! યુવતિએ **નટવરને** દીઠો અને તેણી પણ તરતજ વસ્ત્રાલંકાર સજેલી નીચે ઉતરી. બંનેનાં મોં આ સમયે પણ ગુલાબિ ચહેરે હસ્યાં, અને **નટવર** ગાડીમાં બેઠો.

"એઇ ઘોડાવાળા મંદિરકું જાના હય. ઉધર ગાડી લેઓ." **નટવરે** ઘોડાવાળાને ફરમાવ્યું.

"અચ્છા સાબ" કહી ઘોડાવાળાએ ગાડી તે તરફ ચલાવી.

ગાડીની પાછળ યુવતિ પણ જોતી જોતી ચાલી, અને **નટવર** પણ પાછળ જોતો રહ્યો, અને જ્યાં સુધી બંનેની નજર પહોંચી ત્યાં સુધી તેમજ કીધું. યુવતિ હવે લાંબાં ડગલાં ભરતી પાછળ પરહરી, અને "ક્યારે તે મંદિર આવે" તેની જીજ્ઞાસામાં ઝડપબંધ ચાલતાં મંદિરમાં પહોંચી. ઉતાવળી ચાલતાં યુવતિ હાંરી ગઇ, પણ પ્યારના શૂરમાં સઘળું કંઇજ જણાયું નહીં!



"कल्याण मोतीनी कंपनी."

## પ્રકરણ ૨ જું.

**દોહરો**—પર નારીના પ્યારમાં, ફસ્યો હવે **નટવર;**
પ્યારે કીધો આંધળો, બન્યો બ્હાવરો ખર !

**મળ્યા !**



ટવરની ગાડી મંદિર આગળ પહોંચી ઘોડાવાળાએ ગાડીનું બારણું ઉઘાડ્યું. નટવર નીચે ઉતર્યો. આસપાસ જોયું, અને ઘોડાવાળાને ભુલેશ્વર તરફ ગાડી લઈ જવાને ફરમાવ્યું. પણ યુવતિ પગે ચાલતી આવતી હોવાથી ત્યાં આવી પહોંચતાં તેણીને વાર લાગવી જોઇએ, અને તેથી **નટવર** એક બે ઓળખીતાઓની સાથે ટહાડા પહોરનાં ગપ્પાં મારવામાં ગુંથાયો. શેઠના છોકરા, એટલે દુકાન દારો પણ "આવો શેઠ, આવો શેઠ" કરે એમાં કંઇ નવાઈ નહીં! એટલામાં તે યુવતિ લટકમટક કરતી ઠાઠમાં છેક સમીપે આવતી જણાઈ. તેવોજ **નટવર** ટટાર થયો! વાતચીત પડતી મૂકી! મૂછો ને કપડાંની સામું નીચું ઉચું જોઈ લગાર ટાપટીપ કરી લીધી! વાયદો બરાબર સચવાયલો સમજી સાનંદાશ્ચર્યપુર્વક મનમાં મહાનંદ પામ્યો! હવે ખાનગી મળવાને, અને વાતચીત કરવાને પ્રસંગ મેળવવાને ચીંતાતુર થયો! **તારા** હવે છેક પાસે આવતાં તેણીની ચંદ્ર કાન્તિ નિહાળતાંજ ખુબ ખુશી થયો; ઘણું કર્યું, પણ હસ્યા વિના રહેવાયું નહીં! તેણીની સન્મૂખ જોતાંજ આકૂળ વ્યાકૂળ બન્યો! તેણીની છટાદાર ચાલથી **નટવર**નો મોહ ઉછળ્યો! "જાણે હમણાં ભેટી પડું" એવો ઉત્સાહ તલપી રહ્યો! અને તેમ થાય તેમાં કંઇ નવાઇ નહીં! કેમકે **તારા**નો ઠાઠ પણ તેવોજ હતો! તે નાજૂક નારી, પગે સુંદર નવી તરેહના તોડાં, હાથમાં મોતીની એકેકી બંગડી, કાને બિલિયાનનું એરિંગ, અને કંઠને વિષે મોતીની એક શેરી કંઠી પહેરી હંસ ગતિ કરતી. અને ઠસ્સાદાર ચાલમાં ચાલતી પોતાના પ્રેમીને મળવાની ઉત્કંઠામાં ઉમંગી બનેલી, જાણે એક અપ્સરા આવતી હોય, તેવા ભપકામાં આવી.! તેણીએ એક નવા રંગની રેશમી સાડી પહેરી હતી, કે જેની ઇંગ્લિશ 'ફેશન'ની સોફ્યિાની સુંદરતા સાયંકાળની શોભામાં વૃદ્ધિ કરતી હોવાથી તેનાપર અન્ય સ્ત્રીઓ પણ તાકી તાકીને જોતી હતી! વળી અંગમાં એક પોલકા ભાતિ ચોળી, **મુંબઇ**ના પ્રખ્યાત **કલ્યાણ મોતી**ની કંપનીમાં સીવડાવેલી સજી હતી, અને એ આદિ **તારા**નો તમામ તેજસ્વી દેખાવ તે રમણિક રંભાને દિપાવતો હતો. અગરજો જૂના વિચારનાં સ્ત્રી પુરૂષો **તારા**ની આવી ઢબછબપ્રત્યે હસીને પસાર થતા હતાં, પરંતુ **મુંબઇ**નાં સુધરેલાં સ્ત્રી પુરૂષો તો તેણીની નકલ પસંદ કરતાં હતાં.

**નટવર** નઝદીકથી **તારા** પસાર થઇ, પરંતુ માણસોની મેદની મળેલી હોવાથી બંનેને વાતનો પ્રસંગ મળ્યો નહીં! **તારા** તો મંદિરમાં ગઇ. **નટવર** કંઇક ઉદાસ થયો! "તક ગઇ કે શું?" એમ વિચારી તેનું મોં ઉતરી ગયું! તોપણ **તારા**ને મળવાની આશાને આગળ ધરી. **નટવર** તેણીની પાછળીજ મંદિરમાં ધસ્યો! દર્શન ખુલ્યાં. "જયજય"ના ભાવિક નાદ ભક્તોના મૂખમાંથી સ્ફુરતામાં પ્રગટ થયા, અને દર્શનાભિલાષીઓની મેદની એટલી બધી વધી પડી કે, તે સમુહમાં **તારા** ને **નટવર** એક બીજાનું મૂખ પણ જોઇ શક્યાં નહીં! નિરાશ થતો અંદરથી પાછો બાહાર આવ્યો, અને મંદિરમાં મ્હોટાં બારણાં પાસે મૂછો મરોડતો **તારા**ની રાહ જોતો ઉભો! **તારા** તો તેને મંદિરના મંડપમાં શોધતી હતી! તેણી પણ થોડી વારમાં બાહાર નીકળી, અને પાસેથીજ પસાર થઈ. તેણી કહેતી ગઇ કે "તમે પાંજરાપોળની ગલીમાં આવો; હું ત્યાં જાઉં છું." આમ કહીને **તારા** આસપાસ જોતી ચોરને હાલે ભૂલેશ્વરના ચકલામાંથી પસાર થઇ તે ગલીમાં ઘુસી ગઇ. **નટવર** પણ ગાડીમાં બેસી ત્યાં પહોંચ્યો, અને ગલીમાં ગાડી રાખી પલક વારમાં **તારા**ને ગાડીમાં લઇ લીધી! તેણીનું

બંધ કીધાં! અને ઘોડાવાળા પ્રત્યે **નટવરે** કહ્યું કે "તોપખાના તરફ ગાડી લે."

"ના, ના, એકાંત જગાપર ચાલો! કોઇ જોશે તો આપણાં ભોગ ફરી વળશે!" **તારા** બોલી.

"ઠીક ત્યારે, **વરલી**ના પૂલ પર જવા દે." **નટવરે** કહ્યું.

"અરે નહીં! તે પણ કંઇ સારી જગા નથી!" **તારાએ** કહ્યું.

"ત્યારે તો બીજી કઇ જગાપર જઇશું?" **નટવર** વિચારમાં પડી ગયો, અને આખરે તોપ**ખાનુંજ** પસંદ કરી ગાડી ત્યાંજ હંકાવી.

પ્રિય વાંચનાર! આ સઘળાં **શરમ** ભરેલાં સંસ્કાર જાણે તેમના એ સિવાય કોઇએ જોયાંજ નહીં હશે, એમ તેમણે તો માન્યું! પણ પાપ કદી ઢાંકેલુ રહેતુંજ નથી, એ સિદ્ધાંત કામાન્ધપણામાં તેઓ ભૂલી ગયાં! તેમની કામી ક્રિડા, **નટવર**ની પત્નિ **સુંદરમતી**ની એક સખી **ગુલાબ**, જે તે પ્રસંગે દર્શન કરવા માટે મંદિરમાં આવી હતી, તેણી તાકી તાકીને જોયાંજ કરતી હતી, અને તેમનાં પાપી ચેનચાળા તથા નેત્ર નાચ રંગ તરફ **ગુલાબ**નું લક્ષ ખેંચાયું હતું! તેમના મનોવિકાર પણ તેણી સમજી ગઇ હતી, અને નીતિભ્રષ્ટ થવાને તેઓ માર્ગ શોધે છે, એમ તેણીની ખાત્રિ થઇ ગઈ! તેણી મંદિરમાંથી **તારાની** પાછળજ ચાલતી હતી, અને પાંજરા પોળની ગલીમાં મળવા વિષેની વાત પણ તેણીએ સાંભળી હતી, અને તેથી **ગુલાબ** પણ **તારા**ની પાછળ પાછળ ગુપ્તપણે ગઇ, અને ગલીનાં નાકાપર **ગુલાબ** ગુપ્ત ઉભી રહી, અને **નટવરે** પોતાની ગાડીમાં **તારાને** દાખલ કરી, એ સઘળો તાલ તેણીએ જોયા કીધો! અને ગાડી ચાલતી થયાં પછીજ **ગુલાબ** પણ પાછી વળી, અને **સુંદરમતી**ને આ સઘળી બિના વિદિત કરવા માટે તેણી તે તરફ સંચરી.

**તારા** ને **નટવર**ની ખુશાલીની સીમા રહી નહીં! ગાડીમાં જાણે સ્વર્ગનું સૂખ મળ્યું! ગાડી **તોપખાનાપર** સપાટાબંધ પહોંચી; કેમકે **નટવર**ના હુકમથી કોચમેને ઘોડા જોરમાં ફેંક્યા. અંધારૂં થવા આવ્યું હતું, તેથી બન્નેને ગોષ્ટી કરવાનો પ્રસંગ પણ નિડર હતો, ગાડીમાં તો જાણે રંગમહેલ માં નિરાંતે બેઠાં હોય, તેમ ચેષ્ટાના ચટાકાબટાકાં ચાખ્યા! તોપખાનાપર આસપાસ નજર ફેરવતા બંને જણાં આનંદમાં ગાડીમાંથી ઉતર્યાં. માત્ર બે ચાર પારસણોની ગાડીઓ ત્યાં ઉભેલી હતી, અને તે સ્ત્રીઓ પણ પુરૂષો સાથે મઝા માણતી આમતેમ આંટા મારતી હતી! તે સિવાય સુનકાર સમાન સઘળું ભાષતું હતું! આથી કરીને **તારા** તથા **નટવર**ને તડાકા હાંકવાની તક ઠીક હાથ લાગી! ગાડીમાંથી ઉતરતાંજ બંને ધીમે પગલે વાતો કરતાં તોપખાનાની છેક આગળ નીકળી પડયાં, અને ગાડીને પોતાની પાછળ ધીમે ધીમે લાવવાને કોચમેનને ફરમાવ્યું. રંગ તો બરાબર ઝામ્યો! પ્યારની પરનાલિકાનો પાયો શરૂ થયો!

"ત્યારે તમે શું મારી સંગે જીવત પર્યંતની પ્રીતિ બાંધવા ચાહો છો, કે માત્ર ટુંક સમયને માટે કૂતરાં વહેવાર રાખવા માગો છો?" **તારાએ** આગળ ચાલતાં પુછ્યું.

"વહાલી, મારો જીવ તારાપર એટલો બધો મોહી પડયો છે કે, હવે હું તને કદી પણ ત્યાગીશ નહીં. તારી સાથે મારે જીંદગી સુધીની પ્રેમગાંઠ બાંધેલી રાખવાને મારી ઇચ્છા છે. હું તને કદી પણ વિસારીશ નહી. તારી સાથે મારે જીંદગી સુધીની પ્રેમગાંઠ બાંધેલી રાખવાને મારી ઇચ્છાછે. હું તને કદી પણ વિસારીશ નહીં, અને મારી પરણેતર પત્નિ કરતાં પણ તને હું વિશેષ માન્ય કરીશ ને ચાહીશ." **નટવરે** જણાવ્યું.

"તે તો ખરૂં, પણ તમારી સ્ત્રી છે તેણીને જો આ વાતની ખબર થશે તો શું કરશો?" **તારાએ** પુછ્યું.

"તેણીને ક્યાંથી ખબર પડવાની છે!" **નટવરે** કહ્યું "હુ પેટનો ઉંડો છું કે, મરતાં સુધી તેણીને ખબર પણ પડશે નહીં!"

"એમ બંને કેમ!" તારાં તાકુણી પામી બોલી "એ મારી ગળે ઉતરતી નથી!"



"त्यारे तमे शुं मारीसंगे जीवत परियंतनी प्रीति बांधवा चाहो छो के मात्र टुंक समयने मारे कूतरां वहेवार राखवा मांगो छो?"

"એટલે?!" **નટવરે** કહ્યું "તું એમ માને છે કે મારૂં પાપ હું તેણી આગળ ફોડી દઇશ?"

"ના, તેમ તો નહીં કરો; પરંતુ આપ જાણો છો કે પાપ હડકાયું છે, અને તે કદી પણ છાનું રહેતું નથી ને રહેશે પણ નહીં! પાપનો ઘડો ભરાશે કે ફુટશેજ!" **તારાએ** જણાવ્યું.

**નટવર** કંઇક વિચારમાં પડ્યો. તે બોલ્યો "પ્રિયા! તે વાતની તારે કંઇજ ચિંતા કરવી નહીં. મારી સ્ત્રીને બનતાં સુધી તો ખબર નહીંજ પડશે, અને તેમ છતાં જો તે જાણશે તો તેણીને અષ્ટમપષ્ટમ સમજાવી દઇશ! બૈરાંઓને ગમે તેમ સમજાવી દેવાં તેમાં કંઇ મુશ્કેલ નથી તો!"

"હં! બૈરાંઓને સમજાવી દેવામાં તમે કુશળ જણાઓ છો ત્યારે! અને તે પ્રમાણે મને પણ તમે કોઇવાર તેવુંજ સમજાવી દો ખરા! ઠીક! ઠીક!" **તારાએ** પકડ પકડી!

"અરે! તું પણ ક્યાં આડું પાડે છે! હું તો માત્ર મારી સ્ત્રીનેજ સમજાવી દેવાની વાત કરૂં છું, અને તું તારા પોતાના પર લઈ પડે છે!" **નટવરે** ખુલાસો કીધો "જો વહાલી, મારી ને તારી વચ્ચે એવી અપવિત્ર પ્રીતિની વાત થાય છે કે, તને આડું અવળું સમજાવી દેવાની મને કદી ઇચ્છા પણ થાય નહીં!"

"ના. પણ તમારી વાતચીતપરથી એટલું તો મને સમજાય છે કે, તમે ચાહો ત્યારે મને સમજાવી દેવાને તમે સરસ શક્તિ ધરાવો છો, એમાં તો શક નહીં! આ પરથી પ્રગટ થાય છે કે, તમે ઉસ્તાદ ને પહોંચેલા પુરૂષ છો! પૈસાવાળા પૂરા પાકા પણ હોય છે તો!" **તારાએ** કટાક્ષ કીધો.

"પ્યારી **તારા**, તું નિર્ભય રહે. તારી સંગે તેવું કદી બનનારજ નથી; કેમકે મારી ને તારી વચ્ચેનો, પ્રેમ નિર્મળ છે. તેમ છતાં તું આડી આડી વાતો કરે છે, એથી તો આપણા પ્રારંભના પ્યારને ધોકો પહોંચાડવા જેવું થાય છે! માટે એવી મિથ્યા કૂથલી ન કર! કહેવત છે કે "આડી રાત તેની શી વાત!" આ કહેવત તું કેમ ભૂલી જાય છે! હજી તેવો સમય આવે તો ખરો! તે વેળાએ યોગ્ય યુક્તિ કરી લેવાશે." **નટવરે** નરમાશથી જણાવ્યું.

પણ "યુક્તિ" શબ્દ સાંભળતાં તારા વળી ચોંકી! તેણે કહ્યું "તમને તો વળી યુક્તિ પણ આવડતી જણાય છે, કેમ? ત્યારે તો મારી બાબતમાં પણ તેવી કોઇ પ્રપંચી યુક્તિ વાપરતા નહીં હો, અને તેવી યુક્તિથીજ મારી સાથે પ્રેમની વાત કરતા નહીં હો, તેની ખાત્રિ શી?"

"અરર!" **નટવર** કંઇક કંટાળીને બોલ્યો "તું તો કોઇ અજબ વહેમીલી જણાય છે! તારી સાથે વળી યુક્તિ શી ને વાત શી! જો મારે એમજ પ્રપંચ કરવો હોય તો અબ ઘડી એકાંત સ્થળે તને હર પ્રકારે ફસાવી નાંખું!"

"ફસાવી નાંખું" આ શબ્દથી પણ **તારા** વળી વિશેષ બ્હીધી! તેણીએ ચિંતાતુર ચહેરે પુછ્યું "સ્ત્રી જાતિને ફસાવી નાંખવામાં પણ તમે તો નંગ જણાઓ છો! ઠીક ત્યારે તો! તમે જો ચાહો તો મને પણ વખત આવે ફસાવતાં ચુકો નહીં, એમ તમારાંજ વેણોપરથી સિદ્ધ થાય છે! હવે હું સમજી ગઇ!"

"છ છ છ છ છ! તું પણ કેવા કેવા 'પોંઈંટ' કહાડે છે! હું માત્ર તને શુદ્ધ અંતઃકરણથી ખુલાસો કરૂં છું, ત્યારે તું તેવી આડી વાતો વચ્ચે નાંખે છે! તું ખાત્રિથી માનજે, અને હું તને વચન આપીને કહુ છું કે, તારી સંગે જીવતાં સુધી પ્યાર રાખીશ, અને તને કદી ત્યાગીશ નહીં!" **નટવરે** કહ્યું.

"ઠીક ત્યારે, હું તમારાં વચન માન્ય કરૂં છું; પણ જોજો, વચન ભૂલતા નહીં! **તારાએ** ટોકી ટોકીને ધીરજ આપી.

"નહીં કદી નહીં! તેને માટે તારે તદન નિસંશય રહેવું!" એમ જણાવી **નટવરે** તેણીને ધીરજ આપી.

"હવે આપણે અહીંથી ચાલો: કેમકે રાત થવા આવી છે, અને રાત વધારે થશે તો ફેર જ

તાં મોડું થશે, અને ઘેર બધાં શોધાશોધ કરશે! તેમ નહીં તો મોડું થવાનું કારણ જો ઘરમાં પુછશે! મારે હવે સત્વર ઘેર જવું જોઇએ! વળી આવતા અઠવાડિયામાં મળીશું." **તારા** બોલી.

"પણ તે વેળાએ અહીંજ મળવું કે કેમ?" **નટવરે** પૂછ્યું "નહીં તો તું મંદિરમાંજ આવજે, અને ત્યાંથી અજની માફક આપણે સાથે નીકળી આવીશું."

"બહુ સારૂં" **તારા** બોલી, "પણ આપણી વાત તદન ખાનગી રાખવી; કેમકે જો આપણાં ઘરમાં ખબર પડે તો મહા સંતાપ થાય, અને પાછું મળવાનું પણ ભુલી જઇએ!"

"અરે ઘેલી, એવી વાત તે કોઇને કહેવાય? એ તો માત્ર તું ને હું બે જાણીએ; અને મારા ઘરમાં ખબર પડે તો પ્રથમ તો મારી બાયડી મારા નામનાં છાજીયાં લે!" **નટવરે** જણાવ્યું.

"ખરી વાત! તમે તમારી બાયડીથી પણ ડરો છો તો ખરા! હવે કેવા પકડાઇ ગયા!" **તારા** બોલી "આપરથી મને લાગે છે કે, તમારી બાયડી જો વાત જાણે ને કંકાશ કરે તો તમે મને કદાચ છોડી પણ દો! હવે મને સમજાયું! તમારાં તો નખમાંથી પગ નીકળતાં જાય છે! વારૂં વારૂં! ઠીક!" એમ જણાવી તારાએ વળી કચરો નાંખ્યો!

"જો તું વળી પાછી વહેમાઇ! આટલું બધું સમજાવ્યું, તોપણ વહેમનો થાંભલો તો ખસ્યોજ નહીંની? અફસોસ!" **નટવર** ઘણો દિલગીર થયો, અને ઘણો કચવાયો!

"એ તો હું તમને કરી જોઉં છું!" **તારા** બોલી "અગરજો તમારો પ્રેમ જોઇને હવે મારી સંપૂર્ણ ખાત્રિ થઇ છે કે, તમે મને કદી દગો દેશો નહીં, તોપણ હું મારી કસોટી તો કર્યાજ કરવાની કેમકે આપ જાણો છો કે, સ્ત્રી જાતિ હંમેશાં વહેમી ને અધીરી હોય છે!"

"તે ખરૂં, પણ મારે તને વારમવાર એટલુંજ કહેવાનું કે મારે વિષે તારે કદી ખોટો વહેમ લાવવો નહી જો તને કંઇ પણ શક જેવું જણાય તો તું મને પૂછજે; પરંતુ વહેમનું વાદળ તારાં હૃદયપર ઢોળી પાડી આડું વેતરતી નહીં!" **નટવરે** જણાવ્યું.

"વાત સાચી; પણ મારે વળી એક વાત પૂછવાની રહી ગઇ!" **તારા** કંઇક વિચારમાં પડેલી હોય તેમ બોલી "જુઓ, તમને કઇ ખોટું તો નહીં લાગે કેની?"

"કંઈજ નહી" **નટવરે** કહ્યું "તું મને પૂછશે તેનો ખુલાસો હું તને સંતોષ કારક આપીશ."

"સાંભળો ત્યારે, તમારી પાસે હું એવું વચન લેવા માગું છું કે, મારા શિવાય અન્ય સ્ત્રી મારે મા બહેન બરાબર ગણવી."

"અલબત, લે આ વચન." **નટવરે** તરતજ વચન આપ્યું, અને પછી બંને જણાં ગાડીમાં બેઠાં. એટલામાં **નટવર**ને યાદ આવ્યું કે "મેં તો **તારા** શિવાય બીજી તમામ સ્ત્રીઓ મા બહેન બરાબર ગણવાનું વચન આપ્યું છે, ત્યારે મારી પોતાની સ્ત્રી પણ મા બહેન બરાબરજ ગણવી કે?" આમ કહી તે જાણે ઉંડા વિચારમાં પડયો હોય તેવું રૂપ કીધું!

આ દેખાવ જોઇ **તારા** પણ વિચારમાં પડી, અને તેણીએ પૂછ્યું "કેમ, કંઈ વિચારમાં પડયા છો?! મારી પ્રીતિ કરીને પસ્તાઓ છો શું?"

"ના વહાલી, તેમ કઇ નથી; પણ મારે તને એક ખુલાસો કરવાનો છે, અને તે એ કે તારાં શિવાય અન્ય સ્ત્રીઓ મારે મા બહેન બરાબર, પરંતુ મારી પત્નિને કંઇ મા બહેન સમાન ગણાય નહીં!" **નટવરે** લગાર અચકાતાં જણાવ્યું.

"બસ કે?! પારોરામાંજ પહેલી પુણી કે?! હજી તો પૂરો એક કલાક પણ થયો નથી, અને એટલામાંજ વચન ભંગ?! થઇ ચુક્યું! જોયું જોયું તમારૂં વચન! હું તો તમને પ્રથમથીજ કહેતીતી કે તમે મને છેહ દેશો! તે વાત ધીમે ધીમે ખરી ઠરે છે!" **તારા** કટાક્ષમાં બોલી, ને સ્ત્રી ચરિત્ર ચલાવ્યુ?

"પણ પ્રિયા! પરણેલીનો પણ જો હું ત્યાગ કરૂં તો મારાથી ઘરમાં રહેવાયજ કેમ?! એમ

તે કેમ બને!" નટવરે વિસ્મયતાપૂર્વક કહ્યું.

"ત્યારે હું પોતે કેમ વચન લઉં છું કે, આપના શિવાય અન્ય પુરૂષ મારે ભાઈ બાપ બરાબર છે!! પછી મારો પરણેલો પતિ હોય તોએ શું થયું! હું તો માત્ર આપની સંગેજ પ્રીતિની નીતિ સાચવી રાખીશ!" તારાએ કહ્યું "અને હું તો આપને પરણેલા પતિ કરતાં પણ વિશેષ ગણું છું

નટવર ઘણા ઉંડા વિચારમાં પડયો, અને આ રંગ જોઇ તારાએ છેલ્લે પાટલે બેસવા માંડ્યું! તેણી બોલી "જ્યારે આપને આપની પત્નિ વિના નહીં ચાલે તેમ હોય તો ખેર! હજી પણ શું બગડ્યું છે! હજી તો મળ્યા નહીં મળ્યા જેવું છે! હવે આટલેથીજ પતાવો!"

"ના વહાલી, એમ કેમ બને! હાથીનાં દાંત બહાર નીકળ્યાં પછી પાછાં અંદર પેસે ખરાં કે?! કદી નહીં! જો તું એમજ કહે છે તો બસ હું પણ તને વચન આપું છું કે, મારી પોતાની સ્ત્રી પણ આજથી મને હરામ! હવે તો તું રાજી થઇ?" નટવરે વળી નવું વચન આપ્યું!

"બસ, બસ, એટલુંજ! હવે આપણી પ્રીતિ અચળ થઈ! સુખ ને દુઃખમાં આપણે સાથી સંધાયાં! ઇશ્વર આપણી પ્રીતિ ગાંઢ જીંદગી પર્યંત કાયમ રાખે" તારા બોલી "હવે ગાડીવાળાને કહો કે પાછી પાંજરાપોળની ગલીમાંજ ગાડી રાખે કે ત્યાંથી ઉતરતાં કોઇ જૂએ નહીં!"

"ત્યાંજ રાખશે" નટવરે જવાબ દીધો.

થોડી વારમાં ગાડી ત્યાં આવી પહોંચી, અને તારા અંદરથી ઉતરી, બંનેએ 'શેકહેન્ડ' કરી, અને આવતે અઠવાડિયે કયે દિવસે ને ક્યારે મળવું, તે વિષે ચિઠી દ્વારાએ ખુલાસો કરવાનું કહી તારા પોતાને ઘેર સંચરી, અને નટવરની ગાડી પણ સ્વગૃહ તરફ ગઇ.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

દોહરો—પાપ કદી બોલે નહીં, બોળી મારે પાપ;
ઘડો ફુટે જો પાપનો, પાપ ન કોઇનો બાપ!

### પોગળ પકડાયું!



નટવર અને તારા વચ્ચેનું પોકળ સુંદરમતીની સખી ગુલાબે જોઈ લીધાંથી ગુલાબ મનમાં ઘણી કચવાઇ. એક સખી તરીકે સુંદરમતીને માટે તેણીને ઘણી લાગણી થઈ, અને સુંદરમતીને ખબર કરી ચેતાવવી કે નહીં, તેનો વિચાર કરતી પાંજરાપોળની ગલી આગળથી તેણી ચાલી. ચાલતાં ચાલતાં રસ્તામાં તેણીને વિચાર થયો કે સુંદરમતીને ચેતાવવી તો ખરીજ. ગમે તેમ થાય, તોપણ મારે તો મારી ફરજ બજાવવીજ જોઇએ." એમ દઢ નિશ્ચય કરતી તેણી તરતજ સુંદરમતી પાસે ગઇ. ગુલાબને સાયંકાળે પોતાની તરફ આવેલી જોઇ સુંદરમતી ચકિત થઇ, અને પૂછ્યું "કેમ બહેન, આજે કંઇ આ ટાંકણે તમે પધાર્યા છો? ઓહો! કંઈ ઘણે બધે દાહડે આ શું કહેવાય! આજકાલ તારાં દર્શન તો દુર્લભ થઈ પડયાં છે! પણ વારૂ બહેન, ખુશીમાં તો છેની?"

"હા બહેન, સારીપેઠે છું; આપણે ઘણે દાહડે મળ્યા તેમાં શું થયું? આપણો જીવ કંઈ જૂદો છે? હૃદય એક છે તો બસ!" ગુલાબે જણાવ્યું "આજે તારી પાશે કંઇ ખાનગી વાત કરવા આવી છું"

"એમ કે?! ઠીક ત્યારે તો ચાલ મારા ઓરડામાં જઇએ" એમ કહી સુંદરમતી તેણીને ઉપર લઇ ગઇ.

ઓરડામાં બંને સખીઓ બેઠી. ગુલાબ બોલતાં પ્રથમ તો અચકાઇ, અને તેથી સુંદરમતી સમજી ગઇ. તેણીએ ગુલાબને બોલાવવાને માટે પૂછ્યું "કેમ બહેન, ખાનગી વાત શું કરવાની છે? મારા આગળ બોલતાં અચકાય છે શાની? શું તારી ખાનગી વાત મારાથી છાની રાખવા માંગે છે!"

"ના બ્હેન. જો છુપાવાનીજ ઇચ્છા હોય તો હું વળી અહીં સુધી આવું પણ શું કરવા ?" **ગુલાબ** બોલી "તારી પાસે તો ખાસ તે વાત કહેવાનેજ આવી છું."

"બોલ ત્યારે શું છે ?" **શુંદરમતીએ** પૂછ્યું "તારા વર સાથે વાંધો પડ્યો છે કે તારી સાસુ સાથે કજીઓ થયો છે ? ઘરમાં કંઈ ખટપટ તો નથી થઇની ?"

"તેમ તો કંઈ નથી, પરંતુ હું તારૂં દુઃખ રડવા આવી છું" **ગુલાબે** પ્રારંભ કીધો "પણ જો તને કંઈ ખોટું નહીં લાગે તો કહું ! માઠું લગાડીશ નહીં."

"સખી, તું મને ઝટ કહે કે શું છે !" **શુંદરમતી** ઘણી વિચારમંદ થઇ ગઇ !

"જો બ્હેન, તારા વરને પેલી **તારા** સાથે કંઈ સારૂં હોય એમ લાગે છે !" **ગુલાબે** કહ્યુ.

"**તારા** ?" **શુંદરમતી** વિસ્મયતાપૂર્વક બોલી એ રાંડ કઇ વળી !"

"પેલી તારી સામે રહે છે તે !" **ગુલાબે** જણાવ્યું.

"**હેં** ! એ શું તું બોલે છે કે બકે છે ?" **શુંદરમતી** ચકિત થઇ બોલી "એ વાત હું કદી માનું નહીં ! મારો પતિ એવે રસ્તે જાય એમ છેજ નહીં !"

"અરે બ્હેન, મેં મારી નજરે જોયુંને !" **ગુલાબે** ખાત્રિ આપી "જે વાત મે નજરો નજર જોઇ છે, તેજ હું કહુ છું. અને ખાત્રિ સાથે જણાવું છું કે એ વાત તદ્દન ખરીજ છે !"

"તેં કેવી રીતે ને ક્યાં જોયું તે બોલ ?" **શુંદરમતીએ** પૂછ્યું.

"જો સાંભળ આજે સાંજે હું મંદિરે દર્શન કરવા ગઇ ત્યારે **તારા** ને તારો વર છાનીછાની વાતો મંદિરનાં બારણાં આગળ કરતાં હતાં ! તેપરથી મને લગાર શક ગયો, તોપણ હું ગૂપચૂપ દૂર ઉભી રહી બાદ તારો વર **તારા** સાથે ગૂસપુસ કરી ગાડીમાં બેઠો, અને **તારા** ઉતાવળે પગલે પાંજરાપોળની ગલી તરફ વળી. આ પરથી મને વિશેષ વહેમ પેઠો, અને હુંપણ પાછળ પાછળ ત્યાં ગઈ ત્યાં તારા વરની ગાડી ઉભેલી હતી, તેમાં **તારા** ઝટપટ બેસી ગઈ, અને પછી ગાડી દોડાવી મૂકી ! અને તે જોઇને હું પણ પાધરી તારી પાસે ઉભે પગે આવી છું !" **ગુલાબે** સવિસ્તર બિનાથી **શુંદરમતીને** સાબિતી આપી, અને પછી બોલી "કેમ, આથી વિશેષ સાબિતી બીજી શું જોઇએ ?"

"અરે ! એ તુ શું કહે છે !" **શુંદરમતી** તાજ્જુબ થઇ બોલી "આ તો હું જાણે એક સ્વપ્ન સાંભળુ છું !"

"આટલો બધો ચોખ્ખો પુરાવો આપુ છું, તો પણ તારી ખાતરજમાં થતી નથી !! ત્યારે શું હું ગપ મારૂં છું કે !! તારે જોઇએ તો માન કે ન માન ! હું તો મારી ફરજ બજાવું છું, અને હવે જેમ તને પાલવે તેમ કર !" **ગુલાબે** જણાવ્યું "મારા પેટમાં તારે માટે લાગણી થઈ ત્યારે હું તો કહેવા આવી !"

"બ્હેન, તેં તારી નજરે બધો ભઠવેડો જોયો છે, ત્યારે તો હું એ બધું ખરૂં માનું છું ! પરંતુ હવે મારે શુ કરવું ? હું જો મારા સ્વામિને હવે પૂછીશ તો તે સાફ નન્નોજ વાસશે ! માટે તેનોમુદ્દો પકડવાનો કંઇ ઇલાજ ? તારૂં નામ દઇને પૂછું તો કેમ ?" **શુંદરમતીએ** શોક રૂપ ચહેરે પૂછ્યું.

"ના, ના, ના, ! તારાં ઘરમાં કંકાસ થાય તો નકામું મારૂં નામ બદલામ થાય ! માટે મારૂ નામ કદી પણ દેતી નહીં ! તને મારા સમ છે ! સમજી કે ?" **ગુલાબ** બ્હી ગઈ !

"પણ ત્યારે એ વાતનો પત્તો કેવી રીતે પકડવો ?" **શુંદરમતી** તદબીર શોધવા લાગી, અને બોલી "મારા વર સીધી રીતે તો કબુલ કરવાનાજ નથી !"

**ગુલાબ** ને **શુંદરમતી** વિચાર કરતી **તારાના** ઘર સામે તપાસવાને બારીએ આવીને ઉભી અને ઘણા ઊંડા વિચારમાં પડી ગઇ ! એટલામાં **તારા** ઊતાવળે પગલે આવતી જણાઈ ! તેણીને જોતાંજ **ગુલાબ** બોલી "જો પેલી આવે છે ! રાતની વેળાએ બીજે ક્યાંથી આવતી હશે ! એ તો તારા વંર સાથે ગાડીમાં ફરવા ગઈ હતી ત્યાંથીજ આવતી હશે ! નહીં તો દર્શનમાં રાત શાની થાય



"હેં! એ શું તું બોલેછે કે બકેછે?!

જોજે તારા વર પણ હમણાંજ કદાચ આવશે! પણ હવે હું જાઉં છું. વળી કાલે મળીશ બહેન પ-ણ તારા વર આવશે, ને તું કંઈ બોલશે તો તે મારા પરજ વહેમ ખાશે! માટે મને રજા આપ હાલ તું કંઇ બોલતી નહીં. કાલે આપણે વિચાર કરીને તદબીર શોધીશું. આજે તું કંઈજ બોલતી નહી!"

"ઠીક છે, જા; પણ આજે મને ઉંઘ આવનાર નથી! તારી વાત સાંભળીને હું તો બ્હાવરી બની ગઇ છું!" **શુંદરમતી** ખેદ કરતી બોલી.

"બહેન, તું ધીરજ રાખજે, પાપનું પોકળ એમને મોંઢેજ કહાવીશું! પણ હાલ તું શાંત રહેજે અને જાણે કંઈ જાણતીજ નહીં હોય તેમ મૌન્ય રહેજે!" **ગુલાબ** આટલું કહી પોતાને ઘેર ગઇ.

**નટવર**ની ગાડી આવી પહોંચી, **શુંદરમતી** બારીમાંજ ઉભી હતી. **નટવરે** ગાડીમાંથી ઉત-રતાંજ **તારા**નાં ઘર તરફ ઉંચે નજર કરી, અને તે દેખાવ **શુંદરમતી**એ બારીમાં જોતાંજ તેનાં મ-નમાં પરિપૂર્ણ ખાત્રિ થઇ કે "જરૂર કામ વિફર્યું છે!"

**નટવર** પછી ઉપર આવ્યો, દાદરપર ધબ ધબ ચઢતાં અવાજ સાંભળીને **શુંદરમતી** તરતજ એક ખુરસીપર બેસી ગઈ. **નટવરે** અંદર આવી લૂગડાં ઉતાર્યા દરરોજનાં કરતાં આજની છબિ કંઈ ઓરજ દેખાઈ! તોપણ **શુંદરમતી**એ જાણી જોઇને પૂછ્યું "કેમ પ્રાણનાથ, આજે આટલો બધો વખત કેમ લાગ્યો વારૂ! રોજ તો વહેલા આવો છો, અને આજે તો રાત પડી ગઇ છે!"

"હા. રસ્તે એક મિત્ર મળ્યો હતો, તેની સાથે બૅન્ડસ્ટૅન્ડ પર ફરવા ગયો હતો, તેથી લગાર વાર લાગી ગઈ! પણ હવે જમવાને કેટલીક વાર છે વારૂ!" **નટવરે** વાત ઉડાવી પૂછ્યું.

"જમવાની તો કંઇ વાર નથી, પણ આજે તો તમારા પિતાજીની સાથે ફરવા જવાના હતાની?" **શુંદરમતી**એ પૂછ્યું

"હા, પણ પિતાજી આવ્યા નહીં." **નટવર** બોલ્યો.

",ત્યારે દર્શન કરવાને તમે ગયા હતા કે નહીં વારૂ?" **શુદરમતી**એ પૂછ્યું "આજે તો ત-મારો જન્મદિવસ હોવાથી આપણા ઘરની ફુલ મંડલી ભરાવી હતી, તેથી દર્શન મઝાનાં થયાં હશે, નહી વારૂ

"હા બહુજ સરસ! **નટવરે** વળી ટુંકેથી પતાવવાનું કરી કહ્યું "પણ હવે તું ભટને કહે કે જમવાની તૈયારી તાકીદે કરે."

"કેમ આટલી બધી ઉતાવળ આજે કંઇ? જમીને કંઈ બહાર જવાનું છે શું!" **શુંદરમતી**એ પૂછ્યું

"હા, એક ફ્રેન્ડને ત્યાં 'ટી પાર્ટી' છે ત્યાં જવું છે." **નટવરે** ઉત્તર આપ્યો.

"ઠીક ત્યારે, આપ ધોતિયું બદલીને પધારો, ભટને કહું છું તે આપનું ભાણું પીરશે છે" **શુંદરમતી** નીચે રસોડામાં ગઇ. ભટને હુકમ કીધો. ભટે ભાણું પીરસ્યું. **નટવર** આવી પાટલાપર બેઠો અને ઝડપથી જમવા મંડી પડ્યો. **નટવર** જ્યારે રોજ વાળું કરવા બેસતો ત્યારે "આ તો ખારૂં છે, ને આ તો તીખું છે, ને આ તો ખાટું છે, ને આ તો મોળું છે, ને આ તો આમ છે, ને આ તો તેમ છે!" એમ અનેક નાચણવેડા કરતો, પણ આજે તો ભાણામાં જે આવ્યું તે ખા-ઈને ઉઠી ગયો, અને પાણી પી ઝટ મેડા ઉપર ચઢી ગયો! **શુંદરમતી**એ પાન સોપારીનું સુંદર પાનનું બીડું કરીને આપ્યું, અને પછી પોતે નીચે જમવા ગઇ.

**નટવરે** કપડાં બદલ્યાં એક કાસ્મીરી પાટલુંન ને તેજ રંગનો ઇંગ્લિશ કોટ તથા ટર્કીશ ટોપી પહેરી પાટલુનપર કમરે રેશમી કપડાનો છેડો લપેટ્યો. કોટમાં બટનનાં એક કાણામાં એક ગુલાબિ પુ-ષ્પનો ગોટો ખોસ્યો. કાનમાં અત્તરનું પૂમડું ઘાલ્યું. વળી કૉલર પર એક ઇંગ્લિશ ફૅશનનો લટકાવ્યો. પગમાં રૂશિયન લેધરનાં બુટ પહેર્યાં, હાથમાં ચાંદીની મુઠ વાળી અબનૂષની લાકડી પકડી, અને ગજ-વામાં નવી જાતનો રૂમાલ ખોસી બાંકેસાહેબ સજ થયા. એટલામાં **શુંદરમતી** પણ જમીને જલદી ઉપર આવી, અને **નટવર**ને રંગીલો બનેલો જોઇ તેણીએ કહ્યું "કેમ સ્વામિનાથ, આજે તો ખૂબ બની ઠનીને પધારો છો?"

"હા" **નટવરે** તોરમાંજ ઉત્તર આપ્યો.

"પાર્ટીમાંથી કંઇ જવુ હશે ?" **શુંદરમતી** બોલી.

**નટવરે** આ બાબતનો કંઈજ ઉત્તર આપ્યો નહીં !

**શુંદરમતીએ** વળી વાત છંછેડવા પૂછ્યું "પેલાં બાલીવાળાની નાટકશાળામાં જવું હસે.

"અંહં." **નટવરે** ડોકું હલાવ્યું.

"ત્યારે શું મોરબી નાટકમાં ?" "ના."

"ત્યારે મુંબાઇ ગુજરાતી નાટકમાં ?" "નહીં."

"ત્યારે શું ગ્રાંટરોડની નાટકશાળામાં ?" "છટ!"

"ત્યારે બીજે કંઇ જવાના હશો ?" **શુંદરમતીએ** પૂછ્યું "પણ પાર્ટી કયા મિત્રને ત્યાં છે !"

"એકને ત્યાં છે વળી." **નટવરે** કહ્યું.

"પણ તેનું નામ શું ?" **શુંદરમતીએ** અમળાવી અમળાવીને પૂછ્યું !

**નટવરનો** મિજાસ ગયો ! તે તપી ગયો ! તેનું ભમર ઉંચું નીચું થઇ ગયું ! ક્રોધાવેશમાં ડોળા કકડાવી કહ્યું "તે બધાંની તારે શી પંચાત ! તમારે બૈરાં માણસને એવી કૂથલી કરવાનું કાર જ શું ? ! મરદની મરજીમાં આવે ત્યાં જાય આવે ! તેમાં તમને સ્ત્રી જાતિને પૂછપરછ કરવાની પંચાત શા માટે જોઇએ ? ! જે સ્ત્રી મરદની પૂછપરછ રાખી મરદનાં કૃત્યોમાં માથું મારે છે, તેણીઓ મરદ માથે સરદારી ભોગવવા જેવી રીત વાપરવા જેવું કરે છે, અને તેવી મરદના માથાની સ્ત્રીઓને હું સદા ધિક્કારૂં છું ! શું તેણીઓ એમ સમજે છે કે, મરદને પોતાના હુકમમાં રાખવા ? ! અને તેવીજ ચાલ તું પણ મારી સાથે ચલાવવા ચાહે છે ? ! પણ યાદ રાખજે કે હું કંઇ તેવો ઢોંગો કે ધપ્પાખાઉં પોતિયાંદાસ નથી કે બાયડીના હુકમને તાબે રહીશ ! ખબરદાર મને કંઇ એવી વાત પૂછી છે તો ! તમારે અમારાં કામ કાજમાં માથુ મારી મરદાઇ બતાવવાની કંઈજ જરૂર નથી ! સમજી યુ ડૅમ, ફુલ રાસ્કલ !"

**શુંદરમતી** પ્રત્યે આવો તિરસ્કાર બતાવવાનો આ પહેલોજ પ્રસંગ હતો ! **નટવરનાં** આવાં ઉદ્ધત તિરસ્કારથી તે પતિવ્રત્ત નારીને ઘણું લાગ્યું ! તેણી બોલી "પ્રાણુનાથ, આજે આપ આટલા બધા મારા પર કેમ તપી ગયા છો ? ! મે આપનો શો અપરાધ કીધો ? ! મેં તો માત્ર સહજજ પુછ્યું અને તેટલામાં આપ આમ ગુસ્સે થઈ ગયા એ તો આજે નવાઈની વાત જોઇ, અને આજેજ આ બનાવ મેં દીઠો ! મારાપર આજ દિન સુધી આપ આટલા ક્રોધાયમાન કદી પણ થયા નથી અને આજે વીના પ્રયોજને આવો ક્રોધ કીધો, એ જોઇ મને મહા ખેદ થાયછે ! આપને કોઇપણ પ્રકારે અપમાન લગાડવાની કે આપની ઉપર સરદારી કે હુકમ બજાવવાની મારી મતલબ છેજ નહી ! જો એવા ઉપરીપણાની ઇચ્છા હુ રાખતી હોઉં તો હું ખરે ખરી અપવિત્રને અપતિવ્રત્ત નારી ગણાઉં, એટલુંજ નહી પણ ઇશ્વિરની પણ હું ગુન્હેગાર થાઉં ! હું મારી આશાનાં સમખાઇને કહુ છું કે, આપની કુથલી કરવાને કે આપને માઠું લગાડવાને હું કદી ચિંતવાન કરતી પણુ નથી ને કરીશ પણુ નહી ! આપની આગળ હું તો એક આપની ચરણુરજ દાસી છું, અને સદા આપની આજ્ઞામાંજ રહેવામાં મારોધર્મ સમજુ છું, આપને મારાપર હુકમ બજાવવાને મને સત્તા નાથી. હું પતિ ધર્મ સારી રીતે સમજુ છું, અને આપની સંગે તેવીજ રીતે શુભ નિષ્ઠાથી વર્તુ છું. તેમ છતા કોઈ દિવસ નહીં, ને આજેજ આપ મને આટલો બધો ઠપકો આપો છોતે યોગ્ય નથી !"

"ચૂપ રહે યુ સ્વર" **નટવરનો** ક્રોધ વધારે ઉકળ્યો ! "તારી એવી લાંબી જીભડી મારી આગળ ચલાવવાની જરૂર નથી ! તારૂં લાંબુ પહોળું ભાષણ સાંભળવાને હું બેઠો નથી ! એવાં છટાદાર ઇંગ્રેજીના ભાષણો કરી તું કોને સમજાવવા માગે છે ! તું શું મને બોધ દેતી હતી ! જો મ્હોટી ઉમરાવ જાદીની દીકરી મને બોધ દેવો આવી છે તે જાણી ! બેસ છાનીમાની ! બીકવાયેટ વધારે ટક-

ટક કરસે તો જીભજ ખેંચી કહાડીશ! અને વધારે કરશે તો વાંસો પણ ખોખરો કરીશ! ચાલ જા અહીંથી! તું શું મને બાયલો સમજે છે કે? ! ગો અવે યુ ડફર!"

**શુંદરમતી** સમજી ગઇ કે "શેઠ સાહેબનો જીવ બહાર ભટકવામાં ભમે છે!" અને તેથી તેણી પછી મૂગીજ રહી, અને ધીમે રહીને નીચે ઉતરી ગઇ. **નટવર** પણ તાબડતોબ નીચે ચાલ્યો અને તબેલે જઇ ગાડી જોડાવી કોલાબાના પૂલ તરફ ગયો.

**નટવર**ના ગયા પછી **શુંદરમતી** ચૂપચૂપ ઉપર આવીને સુતી, અને ઘણીજ ઉદાસિમાં પડી તેણીને કંઇ કંઇ વિચારો થયા, અને બાજી બગડેલી જણાઇ! શું કરવું ને શો રસ્તો લેવો, તેને મા-ટે તેણી વિમાસણમાં પડી! નિર્માલ્ય બની! સંસારી સંકટના સમુદ્રમાં સપડાઇ! વાત ઇશ્વરાધિન થઈ પડી! નહીં ધારેલું બન્યું! **નટવર** વંઠ્યો! હાથથી ગયો!

---

## પ્રકરણ ૪ થું.

**દોહરો**—ધર્મ કરંતાં કર્મનું, દુઃખ આવીરે નડે;
પરગજુને પૂરી પિડા, પરગજુ દુઃખમાં પડે!

### "ધર્મ કરતાં કર્મ નડયું!"



ગુલાબને ઘેર સળગ્યું! તે બિચારી "ધર્મ કરતાં કર્મ નડે" એ કહેતી પ્રમાણે બન્યું ગુલાબને **શુંદરમતી** વચ્ચે જેમ મૈત્રિભાવ હતો, તેજ પ્રમાણે **નટવર** અને **ગુલા-બ**ના પતિ **મગનલાલ** વચ્ચે પણ સારી મિત્રાતા હતી. **ગુલાબ** તે દિવસે મંદીરે દર્શન કરીને **શુંદરમતી**ને ઘેર ગયાથી રાત પડેલી તેથી **મગન**નો મિજાજ ગયો! **મગન** વારમવાર બારીમાં ડોકિયાં કરીને પોતાની સ્રીનાં આવવાની રાહ જોતો હતો. દરરોજ સાયંકાળ પહેલાં તેણી સ્વગ્રહે આવતી હતી, તેને બદલે આજે રાત્રિ થયાં છતાં તેણી આવેલી નહીં હોવાથી **મગન**નાં મનમાં વિધ વિધ વહેમો આવ્યાં! "ક્યાં ગઇ હશે! મંદિરમાં કોઇ આવતાં જતાં ઠગ ભકતોની સંગે આડો વહેવાર ચલાવવાની ગડમથલમાં તો નહીં ગૂંથાઇ હોય? !" એમ વહેમ લાવી વળી વહેમનું સમાધાન પણ મનમાંજ કરતો કે "ના, ના, તેવી તો એ નથી! પણ કોઇએ કદાચ એને ફસાવી તો નહીં હોય? ! અરે કદાચ પર પુરૂષના પ્યારમાં પણ પડી હોય, અને તેની મુલાકાતનો વાયદો સાચવવાને તો મંદિરમાં નહીં ઉભી હોય, ? ! તેમ પણ બને! એ રાંડ સુંદર કાન્તિની ખૂબસુરત હોવાથી દર્શન નિમિત્તે આવનારાઓમાંથી કોઈ કુમાંડિની કુનજર એના-પર કિન્નાંઈ હોય, અને તેવાની દષ્ટિ તરફ એની દષ્ટિનો પ્રતિબિંબ પડી પ્રેમનાળ પથરાઇ હોય, એમ પણ બને! શું હશે ને શું નહીં! રાંડ કમબખ્ત આવે તો ખબર પડે! રાંડનો ચોટલો ઝાલીને ઝપેડું કે ફરીને મંદિરમાં જવાનું ભૂલી જાય! રએને દર્શનનું ડોળ ઘાલીને અનીતિમાં અથડાતી હોય! કેમકે મંદિરોમાં ભટકનારાં કંઈ સઘળાંજ ભાવિક, ધર્મવાન ને સનમાર્ગિ હોતા નથી! બલકે કેટલાક તો માત્ર અનીતિનો અખાડો ઝમાવવાનેજ ભમતા ફરે છે! પણ રાંડ આવે તો બધીએ સમજ પડે!" એમ અનેક તરંગો બાંધતો **મગન** વળી મનમાંજ મસલહત કરતો કે "ચાલ ગાડી જોડાવીને મંદિર-માં ખબર કહાડવાને જાઉં? પણ એમ કીધાંથી શું વળવાનું છે? ! બલા જાણે કે કયે મંદિરે ભટકતી હશે ને કયે નહીં! એ રાંડને હું કયાં હુડતો ફરૂં! પણ હવે તો આવવીજ જોઇએ! કેમકે રાત ઘણી થઇ છે!" આમ અનેક વલોપાતનાં વમળમાં વંટોળિએ ચઢેલો **મગન** મહા ક્રોધાયમાન થતો બારીમાંજ વારંમવાર જોયાં કરતો, અને ભમર ચઢાવતો આમ તેમ આંટા ખાતો! હાથ પગ પછાડતો! ઘડીકમાં દિવાનખાનામાં જાય, ને ઘડીકમાં બારીમાં ઉભો રહે! વળી કંટાળીને થોડી વાર

હીચકાપર પણ બેસી જાય! પણ વળી મનમાં ઉછાળા થતાંજ વળી પાછો બારીમા ડોકિયું કરી જોયાં કરે! મહા વલોપાત કરે! જીવ તો ટોલ્લે ટંગાયલો! હવે આખર આવી! વલોપાતની હદ વળી! ખૂબ થઇ!

“આવી! આવી! રાંડ આવી તો ખરી!” ગુલાબને રસ્તામાં આવતી જોતાંજ **મગન** બોલી ઉઠયો! “હવે રાંડને ધબોળીજ નાંખું!” એમ વિચાર કરી કબાટની પાછળથી એક લાકડી શોધી કહાડી, અને કામ પડતાં તેનો ઉપયોગ કરવા માટે તેને કબાટની પાછળ પાછી સંતાડી દીધી! **ગુલાબ** ગભરાતી ગભરાતી ઉપર આવી! દાદર ઉતાવળે ચડવાથી તથા રસ્તે પણ ઝડપથી ચાલેલી હોવાથી આવતાં સાથેજ તેણી શ્વાસ ખાતી ખુરસીપર બેસી ગઇ. **મગન**ના ડોળા ફરી ગયા? થોડીક મિનિટ સુધી બંને જણાં સામસામા જોઇ રહ્યાં! **ગુલાબે** જાણ્યું કે “શેઠનો મિજાસ હાથથી ગયો છે!”

“કેમ આટલી રાત સુધી કયાં ભટકવા ગઈ હતી?! કયો તારો માટી મળ્યો હતો?!” **મગને** આંખો ફેરવી જણાવ્યું “જલદી જવાબ દે! હવે તારો વાંસો ભારે થયો છે તે હલકો કીધાં વિના છૂટકો નથી!”

ગુલાબ ચમકી! તેણીની છાતી ગભરાઇ! બ્હાવરી બની! મૂખમાંથી વેણ કહાડવાની હામ રહીનહિ.! જબરી ગભરામણ લાગી! કંઈજ બોલાયું નહીં! બોલવા તો ગઇ, પણ “મ–મ–મ ને પ–પ–પ–પ” થઇ ગયું! એટલે **મગન** વધારે વહેમાયો! લાકડીનો એક સપાટો **ગુલાબ**નાવાંસામાં લગાવ્યો!

“ઓ બાપરેએએએ! ઓ માડીઇઇઇ! મારી નાંખીરેએએએ!” એમ બરાડા પાડતી **ગુલાબ** હાંફતી હાંફતી બોલી “ઓ સ્વામીનાથ! હું કહું છું! લગાર સબુર કરો! મારો નહી!”

“હવે સબુરી કેવી? રાંડ સંખણી! કમજાત તું શું એમ સમજે છે કે તારૂં પાપ ઢાંકેલું રહેશે?! બોલ, તું કયાં રખડવા ગઇ હતી?! જો જૂઠું બોલી તો એમ સમજજે કે તારૂં મોતજ આવ્યું છે! તું શું મને બાયલો કે બેવકૂફ સમજે છે?! હું ભલભલી સ્ત્રીઓની ઉડાવી જાઉં એટલી શક્તિ ધરાવનારો’ અને કંઈકિનાં ઘરપર તરાપ મારનારો, અને શું તારા પર કોઇ તરાપ મારે ને તે શું હું ઢોવાની માફક જોયાં કરૂં?! અરે કમબખ્ત હરામખોર, તારી તો ચામડી ઉતારી નાંખીશ[ તારાં શરીરનાં તો કટકે કટકાં કરવા જોઇએ! તું તારાં મનમાં શું એમ ગુમાન રાખે છે કે, તારૂં કાળું કૃત્ય હું નહીજ જાણી શકીશ?! અરે! ઓ પાપિણી! તારૂં કાળું ધોળું તો હું ખૂણે ખાંચેથી શોધી કહાડવાને સમર્થ છું! મારા જેવા મરદ બચ્ચાની દેખતી આંખોમાં કદી પણ ધુળ નખાવાની નથી!’, **મગન**નો આવેશ અતિશય વિકાળ થઇ ગયો!

“પણ પ્રાણનાથ! હું તેવી નથી!” **ગુલાબે** હાથ જોડયા “હું કોઈ પણ આડે રસ્તે નથી! હું પતિવ્રત્તા છું મારા નાથ!”

“પતિવ્રત્તા?! તું જ કે?!” એમ કહી **મગને** લાકડીનો બીજો સપાટો લાગાવ્યો, ને કહ્યું “હજી પણ સાચું બોલ!”

“સાચુંજ કહું છું સ્વામીનાથ’ મને નહીં મારો! આપના સમ ખાઇને કહું છું કે, હું કોઇ પણ આડે રસ્તે ગઇ નથી! મને મારો નહી! વહેમ ન લાવો” ગુલાબે રડતાં કહ્યું.

“રાંડ કુભારજા! મારાં સમ ખાય છે તેનાં કરતાં તારા ભાઇનાં કે બાપનાંજ સમ ખાની!” એમ કહી **મગને** વળી એક સપાટો લગાવ્યો! “ત્યારે કહે કે અત્યાર સુધી તું કયાં ગઇ હતી?!”

“કંઇ નહોતી ગઇ પ્રાણનાથ! લગાર—” **ગુલાબ** આગળ બોલવા જતી હતી, પરંતુ એટલામાં તો **મગને** વળી બીજા બેચાર સપાટા ચોઢી કહાડયા!

“રાંડ જૂઠી! કંઇ નહોતી ગઇ, ત્યારે આવતાં વાર કેમ લાગી?! એક ગુન્હો છુપાવીને વળી જૂઠું બોલવાનો બીજો ગુન્હો કરે છે!!” **મગનને** વધારે ને વધારે શક ગયો!

“ના પ્રાણનાથ, હું જુઠું બોલતી નથી! તમે મારો નહીં! મારાથી માર નથી ખમાતો! હું



" साचुं कहुं छुं स्वामिनाथ मने नहीं मारो! "

ગભરાઉછું મને નહી સતાવો !' ' **ગુલાબે** કરગરીને કહ્યું.

"ત્યારે તો તું ખરેખરું બોલ કે આટલી બધીવાર કોને ત્યાં રખડવા ગઈ હતી ! !" **મગને** એકની એક વાત પકડી રાખી "તું જ્યાં સુધી સાચું બોલીશ નહીં, ત્યાં સુધી કદી પણ તને મૂકનાર નથી ! તારાં મનને હું શું ઘાસ કાપુ છું ? રાંડ રઝળતી !" એમ કહી **મગને** વળી એક સજ્જડ સપાટો લગાવી દીધો !

"ઓ બાપરેએએએ" **ગુલાબને** સખત વાગવાથી તેણી વધારે બુમ પાડી ઉઠી "હાય હાયરે મરી ગઇરેએએએ !"

"બોલ, ત્યારે કહી દે ! બીજી વાત ને ઢોંગથી પતવાનું નથી ! તું જેમ જેમ વાર લગાડશે. તેમ તેમ તારો વાંસો વધારે ને વધારે ખોખરો થશે ! ત્યારે ત્યારની હજી સુધી બોલતી કેમ નથી ! ! જો તું પાપ રહિત હોત તો તરતજ મને ખરી વાત કહી દેત ! પણ રાંડ કૂતરી ! તારાં પેટમાં કંઈ કંઇ કાળું ઘોળું ભરેલું હશે, અને તેથીજ તારાથી બોલી શકાતું નથી ! રાંડ પાપની ભરેલી ! તને તો મેં આજે સારીપેઠે ઓળખી લીધી !" **મગને** દાંત પીસી ડોળા ધુરકાવ્યા, અને એવો તો ક્રોધ બતાવ્યો કે, જાણે હમણાંને હમણાં **ગુલાબનું** ખૂન કરી નાંખશે !

**ગુલાબની** આંખોમાંથી નદીના પ્રવાહ પેરે આંસુ વહેતાં ! પણ **મગને** હવે લાકડી આઘી ફેં-કી, અને તેથી તેણી લગાર શાંત પડી. તેણીએ કહ્યું "કૃપાનાથ, આપના મિત્ર **નટવરભાઇની** સ્ત્રી **સુંદરમતીને** મળવા ગઇ હતી, તેમાં મને આટલી બધી વાર લાગી !"

"જો રાંડ લુચ્ચી ! કેવું ખોટું અડાવે છે ! આટલી બધી વાર લગાડી તેમાં ચોકઠું ઠીક ગો-ઠવી કહાડ્યું ! પણ યાદ રાખજે કે, જ્યાં સુધી સત્ય કહેશે નહીં, ત્યાં સુધી તારો છૂટકો થનાર નથી !" **મગન** ખૂબ તાણીને બોલ્યો.

"સ્વામિનાથ, હું સત્યજ કહુ છું—તદન ખરી વાત જાહેર કરૂં છું. **નટવરભાઇને** ત્યાંજ મળવા ગઇ હતી, અને **સુંદરમતી** સાથે વાતમાં રોકાયાથી વાર થઇ ગઇ ! બીજે કંઇજ ગઈ નથી !" **ગુલાબે** કરગરીને કહ્યું.

"**સુંદરમતીને** ત્યાં આટલી બધી વાર ? ! એ તું શું બકે છે ! ?" **મગન** મિજાસમાં બોલ્યો "ત્યાં કદી આટલી બધી વાર લાગેજ નહીં ! તે તને એટલી બધી રોકેજ નહીં !"

"સ્વામિનાથ, તેણીએજ મને રોકી ! હું ઘણુંએ ઉઠવાનું કરતી, પરંતુ વાત પૂરી નહીં થવાથી તેણીએ મારૂં લૂગડું પકડી પકડીને રોકી રાખી, અને ઉઠવાજ દે નહીં !" **ગુલાબ** બોલી.

"એવી તે શું મ્હોટી વાત હતી ? !" **મગને** જણાવ્યું.

"અમારી ખાનગી વાત હતી નાથ !" ગુલાબને ધાસ્તી લાગી કે " રખેને વાત કહેવી પડશે !"

"શી ખાનગી વાત હતી ? ! શું કોઈ પર પુરૂષ સાથે જવા માટે તે ને તું બંને મળી સમજીને મનસૂબા કરતી હતી ? ! શું વાત હતી ?" **મગને** જાણવા માંગ્યું.

"ના, ના, તેવું કંઇજ નહોતું." **ગુલાબ** ચમકતી બોલી, અને મનમાં ગભરાઇ કે "હવે તો વાત જણાવવી પડશે !"

"કેમ, વળી વિચારમાં પડી ! અચકાય છે કેમ ! તે ખાનગી વાત શી હતી ? તમો બૈરાંઓને વળી ખાનગી વાત શી બળીતી જે ? ! ચાલ, બોલ ઝટ ! નહીં તો વળી વાંસામાં પડશે !" **મગને** જોર જૂલમથી વાત કહાવવાનું કર્યું !

"તે કહેવાને હું કંઇજ વાંધો લેતી નથી, પણ તે આપ છાની રાખો તો કહું ? કેમકે **નટવ-રભાઇ** જાણે તો પંચાત જાગે, ને લડાઈ ઉભી થાય!" **ગુલાબે** હવે ન છૂટકે વાત પ્રગટ કરવાનું યોગ્ય વિચાર્યું.

"તે બધી પંચાત હું સમજુ નહીં ! અને હું કંઇ તારી માંગણી પાળવાને બંધાતો નથી ! બસ બોલ કે તે વાત શી હતી ?" **મગન** પોતાના કહ્નેજ વળગી રહ્યો !

"પણ નટવરભાઇને તો નહીં કહેશોની?" ગુલાબે પૂછ્યું.

"વળી મને બાંધી લેવા માગે છે! મેં તને એકવાર નહીં કહ્યું કે, તે માટે હું કંઇ બંધાઇશ નહીં? તેમ છતાં વળી તેની તે વાત આગળ ઝીકે છે?" એમ જણાવી વળી મગને તેણીના કોમળ ગાલપર એક તમાચો ચોહોડી કહાડયો!

"કહુ છું પ્રાણનાથ કહુ છું!" ગુલાબ ચેહ ખાઇ બોલી. "નટવરભાઇનાં ઘરની સામા પેલી તારા રહે છે, તેણીની સાથે નટવરભાઇ આજે ગાડીમાં બેસીને કંઈ ફરવા ગયા હતા, તેની મને ખબર પડવાથી સુંદરમતીને ચેતાવવાને હું ગઇ હતી."

"તને તેની શી રીતે ખબર પડી?" મગને પૂછ્યું.

"મંદિરે દર્શન કરવાને હું ગઇ હતી, ત્યાંથી મને ખબર પડી!" ગુલાબે જણાવ્યું.

'પણ તને કોણે કહ્યું?" મગને વળી પૂછ્યું.

"મેં મારી નજરે જોયું!" ગુલાબ બોલી 'હું મંદિરમાંથી દર્શન કરીને બાહાર નીકળી, ત્યારે તારા ને નટવરભાઈ કંઈક ઇસારતો કરતાં હતાં! બાદ નટવરભાઈ ગાડીમાં બેસીને પાંજરા પોળની ગલીમાં ગયા, અને તારા પણ તેની પાછળ ગઇ! આ જોઇને મને વહેમ આવ્યો, અને તેથી હું પાછળ પાછળ ગઇ, અને ત્યાં જઇને જોયું તો તારા ઝટપટ નટવરભાઈની ગાડીમાં બેસી ગઇ, અને પછી ગાડી દોડાવી દીધી! આ બીના સુંદરમતીને કહેવાને હું ગઇ હતી"

'તારે એવી પારકી પંચાત કરવા જવાની શી જરૂર પડી? પારકે ઘેર કજીયો જાગે તેનું કંઈ તને ભાનબળ્યું છે? કોઇને ઘેર કંકાસ કરાવવામાં શો ફાયદો?" મગને ધમકાવીને કહ્યું. "સુંદરમતીને એ બધી વાત જાણીને કેવું થયું હશે!"

"સ્વામિનાથ! પારકાની પંચાતમાં હું કદી પડતી નથી, પણ સુંદરમતી મારી સાથે સારૂં રાખે છે, અને નટવરભાઇ આપના પરમ મિત્ર છે, તેથી તેમનું ભલું ચાહીને કહેવા ગઇ તો તેમાં મેં ખોટું શું કીધું?" ગુલાબે કહ્યું.

"તે વાત ખરી, પણ તારે એવી પંચાત કરી કડવા થવું નહોતું અને આજ પછી એવી ફ્-થલીમાં તું કદી પણ પડીશ નહીં! હવે થયું તે થયું! વાળુની તૈયારી કર." મગને જણાવ્યું.

"ઠીક સ્વામિનાથ." એમ કહી ગુલાબે તરતજ નીચે ઉતરીને વાળુને માટે તૈયારી કરી.

મગનનાં માતપિતા ગુજરી ગયાં હતાં, અને મગનની પાસે પણ સાધારણ પુંજી હોવાથી, તેમજ મુંબાઈનાં લોકો ત્રણ પચ્ચિસે તાલેવંતનું ડોળ ઘાલવામાં પહેલાં નંબરતાં ક્રિશિયારીબોર હો-વાથી, મગને પણ પોતાને ત્યાં ભટ, ચાકર, અને ગાડી, ઘોડા વગેરેનો દમામ સાધારણ રીતે ઠીક રાખ્યો હતો!

ભટે મગનનું ભાણું પીરસ્યું; અને ઘાટી ઉપર બોલાવવા આવ્યાથી મગન નીચે જમવા ઉ-તર્યો. જીવ કલેશમાં હોવાથી તેણે લગાર લગાર ભોજન કરી લીધું, અને ઉપર આવી તરતજ ભૈયાને ગાડી જોડાવી લાવવાને હુકમ કીધો-બે ઘોડાનો 'ભેલકોચ' જોડાવવાને ફરમાવ્યું. તેટલામાં કપડાં પહે-રીને મગન તૈયાર થયો, અને પછી ગુલાબ પણ ખાઇને ઉપર આવી.

"ક્યાં જાઓ છો પ્રાણનાથ!" ગુલાબે પૂછ્યું.

"બહાર ફરવા જાઉં છું." મગને જણાવ્યું. "પણ જો, તને કહુ છું કે આજ પછી મંદિરે કદી પણ દર્શન કરવા તારે જવું નહીં! અને જો કદી પણ ગયેલી જણાશે તો ઘરમાંજ ઘાલીશ નહીં."

"કેમ સ્વામિનાથ?! દર્શન કરવા જવાને કેમ મના કરો છો?! શું દર્શન કરવા જનારા બ-ધાંજ ખરાબ દાનતનાં ને નઠારાં હોય છે?!" ગુલાબે કચવાઇને કહ્યું.

"બસ ચૂપ રહે! બીજી ત્રિજી પંચાત નહીં જોઇએ!" મગને તોરમાંજ ગુલાબને ધમકાવી કહાડી! "ખબરદાર જો મંદિરમાં પગ મૂક્યો છે તો!"

"ઠીક ત્યારે! જેવી આપની આજ્ઞા! નહીં જઈશ!" ગુલાબે આજ્ઞા માથે ચઢાવી!

**મગન** તરતજ નીચે ઉતર્યો. અને તેણે પણ કોલાબાના પુલ આગળ ગાડી દોડાવી; કેમકે **નટવર**ની સાથે ગપ્પાં હાંકવાને દરરોજ રાતના **મગન** પણ ત્યાંજ જતો હતો, અને બંને જણા ત્યાંજ વારમવાર રાતના મળતા હતા.

રસ્તામાં **મગને** નક્કી કીધું કે " હવે **નટવર**ની ચોરી ઠીક પકડાઈ છે! આજે એને બરાબર બનાવીશ!"

**ગુલાબ** હવે એકાંત પડી! તેણીને કંઇ કંઇ સંતાપ થવા માંડ્યો! સઉથી મ્હોટો સંતાપ તો **સુંદરમતી**ને કહેલી વાત વિષે થયો! તેણીને ઘણી ધાસ્તી લાગી કે "એ હવે **નટવર**ને બધી વાત કહી દેશે, અને તેના ઘરમાં સળગશે તો તમામ કજીયાનું નિમિત્ત હું ગણાઇશ! અને હવે વળી દ. ર્શનનો લાભે ગયો! અરે ભગવાન! "ધર્મ કરતાં કર્મ નડ્યું!" કેવો જમાનો છે!" એમ તરેહવાર પશ્ચાતાપ કરતી **ગુલાબ** ભીંતને અઢેલીને અદુખડી બેઠી, અને બે ઘુંટણપર માથુ ટેકવી સંતાપમાં પડી!

---

## પ્રકરણ ૫ મું.

---

**દોહરો**—કાળામાં કાળુ ભળે. વિશેષ કાળું થાય;
કાળામાં ધોળું ભળે, કાળું નવ બદલાય!

**" આવરે ભાઇ હરખા અને આપણે બંને સરખા! "**

કોલાબાના પુલ પર **મગન** આવ્યો. **નટવર**ની ગાડી ક્યાં છે, તેને માટે તેણે પોતાના 'ભેલકોચ'માંથી આમ તેમ નીઘા કરીયો **નટવર**ની ગાડી તો નજરે પડી, પરંતુ **નટવર** અંદર બેઠેલો જણાયો નહીં! તેના કોચમેનને **મગને** પુછ્યું "શેઠ કુઠે આહેરે?"

"જી સાબ? સમોર બાંકા વર બસલેલે આહે." કોચમેને ઉત્તર આપ્યો.

**મગન** તરતજ તે તરફ ગયો. "ઓહલ્લો! હાઉ આર યુ **નટવર, મગને** ગુલાબિ ચહેરે પુછ્યું.

"કવાઇટ વેલ માઇ ફ્રેંડ—થેંક યુ" **નટવરે** જણાવ્યું.

"ઓહો! આજે કંઇ આટલો બધો વહેલો?!" **મગને** તાજુબ થઇ પુછ્યું.

"હા, આજે લગાર માથું ચઢી આવ્યું છે, તેથી વહેલોજ નીકળી આવ્યો છું, કે દરિયાની હવાથી શાંતિ થાય" **નટવરે** કહ્યું.

"માથું દુખવાનું કારણુ? રાતનો ઉજાગરો છે કે શું ભાઈ?" **મગન** રમુજમાં બોલ્યો!

**નટવરે** જુવાબ દીધો "ઉજાગરો શાનો વળી! છટ છટ!"

"નાટક બાટક જોવા ગયો હોય તો ઉજાગરો પણ થાય!" **મગને** જણાવ્યું.

**નટવરે** કહ્યું "નાટકમાં તને મૂકીને કદી પણ ગયો છું?"

"ના, તે તો કદી નહીં **મગને** જણાવ્યું.

"ત્યારે એવો સ્વાલ કેમ કીધો?" **નટવરે** પુછ્યું.

"પણુ કદાચ કંઈ કારણુ સર જવું પણ પડ્યું હોય, એમ ધારીને તને લગાર પુછી જોયું" **મગને**

**મગને** જણાવ્યુ 'પણુ ત્યારે તને ઉજાગરો થવાનું શું કારણુ? પેલીને ત્યાં ગયોતો કે શું?!" **મગને** મશ્કરી કરી!

"નહીં, નહીં! તું પણ કેવા વિચિત્ર સ્વાલો કરે છે! તેને ત્યાંએ તને મૂકીને કદી પણ જાઉં છું?" **નટવરે** કહ્યું.

"ત્યારે શાનો ઉજાગરો તે કંઇ સમજાય?!" **મગને** વળી પુછ્યું "કોઇને ત્યાં મિજલસમાં ગયો હતો?"

"નારે યાર ના! તું પણ શું માથું ખાઈ જાય છે!" નટવરે કંટાળો બતાવી કહ્યું! "આજે કંઈ તારૂં કાતરિયું ઠેકાણે નથી કે શું?!"

"પણ ત્યારે ઉજાગરો થવાનો સબબ શો?" મગને ચીપી ચીપીને પુછ્યું! "કંઈ વિચારમાં ઉંઘ નહીં આવી શું?"

"હા એમજ છે. હવે બરાબર સમજ્યો!" નટવર બોલ્યો.

"પણ નટવર, આજે તો તું કંઈ વિચારમાં છે! મગને કહ્યું" તું આવ્યો છે ત્યારથી જાણે કોઇ ઉંડા વિચારમાં હોય તેમ મને તો લાગે છે પછી તો તારાં મનની વાત તું જાણે!"

"યુ આર ક્વાઇટ રાઇટ!" નટવર બોલ્યો " એમજ છે! એક વાતનો વિચાર મારાં મગજમાં ઘોળાયાં કરે છે!"

"શું છે? બોલ તો ખરો?" મગને જાણવા માંગ્યું "બોલે તો સમજનયની?"

"મારા ઘરની સામા પેલી તારા રહે છે કેની, તેની સંગે મારૂં મન લપટાઇ ગયું છે અને--"

નટવર વિશેષ વદવા જતો હતો; પણ એટલામાં મગન બોલી ઉઠયો, "તારાની સાથે?! ઓહો! તે તો બડી ફાંકડી ને ખુબસુરત યુવતિ છે! તેણી તને ક્યાંથી મળી?! મગને પૂછ્યું.

નટવરે બનેલી બિનાનું બ્યાન કરતાં જણાવ્યું "તે આજે પોતાની બારીમાં ઉભી હતી. એટલામાં મારી ને તેણીની નજર એક થઇ ગઈ! આંખે આંખ અથડાઇ! મેં તેણીની તરફ આંખ ચમકાવી! તેણી હસી પડી! હું તેણીનો ઇરાદો સમજી ગયો! મને હિમ્મત આવી, અને તેણ મારાપર મમતા ધરાવતી હોય, એમ મને મનાયું! બાદ આંખ ઇશારતથી સમજુતી કરી હુ ને તેણી સાંજે મંદિરમાં મળ્યાં! ત્યાંથી પાંજરાપોળની ગલીમાં પાછાં મળી તેણીને મારી ગાડીમાંજ ઉપાડી ગયો, અને પછી અમે બંને તોપખાને ગયાં, જ્યાં મનમાનતી ગોષ્ટી કરી તેણીને સાથે મહોબત કરી નાંખી! અને પછી પાછાં ઘેર આવ્યાં. પણ ત્યારથીજ મારૂં મન તલપાપડ બની ગયું છે અને જાણે તેણીનેજ જોયાં કરૂં છું! અરે દોસ્ત, શું તેણીની ખૂબસુરતી છે! નખરાંમાં તો જાણે મણાંજ નહી!"

"વાહ બચ્ચાજી! તું પણ બડો ઉસ્તાદ જણાય છે! તારાને હાથમાં લીધી ખરી! એવી ખૂબસુરત સ્ત્રી આખા ચકલામાં નથી, એ હું જાણું છું!" મગને કહ્યું "ઠીક ત્યારે તો મારી વહુ કહેતી હતી તે વાત બરાબર મળતી આવી!"

"તારી વહુ?!" નટવર ચમક્યો "તેણીને એ વાતની ખબર ક્યાંથી પડી?"

"તેણી પણ તે વખતે મંદિરે ગઈ હતી, અને તમારી હીલચાલ તેણીએ તમામ જોઇ છે! બાદ તેણી વળી તારી સ્ત્રી પાસે પણ ગઈ હતી અને તમામ વાતનો ફણગો ફોડી દીધો છે!" મગને વાંત કહી દીધી!

"અરરર! નખ્ખોદ વાળ્યું!" નટવરે જણાવ્યું "મારી વહુનો દાથરો ચઢયો હતો તેનું કારણ સમજાયું! તેણી મને તરેહવાર સ્વાલો પુછતી હતી, અને કંઈ બોલતી હતી! રામ રામ! હવે તો ઘરમાં તોફાન જાગશે!" નટવર ચિંતાતુર થયો!

"તેમાં ગભરાય છે શાનો?! પોતાની બૈરીની બ્હીક કેવી?! ગમે તેમ ઉંધું ચત્તું સમજાવી દેવું કે સંતાપ મટયો!" મગને રસ્તો બતાવ્યો, ને ધીરજ આપી!

"પણ તે રાંડ માને તેમ નથી તો!" નટવર વિચારમાં પડયો.

"અરે માને નહીં તો જાય કયાં! નહીં માને તો તેરમું રતન છે કેની?! ઘણું કરે તો કહી દેવું કે "તારા સાથે મારે પ્રીતિ છે! બોલ શું કહે છે?" એટલું કહીને તેણીને ડાબી કરી મૂકવી કે એક વારમાં પીડા પતે! એક વાર સાફ કહી દેશે તો પછી વારમવાર માથું ખાતી મટશે! હું મારી વહુને કેમ સમજાવી દઉ છું, તે જાણતો નથી?! તેમ સમજાવી દેવાની વળી! બાયડીથી બ્હીને ચાલીએ તો પરવડે કેમ? મગને હિમ્મત આપી.

"એ પણ બરાબર છે! હું પણ એમજ કરીશ, ને તુંકેથી પતાવી દઇશ! પછી રાંડ જોઇએ તો રડે કે મરે!" નટવરે જણાવ્યું.

મગન બોલ્યો "એમાં શક શો છે વળી!? સ્ત્રી જાતિથી આપણે ડરીએ કે તેણીને ડરાવીએ? એ તો એક લાતને બીજી વાત!"

"હવે એમજ કરવું પડશે!" નટવરે કહ્યું.

"પણ તારા હવે ખસે તેમ તો નથીની?" મગને પુછ્યું.

"ઓહ નો! તેણીએ મને વચન આપ્યું છે, અને અમે બન્ને વચનથી બંધાયા છીએ." નટવરે કહ્યું "માત્ર એકજ મુસ્કેલી છે!"

"મુસ્કેલી?! તે વળી શું?!" મગને જાણવા માંગ્યું.

"તારાએ મારી પાસે એવું વચન લીધું છે કે, તેણીના શિવાય બીજા કોઈની સાથે પણ મારે પ્રીતિ કરવી નહીં! મારી પોતાની સ્ત્રી સાથે પણ મારે સંબંધ રાખવો નહીં! તેણી શિવાય તમામ સ્ત્રીઓ મા બેહેન બરાબર! આવું સખત વચન તેણીએ લીધું ત્યારેજ તેણી સીધી ઉતરી!" નટવરે જણાવ્યું

"અરે વચન પડ્યું ગટરમાં! એવા વચનો નાખવાને મ્યુનિસિપાલિટીએ ગટરો ખોદાવી છે! તેમાં વચનને નાંખવું! આપણા જેવા 'સબ બંદરકા વેપારીને' વળી વચન કેવાં! એ તો સ્ત્રી જાતિને સમજાવવાનું વચન! એવાં વચનો આપતાં ભલાં ને લેતાં ભલાં? બેસી રહેને મારા ભાઇ!" મગને વચનની વાત સજ્જડ ઉડાવી દીધી!

"ત્યારે શું મારે વચન તોડવું?!" નટવરે આનાકાની કરી.

"એવી બાબતમાં વચન શાનાં વળી! એ તો હા, હા કરવી! પછી વચન કોણ જોવા આવે છે!" મગને થાપ બતાવી!

"ઠીક ત્યારે, એ પણ ખાસી મઝાની વાત!" નટવરે કબુલ કીધું, અને કહ્યું "પણ હવે તારાને કશે ઉડાવી તો જવી યાર!"

"તે બધું થશે! તારે ને તેને વાતચીત થઇ છે, એટલે પછી બધાએ રસ્તા થઇ શકશે!" મગને જણાવ્યું.

"પણ મને તો વિચાર થાય છે કે તે રાંડને શીરીતે ઉડાવી જવી?!" નટવરે જણાવ્યું "મને તો રસ્તો સઝતો નથી!"

"હાલ તરત એ વિચાર છોડી દે! હું તને બધોએ રસ્તો બત્તાવીશ!" મગને કહ્યું "ચાલ હવે બેસીને શું કરવું છે! લે ચાલ ગીરગામ તરફ ફરવા જઈએ, પેલી દીલ્હીવાળી ગાનારી બહુ સારી આવી છે! એક બે ગાયન સાંભળીને ઘેર જઇશું."

"ભલે! ચાલો! આપણને ક્યાં ના છે!" નટવરને એ વાત પસંદ પડી!

મગન ને નટવર બન્ને ઉઠ્યા, અને 'મેલકોચ' માં બંને સાથે બેઠા. ગીરગામ તરફ ગાડી દોડાવી. આખે રસ્તે નાયકણનીજ કથા ચલાવી! નાયકણનું નામ લેતાં બંનેના મોંમાં જાણે પાણી પાણી છુટીજતું, અને નાયકણને મુકામે જલદી પહોંચી જવાને ખાતર ઘોડાઓને એકેકી ચાબુક એવી તો જોરમાં ચમકાવી કે ઘોડા પૂર જોસમાં આવ્યા! કરમસંયોગે એક ઘોડાનો પગ સડક પરના ખાડામાં ધબ દઇને ઠોકરાયો! ઘોડો જમીનપર પડી ગયો! બંધ ટૂટી ગયા! નટવર ને મગન તરતજ નીચે કૂદી પડ્યા! ઘોડાવાળાએએ ઘોડાને થાબડી પંપાળીને ઉભો કીધો!

"અંહ, કંઇ વાગયું નથી! તેમ પગ પણ મેચકાયો નથી, માત્ર સેહેજ ઠોકરાયલો લાગે છે." બંને એ મળીને ઘોડાને તપાસી અનુમાન બાંધ્યું.

"પણ તારી ગાડીને હવે ઘેર મોકલી દે. મારી ગાડી છેની!" નટવરે જણાવ્યું.

"એમજ કરૂં છું" એમ કહી **મગને** પોતાના ઘોડાવાળાને કહ્યું "આપણી ગાડી ધીમે ધીમે લઈ જા, અને ઘોડાને છોડીને ડાકટરને તબેલે મૂકી આવ."

ઘોડાવાળાએ "અચ્છુ સાબ" કહી એક ઘોડા સાથે 'મેલકોચ' ધીમે ધીમે ઘર તરફ ચલાવ્યો, અને પડી ગયેલા ઘોડાની લગામ હાથમાં ઝાલીને એક ઘોડવાળો તેને દોરવતો ચાલ્યો.

**નટવર**ની વિક્ટોરીયામાં બંને જણા બેઠા, અને **ગીરગામ**માં નાયકણનું મકાન આવતાંજ બંને નીચે ઉતરી મકાન પર ચઢયા. ઘોડાવાળાએ વિક્ટોરિયા સામી બાજુએ ઉભી રાખી.

નાયકણે પોતાના મકાનપર બંનેને ચઢતાં જોઇને પોતાના ભપકાની વિશેષ ટાપટીપ કરવા માંડી સુરવાલ ઠીકઠાક કીધો. શરીરપર ઓઢેલું ઓઢણું, જે તદન જરી કામથી ભરપૂર હતું, તેને બરાબર સજ કીધું. કપાળપર નીકળી આવેલાં કેશ ઊંચા કરી, કાનના કાપમાં જડેલા હીરા વાળમાં ઢંકાયલા હતા, તે બરાબર ભપકાબંધ દેખાય તેમ તજવીજ બંધ ગોઠવ્યાં. પગનાં ઝાંઝર ફરી ગયાં હતાં તેબરાબર ફેરવ્યાં સર્વ પ્રકારે આ નાજુક નાયકણે પોતાનો લટકો મટકો બરાબર બનાવ્યો, અને પૂર પ્રકાશમાં બળતા દિપકનું તેજ વધાર્યું. ચીમનીની કળ ઉંચી કરી, અને ચીમનીની આસપાસ ફરતા લટકતાં હીરાપર દિપકનું તેજ પડી તેનો પ્રતિબિંબ નાયકણનાં વસ્ત્રાલંકારપર એવો તો ઝગાં ઝળાં થયો કે, તે જોતાંજ કોઇપણ કામિઓ કામાન્ધ બની તેની મનોવૃત્તિ મોહજાળમાં લપટાય તો નવાઇ જેવું નહીં !

**મગન** અને **નટવર** ધીમે ધીમે દાદર ઉપર ચઢતા દિવાનખાનામાં દાખલ થયા ! નાયકણનો ભપકો જોતાંજ તેઓ ઠેં થઇ ગયા ! બુટ કહાડતાં લગાર અચકાયા, અને થોડી પળ સ્તબ્ધ ઊભા ! જાણે એ થાંભલાજ જોઈ લેવા !

"આઇએ શેઠ સાહીબ, આઇએ!" નાયકણે નમંતાઈથી વિનંતિ કરી, અને તરતજ બંને જણા બુટ કહાડી તેણીની સમીપે સંચર્યા. નાયકણે ઉઠીને આદરસત્કાર કીધો અને મોંનો મચકો ખૂબ લહેજતમાં મચકાવ્યો !

"બયઠીએ શેઠ સાહીબ! તસરીફ લાઇયે !" નાયકણે હાથના ચાળાથી તેઓને તકિયે બેસવા અરજ કરી.

"જી હાં, આપ બેઠીએ." **નટવરે** કહ્યું. "નહીંજી, પહેલે આપ બયઠીએ!" નાયકણ બોલી.

"નહીં, નહીં, આપ પહેલે બેઠીએ" **નટવરે** જણાવ્યું.

"અજી યે ક્યા બાત હય ! ! આપ પહેલે બયઠીએજી ? આપ હમારે મેહરબાન હોજી ! આપ જયસે શેઠ લોકોકે કદમ હમારે વહાં કહાંસે ભલા !" એ પ્રમાણે તેમને પ્રથમ બેસવાનો નાયકણે ઘણો આગ્રહ કીધો, અને આખરે બંનેનાં કાંડા પકડીને બંનેને સાથે તકિયે બેસાડયા ! પછી પોતે પણ તેમની સામા બેઠી.

"નહીં, એ કુછ ચલને વાળા નહીં ! આપભી ઇદિર બેઠીએ !" કહી **મગને** પોતાની તથા **નટવર**ની વચ્ચે નાયકણને માટે જગા કરી.

"અયસા કુછ હોનેવાલા હય શેઠજી ! મંય તો આપકી તાબેદાર લોંડી હું ! યહાં બયઠનેકે લાયક હું. આપકી મેહરબાની હય ઇતનાહી બહોત હય નામદાર!" નાયકણે તરમાસમાં જણાવ્યું.

"એ બાત બનને સરખી નહીં ! ઇદરી બેઠના પડેગા ! બસ, બીચમે આ જાઓ ! ઈતના હમેરા સુકન રખના ચાહીએ ! હમનેભી તો તુમેરા કહા માન હય ! ઉસ બાસ્તે અબ ગુપચુપ ઈદર આજા **મગને** ઘણોજ આગ્રહકીધો, અને હાથ પકડીને તેણીને વચમાં બેસાડી ! હવે લહેજત લાગી ! રંગ જામ્યો મઝા મળી ! આનંદ વધ્યો ! દિવાનખાનું વિચિત્ર ક્રિડામાં પ્રકાસ્યું ! હાસ્ય વિનોદનું વાદળ વરસવા લાગ્યું ! શેઠીયાના છોકરાની છકેલતા છલકાઇ ! **ચંડાળ ચોકડી "** નો આબેહુબ ચિતાર પથરાયો !



"અજીયે ક્યા બાત હય! આપ પેહેલે બયઠીએજી! આપ હમારે મેહેરબાન હોજી!"

"શેઠ સાહીબ, આજ યહ અદના લેડીકા મકાન પાવન હુવા આપને બહોત તકલીફ ઉઠાઇ! બહોત મેહરબાની હુઈ,! મગર આપ આજ કહાંસે ભુલે પડે શેઠજી? આપકે કદમોસે ઇસના ચીજ બડી ઇજ્જત દી!" નાયકણે મોંનો મચકો કરી કહ્યું

આજ એસેઈ ફીરનેકુ ચલે આયે ઔર તુમ મેરા નામ સુનકે આયે હૈ? આપકા ગાના બહોત ઉમદા બોલતે હય, ઔર થોડીક ચીજ સુનનેકે ઇરાદેસે ઇંદર આયે હય ! એક દો ચીજ ચલને દીજીએ ! ભલા .સુનો તો સઇ !. ગાનેમે આપ બડે પ્રખ્યાત હો એસા હમને સુના હય ! **મગને** અને **નટવરે** જણાંવ્યુ.

અજી જનાબ મુબાઇમે બડી બડી ગાનેવાલી પડી હય! મંય તો એક અદના ઝોપડીકી રહનેવાલી નાયકીન હું સરદાર! મેરી કયા મન્નલ હય! નાયકણે માન ખાધું!

મગર એક દો ચીજ સુનાએજી!**મગને** જણાવ્યું.

અલબત એકાદ ચીજબી તો સુનાવો જાન" **નટવરે** ડોકૂં હલાવી ટાપસી પુરી

તો યહ દાસી આપકી સેવામે હાજર હય શેઠજી" નાયકણે કબુલ કીધું મગર પાન સોપારી તો લીજીયે પીછે સબ કુછ હોગા" નાયકણે નખરાથી કહ્યું !

અચ્છા! આપકા હાથકા પાન ખાના ઉસમે કયા હરકત હય! અબ તમેરી ઔર હમેરી પીછાન હુઇ પીછે બાંધા કયા હય! **મગને** હસતા હસ્તાં જણાવ્યુ અબ તો હમ તુમારા મકાન પર હરદમ આને વાલે હય.

આપીકાં મકાન હય શેઠજી. આપ સરીખે શેઠ લોગકે કદમ મેરે ઘર કહાં હય?! આપ બડે અમીર હોજી!" નાયકણે મોહમાં લપટાવવા માંડયા "મેરે યહાં આપ સિવા કીસકા પાંઉ નહી હય

"જબી ઠીક! જબ તો હમ આપકા મકાન કદીબી નહી છોડેગે! સમજેને? આપ **મગને** કહ્યું.

આપકી પાસ હમ દરરોજ આતે જાતે રહેગે" **નટવરે** વિશેષ કહ્યું. બડી મહેરબાની બડી રહેમ દીલી નાયકણે ચાળા કરી છાપરે ચઢાવ્યા, અને પાનની પટીઓ બનાવી બંનેના હાથમાં આપી

એક પોતાના હાથમાં પણ રાખી, અને બોલી " લીજીએ નાંમદાર.

નહી, આપ લીજીએ. બંને મિત્રો સાથે બોલી ઉઠયા! નહીજી, આપ પહેલે, ઔર પીછે મંય નાયકણે નેત્રબાણુ શરૂ કીધાં !

એશા! તો આપકુબી રાજી કરનાર ચાહીએ નાયકણે જણાવ્યું.

**મગને** કહ્યું હા હાં, આપકાબી માન રખના ચાહીએ. કહીએ બંને દોસ્તોએ પાનની પટીએ ડબોડબ મોમાં મુકી અને નાયકણે પણ પટી ખાધી.

આહા હા હા ! **મગન**, આં પટીમા શું સ્વાદછે! શું મઝાની પટી ! વાહવાહજી વાહ! **નટવરે** ઘણીજ તારીફ કરી

**મગને** પણ તેને ટેકો આપ્યો કઇકિજ મણા નહી! એ પટીની ખુબી ઓરજ છે! **નટવરની** જાંગપર મગને એક તાલ લીધી, ને તેણે વળી વધાર્યું આવી પટી આપણે તો કદી ખાધીજ નહોતી મે પણ આજેજ ખાધી દોસ્ત! **નટવર** ખુશ ખુશ થઇ ગયો તેણે નાયકણને હુકમ કીધો હાં અબી ચલને દો! એકાદ ધ્રુપદ હો જાને દો!

નહીં નહીં નહીં ઠુમરીની ઠીક મઝા આવશે **મગને** કહ્યું એસી ઠુમરી હોના ચાહીએ કે બસ દીલ ખુશ હો જાવે!

બહોત અચ્છા! જયસા ફરમાન સરદાર! નાયકણે ઠુમરીનું તાન લેવા માંડયું 'આસપાસ સારંગિ ને ટબલાવાળાઓએ શુર મેળવ્યું' ને નાયકણે ધીરે પણ લેજતદાર સ્વરે એક રસિક ઠુમરી લલકારી' જે સાંભળતાં **નટવર** ને **મગન** લીન થઇ ગયા!

વાહવાજી વાહ! કયાં બાત હય! ખુબ કહી! વીગેરે વખાણના વેણો વદતાં બંને જણા નાયકણન

ગાન તાનથી જાણે ગાંડા ઘેલા બની ગયા! નાયકણે પણ તેમને જબરો રંગ ચઢાવ્યો, અને જેમ-જેમ તેમને ગુલતાન થતાં જોયાં, તેમ તેમ તેણીએ આંખોના ચમકારા ને હાથના ચાળાચસકા વધારવા માંડ્યા! હવેતો બંને મિત્રોની ખુશાલીનો આંક રહ્યો નહી! **નટવરે** ખુશ થઇને નાયકણને તરતજ પોતાનું સોનાનું ઘડીયાળ પ્રેઝંટ આપ્યું અને **મગને** હીરાની સુંદર વીંટી આંગળીએથી કહાડી આપી!

**મગનની** વીંટી લગભગ ત્રણ હજાર રૂપીયાની હતી! તે એક તારા સમાન પ્રકાશતી હતી અને જુની ખાણનો હીરો હોવાથી તેનું નુર વિશેષ મુલ્યવાન અંકાતું હતું તે **મગનને** વહાલામાં વાહાલી વીંટી હતી' અને તેવી સુંદર તેની પાસે બીજી ઘેર પણ નહોતી! તેજ પ્રમાણે **નટવરનું** સોનાનું ઘડીયાર પણ ઘણુ ઉમદા હતું, રૂ. ૭૦૦ ની કીમ્મતનું અમેરીકન મેકરનુ તે હતુઅને અંદર હીરા, માણેક વિગેરે પંચ રત્નની કણીઓ જડેલી હોવાથી તેની સોભા સુંદરતાનો પાર નહોતો. વળી તે ઘડીયાળની સાથેનો છેડો પણ તેવોજ મુલ્યવાન ને નમુનાદાર હતો! તે છેડાને બંને નાકે સાદી કડીઓ હતી' અને તેને હીરા જડેલા હતા તથા છેડો સાંકરી ભાતી હોવાથી દરેક સાંકળપર એકેકો હીરો જડી તેને અમુલ્ય બનાવ્યો હતો, તે એટલે સુધી કે મુબાઇમાં તેનો જોટો મળવો મુસ્કેલ હતો! આવી કીમતી વસ્તુ એક નાયકણને મળે, ને તેણીનો દાહાડો ફરે તેમાં શી નવાઇ!

નાયકણે તે વસ્તુઓ સલામ કરી લીધી, અને ઘણો ઉપકાર માન્યો! રાત્રિ વિશેષ વીતી! લગભગબાર વાગતાનો સમય થયો, અને તેથી **મગને** કહ્યું "ભાઇ, ચાલો હવે ઘેર જઇએ; કેમકે ઘેર ફીકર કરતા હશે!"

"છો ફીકર કરતા! આવી લહેજત ક્યાં દરરોજ મળનાર છે! બેસની મારા ભાઇ!" **નટવરને** ઉઠવુ ગમ્યું નહીં!

"નહીં, હવે બેસવું ઠીક નહીં! 'થોડાસો મીઠા' એ કહેવતને માન આપવું જોઇએ. વળી પાછા કાલે આવીશું." **મગને** જણાવ્યું.

"ઠીક ત્યારે, કાલે વાત, ચાલો." **નટવર** ઉભો થયો. નાયકણે બેસાવાનો આગ્રહ તો ઘણો ઘણો કીધો પરંતુ બીજે દિને આવવાનું વચન આપી તેઓ ત્યાંથી ઉતર્યા.

"ફીર આના શેઠજી! મકાન આપકાઇ હય." નાયકણે ઉતરતાં ઉતરતાં પૂર્ણ આગ્રહમાં જણાવ્યું.

**મગન** ને **નટવર** ગાડીમાં બેઠા, અને આખે રસ્તે એનાજ ગપાટા હાંક્યા! આણી તરફ નાયકણે પણ જાણ્યું કે "આજે ઠીક સધર બિસ્લુ હાથ આવ્યા!"

"**નટવર**, જો ઘેર તારી વહુ પૂછે કે કેમ વાર લાગી? તો રોકડું પકડાવી દેજે કે "નાકણને ત્યાં ગયોતો!" એમ કહેસે તો વારે વારે સંતાપશે નહીં! એક વારનું દુઃખ! પછી પંચાત તો નહીં! હું પણ મારી વહુને સાફ કહી દઇશ!" **મગને** સલાહ આપી.

"ઠીક છે. તારી વાત સત્તર આના!" **નટવરે** કહ્યું "હવે કાલે બપોરે વળી આપણે પાછા મળીશું!"

"તુંજ મારે ઘેરે આવજે." **મગને** જણાવ્યું.

"એમ કરીશ. વારૂ, સાહેબજી." કહી **નટવર** ગાડીમાંથી પોતાનાં ઘર આગળ ઉતરી પડ્યો, અને **મગનને** ઘેર મુકી આવવાને ઘોડાવાળાને હુકમ કીધાથી ઘોડાવાળાએ ગાડી **મગનના** ઘર તરફ ચલાવી.



## પ્રકરણ ૬ ઠું.

**દોહરો.**—અબળા તે અબળા સદા, સબળા નવ તે હોય;
અબળાનું બળ એટલું, આંસુ પાડી રોય !

### આખરે પણ અબળા !



નટવર ઉપર ગયો. **શુંદરમતી** તેની રાહ જોતી, અને આંસુ પાડતી બેઠીજ હતી ! નટવરને ઓરડામાં આવતાંજ તેણીએ પૂછ્યું "સ્વામિનાથ, આજે આટલો સમય ક્યાં ગયા હતા ? ! આજે તો આપને ઘણી વાર લાગી ! હું આપ વિના ત્યારની એકલી પડી પડી રડી મરૂં છું !" **શુંદરમતી** રડતી રડતી **નટવરને** ગળે વળગી પડી, પરંતુ **નટવરે** તે બિચારીને તરછોડી કહાડી !

"ખસ, દૂર જા !" **નટવરે** મિજાસમાંજ ધક્કો માર્યો ! **શુંદરમતી** જમીનપર ગબડી પડી, અને અત્યંત ગ્લાનિ પામવાથી થોડીક વાર જાણે બેશુધ્ધ બની ગઇ હોય, તેવું રૂપ **નટવરે** જોયું ! પણ નિર્દય **નટવરને** તેણીની કિંચિત પણ દયા નહીં આવતાં તેણે પોતાનાં કપડાં કહાડી ખીંટીએ ભેરવ્યાં કપડાં ભેરવવા જતાં **શુદરમતી** પગે અથડાવાથી તેણીને પગની ઠેસ મારીને હડસેલી ! એટલે તેણી પુનઃ જાગૃત થઇ, અને કહ્યું "સ્વામિનાથ ઠેસ શા માટે મારો છો ! ! મેં શો ગુન્હો કીધો ! રોજ તો તમે મને અર્ધાંગના સમાન માન આપતા, મારા પ્રત્યે પરિપુર્ણ પ્રેમ રાખતા, મને નિર્ખિને આનંદ પામતા, મને હર્ષે ચુંબન કરતાં, અને આજે મારાપર આટલો બધો તિરસ્કાર, ફિટકાર અને ધિક્કાર જણાવી મને ઠેલી દો છો ! આનું કારણ મને સમજાતું નથી !"

**નટવર** પોતાની આજની નાયકણ સંગની મઝાની વાત કહીદેવાનું કરતો હતો; પરંતુ તેનાં મોંમાથી તે શબ્દ નીકળી શક્યા નહીં ! માત્ર એટલુંજ બોલ્યો કે "તું તારાં મનમાં એમ ગુમાન ધરાવતી હશે કે તારા વિના મને ચાલશે નહીં, પરંતુ યાદ રાખજે કે તારાં કરતાં સરસ મને મળે છે !" **નટવરે** ધીમેથી વાત જાહેર કરવી શરૂ કરી.

"હેં ! શું બોલ્યા ? !" **સુંદરમતી** વિસ્મયતાથી બોલી "શું આપને કોઈ બીજી મળી છે ? !"

"હા એકને બદલે બે !" **નટવરે** કહ્યું "અને તે તારાં કરતાં પણ મને વિશેષ ચાહે છે ! સમજી ?"

"અરે સ્વામિનાથ. આપ એ શું વદો છો ? ! આપ જેવા મારા પ્રેમાળ પતિને મૂખે હું આ શું સાંભળું છું ! આ એકદમ અકસ્માત ગેબી ગોળો મારા અંતઃકરણમાં મારી મને શું આપે જીવતી મારી નાંખવી ધારી છે ? !" **શુંદરમતી** રૂદન કરતી બોલી.

"તારે જોઇએ તો કાલે મરતી હોય તો અત્યારે મર ! મને તારૂં બિલકૂલ કામ નથી, અને આજથી તારો ને મારો પતિ પત્નિનો સંબંધ મારે જોઇતો પણ નથી !" **નટવરે** છેલ્લી વાત તાબડતોબ કહી દીધી ! "તું મારી પત્નિ નહીં અને હું તારો પતિ નહીં ! બસ આજથી તું મને હરામ બરાબર !"

"સ્વામિનાથ, આમ બોલી મને કેમ બાળો છો ! મને ટૂંકેથીજ ટાળો છો ? ! મેં આપનો કંઇ પણ અપરાધ કીધો નથી, છતાં આપ આમ મારાં પ્રત્યે ક્રોધાવેશમાં ઉભરાઓ છો એ આપને ઘટે નહીં ! આપ મારા સુખદુઃખના સાથી, મારા જીવોદ્ધાર' પ્રાણાધાર ને પાલનહાર પતિ છો, અને આપે મારો હાથ પકડ્યો છે તે આમ છોડાય કેમ ? ! આપને આ શું સુઝયું છે ? ! આપને અવળી મતિ આપનાર પેલી **તારા** હોવી જોઇએ ! તે શિવાય આપ આમ મારાપર ક્રોધાયમાન થાઓજ નહીં પણ સ્વામિનાથ, આપને આમ કરવું ન ઘટે ! શું આપે મને જીવતી બાળવા ધારી છે ? !"

સુંદરમતીએ કરગરીને જણાવ્યું 'હું તો આપનાથી કદી પણ છૂટનાર નથી, અને આપનાથી પળ પણ વિખૂટી થનાર નથી!" શુંદરમતી ગદગદ કંઠે રડવા લાગી!

"તારે જોઇએ તો રડ કે પડ, પરંતુ મેં તો આજથી તારા સંગે પ્યાર બાંધ્યો છે, અને બીજી એક નાયકણનો મોહ મને લાગ્યો છે, માટે મારે હવે તારી કંઇજ દરકાર નથી!" નટવરે સ્પષ્ટ કહી દીધું!

"તારાની વાત તો મારે કાને પણ આવી છે!" શુંદરમતી બોલી.

"હા, મગનની વહુ તને આવીને કહી ગઈ છે! ખરૂં કેની?" નટવરે કહ્યું.

"પણ વળી નાયકણ કઈ મૂઇ છે?!" શુંદરમતી આશ્ચર્યતાપૂર્વક બોલી.

"તે પણ છે વળી એક! તારે તેની શી પંચાત છે? તું મને પૂછનાર કોણ?!" નટવરે ધમકાવી કહાડી!

"અરે પ્રાણનાથ, આજે આપને શું થયું છે.! તે રંડાઓએ આપને ભંભેરી દીધેલા જણાય છે!" સુંદરમતીએ કહ્યું.

"ખબરદાર જો તેમને ગાળો દીધી છે તો તું તારી વાત જાણી! જો હવે પછી તેણીઓને માટે એક પણ કડવું વેણ ઉચ્ચારશે તો તારી જીભજ કાપી નાંખીશ!" નટવરે જણાવ્યું.

"ભલે! પણ તેમાં મારી સાથે કેમ બોલતા નથી!! તમારે જોઇએ તેને ત્યાં રખડો પણ મારી સાથે તો હેતથી બોલો ચાલો! મેં રાંડે શું પાપ કીધાં?!' સુંદરમતી બોલી.

"બસ, હવે તારૂં મોં જોવું પણ ગમતું નથી! તારૂં મોં મને બતાવતીજ નહીં!" નટવરે સાફ કહ્યું.

"ક્યાંથી મારૂં મોં ગમે?! પારકી રાંડ મળી એટલે ઘરની બાયડી ગમે તેવી સુંદર છતાં તે નજ ગમે!" સુંદરમતીએ કંઇક મિજાસમાં જણાવ્યું.

"ચૂપ રહે સુ જંગલી!" નટવરે ધમકાવીને કહ્યું.

"હાસ્તો! હવે તો હું જંગલી હઉં એમા શી નવાઇ!" શુંદરમતી કટાક્ષમાં બોલી.

"ખબરદાર! ઝાઝી જીભ ચલાવતી બંધ રહે! અને તને તાકીદ આપુ છું કે, આ સંબંધી કોઇને પણ વાત કરીશ તો યાદ રાખજે કે, તને આટલી પાસે બેસવા દઉં છું તે પણ પછી બેસવા નહીં દઉં!" નટવરે તાકીદ કરી.

'સારૂં નાથ. કોઇને નહીં કહું! આપ મને ગમે તેમ કરશો. તોપણ હું તો મારૂં પતિવ્રત્ત સાચવી રાખવાને સદાએ આપની આજ્ઞામાંજ રહીશ, અને આપ જેમ રાજી રહેશો તેમ કરીશ. પણ યાદ રાખજો કે આપ પરનારીના મોહમાં લપટાયા છો તે કોઇ વાર પણ ખત્તા ખાશો ને પસ્તાશો! કેમકે પરસ્ત્રીની સંગતમાં કોઈ પણ સુખી થયું નથી ને થશે પણ નહીં!" શુંદરમતીએ ભવિષ્ય કહી દીધું.

"બસ, બસ, બહુ થયું હવે! બોલતી બંધ રહે છે કે વાંસો ભારી થયો હોય તે હલકો કરાવાની મરજી છે?! મને તારૂં ટાહેલું જોઇતું નથી! તું મને શિખામણ દેનાર કોણ?! શું હું મરદ બચ્ચો તારા જેવી એક સ્ત્રીજાતીનો બોધ લેના લાયક છું?! બીજી બાંયડીઓ જેમ પોતાના પતીને હુકમમાં હાજય ને જી હજુરે' રાખે છે, તેમ તુ શું મને રાખવા ધારે છે?! ના કદી નહિ! તેમ કદી પણ બનનાર નથી નટવરે કહ્યું

સ્વામીનાથ, આપને હાલમાં અવળી બુદ્ધિ સુઝી છે, તેથી આપના ભલા ને માટે હું જે પણ કહીશ તે આપને અવળુ મનાશે! પરંતુ મારાં વેણ વખત આવેથી બરાબર સમજાશે! પરંતુ મારા વેણ વખત આવેથી બરાબર સમજાશે! હાલ તો આપની મરજીમાં અવે તેમ મહાલો! સુદરમતી એટલુ કહી શાંત રહી અને કોઇ પણ રસ્તે પોતના પતીને સુધારવાની તદબીર શોધવા લાગી તેણીએ જાણ્યુ કે હાલ એમને જુવાનીનો જુસ્સો ને પરનારીનો મોહ વળગેલો છે, તેથી હાલ એમને

ખરૂં કહેલુ મનાશે નહી, માટે કોઇવાર બીજી તક મળેથી એમને એ વાત કેવાની તજવીજ કરીશ હાલ તો હું પગ એમની હાએ હા ભણીસ તો ઠીક પડશે ને જો વધારે ગડબડ કરીશતો વધારે બેહેકશે ને પછી હદ બહાર બેહેકેલી વાત કદી પણ સુધરશે નહિ આ બાબતમાં એકવાર ગુલાબ સાથે વાત થયા પછી કયો રસ્તો લેવો તે સુઝ પડશે; માટે હાલ તો મૌન્ય રહેવામાંજ માલ છે! આમ વિચાર કરી તેણીએ નટવરને જણાવ્યુ પ્રાણ પ્રિય આપની મરજીમાં આવે તેની સાથે બોલો ચાલો ને હસો વસો! મને તેનો વાંધો નથી; પણ મારી તમને એટલીજ પાર્થના છે કે, આપ મને માત્ર આપનાં મુખદર્શન કરાવતા રહેજો એટલે બસ!

નટવરે જાણ્યું કે હવે રાંડ સમજી છે, માટે આપણે પણ એટલી તો હાજ કેહવી." એમ સમજી સુદરમતીની વિનંતી સ્વિકારતાં જણાવ્યું ઠીક છે. તેની મને ના નથી તારે જોઇએ ત્યારે મારી સન્મુખ આવજે ને બેસજે, પણ શરત એટલી કે મારા બોલાવ્યા વિના તારે મારી સગે કદી ભાષણ કરવું નહિ! કબુલછે સ્વામીનાથ! આપની આજ્ઞા માથે ચઢાવું છું સુદરમતીએ નમ્રતાઇથી જણાવ્યું, અને પછી પોતે પલગની નીચેજ જમીનપર સુતી, અને નટવર એકલો પલંગપર પડયો!

અહા! આ સમયનોદેખાવ કેવો દયાવંત! જે પલંગપર પ્રેમવંત પતિ પત્નિ એક ઓસીંકે માથાં મુકી શયન કરતાં, જે પલંગપર પ્રીતિનો પ્રતીબિંબ પ્રકાશતો, ને જે પલંગ બંનેનાં શયનને શોભાવતો તે પલગ આજે કેવો કદરૂપા દેખાવનો દેખાતો! નટવરને પણ આ દેખવથી લાગ્યું તો ખરૂં. પરંતુ તારા ને નાયકણુ ગળે વળગેલી હોવાથી પોતાની પત્ની પ્રત્યેનો પ્યાર તો અંધકારજ પામ્યો, અને પલંગપર પડયો પડયો "આવતી કાલે નાયકણને ત્યાં કયારે જવું, તારાને ક્યાં મળવું" એ આદીક ભટકતી રચનાઓનાં ચોકઠાં ગોઠવવાં લાગ્યો, અને તેમ કરતાં પ્રભાત પણ પડી ગયું! સુંદરમતી પ્રભાત થતાંજ ઉઠી જોકે નિંદ્રાતો આવીજ નહોતીજ, તદપિ પ્રભાતનો પ્રકાશ થવાથી નીચે જવુંજ જોઇએ, માટે તેણીએ ઉઠીને મોં ધોઇ નાખ્યું રડેલી આંખોપર પાણી છાંટા તેને સ કરી, અને તે માત્ર એટલાજ માટે કે વીતેલી વાત ઘરનાને કોઇને ખબર પડે નહી કેમકે તે વાત કોઇને પણ નહી કેહેવાને માટે નટવરનો આગ્રહ હતો સુદરમતીએ માથાના કેસ સજ કીધા, અને ધીમે ધીમે ગતિહીન પગલે દાદરો ઉતરતી નીચે સંચરી

બાદ નટવર પણ તરતજ ઉઠયો, અને ઉઠતાંની સાથેજ સામેની બારી તરફ નજર કરી, પરંતુ તારા ત્યાં હાજર નહિ હોવાથી તે પાછો પલંગપર પડયો, અને એ પ્રમાણે બેગણુ વાર ઉઠબેસ કરતાં થોડીકવારે તારા બારીએ આવી ચઢી! બંનેનાં નેત્રો એકત્ર અથડાયાં! ઇશારતોનાં ચાળાં થયા! બંનેના મોં મલકાયાં, ને ખુશી થયાં! આમ કેટલોક સમય સુધી ચાલુ રહ્યું!

સુંદરમતી આંખ ધોઇ અને મોં સાફ કરીને નીચે ઉતરી હતી. તેમ છતાં તેણીનો ઉદાસ ચહેરો અને શોકાતુર કાંતી કંઇ ગુપ્ત રહ્યાં નહિ! તેણીને ઉદાસિત જોતાંજ તેણીની સાસુ રત્નલક્ષ્મીએ તેણીને પુછ્યુ કેમ વહુ, આજે આમ ઉદાસ કેમ છે? તારા જીવને કેમછે વારૂ?"

"ના, કંઈ નહિ સાસુજી, અમસ્તું! એ તો આપને એમ જણાય છે" સુંદરમતીએ કહ્યું. પણ સુંદરમતી ને નટવર બંનેપર રત્નલક્ષ્મીનું સરખુ હેત હતું કેમકે તેણીને એક વહુને એક દીકરોહોવાથી બંનેપર તેણી ઘણીજ ચાહેના રાખતી હતી અને જો કદી કોઇનું પણ માથુ દુખતું તો તેણીનો જીવ કપાઇ જતો હતો! તેથી સુંરદમતીને દલગીર જોઇ તેણીના જીવને તો વલોપાત થઇ રહ્યો! તેણીએ સુંદરમતીને વારે ને વારે પુછવા માંડયું "કેમ વહુ, શું થયું છે? કેમ બોલીતી નથી? ના, ના ખરૂં કહે? તને મારાં સમ છે! બોલ બેટા, શું થયુ છે?"

"કંઈ નથી થયું સાસુજી! એ તો હું ઉંઘમાંથી ઉઠીને આવી છું તેમાં તમને એમ લાગેછે! બાકી કાંઇ થયું નથી?" સુંદરમતીએ પરાણે પરાણે મોં લગાર હસતું બતાવીને જવાબ આપ્યો. પણ રત્નલક્ષ્મીના મનને આવા જવાબથી કંઇપણ સંતોષ થયો નહીં તેમજ નટવર અદ્યાપિ સુધી

ઊઠીને નીચે નહી આવ્યાથી તેણીને નક્કી વહેમ ગયો કે "ધણી ધણીઆણીને જરૂર કંઇ કચપચ થઇ હશે !" આમ વહેમ લાવી **રત્નલક્ષ્મી** **નટવર**ને જોવાને તેના ઓરડામાં ઉપર ગઇ. અને જુએ છે તો સામે **તારા**ની સંગે તેને ચેનચાળા કરતો દીઠો ! આ જોતાંજ **રત્નલક્ષ્મી** ચમકી ! તેણીનો મિજાસ ગયો ! તેણીએ **નટવર**ને ઘાંટો પાડી ધમકાવતી હોય તેવા રૂપમાં બોલાવ્યો "નટવર ! કેમ હજી નીચે આવ્યો નથી ?! એ કોની સાથે ચાળા કરે છે ?! કોણ સામે છે ?!"

**રત્નલક્ષ્મી**એ તારાને બરાબર બારીમાં જોઇ, અને **નટવર** તેની સંગે ચેનચાળા કરતો હતો, તે પણ બરાબર જોયું ! તેણીને ધાસ્તી લાગી કે "હવે છોકરો વંઠી જશે !" **રત્નલક્ષ્મી**ને જોતાંજ તારા સામેથી ચમકીને ખસી ગઇ ! તેણીએ **નટવર**ને સામો બોલાવ્યો.

"કેમ, હજી સુધી આજે કંઇ નીચે આવ્યો નથી બાઇ ?! સામે તું **તારા**ની સાથે તોફાન કરતો હતો તે મેં જોયું છે, હોં ! યાદ રાખજે હવે તું ! તારા બાપાને કહેવા દે, પછી તારી વાત છે !" **રત્નલક્ષ્મી**એ **નટવર**ને ધમકાવીને કહ્યું. "તું શું વંઠી જવા બેઠો છે ?! દુનિયામાં રહેવું છે કે નથી રહેવું ?! આ શું લઇ બેઠો છે ?! કંઇ લાજ શરમ છે કે નથી ?! છેક જ છકી ગયો છે !"

**નટવર**ને ખરૂં કહેતાંજ ચટકો ચડ્યો, અને હવે તેણે માતાની પણ મર્યાદા મુકી રોકડો જવાબ પકડાવ્યો "જાઓ તમારાથી થાય તે કરી લો ! બાપાથી કોણ બ્હીએ છે ?! મારી મરજીમાં આવે તેમ હું કરીશ ! તમારે મારી વચ્ચે આવવું નહીં ! બસ, જાઓ અહીંથી !"

**રત્નલક્ષ્મી** આ સાંભળી ઘણીજ ચકિત થઇ ગઇ, અને પોતાની આમન્યાનો લોપ થયલો જોઇ ચુપચુપ કંઈ પણ બોલ્યા શિવાય એકદમ નીચે ઉતરી પડી.

**નટવરે** મનમાં વિચાર કીધો કે " મારી વહુએજ રાંડે નીચે જઇને મારી માને કહી દીધું હશે, અને તેથીજ મારી મા મને પકડવાને ઉપર આવી હશે ! જરૂર એ રાંડ કુભારજાએ મારી બધી વાત ફોડી દીધી હશે ! હવે એ રાંડની વાત છે ! ઉપર આવે તો રાંડને લાકડીએ લાકડીએ ઝીંપેડી નાંખું, ને બરાબર એની ખોડ ભુલાવી દઉં ! (થોડીવાર વિચાર કરીને) પણ બાપા જાણશે તો મહા સંતાપ થશે, ને ઘરમાં રહેવું મુશ્કેલ થઈ પડશે ! મા કંઇ બાપાને કહ્યા વિન રહેનાર નથી ! અરે તારૂં સત્યાનાશ જાય તારૂં બાયડી, તેં પણ મારી કાળી ધોળી વાત પેટમાં નહીં રાખી ! પણ હશે ! માબાપ જાણશે તો મને ક્યાં દરકાર છે ! મનમાં સમજીને મુંગા રહેશે ! તેઓ શું કરનારા છે ?! ઘણું થશે તો વળી બબડશે ફફડશે ! અંહ ! તેમાં તે શું મોટી વાત છે ! પણ એ રાંડ બાયડીનો તો બરાબર બરડો બાંગું ત્યારેજ રહું ! રાંડ ઉપર આવે તો વાત !" એમ વિચાર કરતો **નટવર** પાછો નફટની માફક બારીએજ ઉભો, અને **તારા** પણ તેને જોતાંજ ત્યાં આવી.

"કેમ શું થયું ?! કેમ તમારી માએ જાણ્યું કે ?!" **તારા**એ ઇશારતમાં પૂછ્યું.

"અંહ ! તેની કોણ દરકાર કરે છે ! હું ક્યાં મારાં મા બાપને પત કરૂં તેમ છું !" **નટવરે** પણ હાથ ને આંખોની ઇશારતથીજ ઉત્તર આપ્યો. અને પ્રથમની માફક બંને જણાં સામસામાં મગ્ન થતાં ચેનચાળા કરતાં ઉભાં !

**રત્નલક્ષ્મી** નીચે ગઇ. તેને મહા સંતાપ ઉત્પન્ન થયો ! તેણીએ જતાંને વારજ **સુંદરમતી**ને લગાર ધમકાવીને કહ્યું "કેમ. તને મેં પુછ્યું ત્યારે તેં પણ મારી આગળ વાત છુપાવી ના ?!"

"શી વાત ?! હું તો કંઇ જાણતીએ નથી !" **સુંદરમતી** અજાણી થઇને બોલી.

"તું ગમે એટલું છુપાવે, પણ હું તો તારા મોંઢા ઉપરથીજ ચેતી ગઇ ! મેં મારી નજરો નજરે ઉપર જઇને જોયું ! **નટવર**ની સાથે તારે એ બાબતમાં કાંઇ ખટપટ થઇ હતી કે શું ?" **રત્નલક્ષ્મી**એ પૂછ્યું.

"પણ વાત શી સાસુજી ?! હું તો તમારા ભેદી સવાલમાં સમજી શકતી નથી ! મને કહો તો



"કેમ નરચર! આતેં શું માંડ્યું છે! તું એને શા માટે મારે છે?"

ખબર પડેની!" **સુંદરમતીએ** વળી અજાણી થઇનેજ પુછ્યું, અને તે માત્ર એટલાંજ માટે કે, **નટવરે** તે વાત કોઇને નહીં કહેવાને ફરમાવ્યું હતું.

"હજી પૂછે છે કે શી વાત?! શું તું મારે મોંઢેજ મારા છોકરાની એબ ખોલાવવાનું કરે છે! જરૂર તુંજ મારા છોકરાને બગાડે છે! પણ એ તને પોતાનેજ ભારે પડશે! કેમકે તારા ધણીને તારેજ વેઠવાનો છે!" **રત્નલક્ષ્મીએ** ગુસ્સામાં જણાવ્યું "અને તો મ્હોટા પડયા તેથી અમારાથી તો હવે તેને લાજ મુકીને કહેવાશે નહીં, પરંતુ તારી તો ફરજ છે કે, તે જો આડે રસ્તે જતો જણાય તો તેને વારવો. તેને બદલે તું તો ઓર તેનું છુપાવવા માંગે છે, અને તેમ કરી તેની અનીતિને તું ઓર ટેકો આપે છે! બસ, હું તને મોઘમમાંજ કહું છું! વિશેષ સ્પષ્ટ કરી મારી મર્યાદા મુકવી મને સારી લાગતી નથી! જો વહુ, તું સમજુ ને સ્યાણી છે, તો તારી ફરજ છે કે તારા ધણીને કંઇ પણ આડે માર્ગે જતો અટકાવવો."

**સુંદરમતી** સ્તબ્ધ બની ગઇ! તેણીને વળી આ બીજો સંતાપ લાગ્યો! તેણીના ધણીએ તેણીને વાત છુપાવવાને આજ્ઞા કરેલી, તેનો ઠપકો **રત્નલક્ષ્મીએ** પણ તેણીને માથેજ મુકયો, અને તેથી તેણીએ વિચાર કીધો કે ઉપર જઇને એમને હું ચેતાવું કે, સાસુજીએ તમારી વાત જાણી છે!"

**સુંદરમતી** તરતજ ઉપર આવી! તેણીને અંદર આવતી જોતાંજ **નટવરે** લાકડી લઇ ધબોરવા મારવા માંડી! લાકડી એવી જોરમાં મારી કે, તેના ત્રણ કટકા થઇ ગયા! તેમજ કોઇ પણ દિવસ **સુંદરમતીએ** માર ખાધેલો નહી હોવાથી, અને આજે તેણીનાં કોમળ, સુંવાળા ને નાજુક શરીરપર કાષ્ટની લાકડીના ઝપાટા પડવાથી તેણીએ અકસ્માત ચીસ પાડી મુકી!

**નટવર** લાકડી મારતો જાય ને કહેતો જાય. "કેમ રાંડ, તેં આખરે સારી માને વાત કહી દીધી કેની?! રાંડ ચાડીઅણ! લે, લેતી જા! તારી ચાડીખોર ટેવની તને બરાબર શિક્ષા ટરવીજ જોઇએ!"

**સુંદરમતી** આ સાંભળી ચકિત થઇ, અને પોતને માથે મિથ્યા આળ આવ્યું તે જોઇ લાચાર બની! તેણી બોલવા તો જતી હતી, અને ખરો ખુલાસો કરી પોતાના પ્રાણપતિને શાંત કરવાનું ઘણુંએ યત્ન કરતી, પરંતુ મારના ત્રાસથી તેણીનાથી કશુંજ બોલી શકાતું નહીં, અને જેમ જેમ બોલી શકતી નહીં, તેમ તેમ **નટવર** તેણીને વિશેષ ને વિશેષ ધબોળતો!

વાત વધી પડી! ઓરડો ધબધાટથી ગાજી રહ્યો! **સુંદરમતીની** ચીસ નીચે સંભળાઇ! ધબાકો જબરો થયો! રત્નલક્ષ્મી ઉપર દોડી આવી! અને ગુસ્સામાં ચીડવાઇને બોલી "કેમ નટવરે! આ તેં શું માંડ્યું છે! તું એને શા માટે મારે છે! તું શું એમ માને છે કે, એણે તારી વાત મને કહી હશે?! પણ એ તો મેં પોતેજ તારી ચોરી પકડી છે! માટે ખબરદાર જો એને કાંઈ કહ્યું તો! આ ઘેડજેતો લઇ બેઠો છે તેમાં તને શરમ નથી આવતી?!"

"બસ, તું જા અહીંથી! અમારી વાતમાં તારે વચ્ચે આવવાની જરૂર નથી! ધણી ધણીઆણીની પંચાતમાં તારે બોલવું લાજમ નથી! તું તારે છાનીમાની નીચે ચાલી જા!" **નટવરે** ઘણુંજ મિજાસમાં આંખો ફેરવીને કહ્યું!

**રત્નલક્ષ્મીએ** બબડાટ કીધો, અને તેમ કરતાં **સુંદરમતીને** છાની રાખી થોડી વાર **નટવર** તરફ ડોળા ઘુરકાવ્યા, અને પછી પાછી નીચે ગઇ! તેણીને ઘણો ખેદ ઉપજ્યો.

"પ્રાણનાથ, મેં આપની વાત કંઇ પણ કરી નથી? સાસુજી પોતેજ ઉપર આવ્યા, અને તેમણે તમને તારા સાથે આંખો મિચાવતાં જોયા હશે તેથી તેમનાં જાણવામાં આવ્યું હશે! પણ મેં તો તેમને જરા ગંધ પણ જણાવી નથી!" **સુંદરમતી** એ હાથ જોડીને જણાવ્યું.

"એ વાત હું કદી પણ માનુંજ નહીં! જો માને ખબર પડી નહોય તો તે ઉપર આવેજ શા માટે?" **નટવરે** પુછ્યું.

"એ તો આપને આજે નીચે આવતાં મોડું થયું તેથી આપને બોલાવવાને સાસુજી ઉપર આવ્યા અને તેમણ નજરો નજર જોયું ! તેમાં મારો શો વાંક ?! મને નકામી શું કરવા મારો છો; લગાર મને પુછવું તો હતું ?!" **સુંદરમતીએ** કહ્યું.

**નટવર** આ સાંભળી સમજ્યો તો ખરો, તો પણ પોતાની ભૂલ કબુલ નહીં કરતાં મૂળ વાતનેજ વળગી રહ્યો !

**રત્નલક્ષ્મીએ નટવરની** વાત પોતના પતિ **સુખમલને** જણાવી ! તે ઘણો ખેદિત થયો પરંતુ તેણે **રત્નલક્ષ્મીને** ઠપકો આપ્યો કે "તારી મ્હોટી ભૂલ થઇ ! તારે **નટવરની** ચાલ વિષે મોંઢામોંઢે થવાની જરૂર નહોતી. મ્હોટા છોકરા થયા પછી તેને મે ઢેમોંઢ ભસાવવા તેમાં વડીલની મર્યાદાનો લોપ થાય, અને પોત જાય !"

"ત્યારે તમે એને કંઈ ઠપકો નહીં આપો !" **રત્નલક્ષ્મીએ** કહ્યું.

"નહી. કદી નહીં. પણ એને સુધારવાનો બીજો કોઇ રસ્તો લેવો પડશે. એના મિત્ર મારફતે એને કહેવરાવીશ. હાલ તુ એ પંચાત મુકી દે. ધીમે રહીને હું એનો રસ્તો લાવીશ." **સુખમલે** ઉતર આપ્યો.

"ઠીક ત્યારે. તમે એને ઠેકાણે લાવવા તજવીજમાં રહેજો; નહીંતો આગળ જતાં એ છેક હાથથી જશે તો પછી સુધરવો મુશ્કેલ થઇ પડશે! અત્યારથી ઉગતાજ ડહામશો તોજ એ પાછો સુધરશે." **રત્નલક્ષ્મીએ** જણાવ્યું.

"આજથી હું એનીજ ફીકરમાં રહીશ; નહીં તો મન ભય છે કે, આગળ જતાં એ તો મારૂં નામ બોળશે, ને મારી લાખોની દોલતનાં ધ્રનાશંતીયાં કરી નાંખશે, એટલુંજ નહીં પણ એ એની આવી ચાલથી ભૂખે મરતો રવડી મરશે !" **સુખમલે** જણાવ્યું. "હાલ તો તું શાંત રહેજે ને જાણે કંઈજ જાણતી નથી તેમ મૌન્ય રાખજે !"

"ઠીક સ્વામિનાથ, પણ એનો મિત્ર—ખરેખરો અંતઃકરણનો મિત્ર તો પેલો **મગન** છે, માટે તેનેજ બોલાવીને એ વાત કહેશો તો ઠીક પડશે" **રત્નલક્ષ્મીએ** સલાહ આપી.

"તે બધી તજવીજ હું કરીશ. તું તારે બેઠી બેઠી જોયાં કર ! તારા કરતાં મને વધારે ફીકર છે !" **સુખમલે** જણાવ્યું.

"ઠીક ત્યારે. હવે તમે જાણો." કહી **રત્નલક્ષ્મી** ઘરકામમાં રોકાઇ, અને **સુખમલ** હુકો પીતાં એજ વિચાર કરતો હીંચકાપર ઝુલતો બેઠો.

થોડી વારે **સુંદરમતીને રત્નલક્ષ્મીએ** નીચેથી સાદો પાડયો, એટલે તે નીચે ગઇ. અને **નટવરે** પણ નીચે જઈ નાહી ધોઇને ભોજન કીધું, અને પછી કપડાં પહેરી ગાડી જોડાવી તેમાં બિરાજી પોતાના સંકેત પ્રમાણે **મગનને** ઘેર સંચર્યો. **સુંદરમતી** કંઇક જમીને પાછળથી ઉપર આવી, અને પોતાના કષ્ટનું રૂદન કરતી એકાંત બેઠી ! પતિની અનીતિને માટે તેણીને અનહદ શોક વ્યાપ્યો, અને કયો રસ્તો પકડી તેને સુધારવો તેનોજ વિચાર કરવા લાગી.

---

## પ્રકરણ ૭ મું.

---

**દોહરો.**—દ્રષ્ક બુરો છે આંધળો, દ્રષ્ક કરાવે કલેશ;
દ્રષ્ક છોડવે મિત્રતા, દ્રષ્ક લગાવે મેશ !
દ્વેષ ને કલેશનું પજરણ !

**નટવર** ગાડીમાં બેસી ત્વરિત **મગનને** ઘેર આવ્યો. **મગને** ઉપર આવતાંની સાથે 'શેકહેંડ' કરી તેને ખુરસીપર બેસાડયો; પણ **નટવરનું** મુખારવિંદ ઉદાસિમાં ફીકું થયેલું જોઇ તેણે પુછયું "કેમ ભાઇ, ઉદાસ છે કંઇ ? વાત વધી કે શું વળી ? તારી પેલી **તારા**



"પણ હવે પેલીને ત્યાં ચાલો! ગીરગામ જવું છે કેની?"

કંઇ ખસી તો નથી ગઇની !"

"ના યાર, પણ ઘરમાં કલેશ જાગ્યો છે !" નટવરે સંતાપમાં જણાવ્યું "રાતના મોડું થયું ત્યારથીજ વાત વધી પડી છે !"

"તેમાં તે શું ધાડ આવી ! મારાં ઘરમાંએ મારી વહુનો બબડાટ શરૂ થયો છે, પણ બાવડીથી કોણ બ્હીએ છે ! વધારે ટકટક કરે તો ચોદમું રતન છે કેની ? ! એક લાત ને બીજી વાત કરી કે પાધરી દોર !" મગને ચોખ્ખી સલાહ આપી !

"અરે પણ બાયડીની તો કશીએ દરકાર નથી ! પણ મારી માએ બધી વાત જાણી છે, અને મારા પિતા પણ આપણું પાપ સમજી ગયેલા લાગે છે ! માટેજ મને સંતાપ થયો છે તો !" નટવરે કહ્યું. !

મગન લગાર વિચારમાં પડ્યો. તોપણ છેવટે મિજાસ ફેરવીને એક સલાહ આપી કે 'અંહં' ! માબાપ વળી શું કરવાનાં છે ? ! આપણે મ્હોટા થયાં પછી આપણી મરજીમાં આવે તેમ મહાલવાને આપણે મુખત્યાર છિએ ! ડોન્ટ કેર ! માબાપની મગદુરે શુ કે આપણી ખાનગી વાતમાં માથું મારી શકે ! માબાપ પણ ઝાઝી ટકટક કરે તો એ ડાંસા મારીને બેસાડી દેવા ! નાહના હતા ત્યાં સુધી માબાપની સત્તા ! હવે કંઇ તેમની સત્તા નથી કે આપણને હુંકારો કરી શકે !"

"પણ હું મારા માતપિતાની સામું કદી પણ બોલી શક્યો નથી, ને મેં તેમની અવજ્ઞા કદી પણ કરી નથી તેથી મને આચકો આવે છે !" નટવરે જણાવ્યું.

"એમ બ્હીવાની કંઇ જરૂર નથી એક વાર દમ કસ્યો તો બીજી વાર ટેંટેં કે પેંપેં કરશેજ નહીં ! હું કહુ છું તે સત્તર આના સમજી રાખવું !" મગને જણાવ્યું.

"તે તો ખરૂ છે ! મારી માને મેં લગાર દમ કસ્યો કે, ચૂપ થઇને ચાલીજ ગઈ !" નટવરે કહ્યુ.

"જો ત્યારે ! મારી સલાહ મળી કેની !" મગને વાત પકડી લીધી "એ તો દમ કીધાં વિના ચાલેજ નહીં. માનીએ ત્યાં સુધી મ્હોટા; નહીં તો આપણને મગને ઓટા !"

"પણ—" નટવર આગળ શંકા કહાડવા જતો હતો.

"એ પણ બણ કંઇ નહીં ! મેં કહ્યું તેમજ કરવું ! બીજી વાતજ નહીં !" મગને એકજ સલાહ આપી.

"ઠીક ત્યારે એ તો સઉ થઇ રહેશે, પણ હવે પેલીને ત્યાં ચાલો. ગીરગામ જવું છે કેની?" નટવરે મોં મલકાવીને પૂછ્યું.

"અલબત, ત્યાં જવા માટે તો આપણે આજે આ વખતે મળ્યા છીએ." મગને કહ્યું "પણ જો ભાઇ એક વાતનો ઠરાવ આપણે કીધાં પછી ત્યાં જવું."

"હજી તારે શો ઠરાવ કરવાનો બાકી છે ? ! બોલી દેની ભાઇ !" નટવરે જાણવા માગ્યું.

"જો ! વાત તને પૂછવાની એટલીજ કે, એ નાયકણને માટે તારો શો વિચાર છે ? !" મગને પૂછ્યું "જો મારી મરજી એને પગાર આપવાની હોય તો તેમ, ને નહીં તો હું પગાર આપું. બોલ શો વિચાર છે ? ત્યાં ગયાં પછી ટકટક કામની નહીં !"

નટવર સમજી ગયો કે "મગન મને ખેરવવાની તજવીજ કરે છે !" તો પણ મગનને કહ્યું "ભાઇ, તું ને હું જૂદાં છિએ ? એમાં વળી વિચાર શાંનો કરવાનો છે ? ! આપણે બંને એક જીવ છિએ ! એટલે વળી તરૂં શું ને મરૂં શું છટ છટ ! એવી જૂદાઇ હું મારાં મનમાં માનતોજ નથી !"

"ના પણ જો ભાઇ, સ્ત્રી વસ્તુ મહા બુરી છે ! એમાંથી આપણા વચ્ચે વિગ્રહ થાય એમાં નવાઇ નહીં ! માટે જો તારે એને પગાર આપવો હોય તો તું જજે આવજે, અને પછી હું તો ત્યાં પગ પણ નહીં મૂકીશ ! કેમકે તેમાંથી કોઇ દહાડો આપણી મિત્રતામાં કચરો પડે !" મગને જણાવ્યું

"અરે પણ ભલા માણુસ, આપણા વચ્ચે કિંચિત પણ ભિન્નભાવ હોય ત્યારેની !" **નટવરે** જણાવ્યું "આપણો જીવ એક છે તો બસ છે."

"તે સઘળી વાત સાચી છે, પણ આ બાબતમાં પ્રથમથી પાકી ગોઠવણ થાય તોજ હું તો વચ્ચે પડું ! નહીંતો હું કંઇ માથું ઘાલું નહીં !" **મગન** બોલ્યો "હું તો તને કહું છું કે તારે જોઇએ તો તું પગાર આપ ને તુંજ તેણીને રાખ."

"એમ છે ! ઠીક ત્યારે જા હું પગાર આપીશ ! બસ થયું ? !" **નટવરે** રોફમાં કહ્યું.

"હા, બરાબર. તું નાયકણની પ્રીતિમાં પડજે ને હું પેલી તારા સંગે પ્રીતિ બાંધીશ !" **મગને** ધીમે રહીને ટુચકો પુર્યો **નટવરનો** મિજાસ ગયો ! તે ચીડવાયો ! "હેં ! આ તું શું બોલે છે ! મેં તારી આગળ તેણીની વાત કરી તેમાં તું તેને પસરવા માગે છેની ?! તારી દાનત બગાડીને તું શું આપણી દોસ્તીને કલંક લગાડવા માગે છે ? ! જો હું એમ જાણુતે કે તારા પર તારી નજર બગડશે તો હું તને કદી પણ તેણી વિષેની વાત જણાવતેજ નહીં ! એક મિત્ર તરીકે તને આવી ચાલ ચલાવવી શોભતી નથી ભાઇ ! **નટવરે** ઘણાજ ગુસ્સામાં જણાવ્યું, અને તેનું મોં ઉતરી ગયું!

"પણ, તારે તો એક મોઢે બે લાડવા ખાવા છે, તે કેમ થાય ? ! હું તો તને હજીએ કહું છું કે, જોઇએ તો નાયકણને પગાર આપને જોઇએ તો તારાની પ્રીતિ સાચવી રાખ ! એમાંથી તારી મરજીમાં આવે તેની સંગે મહોબત રાખ; પણ તું તો બંને લાડવા સાથે ખાવા માગે છે, એ તો બનેજ કેમ ! !" **મગને** પૂછ્યું.

**નટવરે** ધાર્યું કે "આ ભાઈ સાહેબની દાનત તારા પર બગડી છે ! પણ હું ખરો કે એની સાથે હાલ દાવપેચ રમી નાયકણની વાત પડતી મુકું. અને પછી ધીમે રહીને એને અંધારામાં નાંખીને નાયકણને પણ હુંજ ઉડાવી જાઉં ! ઠીક છે બચ્ચાજી, હવે તારા ટાંટિયા તારાંજ ગળામાં નાંખું છું ! તને પણ ખબર પડશે કે **નટવર** પણ એક ઉસ્તાદ મળ્યો !" આમ **નટવર** પોતાનાં મનમાં કપટની બાજી રચવા લાગ્યો.

"કેમ ભાઇ, કંઇ વિચારમાં પડીગયો ? ! ગળે વાત ઉતરતી નથી કે શું ? !" **મગને** પૂછ્યું.

"ના દોસ્ત, તારી વાત ન્યાયપૂર્વક છે; હું તારાને તો છોડું બનેજ તેમ નહીં ! માટે તું તારે નાયકણનો પગાર ચાલુ કર ! બસ, થયું હવે ? હવે તો તું રાજી થયો કેની માઇ ડીયર ?" **નટવરે** પેટમાં પાપ રાખીને વાત કરી !

"બસ બસ, બસ, ! હવે તને સમજ પડી ? હવે મારે કંઇજ વાંધો નથી !" **મગને** રાજી થઇને જણાવ્યું "થેંક યુ ! મેની મેની થેંકસ !"

"ઓહ ! નો, ડોન્ટ મેનશન." **નટવરે** વિવેક કીધો, અને કબુલાત લીધી "પણ એટલી શરત કે હું તારી સંગે નાયકણને ત્યાં આજ પછી કદી પણ આવીશ નહીં !"

"કેમ ? ! **મગને** વિસ્મયતાથી પુછ્યું "નહીં" આવવાનો સબબ ? ! શું મારા મિત્ર તરીકે તેણીનું માત્ર ગાયન સાંભળવા આવશે તો મને કાંઈ વાંધો પડશે ? ! તેમ કદી સમજતો નહીં !"

"તને હાલ તરત તો વાંધો નજ પડે, પરંતુ કદાચ ભવિષ્યમાં કંઇ વહેમમાં આવી જાય તો આપણા વચ્ચેની મિત્રતામાં ભંગ પડે ! માટે ત્યાં આવેથી શું વિશેષ છે ? !" **નટવરે** કહ્યું.

"તેમ કદી માનતો નહીં ! તારા જેવા મારા એક જીવજાન મિત્રને માટે એવો વહેમ જાય એ તો 'ન ભુતો ન ભવિષ્યતિ' સમાન સમજજે ! હું તને લીધા વિના જાઉંજ નહીં !" **મગને** આગ્રહ કીધો.

"પણ હું કદી આવનાર નથી." **નટવરે** હસીને ના પાડી "હું તને ભવિષ્યને માટે ઠીક કહું છું અને મારાં વેણ તને આગળ જતાં યોગ્ય લાગશે. માટે હાલ તો તું જા. વળી કોઇક વેળા માત્ર તારૂં મન રાખવાને આવીશ. આજે તો મારે પણ ઘેર કામ છે, માટે તું એકલોજ જા.'

"ઠીક ત્યારે ! તું જ્યારે સાફ ના પાડે છે તો હું લાચાર છું ! પણ ભાઇ, તારા મનમાં કાંઇ

માઠું તો લાગ્યું નથીની ?" **મગને** પૂછ્યું.

"ઓહ નો ! કદી નહીં ! એમાં માઠું લાગવા જેવું કશું બન્યુંજ નથી ! તે વિષે તારે નિશ્ચિંત રહેવું. વારૂં, સાહેબજી ! હવે રજા લઉં છું." **નટવરે** ઘેર જવાની રજા માગી.

"પણ તું પાછો ક્યારે મળશે ?" **મગને** પૂછ્યું.

"રાતના વળી કોલાબાના પૂલ આગળ હંમેશની માફક હું પણ આવીશ." **નટવરે** જણાવ્યું અને પછી તે નીચે ઉતરી, પોતાની ગાડીમાં બેસી પાછો ઘેર સંચર્યો. તેનાં મનમાં મેલ બંધાયલો. અને **તારાને** ચેતવીને તેઓને દદ કીધાં પછી નાયકણને પણ કોઇ રસ્તે હાથમાં લેવાનો ઠરાવ તેણે ગોઠવી રાખ્યો !

આણી તરફ **મગનને** કુદરતી ખેદ ઉપજ્યો ! ઉપરથી તે હસતો કરતો પરંતુ અંતઃકરણમાં ગ્લાનિ વ્યાપિ ! કંઇ સમજ પડે નહીં ! **નટવરની** સંગે વાતચીત થયા પછી તેનું હૃદય ઉદાસિમાં લીન થઇ ગયું ! ડાબી આંખ ફરકવા લાગી ! નાયકણને ત્યાં જવાનું મન તલપ મારે, પરંતુ મગજ કશુ કરે નહીં ! તોપણ તે ઉઠ્યો, ઘોડાવાળાને ગાડી જોડવાનો હુકમ કીધો' અને પોતે કપડાં પહેરી સજ થયા. આજે તો તેણે માત્ર ધોતિયું, શ્ટીપર ને પાઘડીજ પહેરી. પાટલુન પહેરવાનું તેને ઠીક ન લાગ્યું. તેમજ મોજાં પહેરવાનું પણ માંડી વાળ્યું, અને તે ડેસમાં તે નીચે ઉતરવા ગયો, એટલામાંજ **ગુલાબ** દાદરપર ચડતી સામી મળી. "કેમ સ્વામિનાથ, ક્યાં પધારો છો ?" તેણીએ પૂછ્યું. અને તેની સાથેજ **મગન** પણ પાછો ઓરડામાં આવ્યો.

"લગાર બાહાર જવું છે." **મગને** જણાવ્યું.

"બાહાર તો ખરૂં. પરંતુ ક્યાં ? !" **ગુલાબે** જાણવા ઇચ્છયું.

"લગાર કામ છે" **મગને** ઉડાવવાની તજવીજ કરી !

"શું કામ છે વળી ? !" **ગુલાબે** નાજુઆમાં પછી જોયું.

આ સાંભળતાંજ **મગનનો** મિજાસ ગયો, અને તે બોલ્યો "બધી વાતની તારે શી પંચાત મરદને હઝાર કામ હોય, તેમાં તારે પૂછવાની શી જરૂર ? ! જ્યારે ને ત્યારે બાહાર જતાં રાંડ ટોકે છે!"

**ગુલાબ** આ સાંભળીને **થરથરી** ગઇ ! તેણી ચૂપ થઈ ગઇ, અને પછી **મગન** થોડીવાર ખુરસીપર બેઠો, પાન સોપારી ખાધાં, મોઢે રૂમાલ ફેરવ્યો, અને આવનામાં મોં જોઇ મૂંછોના આમળા ઠીકઠાક કરી નીચે ઉતરી પડ્યો. ઘોડાવાળાએ તરતજ ગાડીનું બારણું ઉઘાડયું. એટલે તે અંદર બેઠો

"ચલાવ, **ગીરગામકુ** લેઓ." **મગને** ઘોડાવાળાને હુકમ કીધો, અને ઘોડાવાળાએ તે તરફ ગાડી હાંકી, નાયકણને ત્યાં જવાનું હોવાથી, તેમજ દિવસનો સમય હોવાથી અને વળી તડકો હોવાથી, આ વેળા તેણે બુરૂમ ગાડીજ જોડાવી હતી. નાયકણનું ઘર આવ્યું ગાડી થોભી. **મગન** ગાડીમાંથી ઉતરી આસપાસ નિધા ફેરવતો ચૂપચૂપ ઉપર ચઢી ગયો, અને તેને જોતાંજ નાયકણે આવકાર આપી બેસાડ્યો, ને પૂછ્યું "કીઉજી, આજ તો આપ એકીલેઈ આયે હોજી ? આપકે દોસ્તકું કહાં છોડ આયેજી ?"

"ઉસકું આજ કુછ કામ હયે ! ઓર દુસરી બખત આયગે." **મગને** જણાવ્યું.

"ભલા. મગર જરૂર દુસરી દફે લાના." નાયકણે જણાવ્યું.

"આપ આજ તો કુછ અચ્છી ચીજ સુનાઓ." **મગને** જણાવ્યું,

"જી હાં, હઝિર !" નાયકણે જણાવ્યું "મગન અબ મેરે તનખાહ કુછ બંદોબસ્ત હોના ચાહીએ સરકાર !"

"આપ કીતના પગારકી ઉમેદ રખતે હઓ ?" **મગને** પૂછ્યું.

"આપકી જો મહેરબાની હોવે સો મંજુર હય! લેકીન પાંચ સોપે કમી નહીં!" નાયકણે ધીમે રહીને જણાવ્યું.

"ઉસમે ક્યા બડી બાત હય! તુંમેરા પાંચસો તો મેરા સોજાસ્તી! અબ તો રાજી હુએજી!!" મગન બોલેદોલો બની ગયો!

'બસ બસ! બડી મહેરબાની! આપ જયસે કદરદાનકું અયસાહી ચાહીયે!'' નાયકણે રાજી ખુશી થઈ જણાવ્યું 'મગર તનખા આજ દેઓ તો બડા હેશાન હોગા."

"હાં, અભી લે લેઓજી!" મગને ગજવામાંથી છસોની નોટના છ કટકા કહાડી આપ્યા અને નાયકણે તે મ્હોટી ખુશીથી હાથમાં લઇ તપાસી જોયા.

"અબ શેઠ સાહીબ ખુશબખ્તી ઔર ઇનામ દાખલ કુછભી ચાહીએ સહી!" નાયકણે વળી માંગણી કરી!

મગને સોની બીજી એક નોટ કહાડીને આપી "લીજીએ એ ઇનામ!"

"વાહવા! બડી મહેરબાની! આપ જયસે શેઠકે મીલનેસેં મંય બહોત રાજી હો ગઈ હુંજી! અલ્લાહ આપકું સલામત રખે!" નાયકણે આશિરવાદ આપ્યો!

"હાં અબ ચલને દો!" મગને જણાવ્યું.

"આપ મહેરબાની કરકે રાતકું આનાઃ કીંઉ કે અભી ટબલચી ઔર સારંગીવાલે બહાર ફીરનેકું ગયે હય. સો બોહો લોક આવે તબ તાલ જમે. આપકા હુકુમ હોગા તો સારી રાત મુઝરા સુનાઉંગી! આપકા ફરમાનકી તાબેદાર હું શેઠજી." નાયકણે સજ્જડ ઉડાવ્યો!

નાયકણની કરામત મગન કંઇક સમજ્યો તો ખરો, પરંતુ તેના મોહમાં લપટાયલો આ લંપટ કંઇજ વરતી શકયો નહીં અને તેણીની વાત સ્વિકારી. થોડીક વારે પાન ખાઇ ત્યાંથી પાછો ઉતર્યો, અને રાત્રે પુનઃ પધારવાનું વચન આપ્યું. મગન બાહારો બહાર ઘેરજ ગયો, અને "ઈઝીચેર" પર "ભીમસેન" વાંચતો પડયો! પણ તેને વળી ગોઠયું નહીં! એકલો પડેલો હોવાથી તે મુંઝાવા લાગ્યો, અને તેથી નટવરને બોલાવવાને તેણે નીચે પ્રમાણેની એક ચીઠી લખીઃ—

પ્રિય નટવર.

હું હાલ ઘરમાં છું. તું જરૂર આવજે. મારો જીવ તારા વિના ઉદાસ રહે છે. હમણાંજ હું પેલી જગાએથી આવ્યો છું, અને તેણીએ તને બહુજ યાદ કર્યા કીધો હતો. પાછો રાત્રે દસ વાગતાનો વાયદો કીધો છે, માટે તે પ્રસંગે તારે મારી સંગે જરૂર આવવું પડશે. હું હવે તો તને છોડીશ નહીં. પણ ભાઇ, તે પ્રથમ તું મને જરૂર મળી જા. મારે જરૂરનું કામ છે. હું તને આગ્રો સમય રોકીશ નહીં, માટે અ શ્ય આવજે. મને આશા છે કે, મારી માંગણી નામંજુર કરશે નહીં. અને તારા વિના બિલકુલ રૂચતું નથી! એકલા બેઠા દાહાડો લાંબો કાળ જેવો લાગે છે, અને તેથી નવરો બેઠો બેઠો "ભીમસેન" વાંચી જીવને આનંદ આપુ છું; માટેજ તને આટલી તસદી આપુ છું તે માફ કરજે. પણ આવજે તો ખરોજ. રાત્રિના દસ વાગ્યા વિના હું કદી પણ બાહાર નીકળનારજ નથી. અને ત્યાં સુધી તારી રાહ જોતો બેઠો છું. વળી જમવાનું પણ રાત્રે મારે ત્યાંજ છે, માટે ઘરમાં રાંધના કરતો આવજે કે, રાહ નહીં જૂએ. જમીને ફરવા જઇશું. હાલ એજ વિનંતિ.

લી૦ તારો—મગન.

ઉપર પ્રમાણેની ચિઠી લખી મગને પોતાના ભૈયાને તે આપી, અને નટવરને હાથોહાથ પહોંચાડવાને ફરમાવ્યું. ભૈયો ચિઠી લઈ નટવરને ઘેર ગયો, અને મગન "ભીમસેન" વાંચતો જાય, અને રમુઝ પામતો જાય! "અહા! શું મઝા બનાવી છે! પેલાને ઠીક બનાવ્યો છે! એ એજ મતાનો છે! પાપડીદાસને અલીનો ફારસ પણ ફાકડો છે!" વગેરે વાંચતો જાય અને મઝા મેળવતો જાય!

ચિઠી લઇને ભૈયો નટવરને ત્યાં પહોંચ્યો. અંદર દાખલ થતાંજ નટવરનો રામોશી (સીપાઇ) બારણામાં બેઠો હતો, તેણે ચિઠી લીધી, અને નટવરને પહોંચાડવાને તે ઉપર જતો હતો, એટલામાં શુંદરમતી સામી મળી. તેણીએ ચિઠી હાથમાં લીધી, અને અક્ષર જોઇ તે પારખી પણ ખરી કે "મગનની ચિઠી છે!"

શુંદરમતી તરતજ, બારણાં આગળ આવી, ને ભૈયાને કહ્યુ "જાઓ, શેઠકુ સલામ બોલો, જુવાબ ભેજ દેગા! શેઠ કુછ કામમેં બેઠે હય."

"અચ્છા સાબ" કહી ભૈયો સલામ કરી મગનને ઘેર પાછો ફર્યો, અને મગનને જણાવ્યું "સાબ, ચિઠી પહુંચાયા."

"જુવાબ ક્યાં છે?" મગને પૂછ્યું.

"શેઠાણીને કહા કી જુવાબ ભેજ દેંગે-શેઠ અભી કામમેં હય." ભૈયાએ ખુલાસો કીધો.

મગન બ્હીધો કે "રખેને શુંદરમતીએ ચિઠી ફોડીને વાંચી હોય." તેણે ભૈયાને ધમકાવી કહ્યું "બાઇકું ચિઠી દેનેકુ કહાથા કે શેઠકુ?! બાઇકું કાયકુ દીઆ?!"

"સાબ, ઉનોકા રામોશીને ચિઠ્ઠી લીઆ ઔર ઉસીને દીઆ!" ભૈઆએ ગભરાઇને જણાવ્યું.

મગને ભૈઆને વિશેષ કંઇ કહ્યું નહીં, અને પછી ભૈઓ તરતજ ત્યાંથી ખસી ગયો! મગનને શક ગયો કે "જરૂર શુંદરમતીએ ચિઠી ફોડી હશે, અને આજે તેના ઘરમાં વળી નવો કંકાસ જાગશે!" આમ વિચાર કરતાં તે ચૂપચૂપ બેઠો ને પશ્ચાતાપ કરવા લાગ્યો.

નટવરને ત્યાં શું બન્યું? શુંદરમતી જાણતી હતી કે, મગનજ પોતાના પતિને આડે માર્ગે ચલાવે છે! તેથી ચિઠીમાં શું છે તે જાણવા માટે તેણીએ ધીમે ધીમે પાણી લગાડીને તે ચિઠી ઉખેડી, અને મનમાં બહુજ બળાપો કરવા લાગી! તે ચિઠી, પોતાની સાસુને બતાવવાનો તેણે વિચાર તો કીધો, પરંતુ પોતાના પતિની પ્રતિષ્ઠા વિશેષ ઉઘાડી પાડી હોહા કરવાનું તેણીએ માંડી વાળ્યું. અને ચિઠીને પાછી ગુંદરેથી ચોંટાડી થોડીક વાર સુકવવા દઇ નટવરને પહોંચાડી. નટવરે ચિઠી વાંચી, અને તરતજ નીચે પ્રમાણે ઉત્તર લખ્યોઃ—

પ્રિય મગન,

તારી ચિઠી પહોંચી. મારા વિના તું બેચેન છે, એ સ્વભાવિકજ છે. સ્નેહ સંબંધ એવોજ છે, અને એજ પ્રીતિની રીતિ–નીતિ છે. હું પણ તારા વિના બેચેનજ છું, પરંતુ મારા પિતાજીએ મને એક કામ સોંપ્યું છે, તે રાતના નવ વાગ્યા સુધી પુરૂં થાય તેમ નથી, માટે લાચાર છું કે, તારી પાસે હાલ તરત મારાથી આવી શકાય તેમ નથી! મને આ અડચણને માટે અત્યંત ખેદ થાય છે, પરંતુ તું જાણે છે કે, મારે માથે માબાપ હોવાથી હું પરતંત્ર છું. જો તારી માફક મને પણ એ નડતર હોત નહીં તો આપણે બન્ને એક પળ પણ વિયોગી થાત નહીં! પણ ચિંતા નહીં, ઇશ્વર એ દિવસ પણ આપશે! માટે આજનો દિવસ મને માફ કરજે, અને રાત્રે દસ વાગે હું જરૂર આવીશ. તે પ્રથમ પણ જો હું પરવારીશ તો વહેલો આવીશ. માટે બાઈ, મને માફ કરજે. હું ફરી ફરી કહું છું કે, હું પરતંત્ર છું. હાલ એજ વિનંતિ. લી૰ તારો—નટવર.

નટવરે ચિઠી લખી, અને તે ચીપી ચીપીને બે ત્રણ વાર ઉથલાવીને વાંચી જોઇ! બાદ ધાડીને બોલાવી ભૈયા પાસે ચિઠી પહોંચાડવા ફરમાવ્યું, અને ભૈયો તે ચિઠી લઇને મગનને પહોંચાડવા ગયો, જે પહોંચાડીને થોડી વારમાં પાછો આવ્યો પણ ખરો. ચિઠીની વાત શુંદરમતીએ વાંચેલી હોવાથી તેણીનાં પેટમાં તો તળે ઉપર થવા માંડ્યું, અને નટવરનેજ મોંઢે અંદરની વાત કહડાવવાનાં પ્રયત્નો કીધાં.

"કેમ સ્વામિનાથ, કોની ચિઠી છે? જોઉં તો ખરી?" શુંદરમતીએ નટવરના હાથમાંથી

ચિઠી લેવાનું કહ્યું.

નટવરે સુંદરમતીને હાથ તરછોડી કહાડયો "તારે શું કામ છે?! બૈરાંઓએ મરદના કાગળ પત્ર વાંચવાની ટેવ કેવી?! દૂર જા અહીંથી!" નટવરે મિજાસમાંજ જણાવ્યું, અને ચિઠી ગજવામાં મૂકી!

"પણ સ્વામિનાથ, આટલા દિવસ તો તમે મને દરેક કાગળ પત્ર બતાવતા હતા, અને આજે આમ કેમ કહો છો?! પેલી તારાને પેલી તમારી નાયકણને બતાવવી હશે કેમ?!" સુંદરમતીએ હસ્તાં હસ્તાં કટાક્ષ કીધો.

"હા, કેમ?! મને કંઈ તારા બાપની ચોરી છે કે?!" નટવરે દમામમાં જણાવ્યું "તું એમ કરીને બધું જાણવાનું કરે છે કેમ?! પણ લે તને હુંજ કહું છું કે, એ ચિઠી મગનની છે બોલ શું કહે છે?!"

"પણ અંદર શું લખ્યું છે?!" સુંદરમતી જાણે અજાણી હોય તેમ તેણીએ પૂછ્યું.

"જે લખ્યું છે તે! બધું કહેવાને હું કંઇ બંધાતે નથી!" નટવરે જણાવ્યું.

"ઠીક જેવી તમારી મરજી!" સુંદરમતીએ વિશેષ છેડયો નહીં; કેમકે તેણીએ જાણ્યું કે "જો વિશેષ છેડીશ તો વળી મશ્કરી કરી મૂકશે!" એમ ધારી તે વાત તેણીએ ટુંકેથીજ પતાવી, અને ધીમે રહી નીચે ઉતરી પડી!

નટવર વિચારમાં પડયો! તેણે ધાર્યું કે "આવતનો લાગ ઠીક છે! મગન તો મારી રાહ જોતોજ બેસી રહેશે, માટે આજે હું બારોબાહાર નાયકણને ત્યાં જઇ તેણને સાચું ખોટું સમજાવીને મારી મોહજાળમાં લપટાવી લઉં અને એવું કરૂં કે ફરીને તેણી તેને ઉભેજ ન રાખે!" આમ વિચાર કરી નટવરે કપડાં પહેર્યાં, અને ગાડી મંગાવી તેમાં બેસી નાયકણનાં ઘર તરફ સંચર્યો. સુંદરમતીએ હવે તેને પુછવાનુંજ મુકી દીધું કે "ક્યાં જાઓ છો ને ક્યાં નહીં!"

## પ્રકરણ ૮ મું.

દોહરો.—જર ગજવામાં હોય તો, રાંડ કરે પર પ્રીત;
રાંડ સગી પૈસા તણી, વેશ્યાની આ રીત!

### નાયકણનું ઘર અને ભુતનું દર.

નાયકણનાં ઘર આગળ આવી નટવર ગાડીમાંથી તરતજ ઉતરી ઉપર ગયો. નાયકણે નટવરને આવભાવ સહ "પધારીએ શેઠજી, પધારીએ!" કહી તકીએ બેસાડયો. નટવરભાઇ ખુશ ખુશ થઇ પોતાને મળેલા આદરસત્કારથી હરખાઈ પરખાઇ ગયા!

"ક્યોંઉ શેઠજી, આપ તો બહોત રોજસેં ઇદર આયે? આજકલ આપકી કમ મહેરબાની હય ક્યા?!" નાયકણે ચાળા ચસકાથી નેત્ર ચલાવી પુછ્યું "આપકા બ્હો દોસ્ત આયેથે, મગર આપ કુછ નહીં આયે?"

"હાં, લગર કામ થા, ઉસસેં મેરેકુ ફુરસદ નહીં મીલી." નટવરે ઉત્તર વાળ્યો.

"ભલા આપ અચ્છે તો હોજી? તબીયત મઝેમેં તો હય સાહીબ? આપ અકેલે આયે કુછ! આપકે દોસ્ત કહાં હય?" નાયકણે પુછ્યું "ઓ શેઠકું આપકી સાથ ક્યોંઉ નહીં લાયે ભલા

"ઉસકી સાથ મેં અભી જ્યાદા ફીરતા નહીં હૂં." નટવરે ભમરો મૂકયો!

"ક્યોંઉ ભલા?! ક્યા સબબ?! કુછ બિગરી ક્યા?!" નાયકણે તાજુબીથી પુછ્યું,

"એસાઈ કુછ હય!" નટવરે જણાવ્યું "ઉસકી રીતભાત મેરેકું અચ્છી નહીં લગતી હય!"

"ક્યા ?! વ્હો અયસા આદમી હય ?! ભલા કોનસી રીતભાત બોલો તો સહી ?" નાયકણે જાણવા માગ્યું.

'ઉસકી મેરી તકરાર હો રહી હય કે એકી નાયકણકા ઘર રખના ! જ્યાદે ઘર કરના એ ઇજ્જતદારકી રીત નહીં હય" નટવરે સળગાવવી શરૂ કરી "બહોત ઘર ભટકના એ તો કુતેકાં કામ હય"

'જી હાં ગાસ્ત મગર વ્હો તો મુઝે કહતેથેકી મેરે સીવા દુસરી એકભી નાયકાણકે વહાં વ્હો કભીભી જાતે નહીં હય !" નાયકણે વિસ્મયતામાં કહ્યુ "ઔર આપ તો દુસરી બાતાં કરતે હો ! અયસા મય જાનતી તો ઉસકા પગારભી નહીં લેતી !"

"આપને ઉસ્કા પગાર લીના ક્યા ?" નટવરે પુછ્યું.

"હ જી !" નાયકણે કહ્યું.

'જબ તો મેં અબ રજા લેતાહું. કીઉ કે એક મ્યાનમે દો તલવાર સમાવે નહીં ! મેંભી આપકું પગાર દેનેકું આયાથા, લેકીન ઉસકા પગાર આપને લીઆ તો ફીર મે રજા લેતા હુ.' નટવરે પ્રપંચનો પ્રારંભ કીધો !

"નહીં શેઠજી, આપ ઠયરીએ. અબ તો મંયભી આપકાઇ તનખા લેઉંગી; કીંઉ કી વ્હો બેશરમ બહોત ઘર ફીરતા હય જબ તો ઉસકું મય મેરે યહાં આને નહીં દેઉંગી ! મંયભી ઇજ્જતદાર હું ! મંય કુછ અયસી વયસી ભીખારી નહીં હું ! ઔર મંય ઇજ્જતદાર હોવે ઉસકાઇ પગાર લેતી હું ! ઇસ વાસ્તે આપ મેરેકુ લોંડી બનાઇયે ! આપકી તાબેદાર હું !" નાયકણે પસરવા માંડયું.

"મગર મેં ઔર વો દોનો હોવે તો ફીર અચ્છા નહીં" નટવર બોલ્યો "ઉસ લીએ આપ તો રખો ઉસીકુઇ ! ઔર હમ દુસરી હુંડ લેયગે !"

"અજી નહીંજી ! ઉસ મુજીકું તો યહાં અબ પાંઉભી ધરને નહીં દુંગી ! ક્યા મંય મેરી ઇજ્જત ખરાબ કરું ?! સબ ઘર ફીરને વાલેકું મંય કભી ઇદર ઠયર ભી નહીં દેઉં !" નાયકણનો મિજાજ ગયો 'અબ તો તુમહી મેરે શેઠ !"

'વો તો આપકી લાયકી હયજી. મગર આપને ઉસ્કા પગાર લીઆ હય તો ફીર વો અડચણ કરેગા !" નટવરે ધીમેથી પૂછી જોયું "આપકું સતાનેકુ ઔર ઝઘડા કરનેકું આવગા તોફીર ક્યા?"

"ઉસ બાતકી મંય કુછ પરવાહ નહી કરતી હું ! ઉસકે જયસે તો મંય મેરી જુતીમેં રખતી હુંજી !" નાયકણ બોલી "બસ આપહી મેરા તનખા નક્કી કરો."

નટવરે જાણ્યું કે " આ પણ બરાબર ! "ભાવતુંતું ને વૈદે કહ્યું !" માટે હવે લાગ છોડવો નહીં." એમ વિચાર કરીને તેણે તેણીને પૂછ્યું "આપકા પગાર ક્યા હોગા ? ઔર મેરે દોસ્તને આપકું ક્યા દીયા હય ?"

નાયકણે વિચાર્યું કે "ડીંગ મારવી ત્યારે પોચી શી ? હવે તો બરાબર ચીરવો ને કામ કહાડી લેવું" એમ ધારી તેણીએ જણાવ્યું "શેઠજી, ઉસ્કી ક્યા બાત કરના ?! ઉનને તો મુઝે એક મહીનેકે દો હજાર દીએ હય ! મગર આપકી પાસ તો પાંચ હજાર લુંગી ! કીંઉ કે આપ તો બડે ખાનદાન ઔર ઇજ્જતદાર હો, ઔર વ્હો તો કોઇ 'લોફર' હય ! ભલા આપ કહાં ઔર વ્હા કહાં ?!"

"મગર પાંચ હજાર તો બહોત હય !" નટવરે કચવાઇને કહ્યું.

"અજી આપકુ ક્યા બહોત ?! આપ જયસે દસ હજાર દેવે તોભી કમતી હય !" નાયકણે શેઠને સજ્જડ આરબાનથી છાપરે ચઢાવ્યા ! "આપ જયસે ઉમરાવકી નાયકીન મંય કહેલાઉ, ઔર પાંચ હજાર નહીં મીલે તો પીછે આપકીભી ઇજ્જત ક્યા ?!"

નટવર પીગળ્યો, અને બોલ્યો "અચ્છા હય, આપકા સુકન રખતા હું ! મગર શરત યહ કે ઉસકું અબ ઇધર આને મત દેના !"

"નહીંજી, કભી નહીં !" નાયકણે વચન આપ્યું "મંય એક બચની હું અબ આપ સીવા

કિસકી મજાલ હય કી મેરે વહાં પાંકુભી રખે ! મગર મેરી અર્જ હય કે આપહી કુછ તદબીર કરકે ઉસકું સમઝા દેના કી વ્હો મેરે વહાં આનેકી હિમ્મત કરેઇ નહીં !"

"એસા કયા ?!" લગાર વાર વિચાર કરીને **નટવર** બોલ્યો "ઠીક હય. મેંઇ એ બાતકી તજવીજ લગાઉંગા !" અને તેણે ગજવામાંથી પાકિટ કહાડી તરતજ પાંચ હઝારની નોટો કહાડી આપી, ને કહ્યું "લીજીએ !"

નાયકણે તે ઘણા હર્ષથી લઇ કબાટ ઉઘાડી મૂકી દીધી, અને ઘણો ઉપકાર માનતાં જણાવ્યું "બડી મહેરબાની ! બડી ખમ્મા ! બહોત અહેશાન હુવા ! અબ યહ દાસી આપકી તાબેદાર લોંડી હે,ગમ શેઠજી !" નાયકણે અચ્છી રીતે નમ્રતાથી કામ કહાડી લીધું !

નાયકણનાં નમ્ર વચન સાંભળી **નટવર** દંગ થઇ ગયો, અને એટલો ખુશી થયો કે વળી એક નોટ બીજી કહાડીને આપી દીધી ! બાદ પાન, સોપારી ખાઇ બીજે દિવસ મળવાનું વચન આપી **નટવર** નીચે ઉતર્યો, અને ગાડીમાં બેસી પુનઃ ઘેર આવ્યો.

નાયકણ ઘણી રાજી ખુશી થઇ ગઇ, અને "સજડ શિકાર હાથ લગા !" સમજી **નટવર**ને ચીરવાની જેમ બને તેમ તજવીજ કરવાના ઘાટ ઘડવા લાગી !

**નટવરે** ઘેર જઇ કપડાં બદલ્યાં, અને હાથમાં ચીરૂટ લઇ એક જાપાનિશ ખુરસીપર મનમાં અનેક તર્કવિતર્ક કરતો અઢેલીને બેઠો, અને થોડી વારમાંજ **સુંદરમતી** પણ ત્યાં આવી પહોંચી.

"સ્વામિનાથ, મારી એક અરજ સ્વિકારશો ?" **સુંદરમતી** બોલી "મારે એક એરીંગ લેવું છે, અને નીચે ઝવેરી આવ્યો છે, માટે જો આપની આજ્ઞા હોય તો ઉપર બોલાવું ?"

"એરીંગ ?! ત્રણ ચાર એરીંગ તો છે, અને વળી બીજાં લેવાં છે ? હાલ કંઇ જરૂર નથી." **નટવરે** ના પાડી.

"પણ આ તો નવી ફેશનનાં છે ! આપ લગાર જૂઓ તો ખરા !" **સુંદરમતી** બોલી" માત્ર ત્રણ જોડી છે !"

"કેટલી કેટલી કીંમતનાં છે ?" **નટવરે** પુછ્યું.

"એક ત્રણ હઝારની છે, બીજી બે હઝારની છે, અને ત્રિજી સાતસેં રૂપિયાની છે." **સુંદરમતી** બોલી "ત્રણ હજારની બહુ સરસ છે પ્રાથનાથ !"

"પણ મારાથી કેમ લેવાય !! મારા બાપાને પુછ્યું છે ?! તેઓ પૈસા આપશે ?!" **નટવરે** જણાવ્યું "તે પૈસા આપતા હોય તો મારે કંઇ ના નથી !"

"પણ આપના ખાનગીમાંથી આપ લઇ આપોની ત્યારે." **સુંદરમતીએ** જણાવ્યું "આપની પાસે એટલા કયાં નથી ?! હવે આપ મ્હોટા થયા પછી સસરાજી પાસે હું વારે વારે માંગવા જાઉં તે કંઈ સારૂં લાગે ?! બળ્યું, મને તો તેમની પાસે જતાં શરમ લાગે છે !"

"ત્યારે મારી પાસે તો હાલ રૂપિયાની છુટ નથી !" **નટવરે** નાજ પાડી !

આપની પાસે આજે ગજવામાં પાંચ-દસ હઝાર રૂપિયાની નોટો હતી તે બધી કયાં ગઇ? !" **સુંદરમતીએ** એમ કહી ગજવામાંથી પાકિટ કહાડી જોયું તો કંઇ મળે નહીં ! તેણી અચંબો પામી બોલી "કયાં ગઇ બધી નોટો ?! હેં ?!"

"એ તું શું બકે છે ?! નોટો કેવી ને વાત કેવી ?!" **નટવરે** ઉડાવવાનું કર્યું "વળી મારા ગજવામાં નોટો કયારે હતી ? જા, જા, લુચ્ચી, તને કંઇ સ્વપ્નું આવ્યું હશે સ્વપ્નું ! આજકાલ તારાં મગજની ડાંગળી કંઇ ખસી ગયલી લાગે છે !"

" અરે એ આપ શું બોલો છો ?! મેં મારી આંખે બધી નોટો જોઇતીને ! શું તમારી પેલી તારાને આપી આવ્યા કે ?! હંઅં ! એમજ હશે ! " સુંદરમતી તો સમજી ગઇ કે



"स्वामिनाथ, मारी ॲक अरज स्विकारशो?"

" નોટને પગ થયા ખરા ! "

**નટવરે** હસી દીધું ! તેણે કહ્યું " તું પણ બડી વહેમીલી જણાય છે ! રૂપિયા એટલા બધા તે વળી કોઇને આપી દેવાય ? ! તું પણ શું ખોટા તર્ક બાંધે છે, ઘેલી છે, ઘેલી ! "

**સુંદરમતીએ** ડોકું હલાવી જણાવ્યું " હાસ્તો ! આટલા દહાડા હું ઘેલી નહોતી, અને હવે હું ઘેલી થઇ. કેમ ? ! પારકી રાંડ મળે એટલે પછી ઘરની બાયડી ગમે તેવી ડાહી હોય, તોપણ તેનું મોં ન ગમે ને તે ગાંડીજ લાગે પણ યાદ રાખજો સ્વામિનાથ આપ પસ્તાશો ! પૈસા હશે ત્યાં સુધીજ પારકી સ્ત્રી સંઘરશે, અને ઘરની સ્ત્રી તો સંકટમાં સાહ્યભૂત થઇ પડશે ! "

" ચાલ ચાલ ! ટકટક કરતી છાની રહે ! વળી તે તારાની વાત છેડી કેમ ? ! નીકળ અંહીંથી, નહીં તો તે દહાડાની માફક વાસો એવડો થઇ જશે ! " **નટવરનો** મિજાસ હવે ગયો !

**સુદરમતીએ** જાણ્યું કે હવે એમ છેડવા કામના નથી ! કેમકે વળી વાત વિફરશે ને મારા જીવને સંતાપ જાગશે ! યુવાવસ્થાના મદમાં કુદાકુદી કરે છે તેથી હાલ મારી શિખામણ એમને મનાશે નહીં ! પણ વખત આવેથીજ મારી વાત એમને મિઠી લાગશે. ! " એમ વિચારી તેણી ગૂપચૂપ નીચે ઉતરી ગઇ.

વાળુની વખત થઇ. ઘાટીએ ઉપર આવીને **નટવરને** જણાવ્યું અને **નટવર** નીચે ઉતરી ત્વરિત વાળુ કરી પુનઃ ચીરૂટ પીતો ખુરસીપર બેઠો. **મગનને** નાયકણને ઘેર જતોકેમ અટકાવવો, તેનો ઘાટ ગોઠવવા લાગ્યો, અને તેણે આખરે પુષ્કળ વિચાર કરતાં એક રસ્તો શોધી કહાડયો! તેણે એવી યુક્તિ કરી કે " **મગનને** જણાવવું કે નાયકણનાં ઘરમાં તો ભુત રહે છે, એવી બાતમી મળી છે. અને કહે છે કે તે ભૂતે ઠરાવ કીધો છે કે, **મગન** જેવો ઘરમાં પેસે કે તેવોજ તેને ગટરનાં ગંધતાં રગડાથી નહવાડી ખરાબ કરશે! એટલે પછી ત્યાં જતો અટકશે! "આમ ઠરાવ કરી તેણે કીધો કે "વિચાર પ્રથમ તો મારે નાયણને ઘેર જવું જોઇએ, અને તેનું બારણું **મગન** ઉઘાડવા જાય કે તેવોંજ ગટરનાં પાણીથી તે નહી જાય તેવી કંઇ તદબીર કરી રાખવી જોઇએ! " આમ તેણે પાછાં કપડાં પહેર્યાં, અને ગાડી જોડાવી નાયકણે ઘેરગાયા નાયકણે થોડી વારમાંજ **નટવરને** આવેલો જોઈ અજાયબીમાં ઠરાવ કરી પૂછ્યું " કીંઉ સાહીબ.અભીકવાંસે તસદી લી ? "

**નટવરે** પોતાનો ઇરાદો દર્શાવ્યો, અને કહ્યું " મેરા દોસ્ત ઇધર આવે ઉસ બખત ગટરકા પાણી ઉસકે અંગપર પડે એસી કુછ હીકમત કરના ચાહીએ ! એસો કરોગે તો પીછે ઇધર ઓ આગાઇ નહીં ! "

આપકા જો હુકમ ! મગર કીસ તરાહસેં વ્હો બન શકે ? ! ભલા આપહી બતાઈએ શેઠજી !" નાયકણે **નટવરને** ગળેજ વાત ઘાલી !

**નટવરે** થોડી વાર વિચાર કરીને જણાવ્યું " હાં ! ઠીક હય ! મેરકું એક તદબીર પાઇ ! આપ એક મટકા ઓર દોરી મગા એ ! "

નાયકણે માટલી ને દોરી પોતાના નોકર પાસે મંગાવી. **નવટરે** માટલીને મોંઢેથી ગાંઠી. ને તેમાં નોકર પાસે ગટરનું પાણી ભરાવી, તે માટલી બાણામાં અંદરથી એવી રીતે ટગાડી કે જેવો **મગન** બારણું ખોલે કે તેવીજ તે માટલી તેના દિલપર પડે ! આ તદબીર નાયકણે પણ પસંદ કરી અને પછી **નટવર** ત્યાં ઉઠીને તાબડતોબ **મગનને** ઘેર ગયો. **મગન** તેનીજ રાહ જોતો બેઠો હતો, અને એટલામાં તે જઇ લાગવાથી બોલ્યો " ઓહો ! હું તો કયારનો તારી રાહ જોતો બેઠો છું, માઇ ડીયર ! "

" હા, તે ખરૂં, પણ હજી કંઈ આપણો વખત થયો નથી." **નટવરે** જણાવ્યું "ચાલો ત્યારે ઉઠો હવે ફરવા જઇએ "

" ગાડી તો તૈયાર છે. પણ કપડાં પહેરે તેટલી વાર છે " **મગને** તરતજ કપડાં પહેરી

લીધાં, અને ગાડીમા બેસી કોલાબાના પૂલપર હંમેશની માફક ગયો. ત્યાં ગાડી થોભાવી બંને જણા એક બીજાના ખભાપર હાથ નાંખી આમ તેમ ફરવા લાગ્યા !

“ કેમ ત્યારે હવે તો પેલીને ત્યાં તું આવશેની ? ” મગને વાત શરૂ કરી.

“ નહીં, હવે તો હું કદી પણ આવુંજ નહીં ! ” નટવરે જણાવ્યું “ મને તો ત્યાં આવતાંયબહુજ ભય લાગે છે ! ”

“ કેમ ? ! શું છે ? ! ત્યા ભય કેવો ? ! ” મગને અચંબો પામી પૂછ્યું “ ગભરાગયો કેમ?!”

“ મારા સાંભળવામાં આવ્યું છે કે તે નાયકણનાં ઘરમાં તો ભૂત વસે છે, અને જે જાય છે તેને તે ખરાબ કરે છે ! ” નટવરે ધીમે રહીને ચણગારી મૂકી “ માટે ત્યાં આપણું તો કામ નહીં ભાઇ ! ”

“ પણ એ વળી તને કોણે કહ્યું ? ! ” મગને પૂછ્યું “ તને એ ખબર કયાંથી મળી ? !”

“ મને તો મારા ઘર પાછળ એક રહે છે તેણે વાત કરી ! ” નટવરે જણાવ્યું “ તે પણ એજ નાયકણને ત્યાં પ્રથમ જતો હતો, અને તેનાં કહેવા પ્રમાણે તે ઘણી લુચ્ચી છે એટલુંજ નહીં, પણ તેને ત્યાં ભૂતનો વાસ હોવાથી જનાર આવનાર આફતમાં આવી પડવાની સાથે ફજેત થાય છે ! ”

“ માર્યા યાર ! ” મગને કહ્યું “ મેં તો તેને એક માસનો પગાર પણ અગાઉથી આપી દીધો ! એવું જાણતે તો આ તેજ નહીં ! પણ વળી ભૂત કેવું ! એ વાત મને મનાતી નથી ! આપણે અંગ્રેજી ભણેલાઓને ભૂત કેવું વળગે ! ચાલ ચાલ, તું મારી સાથે ચાલ ! ભુત આવે તો ખરૂં ! જોઇએ તે કેમ આવે છે ? એની પરીક્ષા તો કરીએ. ”

“ પરીક્ષા કરવી હોય તો હું આવું છું, પણ હું ઉપર નહીં આવીશ. તું તારી મેળે એકલોજ જજે અને હું ગાડીમાં બેસીશ ” નટવરે જણાવ્યું “ ભુતનું નામ સાંભળીને મારા તો ટાંટિયાજ ધ્રુજી જાય ! ”

“ વારૂ તેમ કરજે ! પણ ચાલ તો ખરો !” મગને જણાવ્યું “ગાંડીમાં બેસી રહેશે તોએ બસ છે, પણ ત્યાં તો ચાલ ! ”

ઠીક, ચાલ ત્યારે ! ” નટવરે જણાવ્યું,અને પછી બંને પાછા ગાડીમાં બિરાજી નાયકણને ઘેર સંચર્યા. નાયકણનું ગૃહ આવી પહોંચતાંજ મગન ગાડીમાંથી ઉતર્યો એટલે નટવરે કહ્યું “ જો ભાઈ વહેલો આવજે; હું કંઇ ઘણી વાર ખોટી થઇશ નહીં ! ”

“ હમણાં આવું છું ભુતની પરીક્ષા કરીને તાબડતોબ ચાલ્યો આવીશ ! મારે માત્ર એટલુંજ અજમાવવું છે કે ભુત કેવુંક છે ! ” મગને ઉત્તર આપ્યો, અને તરતજ નાયકણનાં ઘરનાં બારણું જોસમાં હલેડયાં ! તેવુંજ પેલું માટલું બારણાંની સાથે અથડાયાથી ફુટી ગયું અને તેમાનું તમામાં બંદુ પાણી તેનાં હિલપર પડયું ! મગન ગભરાયો. અને “ ભુત ! ભુત ! ” કરીને બુમા પાડી ! નાયકણ આ નાદ સાંભળી એકદમ નીચે આવી અને “ કયા હવા શેઠજી ? ! કયા હવા ? ! ” કહી પૂછવા મંડી પડી પણ મગનનાં મનમાં નટવરે કહેલી વાત સજ્જડ મસતી આવવાથી ખત્રિ થઇ કે આ રાંડ તો ભુત રાખતી જણાયછે ! ” તેણે નાયકણપર ડોળા ઘુરકાવી કહ્યું “ ઐસા કામ કરતી હય હરામખોર તેરે ઘર કોઇભી ઇજ્જતદાર કદીભી આવેગા નહીં ! યાદ રખના કે મેં આજસે તેરે ઘરકું પાગેબી નહીં રખીબાર તુને મેરે હુંપગેભી જુટા લીયે આંજસે તેરા ભરોસા ગયા ! ” એમ કહી તે બીહાર નીકળી પડયો !

નાયકણ તો નટવરનો પ્રપંચ જાણતીજ હતી, તેથી રાજી ખુશી થતી તેણી પાછી ઉપર ચઢી ગઇ ! પણ મગનની પાછળ નાયકણનો નોકર ગૂપચૂપ પહોંચ્યો અને તેને એક ખુણામાં લઇ જઈ જણાવ્યું “ શેઠજી, આપ જો મેરેકુ ઇનામ દેઓ તો મંય તુમેરેકું સબ બાત દીખા દઉં ! ”

ભગત સમજ્યો કે આમાં કંઇંતરકટ છે, અને તણે ઇનામ આપવાનું કબુલ કરી ગજવામાંથી રૂપિયા પાંચ રોકડા કાહાડીને આપી દીધા બાદ તે નોકરે નટવરની સ્ટેશી તમામ બાજી બતાવી દીધી. અને તે સાંભળી ભગતની પણ પાકી ખાત્રી થઇ કે " હા યાર, નટવરને મેંઅહીં આવતો પ્રથમ અગકાવ્યો, તેથી તેણેજ આ કારસ્તાન કરીને કામ કીધું છે, એમાં કંઇજ શક નથી ! ઠીક છે ! હવે હું પણ ખરો કે, એની તારાને ફસાવું તેની સંગે પ્રીતિ બાંધું, અને બંને વચ્ચે તુટ પડાવું ત્યારેજ રહું ! " એમ નિશ્ચય કરી તે પછી ગાડીમાં આવીને બેઠો, અને ગાડીવાળાને તાબડતોબ ઘર તરફ ગડી હાંકવા ફરમાવ્યું.

" કેમ ભાઇ સાહેબ, આ શરીરપર આવું મેલું પાણી કોણે નાખ્યું ? ! નાયકણ સાથે હોળી રમી આવ્યા કે શું ? ! " નગટવરે મશ્કરી કરી !

" હા ભાઇ હા, તારો મશ્કરી કરવાનો દાહાડો છે બાપુ ! મારો વખત આવશે ત્યારે હું પણ બતાવીશ " ભગને મિજાસમાં પણ ગંભિરતા વાપરી કહ્યું.

નટવરે પુછ્યું એટલે ? ! મેં તને નહોતું કહ્યુ કે નાયકણ મહાખરાબ છે, અને તેણીને ત્યાં ભુતનો નિવાસ છે ? ! મારાપર ગુસ્સો કરે છે પરંતુ મેં તે જે સાંભળ્યું તે તને આગાઉથી ચેતાવી દીધું, પણ તું તોરમાં ને તોરમાં ભુતની પરીક્ષામાંહેઢો તે લેતો જા હવેતો ભુતની પરીક્ષા પેટ ભરી ને કરી કેની ? ! " નટવરે વળી મશ્કરી કરવા માંડી !

" હાલ તું કંઇ બોલ નહીં ! અને ઘેર જઇને કપડાં બદલવા દે ! પછી સઉ થઇ રહેસે ! " ભગને હાલ શાંતિ પકડી નટવરને કંઇ પણ ખુલાસો કીધા શિવાય ઉત્તર આપ્યો નહીં.

નટવર પણ ચુપ થઇ ગયો, અને તેનું ઘર આવતાંજ તે ગડીમાંથી " સાહેબજી " કહી ઉતરીને રાતના બાર વાગાને સુમારે ઘરમાં પેઠો, અને ગાડી ભગના ઘર તરફ ચાલી ભગત ઘેર ગયો, પોતાના ખરાબ થયલાં કપડાં અને ગંધતાં પાણીને લીધે આખું શરીર ગંધાતું જોઇ તેમજ તેનાં આવા બુરા હાલહવાલ જોઇ ગુલાબે પૂછ્યું " સ્વામિનાથ આજે આ બધું શરીર ને આપના કપડાં ક્યાંથી બગડ્યાં ? ! અરરર ! મોંઆર પણ કાળું પાણી પડ્યુ છે ! થુ થુ થુ ! આ તો કોઇ ગટરનું પાણી હોય તેમ ભાસે છે ! " ગુલાબ ઘણીજ તાજુબ થઇ !

" હા, એમજ છે ! દરિયે ફરીને રાતની થંડી લેહેરમાં હું ચાલતો આવતો હતો, એટલામાં એક ઘરનો નળ ફાટી જવાથી, તેનું તમામ પાણી મારા દિલપર પડ્યું, અને તેથી આ હાલ થયાં છે ! આજથી કસમ ખાધા કે રાતની વેળા ઘરોની લાઇનમાંથી કદી પણ ચાલવું જ નહીં, પણ રસ્તાની વચ્ચેથી ચાલવું " ભગને પોતાની પ્રિયાને અગડમબગડમ સમજાવી દીધી !

" ખરી વાત છે સ્વામીનાથ, પણ હવે આપ કપડાં બદલી સ્નાન કરી શરીર ધોઇ નખો." ગુલાબે જણાવ્યું

મધ્યે રાત્રિ હોવાથી ઘરના ઘાટી સુઇ ગયલા જોઇ ગુલાબે તેમને તાબડતોબ ઉઠાડ્યા, અને શેકને માટે ગરમપાણી મુકાવ્યું. તે તૈયારથતાંજ ભગને સ્નાન કરતાં સાબુથી શરીર સાફ કીધું, અને પછી સયન રૂમમાં બંને સુતાં. ગુલાબ તો ઊંઘાકળી હોવાથી તરતજ નિદ્રાવશ થઇ ગઇ. પણ ભગત પોતાની નિવેલી વાતનો વિચાર કરતોજ પડ્યો ! " તારાને કેમ ફસાવવી, અને તેની સંગે કેવી રીતે પ્રીતિ બાંધવી ? " તેનો મનસુબો કરવા લાગ્યો, અને " મહિને રોજ તારા બાપ છે, માટે તેને ત્યાં કોઇ પણ રસ્તે મળી પ્રપંચ કરી બીજે સ્થળે ઉડાવી જવી, અને પછી નટવર વિષે તેણીના કાન ભંભેરી તુટ પડાવવાની તદબીર કરવી ! ઠીક છે, હવે આવતી કાલે સાંજે એ ઘાટ ઘડું ત્યારેજ મારા બાપના પેટનો ખરો ! " આમ નિર્માણ કરવા પછી ભગતને કંઇક ઉંઘ આવવા માંડી !

પેલી તરફ નટવર પણ ખુબ મલકાયો, અને ખુશમાં, પોતાના પતિને આવતો જોઇ નટવરની પતિએ પૂછ્યું " કેમ સ્વામિનાથ, આજે તો કંઇ ખુશમાં આવો છો ? ! આજે કંઇ વધારે

મઝા પડેલી લાગે છે ! ના, ના, કહો તો ખરા, મારાં સમ ?! "

" કંઈ નહીં રે ! એ તો અત્યાર સુધી તને જાગતી જોઇને મને હસવું આવ્યું ! " **નટવરે** વળી ઉડાવવાની તજવીજ કરી ! "પણ આજે કંઇ આટલી રાત્રિ સુધી તું જાગતી રહી છે?!"

" હા, હા, એમ કહીને વાત ઉડાવો હવે ! કોને સમજાવો છો ? !" **સુંદરમતીએ** જણાવ્યું " હશે, મારે શું ? ! મારે જાણીને શું કરવું છે ? ! હાલ કંઇ તમે મને થોડુંજ કહેવાના છો ! ઠોકર લાગશે, ત્યારે ઠેકાણે આવશે !" એમ મન વાળી બળાપો કરતી **સુંદરમતી** સુતી, અને **નટવર** પણ ગૂપચૂપ પલંગપર આળોટતો ને પોતાની બાજીમાં ફતેહ મળવાથી ખુશ થતો સુતો !

———:o:———

## પ્રકરણ ૯ મું.

...............

તારાનું તન તરફડે, **નટવર** પ્રત્યે પૂર;
**નટવર**માં તે લીન છે, **નટવર**માં ચકચૂર !

### તારાનો પ્રેમ પ્રકાશ !



પ્રિય વાંચનાર ! આ પ્રસંગે **તારા**નું સંક્ષેપ વર્ણન વદવા યોગ્ય છે. **તારા**ની વય આ પ્રસંગે માત્ર પંદર વર્ષની ભર જોબનમાં આવેલી છે. તેણી એક ઉમદા રૂપવંતી વણિક યુવતિ છે. તેણીનું અણિયાળું નાક કાવળા કાન નમુનાદાર નેત્રો, પાતળા હોઠ, દાડમની કળી જેવાં દાંત, ગુલાબિ ગાલ, નાજુક કમર. શોભાયમાન પગના પંજા, બારિક પણ સુંદર આંગળીઓ, અને તેણીનું તરતુ કપાળ તેના મોહકને મોહજાળમાં આંજવાને બસ હતાં ! તેણીની મા તેણીને માત્ર સાત વર્ષની બાલ્યાવસ્થામાં મુકીને મરણ પામી હતી, અને તેથી પોતાના પિતા **મનહરદાસ**ની છાંયા અને દેખરેખ નીચે ઉછરી હતી. **મનહરદાસ મુંબાઇ**નો મ્હોટો માનવંત વેપારી છે. તેની પાસે દસ લાખ રૂપિયાની પૂંજી છે, અને વિલાયત વગેરે પ્રદેશોમાં રૂનો વેપાર કરવામાં તેણે મ્હાન પદ મેળવ્યુ છે. તેને પેટે **તારા** શિવાય અન્ય સંતતિ નથી, અને તેથી, તેણીના પર પરમ આસ્તા હોય એ સંસારમાં સ્વાભાવિકછે, વળી સ્વગૃહમાં સ્રી વર્ગમાં પણ **તારાજ** છે, અને તેથી સ્વતંત્રપણે સ્વેચ્છાપૂર્વક મહાલવાને તેણીને એક સાધનિક સસ્તો રસ્તો મળ્યોછે! **તારા**નાં લગ્ન **સ્વતંત્રદાસ** સંગે કર્યાંછે,કે જે યુવાન પુરૂષની વય પણ પચીસ વર્ષની છે, તદાપિ તે દેખાવે કંઇક સાદો. ને એક મોજીલી ને શોખીલી યુવતિને મન મોહક નથી ! માત્ર સ્વભાવે તે સ્વતંત્ર છે એટલુંજ---બીજા રામ કશાં નથી ! સાસરામાં સાસુ સસરા ગત થયાં છે, એટલે ત્યાં પણ કોઇનો વૃદ્ધ અંકુશ **તારા**પર રહ્યો નથી !

શેઠ **મનહરદાસ**નું ધર ભપકાદાર છે, અને અગરજો તે હાલ ૬૦ વર્ષની વૃદ્ધ વયમાં ડચકાં મારે છે, તો પણ **તારા** જાતે મોજીલી હોવાથી ગૃહનો ઠાંઠ સુંદર બનાવ્યો છે ! ધરના ઓટલાપર પિત્તરનો કઠેરો છે. દાદરપર પિત્તળનો કઠેરો બનાવ્યો છે. પગથિયાં પર ગાલીચો પાથર્યો છે અને તે આવતા જતાઓના પગના જોસમાં ખસી નહીં જાય તેટલા માટે તેને જડી પણ લીધો છે. દિવાનખાનામાં ભાતભાતનું ' ફર્નિચર ' ગોઠવ્યું છે, અને દિપકનો સંગાર પણ સુશોભિત ઝુંમરહિંડોળા ઝળકતો કીધો છે. દિવાનખાનામાં એક ઉમદા ગાલીચો પાથર્યો છે, જે માણસોનાં પગલાંથી બગડી નહીં જાય તેથી તેનાં દ્વારના ઉમ્મરમાં કાથાનો એક ભાતદાર ગાલીચો પગ લુછવાને માટે મુકયો છે. દિવાનખાનામાં તમામ " ઓઇલ પેઇન્ટિંગ " છે અને આસપાસ સોનેરી વેલ દિપકના તેજથી સુવર્ણ સમાન ચળકે છે. તેની પાછળ **મનહરદાસને** મળવા આવનારાઓ માટે ખાનગી

વાતચીત કરવાનો એક ઓરડો છે તથા તેની પાછળ અન્ન પાણીનો એક ખાસ ઓરડો તથા રસોડું છે. બીજે માળે આગળ **મનહરદાસ**નો સયન રૂમ છે, અને પાછળ **તારાને** માટે એક ખાસ સંગારેલો ભપકાદાર ઓરડો આંખોને અનોપમ લાગે છે. તેમાં ભાતભાતનાં ' ફર્નિચર ' ગોઠવ્યાં છે, અને દરેક પ્રકારે તેને શોભાવવામાં ખામી રાખી નથી ! વળી તેજ ઓરડાની પાછળ એક મોટી અગાસી છે, અને તે અગાસીની ઉપર એક નાનકડું ધાબું ( નાની અગાસી ) પણ બાંધેલું છે, કે જ્યાં હુનાળામાં **તારા** સવાર સાંજ મનને વિરામ પમાડે છે **મનહરદાસ** મહા કૃપણ છે, અને તેથી ગાડી ઘોડાનો વિશેષ ખર્ચ રાખ્યોં નથી ! ગૃહ સંગાર શોભતો હોવાનું કારણ માત્ર **તારાજ** છે, કે જેણીને ભપકો ને ચાલુ જમાનાની ફિશિયારી ઘણી પસંદ છે ! પણ કંઇ વિશેષ ખર્ચ કરવાની વાત **તારા** કહે, તોપણ તે **મનહરદાસ** ઉડાવી દેવામાં પહેલા નબરની વાણિયાં ગત વાપરતો હતો !

આવતી કાલે કાર્તિકી પુનેમનો મહિમાવંત દિવસ છે, અને મંદિરે દર્શન કરવાનો તે દાહાડો [illegible]ાર તરીકે મુખ્ય છે, માટે આ પ્રસંગનો લાભ લઇ મંદિરમાં **તારા**એ પુનઃ **નટવર**ને મળવાનો [illegible]ધો; પરંતુ **નટવર** અદ્યાપિ સુધી **તારાને** પુનઃ સભારતો નહીં હોવાથી, તેમજ બારીએ [illegible]**ર** નજરે નહીં પડતો હોવાથી **તારા**ને કંઇ કંઇ વિચાર ઉપજ્યા કરતા હતા !

[illegible] કાર્તિક શુદી પૂર્ણીમાની પ્રભાતમાં **તારાના** પિતા કંઈ કામ પ્રસગે **કોલાબે** ગયા હતા, **તારા** પોતાનો ચોટલો ચોળી આરસામાં ચટિયાપટિયા કરતી, અને ચાંલ્લો કરી આનંદમાં હીંડોળે ઝુલતી હતી, એટલામાં તેણીને વળી એકદમ **નટવરનું** સ્મર્ણ સ્ફુરિત થતાંજ તેણી બારીએ આવીને ઉભી, અને **નટવર**ની રાહ જોતી આંખો ટેકવતી આશામાં ને આશામાં કંઇક ગ્લાનિ પામવા લાગી ! **નટવર** કેટલીકવાર નજરે તો પડતો, પરંતુ **નટવર**ની નજર પોતાની સાથે સંયુક્ત નહીં હોવાથી તેણીને કંઇ કંઇ વહેમો ઉપજ્યા ! આખરે **નટવર** પોતાના ઓરડામાંથી કંઇ કામ સેર નીચે ઉતરી પડયો અને **તારા** નિરાશમા પુનઃ હિંડોળે બેઠી ! હેઠ પર હસ્તની આંગળી અટકાવી, અને પગના અંગુઠાથી ધીમો હીંચકો ખાતી ઊંડો વિચાર કરવા લાગી! **નટવર**ને કેવી રીતે ખબર કરવી તેનો મહા તર્ક કરતી બેઠી ! આખરે તેણીએ ધાર્યું કે "ઘાટીને સમજાવી તેને લાલચ આપી પક્ષમાં મેળવી રાખું કે તે ચિઠી લઇ જવા લાવવાને ઠીક કામ લાગે." આવા હેતુથી તેણીએ ઘાટીને બોલાવ્યો.

" **રામા**, ઓ **રામા**? " **તારા**એ બુમ પાડી અને **રામો** તરતજ આવીને ઉભો તેને પ્રથમ **તારા**એ કબાટમાથી એક સરસ ધોતિયું કહાડીને આપ્યું, અને એક ઝીંકની ટોપી ભરી આપવાનું વચન આપી જણાવ્યું જો મુઆ, શેઠને કહેતો નહીં, ને મારૂં ખાનગી કામકાજ કરતો રહીશ તો તને હું ન્યાહાલ કરીશ ! "

" વારૂ બેહેન. હું તો આપનું કંઈ પણ કામ કારવાને હાઝર છું અને કોઇને પણ કહુ નહીં તો !" **રામા**એ જણાવ્યું

" ઠીક ત્યારે, આપણી સામા પેલા **નટવર શેઠ** રેહે છે તેને તું મારી ચિઠી આપીશ ?" **તારા**એ પૂછ્યું " પણ કોઇને કહીશતો નહીં કેની ? "

**રામા**એ તે વાત સ્વિકારી, અને કહ્યું "કોઇને ખબર પડવા નહી દઊં."

" ત્યારે તો સારૂ. હમણાં તું કામે જા. હું લખીને તને બોલાવુ છું " **તારા**એ જણાવ્યું, અને **રામો** ગયો.

ટેબલના ખાનામાંથી એક સરસ 'નોટપેપર' કહાડયો, અને પેન્સીલ લઇ પત્ર લખવાનું શરૂ કરી તેમાં નીચે પ્રમાણે જણાવ્યું:—

**પ્રીતિકર પ્રાણ,**

વિનતિ કે—આપનાં દર્શન દુર્લ્લભ કેમ થઇ પડયાં છે?! આપે મને આઠ દિવસની અંદર

પુનઃ મળવાનું આપેલું વચન ક્યાં રહ્યું ?! આપ પ્રારંભની પ્રીતીમાં આવી રીતિ વાપરી મને શંકાશીળ થવા કારણ આપો છો! વિશેષ વિસ્મયતાની વાત તો એ છે કે, પ્રથમ મારે માટે આપ બારીએથી ખસતા પણ નહોતા! અને હાલ જ્યારે જોઉં છું ત્યારે બારી ખાલીજ જણાય છે! કોઇક વાર આપ દિવાનખાનામાં આંટા મારતા હો છો, ત્યારે આપનાં દર્શનનો લાભ મને મળે છે, પરંતુ તે માત્ર મારી આતુરતાથીજ! કેમકે આપ તો મારી બારી તરફ દૃષ્ટિ પણ ટેકવતા દિસતા નથી! અને આપે જાણે આ રંક દાસીને વિસારી દીધી હોય. તેમ આપનું વર્તન સાક્ષી પુરે છે! આવી વૃત્તિ વાપરવાનું કારણ શું?! હું ધારૂં છું કે, કદાચ આપના પત્નિએ આપણા વચ્ચેના પ્રેમનું ખંડન કર્યું હોય તો આપ તેનાથી ડરીને મારી સન્મુખ નિહાળવાનું પણ મૂકી બેઠા હો! તેમ નહીં તો કદાચ આપને કોઈ બીજી પણ મળી હોય! કંઇ પણ સબબ તો હોવોજ જોઇએ! હું તો આપની આવી રીતિથી રાત ને દિવસ છિન્ન ભિન્ન થઇ જાઉં છું, અને મારાં અંતઃકરણમાં આપના પ્રત્યેના શુદ્ધ પ્રેમે જે નિવાસ કીધો છે તેથી મારૂં હૃદય સદા આપનુંજ સ્મરણ કરવામાં લીન છે! પરંતુ આપને તેના ક્યાં હિસાબ છે! પુરૂષોનાં હૃદય વજ્ર હોય ને દયાહીન હોય એ કહેતી આપનું આચરણ સાબિત કરે છે! ક્ષમા કરજો કે કંઇક હદ મુકી આપને લખું છું, તોપણ એ સર્વનું ... મારા હૃદયમાં આપના પ્રત્યે વસેલી પ્રીતિ શિવાય બીજો કશો નથી! હું દિલગીર છું કે, ... ત્યે મારો આટલો બધો જીવ ચોંટેલો રહેવા છતાં આપ તો મને સંભારતા પણ જણાતા ન... પણ આપે નક્કી માનવું કે, આપ ગમે તેટલા બેવફા થશો. તોપણ હું તો મારૂં વચન મિથ્યા થ... દેનારજ નથી, અને આપ શિવાય પર પુરૂષને—અરે મારા પરણેલા પતિને પણ હું બાપ સમાનજ માનીશ! આપને હું કદી ભૂલીશ નહીં! આપ જોઇએ તો નિર્દયતા વાપરી મને વિસારી દેજો! પરંતુ મારાથી તેમ કદી પણ થશે નહીં; કારણ કે મારાં અંતઃકરણમાં આપના પ્રત્યે પવિત્ર પ્રેમે મૂળ સ્થાપ્યું છે! પણ વળી હું હદ બાહાર લખી મારા પ્રેમી ઉછાળાનો પ્રકાશ કરૂં છું! હવે હું વિશેષ લખવું માંડી વાળું છું! કેમકે મને ભય રહે છે કે, પ્રેમાગ્નિ પ્રદિપ્ત કરતાં રખેને કલમ વિશેષ ચાલે તો આપને માઠું લાગી જાય! માટે આપ હવે કયારે મળશો તેજ જાણવા ચાહું છું. આજે સપ્તમીનો દિવસ હોવાથી સાયંકાળે હું મંદિરે જઇશ, માટે કૃપા કરી આપ જો ત્યાંજ મળો તો ઉપકાર થશે. ત્યાંથી પછી દુર સ્થળે આપણા વિયોગિ હૃદયના ખુલાસો કરી જીવને આનંદ પમાડવા વાલકેશ્વર કે મહાલક્ષ્મી તરફ નીકળી જઇશું. પણ આજે જરૂર મળશો એવી આશા છે. ઉત્તર આની સાથેજ પાઠવશોજી. એજ વિનતિ.

લી૦ આપની રંક દાસી

**તારાના દંડવત.**

આ પ્રમાણે પત્ર લખી એક જાડા કવરમાં તે બીડયો. પત્ર કોઇ ઉખેડે નહીં તેથી તેની પાછળ બે કાપા દોર્યા અને **રામાને** બોલાવી કહ્યું "જો, આ પત્ર **નટવર** શેઠને હાથોહાથ આપજે, અને કેઇ પણ પુછે કે કોણે પત્ર આપ્યો છે? તો કોઇ પણ ભલતા શેઠનું નામ દઈ ટુંકેથી પતાવી દેજે! મારો પત્ર છે, એમ કોઇને ખબર થવા દેતો નહી! સમજ્યો કે?'

"વારૂં બહેન" કહી **રામો** ટોપી મુકી ચુપચુપ નીચે ઉતરી પડયો, અને **નટવરનાં** ઘરમાં ચઢયો **તારા** બારીએ ઉભી રહી, અને **રામો નટવરનાં** દિવાનખાનામાં જઇને શું કહે છે તે વિગેરે ચેષ્ટા જોતી રહી! **રામો** એકદમ ધસતો **નટવરના** ઓરડામાં દાખલ થયો! **નટવર** તેને અકસ્માત જોતાંજ વિચારમાં પડયો, અને **રામાના** હાથમાંથી પત્ર લઇ પુછયું "આ કોણે આપ્યો?!"

"**તારા બહેને શેઠજી**" **રામાએ** જવાબ દીધો. **નટવરે** પત્ર તત્કાળ વાંચી જોયો, અને તેજ ક્ષણે **તારાનું** સ્મરણ કરવામાં જીવ ચોંટયો. ખુરશી પરથી તે ઉઠયો, અને દિવાનખાનાનાં બારણાંની બાહાર નજર કરી કે "કોઇ છે તે નહીં!" પણ તે ક્ષણે **સુંદરમતી** ગપ્પાં મારતી હોવાથી **નટવરે** સુખડપેન ને એક જેવો તેવો કાગળ લઈને ઝટપટ નીચે પ્રમાણે ઉત્તર લખી કહાડયો;



"જો, આ પત્ર નટવર શેઠને હાથોહાથ આપજે;"

પ્રિય તારા,

તારાનો પત્ર પહોચ્યો. હું તને આજે જરૂર મંદિરમાં મળીશ. બાદ વાતચીત કરીશું પત્રમાં ખુલાસો કરવા જેટલો વખત નથી તેથી દિલગીર છું. સાંજે છ વાગે તું જરૂર મંદિરમાં આવજે. મને મળ્યા વિના ખસતી નહી. હાલ એજ.

લી૦ તારો પ્રેમી
નટવર.

કાગળ વાળીને આપી ત્યાંથી તેને જલદીથી ચાલ્યા જવાનું કહ્યું. અને તેથી રામો ઝડપમાંજ આજુબાજુ ચોરને હાલે જોતો ઉતરી પડયો, ને તારાને તે જવાબ આપ્યો તારાએ વાંચતાજ નટવર સામુ બારીમાંથી મોં મલકાવી "હા" ની નિશાની કરી ડોકું હલાવ્યું તારા મગ્ન થઇ ગઇ,, અને બારીએથી ખસી જવાને માટે નટવરે નિશાની કીધાથી તે ખસ્ત જઇને હિંડોળે ઝુલતી આનંદમાં બેઠી. "સાયંકાળનો સમય જલદી થાય તો સારૂં!" એમ ચિંતવન કરતી તેણી રંગમાં આવી ગઇ!

તારાનો પત્ર વાંચ્યા પછી નટવર ઉદાસ થયો. અને રખેને નાયકણની વાત તારાને કાને ગઇ હોય! તેને માટે શોચ કરવા લાગ્યો! પણ ફિકર નહી! તારાને ખબર પડી હશે, તોપણ તેને ઉડાવતાં કેટલી વાર?!?" એમ વીચાર કરી મન વાળી દીધું.

ચાર વાગ્યાને વખત થવા આવ્યો એટલે મગન ગાડી જોડાવી નટવરને ઘેર આવ્યો નટવર તેને જોતાં બોલ્યો ઓહો! ભાઇ સાહેબ! આપની સ્વારી આવી કે?!"

હા ભાઇ આવ્યા તો ખરા! કહી મગન જાણે ઉદાસ હોય તેમ તેણે મોં ઉતારી દીધું અને ધીમેથી નટવરને પુછ્યું કેમ તારી તારાનું કેમ ચાલે છે હાલમાં મળી હતી કે નહી?!

નારે યાર! તે દાહાડા પછી મીલાપ થયોજ નથી! નટવરે કહ્યું.

સારૂ થયું મગને જણાવ્યું હવે નહીં મળવામાંજ માલ છે!

કેમ વારૂ?! શું છે?! નટવરે અધીરાઇથી પુછ્યું.

પછી કહીશ તને બધું મગને વિલંબ કીધો હમણાં કહેતી ત્યારે હું તો વિચારમાં પડી ગયો છું! નટવરે તાકીદ કરી.

મગને જણાવ્યું તારી બધી વત ઉઘાડી પડી છે, અને તારાના બાપને કાને વાત પહોંચી છે? તે પરથી તેણે તને મારવાને ભૈયા રાખ્યાછેમંદિરમાં રાત દાહાડો ભૈયા ફરતા ફરે છે, અને જો તને તેણીને સંગે લગાર ઇશારત કરતો જોશે તો તને એકવાર તો ગડદાપાટુ કરી તારાં હાડકાં ભાંગી નાંખશે માટે સમાલી ને ચલજે પછી તો તું જાણે હું તો તને એક મારા ભાઇ કરતાં પણ વધારે ગણુતો હોવાથી ચેતાવવાને માટે આવ્યો છું જો ભૈઆના હાથમાં સપડાશે તો તારો બોરકુટો થશેએટલુંજ નહી પણ વળી જગતમાં ફજેતીનાં ફાળકા થશે ને તારી આબરૂની રેંડી થઈ જશે માટે સમાલજે ભાઇ મારે કાને વાત આવતાંજ મારા તો હોસકોસ ઉડી ગયા છે! મગને સખ્ત રેચ આપ્યો, અને ખુબ લુલો બનાવી દીધો!

હે! આ તું શું બોલેછે! જો એમજ હોયતો તારાએ હમણાંજ મને પત્ર લખ્યો છે તેમાં તે ચેતાવે કેમ નહી નટવરે ગભરાઇને કહ્યું.

"તેણીને ખબર ન હોય ક્યાંથી ચેતાવે?" મગન બોલ્યો.

જો તેણીના બાપને ખબર થઇ હોય તો તેણીના બાપે તેણીને ઠપકો આપેલો હોવોજ જોઇએ અને તેમ હોય તો મને તેણી લખ્યા વિના રહેજ નહી! નટવરે કહ્યું.

ના ભાઇ ના તને એ પેચની હજી ખબરજ નથી! છોકરા મ્હોટી થયાં પછી આડે રસ્તે દોરાવાય તો બાપથી ઉઘાડી રીતે બોલા ન શકાય અને તેમ કરવા જાય તો તેમાંથી ઓર પોતાનોજ ભાર વકર ઘટે માટે તેણે તારોજ ઘાટ ઘડવાનુ નકી કીધુ છે કે જેથી તારાની શુધ પણ

એની મેળેજ ઠેકાણે આવી જાય **મગને** સમજાવીને કહ્યું.

અરરર સારૂ થયુ યાર કે આજે તું આવ્યો ચઢયો નહીને તો આજે સાંજે છ વાગે મંદિરમાં મળવાને અમે ઠરાવ કીધો હતો! પણ હવે મારા શા ભોગ લાગ્યા હોય કે હું મળુ! **નટવર** બોલ્યો.

હવે મળવામાં માલ નથી! અને મારૂ જો માને તો થોડા દિવસ ટાઢુ પડી જાય ત્યાં સુધી તું બાહાર પણ નીકળ તો નહી! **મગને** સજ્જડ ચમકાવ્યો.

હા. મજ કરીશ દોસ્ત **નટવર** ઘણો ગભરાયો. અને તેનુ મોં રડવા જેવું થઇ ગયું! તેણે મગનને જણાવ્યું પણ તે ભૈયાઓને કાઢીએ તો કેમ ?!

મે તને સો વાતની એક વાત કહી કે હાલ એમાં માલ નહી બગડેલી બાજીને સુધારવા જતાં ઓર સંતાપમાં આવી પડીએ તું તારે છાનો માનો ઘરમાં બેસી રહે વળી કંઇ નવો શિકાર શોધી કહાડીશુ કહીને **મગને નટવરે** છેક ગભરાવિ મુકયો અને પછી તરતજ જવાની રજા માગી

**નટવરે** જણાવ્યું "કેમ? આજે કંઇ જલદીથી ?! કંઇ જવું છે કે શું ?!"

"હા લગાર ઘેર જવું છે. એક જણ આવનાર છે" **મગને** જણાવ્યું.

"પણ **મગન**, તને કોણે કહ્યું કે મારવાને ભૈઆ ફરે છે ?!" **નટવરે** પુછ્યુ.

"મને તો તારી ભાભી ( **મગન**ની વહુ ) એ કહ્યું! તેણીને કંઇ મંદિરમાંથી ખબર મળી છે! અરે યાર, હું તને વિશેષ વાત કહી ચિંતાતૂર કરવા માંગતો નથી! પણ વાત વધી ગઈ છે! માટે હાલ તું એ ખ્યાલજ છોડી દે કે પત્યું!" **મગને** બરાબર ચમકાવી દીધો! અને એમ કહી પોતે ત્યાંથી ઉતરી પડયો, અને ગાડીમાં બેસી મંદિર તરફ સંચર્યો; કેમકે સાયંકાળ લગભગ થયો હતો.

**નટવર** ઘણોજ ગભરાટમાં પડયો! **તારા**ના પ્રેમની તો વાત ઊંધી ગઇ, અને તેને બદલે ભૈયાઓની ફીકરમાં પડયો! તેણે નિર્માણ કીધું કે "આજથી **તારા**ની બારી સામું પણ જોવું નહીં" એમ ઠરાવ કરી બારીનાં બારણાં એકદમ દઇ દીધાં અને ઉદાસ મૂખે ખુરસીપર પડયો!

**સુંદરમતી** ઉપર આવી. તેણીએ **નટવરને** પૂછ્યું "કેમ પ્રાણનાથ, આજે આપને ફરવા નથી જવું? વખત તો થઇ ગયો છે! ગાડી પણ આવીને ઉભી છે!"

"આજે લગાર માથું દુખે છે તેથી બાહાર જવાનો વિચાર નથી!" **નટવરે** ખુલાસો કીધો.

'કેમ વારૂં ?! અને આપ આમ ઉદાસ કેમ દેખાઓ છો ?! **મગનભાઈ** સાથે કંઇ બોલાચાલી થઇ કે શું?!" **સુંદરમતી**એ તાજુબીમાં પૂછ્યું.

"ના, ના, આજે લગાર માથું દુખે છે, તેથી તને એમ લાગે છે!" **નટવરે** ખુલાસો કીધો.

'ત્યારે માથે ગુલાબજળનું પોતું મૂકુ ? સૂખડ ચોપડું? માથું દાબું?" **સુંદરમતી**એ પૂછી જોયું.

**નટવરે** "અહં કંઈ જરૂર નથી!" કહીને માંડી વાળ્યું, અને ચિંતામાં ને ચિંતામાં ઉંઘી ગયો! આ જોઇ **સુંદરમતી** પાછી નીચે ગઇ, પરંતુ તેણીનો ચહેરો પણ પોતાના પતિને ઉદાસ જોઇને ઉતરી ગયો!

રાત પડતાં સુધી **નટવર** ઉઠયો નહીં! ઘરમાં માબાપને ફીકર થઇ! પણ ઊંઘમાંથી ઉઠાડવાતું કોઇએ યોગ્ય નહીં વિચાર્યું. છેક મોડી રાતનો તે ઉઠયો, અને એક પ્યાલો દૂધનો પીને પાછો સૂઇ ગયો!

**મગને**, **નટવર**ને ત્યાંથી ઉતરતાંજ વિચાર કીધો હતો કે '**તારા**ની મુલાકાત મંદિરમાં કરવાતું **નટવરે** ઠરાવ્યું છે તેથી તેણી ત્યાં આવી હશે. માટે મારે તેણીને ગમે તેમ સમજાવી બાહાર કઢાવી જવી ને પછી સમજાવી પટાવી **નટવર** પ્રત્યે ધિક્કાર થાય તેમ તદબીર લગાવવી! એટલે

પછી બધાનું કામ થઇ જશે !" એમ વિચાર કરતા તે મંદિરના દ્વાર આગળ આવીને ઉભો, અને **તારા**ની રાહ જોતો હો !

**તારા** આજે પૂર બહારમાં ઘેરથી નીકળી ! આજે તેહેવારનો દિવસ હોવાની સાથે **નટવર**ને મળવાનું પણ હોવાથી તેણીએ સ્વઅંગે સુંદર સંગાર સજ્યો. મોતીની ભરેલી સાડી, પોલકાં 'ફે-શનની ચોળી-કડે । કે પોલકોજ ! એક કાને બ્રિલિયાનનું અમૂલ્ય એરિંગ, કંઠ વિષે હીરાનો બા-રીક હાર, અને હાથમાં હીરા જડીત માત્ર એકેકી બંગ વિગેરે સુંદર શૃંગાર પહેરી પુર ઝ-મકમાં ઠસ્સાદાર ચાલમાં ઘેરથી નીકળી, અને તેણી પણ આસપાસ જોતી મંદિરનાં દ્વાર આગળ આવી પહોંચી. ત્યાં **મગન** પર તેના નજર પડી, અને તે તથા **નટવર** બંને ઘણાજ જાની મિત્રો છે, અને તેઓ એક બાજાથી કોઇ પણ વાતનો પડદો રાખતા નથી, એ તેણીને ખબર હોવાથી તેણીએ ધાર્યું કે "**મગન** ઉભો છે તો **નટવર** પણ આટલામાંજ હશે." પણ એટલામાં **મગને** પણ તેણીને જોઇ, અને તેપરથી તેણીને નેત્ર નિશાળ કરી ! બાદ બંને જણાં સંગે ભીડાભીડમાં મંદિરમાં પેઠાં. ત્યાં **મગને** **તારા**ને ધીમે રહીને કહી દીધું કે "તે દાડાની માફકજ પાંજરાપો-ળની ગલીમાં તું આવજે; ગાડી ત્યાંજ છે." એ સાંભળતાંજ **તારા**એ પણ નેત્રોની ઇશારતથી 'હા' કહી, અને પછી મગન ગાડી લઇને ત્વરિત પાંજરાપોળની ગલીમાં જઇને ઉભો. થોડી વારમાં **તારા** પણ ત્યાં આવી પહોચી **મગને** તેણીને ઝટ અંદર લઇ ગાડીવાળાને **વરલી**નાં પૂલ તરફ લઇ જ-વાને ફરમાવ્યું પણ **તારા**માત્ર **મગન**નેજ ગાડીમાં જોઇને ચકિત થઇ ! તે ખંચાઇ! "તમારા મિત્ર ક્યાં છે ? ! તે કેમ નથા ? !" વિગેરે પૂછવા મંડી !

"તે આગળથી ત્યાંજ ગયા છે, અને મને કહ્યું છે કે, તુંજ **તારા**ને લેતો આવજે ! કેમકે તેને ધાસ્તી લાગી કે, રખેને મંદિરમાં કોઇ ચેતી જાય ! માટે હુંજ તને તેડવા આવ્યો છું. તું ગભરાઇશ નહી ! હુ તારી સંગે છું એટલે તારેનિશ્ચત રહેવું" **મગને** તેણીને કહ્યું.

ગાડી ઝડપમાં **વરલી**ના પૂલ તરફ જઇ પહોંચી, અને તે દરમ્યાન **તારા**ને ફસાવવાની તથા **નટવર** પરની પ્રીતિમાં તૂટ પાડવાની યુકિત **મગને** મનમાં ગોઠવી રાખી ! પૂલ આગળ ગાડી પ-હોંચતાંજ એક ખુણામાં ગાડી ઉભી રાખી, અને **મગન** અંદરથી બાહાર નીકળ્યો. તેણે **તારા**ને જણાવ્યું "ગાડીના પડદા બંધ કરીને તું અંદર બેસી રહેજે, અને હું **નટવર**ને શોધી લાવું છું."

"શું તે અહીં નથી ? !" **તારા**એ તાજુબીથી સવાલ કીધો "ક્યાં છે ત્યારે ? !"

"તે આટલામાંજ હશે. હમણાં હુ તેને શોધી લાવુ છું. તું નીડર રહે !" **મગન** એમ ક-હીને **નટવર**ને ખરે સોધવા નીકળ્યો હોય તેવો ઢોંગ કરી એક બાજુને માર્ગે જઇ થોડીક વારમાં પાછો ફર્યો, અને ગાડી આગળ આવી બારણું ઉઘાડી અંદર બેઠો. ગાડીવાળાને ત્યાંજ થોભાવી રા-ખવાને જણાવ્યું.

"તમારા મિત્ર ક્યાં ? !" **તારા**એ ચિંતાતૂર બની પૂછ્યું.

"તે તો કોઇ નાયકણને ત્યાં બેઠો છે!" **મગને** પ્રારંભ કીધો ?

"નાયકણ ? ! હેં આ તમે શું બોલો છો નાયકણ શીને વત શી !" **તારા** મહા સંતાપ કરતી બોલી.

"હા નાયકણનાં ઘરમાંજ છે, અને બે ત્રણ નાયકણોને આસપાસ વિંટાળીને બેઠો છે, !" **મગને** જણાવ્યું "અને ખરૂં પૂછો તો હું તે બધો દેખાવ બતાવવાનેજ અહી તને તેડી લાવ્યો છું કે જેથી તારી આંખો ઉઘડે કે, તું એક કેવા નિર્લજ ને કુતરા જેવા જીવની સંગે પ્યારમાં લપટાઇ છું હવે તારી ખાત્રીથશે કે તે જેની સંગે પ્યાર કીધો છે તે તને મુકીને બહાર ભટકતો ફરે છે. અને તારી તેને કઇજ દરકાર નથી હવે ચેતવુ હોય તો ચેતજે પછી તો જેમ તારી ખુશી આપણે તો તારો સ્વાર્થ સુધારવા માટે તને ચેતાવી દીધી પછી તો તારૂ કરમ તું જાણે.

પણ તમે તો તેમના મિત્ર છોની તારાએ અચરજ પામી પુછ્યુ;

હા પણ તે હાલ નહી હાલ માત્ર ઉપલક મિત્રતા છે પ્રથમ તેની સંગે મારી મજબુત દો-

રતી હતી, પરતુ જ્યારથી તે આમ બાહાર ભટકવા લાગ્યો છે ત્યારથીજ મને તેના તરફ તીરસ્કાર છુટયો છે, અને હુ દીલ ખોલીને તેની સાથે વાત કરતો નથી મગને જણાવ્યુ તેની હાલની રીત ભાત એક કુતરા કરતા પણુ વધારે શરમ ભરેલી છે.

હાય હાય ત્યારે શુ તેણે મને દગો દીધો અરે રામ રામ એવું હું જાણુતે તો કદી પણુ વચન આપ તે નહી અરે તે કેવો એ વચની અફસોસ મે મારા પતિ કરતાં પણુ તેને વિશેષ માન્યો અને તેણે મારી સગે આવો પાપી પ્રપંચ રચ્યો અરે એવચની નટવર તારી આ ચાલનાં ફળ તને પ્રભુ આપશેજ કહીને તારા અનહદ ગ્લાનિ પામી ખેદ કરવા લાગી અને મગનને ખંભે માથુ નાખ્યું.

મગને લાગ સાંધીને કહ્યું તું ગભરા નહી પ્રારંભમાંજ તને તેની પરીક્ષા થઇ તે વળી વધારે સારૂં થયું નહીંતો આગળ જતાં પુરે પુરી ખરાબી થાત ને તારૂ તેમાં મોત થાત હવે તું દિલગીર નાથા. તેનાકરતાં તું જો મારા જેવાને ચાહે તો તું વિશેષ સુખ પામે માટે પ્યારી તારા આપણાં વચ્ચેની પ્રેમ ગાંઠ હવે તુ બંધ હું તને મારી પત્ની કરતાં પણુ અધિક ગણીશ તારે કોઇ વાતનો સંદેહ રાખવો નહી.

તારા આ સાભળતાંજ પ્રથમ તો ચમકી પરંતુ પછી તેણીએ વિચાર કીધો કે આ સ્થળે જો હું ના પાડીશ તો જરૂર આ મુઓ મારાપર બલત્કાર ગુજારશે માટે હાલ તરત તાળી આપી જ્યાં ત્યથી પાછા ઘરે પહોચી જવું એમ વિચાર કરી મગન પ્રત્યે તે બોલી આપ જો મારાપર મોહીત પડયા છે. ને આપ એકવચની થવાની આશા આપો છો તો મને આપના જેવા સંગે સ્નેહ બાંધવાાં પણુ હું મને પોતાને ભાગ્ય શાળી સમજુ છું પણુ નટવરની વાત જાણી મારૂં હદય આજ તો કપે છે માટે કૃપા કરી પાછા ઘર તરફ ચાલો કલે સાંજે મંદીરમાં પાછા મળજો ને ત્યાથી આપણે બંને ફરવાજઇશું આવી બંધ ગાડીજ લેતા આવજો અને આપણી ગુપ્ત વાત ગુપ્તજ સમજો કેમકે મને મારા પિતા કરતાં પતિનો ધાક ઘણો છે તેથી જો તેને ખબર પડશે તો મને કનડશે અને મારા બુરા હાલ કરશે માટે મનમાંજ રાખજો. કાલે નિરાંતે વીશેષ વાત કરીશ.

મગન આ સાભળી ખુશી થયો અને ગાડી પાછી પાંજરા પોળની ગલીમાં ચલાવી.

ત્યાં આવી તારા ગાડીમાંથી ઉતરી અને ઉતરીને બોલી મેર મુઆ નફટ મને ફસાવવા આઆવ્યોતો કેમ તું તો મારા ભાઇ બરાબર તારા હાથમાં હુ આવુ એમ કદી પણુ માનતો નહિ જા તારૂં કાળુ કર તારા પંજામાં સપડયાથીજ મે તારી હાએ હા કરી હતી એમ કહેતી ઉતાવળી પોતાને ઘેર ચાલી ગઇ સ્ત્રી ચરીત્ર અજમાવ્યું તો ખરૂ.

મગન તો ભોઠોજ પડી ગયો! તે તારાનાં આ વચનો સાભળી ચકિત થઇ ઝંખવાઇ ગયો! અને "એ રાંડને પણુ એનાં ફળ ચખાડવાં!" એમ નક્કી ઠરાવ કીધો. તેણે એવો મનસૂબો કીધો કે "તારાએ નટવર પર જે પત્ર લખ્યો છે, તે કોઇ પણુ યુક્તિથી લઈ લેવો, અને તેજ પત્ર તારાના પતિને બતાવવો! એટલે પછી તેણીને તે કદી પણુ ઘરમાં ઘાલશેજ નહીં! અને પછી ખૂબ સળગશે!" એમ વિચાર કરતો તે પોતાને ઘેર ગયો, અને રાતનાં વાળુંપાણી કરીને તે દાહાડે તો જલદી સુઈ ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

**દોહરો.**–સુંદરમતી છે સુજ્ઞ ને, ગુલાબ છે ગુણવાન;
પતિવ્રત્તા નારી ભલી, ભલા ભજે ભગવાન.

## ઉપાય !



સુંદરમતી પોતાના ઓરડામાં એક વાર્તાનું પુસ્તક વાંચતી બેઠી છે. **નટવર** પોતાના પિતાની સંગે કંઈ કામ પ્રસંગે બાહાર ગયો છે. **ગુલાબ** ઘણે દિવસે આજે અકસ્માત **સુંદરમતીને** મળવા અને મનની વાત કહી મનને શાંત કરવા આવે છે,

"ઓહો ! બહેન, આજે આટલે બધે દિવસે ક્યાંથી ? !" **ગુલાબને** અંદર આવતી જોઈ **સુંદરમતીએ** ચોપડીમાંથી મોં બાહાર કહાડીને પૂછ્યું "આજે બહેન કંઈથી ભૂલી પડી ! કેમ મુંબઇમાં વસે છે કે મુંબઇ બાહાર ? ! આજે તો ધનભાગ્ય બહેન કે તારાં પગલાં મારે ત્યાં ! હવે તો લગાર માન વધેલાં લાગે છે તો ! **મગનભાઇની** મહેર આજ કાલ વિશેષ થઇ હશે ! એટલે પછી દર્શન શેનાં થાય !"

"હા બહેન, તારે જોઇએ તેમ મહેણાં માર ! પણ તું બાહારથી બોલે છે કે અંદરથી ? !" **ગુલાબે** પીસી પીસીને પૂછ્યું "તું જાણે છે કે, તું ને હું કેટલાં સુખમાં છૈએ ! તેમ છતાં હસવાની ટેવ કાંઇ તારી ગઇ નહીં, હોં !"

"શું કરીએ બહેન ! દુઃખ તો રોજનું થયું ! જો દુઃખનીજ કરમકથા કર્યાં કરીએ તો જીવાય પણ નહીં ને કંઇ કામકાજ પણ સુઝે નહીં ! એ તો એક તરફથી હસવાનું ને બીજી તરફથી રડવાનું !" **સુંદરમતી** ઉદાસ થઇ ગંભીર વદને બોલી "પણ બહેન, તે દહાડા પછી તું તો કંઇ જણાઇજ નહીં ? ! બસ તે વાત કરીને ગઈ તે ગઇજ !"

"હા. પણ મારા ઘરમાં ત્યારથી હોળી જાગી છે તો ! મને તો ધરમ કરતાં કરમ નડ્યું બહેન ! મારાં ક્યાં ભોગ લાગ્યાં કે હું વળી તને કહેવા આવી !" **ગુલાબે** કહ્યું.

"કેમ વારુ ? ! શું કંઇ નવું જૂનું થયુંવળી ? !" **સુંદરમતીએ** તાજુબીમાં પૂછ્યું.

"હા ! હું તને પેલી વાત કહેવાને તે દિવસે આવી તેમાં મને મારે ઘેર જતાં લગાર રાત પડી ગઇ ! તેથી મારા વરને તો એવોજ શક ગયો કે હું કંઈ આડે માર્ગે ગઇ હોઇશ ! એમ ધારીને જતાંને વાર મને તો ધબોધબે ધબોલીજ નાંખી ! અરે બહેન શું વાત કહું ! કંઇ કંઇ ખુલાસા કીધા, પણ કંઇ માનેજ નહીં ! આખરે મુદ્દાની વાત કહી ત્યારે લગાર જંપ્યા ! બહેન, મારાં તો હાડકાંને પાંસળાં ભાંગી નાંખ્યાં ! કોઇ દાહાડા માર ખાધેલો નહીં, ને તે દહાડેજ માર ખાધો તેથી અલી બહેન મારાં તો હોસકોસ ઊડી ગયાં !" **ગુલાબે** રડી પડીને તમામ બિના કહી સંભળાવી.

"અરે રામ રામ !" **સુંદરમતી** ઘણોજ નિઃશ્વાસ મૂકી બોલી, અને તેણીની આંખમાં આંસું ભરાઇ આવ્યાં "બહેન, મારે માટે તને આટલી બધી આપત્તિ વેઠવી પડી ! હાય હાય ! મારૂં ભલું કરવા જતાં તારી શી દશા થઇ ! અરે ભગવાન ! ધર્મિને ઘેર ધાડ ને કસાઇને ઘેર કુશળ ! હાય હાય ! મારે માટે તને કેટલું સોસવું પડ્યું !"

"હોય બહેન, એમજ હોય ! તું ને આપણે સખી ભાવે છૈએ, અને બહેનો કરતાં પણ વિશેષ છૈએ, તો આપણે એક બીજાને માટે દુઃખ ભોગવીએ તોએ શી ચિંતા છે ! આપણો અન્યોઅન્ય ધર્મ છે કે, એક બીજાનું શ્રેય ચાહવું." **ગુલાબે** સખી તરીકેની ફરજ દર્શાવી.

એ બધું તો ખરૂં, પણ એમને સુધારવાનો હવે શો ઉપાય ?" **સુંદરમતીએ** સ્વાલ કીધો "તારો વર એમને કંઈ નહીં કહે ? તેમનુંજ એ માને છે ! તેના શિવાય બીજા કોઇનું તે સાંભળે તેમ નથી !"

"પણ મારા વરે કયાં પાધરા છે બહેન ! તે પણ એવાજ બાહાદુર છે ! તે ને એ બંને સાથે ભટકવા જાય છે !" **ગુલાબે** જણાવ્યું.

"એમ કે ? !" **સુંદરમતી** બોલી "તેમાંજ અહીં જ્યારે તારો વર આવે છે, ત્યારે બંને જણા કાનમાં ગૂસપૂસ કર્યા કરે છે ! હવે હું સમજી ! હું ન સાંભળું તેમ તેઓને કંઇ કંઇ છાની વાતો કરતા જોઉં છું !"

"મારે ત્યાં તારો વર આવે છે ત્યારે પણ બંને જણાં કાન માં કંઇ ગૂસપૂસ કર્યા કરે છે!" ગુલાબે જણાવ્યું "મિત્રતાનો ઉપયોગ બંને મળીને પારકી રાંડો ભોગવવામાંજ વાપરે છે! તેને માટેજ તેઓએ દોસ્તી બાંધી છે!"

"ત્યારે હવે એનો ઉપાય શો?! એ લોકો કેમ સુધરશે?!" સુંદરમતીએ કહ્યું "એમ ને એમ જો ચાલશે તો, તન, મન ને ધન ત્રણે વાતે ખુવાર થઈ જશે!"

"એમને હાલ જે રંગ લાગ્યો છે ને જે મદ ભરાયો છે તે એવો જોસમાં છે કે, કોઇની પણ શિખામણ લાગે તેમ નથી!" ગુલાબ બોલી "પણ અલી બહેન; તારો સસરો કેમ કંઇ ટોકતો નથી?! મારા વરને માથે તો કોઇનો હોકો ધોકો નથી! પણ તારા વરને માથે તો માબાપ પણ બેઠાં છે! તેઓ એને કેમ કંઇ શિખામણ દેતા નથી?!'

"એ કોઇની શિખામણ માને તેવા નથી તો!" સુંદરમતી બોલી "એ તો હમણાં હમણાં બહુજ છાકી ગયા છે, ને કોઇને પત કરતા નથી!"

"ત્યારે તો રવડી મરશે! અને એમની ભેળા આપણાં પણ મોતજ કેની?!" ગુલાબની આંખેમાં આંસું આવ્યાં.

"હવે ગભરાઇને રડવાથી શું વળે! કોઇ પણ રસ્તે ધીમે ધીમે આપણેજ સુધારીશું- હાલ તો ચૂપચૂપ જોયાં કરવું, અને પાછળથી વખત આવશે ત્યારે વાત!" સુંદરમતીએ કહ્યું.

એટલામાં નીચેથી સુંદરમતીને માણુસ બોલાવવા આવ્યો, અને તેથી ગુલાબ ઉઠીને ચાલી ગઈ, અને વળી બીજી કોઈવાર મળવાનું વચન આપ્યું. સુંદરમતી પણ નીચે ઉતરી.

**ગુલાબ ને સુંદરમતી, નટવર ને મગનની** વાતો કરતી હતી અને તેજ વેળા **રત્નલક્ષ્મી ને સુખમલ** પણ એજ સબધે વિમાસણ કરતાં હતાં! **નટવરને** શી રીતે ઠેકાણે લાવવો તેનો તેઓ માર્ગ શોધતાં હતાં, પોતાના પતિ **સુખમલને રત્નલક્ષ્મીએ** કહ્યું "હવે તમારે **નટવરને** કોઈ પણ રીતે ઠેકાણે લાવવો છે કે નહીં?! તમે તો તમારા વેપારમાં રાત દાહાડો મચ્યા છો, અને છોકરો વંઠી જવા બેઠો છે તેની કંઇ કાળજી રાખો છો?! જો એને હાથપર નહીં રાખશો તો આગળ જતાં આપણાં કુટુંબનું નામ બોળશે! માટે હવે કંઇ આંખ ઉઘાડો! વેપાર રોજગારની ડોળી તો રોજનીજ છે તો!"

**સુખમલ** મહા વિચારમાં પડયો, અને તેણે કહ્યું "હું પણ કે દાહાડાનો એજ વિચારમાં છું! પણ એકે રસ્તો સૂઝતો નથી! મ્હોટા છોકરા થયા તેને એવી વાતમાં કહેવું પણ શું! અને તેમ છતાં કદાચ કહુ તોપણ તે નહીં સાંભળીને સામું વેણપર વેણ લાવે તો આટલી આમન્યા છે તેપણ તૂટી જાય!"

"મારો વિચાર એવો છે કે, એના મિત્ર **મગનને** તમે બોલાવીને કહો કે, તે એને એ ખાસડાં મારીને ચાર વાત શિખામણની કહે તો એને કંઇ ભાન આવે!" **રત્નલક્ષ્મીએ** સલાહ આપી.

"હા, એ વાત બરાબર છે." **સુખમલનાં** મગજમાં વાત ઉતરી ગઇ "**મગન** કહી શકશે એને! અને તેને ને એને ઘણો સ્નેહ છે, તેથી તેનું એ માનશે પણ ખરો. **મગનને** હમણાંજ બોલાવી મંગાવું, અને તેને સમજાવીને કહુ"

"તેડાવો ત્યારે; હવે ઝાઝા દાહાડા કહાડવા કામના નથી! ઊગતાને મૂળમાંથીજ ડહામીએ તો વધવા નહીં પામે!" **રત્નલક્ષ્મીએ** જણાવ્યું.

**સુખમલે** બાહારથી પોતાના નોકર ભૈયાને ઘાંટો પાડયો, અને **મગનને** બોલાવી લાવવાનો તેને હુકમ કીધો.

**મગન** આ સમયે પોતાનાં ઘરમાં બેઠો હતો, જ્યાં ભૈયાનું તેડું સાંભળતાંજ તે વિચારમાં પડયો. તોપણ ભૈયાને કહ્યું કે "જાઓ, અભી આતાહું." ભૈયો "અચ્છા સાબ" કહીને ચાલ્યો, અને **સુખમલને** સમાચાર પહોંચાડ્યા.

**મગન** વિચાર કરવા લાગ્યો કે " **નટવર**ના પિતા મને શું કરવા બોલાવતા હશે ? ! કોઇ દાહાડો નહીં ને આજેજ આમ કેમ તેડું મોકલ્યું હશે ! કદાચ **નટવર**નીજ બાબતમાં કંઇ કહેવાનું હશે ! કદાચ **નટવર**નું ભોપાળું ફુટયું પણ હોય ! તેમ હશે તો આપણે તો કોઇ પણ રસ્તે આ-પણું પાપ છુપાવી દઇશું ને **નટવર**નેજ ફજેત કરશું ! પણ જોઉં છું કે શું કામ છે; પછી બધી વાત !" એમ મનસુબો કરી **મગન** કપડાં પહેરી ગાડી જોડાવી **નટવર**ને ઘેર સચર્યો.

**નટવર** આ સમયે પોતાના રૂમમાં કંઇ પુસ્તક વાંચ બેઠો હતો. અનેતો **મગન**ને **સુખમલે** બોલાવેલો હોવાથી **મગન સુખમલ**નાજ દિવાનખાનામાં ગયો, કે જ્યાં **સુખમલ** ને **રત્નલક્ષ્મી** બેઠાં હતાં.

" આવની ભાઇ, તારૂં કામ પડ્યું છે !" **સુખમલે મગન**ને જોતાંજ કહ્યું.

" હાઝર છું કાકા સાહેબ, ફરમાવો !" **મગને** લાયકીથી જણાવ્યું.

**રત્નલક્ષ્મીએ સુખમલ**ની ઇશારત પરથી બારણાં બંધ કીધાં. અને પછી **સુખમલે મગ-ન**ને કહેવા માંડ્યું કે " ભાઇ **મગન**, તને એક ખાનગી વાત કરવા બોલાવ્યો છે. જો, તું આવો સમજુ ડાહ્યો ને સુજ્ઞ છે, અને તું **નટવર**ને એ શિખામણની વાત કહે નહીં એ શું કામનું ? ।" **સુખમલે** સમજાવીને કહ્યું " તારા જેવી સમજુની સોબતમાં એ હોવા છતાં આડે માર્ગે ચાલે છે, એ જોઈ મને ઘણી નવાઈ લાગે છે ! તું એને કેમ કંઇ કહેતો નથી ? !" **મગને** જાણ્યું કે હવે આ લાગ ઠીક છે ! આપણે ચોખ્ખા છીએ, એવું બતાવી **નટવર**ને હવે તોપને ગોળે મુકી દઉં ને હું મારે સારૂ લઇ લઉં !' એમ તાલ કરી તે બોલ્યો " કાકા સાહેબ, હું બધુંએ જાણું છું, અને એની શરમ ભરેલી ચાલચલણને માટે હું અત્યંત દિલગીર છું ! અને જ્યારે ખબર પડી કે, એ આડે રસ્તે જતો થયો છે, ત્યારેજ મેં એને ઘણીક રીતની શિખામણ આપી હતી, પરંતુ તેપરથી તો એ મારી સાથે સામો ઉતરી પડ્યો, અને તે દહાડાથીજ એ મારી સંગે આંટી બાંધી બેઠો છે ! હું પણ તે વખતથી એની પાસે ઝાઝો આવતો જતો નથી !"

" ના, હાલમાં કંઇ તું બહુ દેખાતો નથી. " **સુખમલે** જણાવ્યું.

" મને પણ કંઇ આવતો જતો નજરે પડતો નથી !" **રત્નલક્ષ્મીએ** પણ સાક્ષી પુરી.

" પણ શું તારે એમ કરવું છાજે ? ! **સુખમલે** પુછ્યું " શું મિત્રતાનાં એ લક્ષણ હોય? ! કોઈ પણ પ્રકારે એને સુધારી સારે રસ્તે લગાડવો, એ તારા જેવા એક સુજ્ઞજન મિત્રની મુખ્ય ફ-રજ છે. એ ગમે તેટલો તારાથી આડો ચાલે, તોપણ તારે તો એને છોડવોજ નહીં જોઇએ !"

" હું તેમજ કરૂં છું કાકા. મેં એને કંઈ તદનજ છોડી દીધો નથી. એ મારો અનાદર કરતો હોવાથી એને હું ઝાઝું કંઇ કહેતો નથી, અને તોપણ આંતરે આંતરે હું આવું છું, અને તે માત્ર એમ ધારીને કે એને મારો પગ આ ઘરમાંથી કહાડવાને કંઇ ઉંધુંચતું આપને ભેરવે તો મારી આબરૂનાં કાંકરાં થાય, અને આપ પણ કદાચ મારાપર ખેરવાઓ ! એટલીજ મને બહીક છે; નહીંતો હું એનો કદી પણ ત્યાગ કરૂં તેમ નથી. "

" તારાં મનમાં એવો વહેમ તું કદી પણ લાવીશ નહીં. તારા જેવાને માટે એ મને ગમે તેમ સાચું જુઠું ભેરવે, તોપણ મને તે કદી મનાયજ નહીં; કેમકે હું એનાં લક્ષણ સારી રીતે જાણું છું." **સુખમલે** જણાવ્યું " પણ **મગન**, કોઇ પણ રીતે એને તું બોધ આપ કે એ સુધરે; નહીંતો એની નિંદા ખરાબ થશે ને એ રવડી મરશે !

" તે બરાબર છે. આપ કહો તો હમણાંજ એને બે બોલ સમજાવીને કહું, ને સાફ જણાવું કે, તારા પિતાને તારી તમામ શરમ ભરેલી ચાલની ખબર પડી છે ! માટે જો સુધરશે તો ઠીક છે; નહીં તો તારા હાથમાં તેઓ કંઈ પણ સત્તા રહેવા દેશે નહીં ! " **મગને** જણાવ્યું.

" અરે સત્તા તો શું પણ હું એને ઘરમાં ઉભો પણ નહીં રાખીશ ! " **સુખમલનો** ડોળો

ર્યો ને બોલ્યો " તું એને સાફ કહેજે કે જો તું તારી ચાલ નહી સુધારશે તો તને તારા પિતાજી ઘરમાંથી કહાડી મુકશે એટલુંજ નહીં પણ ઘરની માયા પુંજી ઉપર પણ તારો હક રાખશે નહીં ! એમ સાફ જણાવજે !"

**મગને** મનમાં મલકાઇને જવાબ આપ્યો " વારૂ કાકા, હું એને ખુબ ચેતાવીને કહીશ; પણ તેમ છતાં જો નહીં માનશે તો ? !"

"તો પછી એનો ઉપાય કરીશું. એજો કોઈ પણ પ્રકારે ઠેકાણે નહીં આવસે તો એને મારે ઘર માંથી જૂદોજ રાખવો પડશે ! કેમકે જો હું એને ઘરમાં રાખું ને એ પછી કંઈ કાળુ કરીને કરજ કરે તો મારે તે આપવું પડે ! અને પછી મારાં કેવાં બુરાં હાલ થાય ! ચાલ બોલ ? જવાબ દે ! !" **સુખમલે** તાળી ઠોકી પુછ્યું.

"તે આપનું કહેવું સત્ય છે, પરંતુ પેટના દીકરાને કંઈ એમ કહાડી મુકાય વારૂ ? !" **મગને** ધીમે ધીમે રસ મુકીને પુછ્યું "શું આપ એને રવડાવવા માંગો છો ? ! આપ એને ઘરમાંથી કહાડશો તો એ રવડી રઝળીને મરી જશે, અને એની ખરાબ મિટ્ટી થશે ! આપનાં ઘરમાં છે તો હજી પણ સારૂં છે કાકા !"

"પણ કાલે ઉઠીને હઝારો કે લાખોનું કરજએ જો કરે તો મારે બીખજ માગવી પડેની ? !" **સુખમલે** કકલીને જણાવ્યું "એનાં કરતાં એવા બદકરમ પુત્રને નજર આગળથી દુર કરવોજ સારો ! અમારે મનને જાણે એ જન્મ્યોજ નહોતો !"

**રત્નલક્ષ્મીનું** હ્રદય આ સાંભળતાંજ ભરાઇ આવ્યું ! તેણીની આંખોમાંથી આંસુની ધારા વહેવા માંડી ! તેણી રડતી રડતી બોલી "શું ત્યારે મારા એકના એક પુત્રના આવા હાલ થશે ? !"

"સમજશે નહીં તો એમજ કરવું પડશે ! નહીં તો તું ને હું બંને રવડી મરીશું રવડી !" **સુખમલે** લાંબા હાથ કરીને જણાવ્યું "મુવો એ દીકરો ! એનાં કરતાં તો વાંઝીઓ રહ્યા હોત તો સારૂં થાત ! નાપાકે મારી અબરૂનાં ફનાફાંતિયાં કરવા માડયાં છે ! એ ચંડાળનું નામ દેતાં મને તો કંપારી છુટે છે ! શું કરૂં કે અંગ્રેજનું રાજ્ય છે, ને કાયદાનો ડર લાગે છે ! નહીંતો એ પાપી છોકરાને ઝેર દઇને મારી નાંખતે ! એની એબીઅલ ચાલચલણની એકેકી વાત સાંભળતાંજ મારાં મનમાં હોળી સળગે છે ! એ નાપાક છોકરો કુળમાં દીવો જાગ્યો છે દીવો ! "

"પણ હમણાં તો તમે એમ કહેતા હતા ને આગળ પણ તમે બોલતા હતા કે, એને કોઈ પણ રીતે સુધારવાની તજવીજ કરીશ ! અને હાલ આમ કેમ ઉલટયા છો ? !" **રત્નલક્ષ્મીએ** નમ્રતાથી પુછ્યું.

"પણ સુધરશે નહીં તો પછી હુ શું મરીશ એને માટે ? ! મોત પણ આવે તો સારૂં ! પણ એ છોકરાને જોઇને હું રાત ને દિવસ બળી મરૂં છું ને મારૂં લોહી સૂકાઇ જાય છે !" **સુખમલે** ગરમ થઈ કકળાટ કીધો.

**મગને** જાણ્યું કે હવે **નટવરને** ખરાબ કરવાનો બરાબર રંગ ઝામ્યો છે ! પણ તેણે જાણે **નટવરનો** હિતેશ્રી હોય તેમજ વાત જણાવ્યા કરી ! તેણે વળી કહ્યું "કાકા સાંહેબ, આપ આકળા ન પડો. હું એક વાર **નટવરને** મળીને તેને છેલ્લી શિખામણ આપી જોઉં બાદ આપને યોગ્ય લાગે તેમ કરો ! હાલ આપ લગાર શાંત થાઓ ! હું એને સમજાવી સમજાવીને એ શિખામણની વાત કહીશ"

"હા ભાઇ, તું એને બરાબર સમજાવી પટાવીને કહે ! નહીતો એની જીંદગી ખરાબ થશે, ને એની સાથે અમારૂં જીવતર ધુળમાં જશે !" **રત્નલક્ષ્મીએ** **મગનને** કાલાવાલા કરી કહ્યું.

"આપ ગભરાઓ નહીં. હું હમણાં **નટવરની** પાસે જઇને આવું છું. બાદ આપણે શું કરવુ તે નક્કી કરી લઇશું." **મગન** ઉઠીને **નટવરની** રૂમમાં ઉપર ગયો.

"હું તને સાફ કહુ છું કે, તું હવેથી એ છોકરાનો બિલકુલ પક્ષ કરીશ નહીં ! એને જોઇએ

તો સુધરે કે જોઇએ તો ખાડામાં કે ગટરમાં પડે! સુધરશે તો મારે એ લાખનો છે, ને નહીંતો હું એનું મોં પણ જોનાર નથી!' **સુખમલે** **રત્નલક્ષ્મી** પ્રત્યે ફરીને સુચવ્યું.

"સ્વામિનાથ, ગમે તેમ પણ એ આપણો દીકરો છે. છોરૂ કછોરૂ થાય, પણ માબાપથી તેમ નહી થવાય! માટે આપ એક પુમડાપર આટલી બધી હદસુધીનો ક્રોધ નહીં કરો!" **રત્નલક્ષ્મી** બોલી.

'બસ તું મુંગી રહે! હું તને પણ ચેતાવુ છું કે, જો તું એનો પક્ષ કરશે તો તને પણ એની સાથેજ બાહાર કહાડીશ!" **સુખમલ**નોમિજાસ હવે હાથથી ગયો જો તને મારી ગરજ હોય તો હું જે કરૂં તેને પક્ષે રહેવુ ને જો તારે તારા દીકરાની ગરજ હોય તો તેને પક્ષે રહેવું મારે તારૂ પણ કામ નથી.

આ મહા ભયંકર શબ્દ **સુખમલ**નાં મોમાંથી આજેજ નીરખેવા જોઇ **રત્નલક્ષ્મી** મહા વિસ્મયના પામી અને **સુખમલ**નાં વેણો સાભળતાંજ તેણીના હાજા ગગડી ગયાં તેણીએ જાણ્યું આમ જો હુ હવે નટવરનું વિસેષ ઉપરાણુ લઇશ તો મારા પણ બુરાં હાલ થશે માટે હાલ તરત હું સ્વામીનાથ જેમ કહે તેમ માન્ય કરવું તેણીએ **સુખમલ**ને કહયુ સ્વામિનાથ આપ શાંત થાઓ એનો પક્ષ કરીને આપનું અપમાન કરાવાની નથી કારણ હું જેમ એની શુભેચ્છક જનેતા છું તેજ પ્રમાણે આપ પણ એના શુભેચ્છ પિતાજી છો માટે મને જેમ એનું લાગસે તેમજ આપને પણ લાગશે અને તેથી આપની વચમાં હું આવીશ નહી.

"તોજ તું સુખી થઇશ." **સુખમલે** કહ્યું "એવા અનીતિવાન, માથાના ફરેલ ને ભ્રષ્ટ પુત્રને માટે મારાથી બને તેટલા ચાંપતા ઉપાયો લેવાજ જોઇએ!"

" ભલે પ્રાણનાથ, આપ જે કરશો તે યોગ્યજ કરશો **રત્નલક્ષ્મી**એ બોલી.

**સુખમલ** ને **રત્નલક્ષ્મી** એક બીજા સન્મૂખ જોઇ રહ્યાં અને પોતાનાં પુત્રની શી દશા થશે, તેના મનસુબામાં મશ્ગૂલ બેઠા.

**નટવર** પાસે **મગન** ગયો ત્યારે **નટવર** એકલો બેઠો બેઠો બીડી ફુંકતો હતો. જતાં વારજ **મગને** કહ્યું " ઓહો! આજ તો કંઈ જાપનિસ ચીરૂટ પીએ છે દોસ્ત ? શું નવી મંગાવી કે? એ વળી કયારથી ભાઉ ? !"

અરે એ બહુ સરસ ટેસ્ટ આપે છે, ને ખાસ જાપાનથી ઑર્ડર કરી મંગાવી છે! તું શું એની ખુબી જાણે ?" **નટવર** ખીલ્યો!"

" વારૂ પણ હવે પેલી **તારા**ને મળતો નથી કે ?!" **મગને** વાતનો પ્રારંભ કીધો.

નારે યાર, એ તો મૂકીજ દીધું! તે દાહાડાનો તેં ભટકાવી મૂકવાથી હવે એની બારીની સામું પણ જોતો નથી તો!" **નટવરે** જવાબ દીધો.

" સારૂ કીધું, નહીતો તું ખરાબ થાત!" **મગને** જણાવ્યું " પણ તને બીજી ખબર પડી ગઇ છ, અને તેઓ તારા પર ઘણા ગુસ્સે થઈ ગયાં છે! તેમણે આજે મને બોલાવી તમામ વાત કહી છે, એને તને શિખામણ દેવા માટે મને ખાસ મોકલ્યો છે!"

" હેં! મારા પિતાજીએ પણ જાણ્યું?! હાય હાય! હવે તો મોહોકાણ!" **નટવર**નું મોં ઉતરી ગયું ને ખૂબ ગભરાયો!

**મગને** જોયું કે **નટવર**ને બનાવી તેનાપરનુ નાયકણનું વેર વાળવાનો આ પ્રસંગ બરાબર છે, માટે તે બોલ્યો " અંહ! અરે મારા ભાઈ! એમાં ગભરાય છે શાનો ?! ઘણું થશે તો કહેસેકે જૂદો નીકળ! બીજું એ શું કરનાર છે ?!"

" પણ તેવો વખત આવે તો હું રવડી મારૂં! કેમકે મારૂં ગુજરાન કેમ ચાલે, ને આવો ભપકો ક્યાંથી કરૂં વળી આબરૂ જાય તે તો જુદી! મગન તું મને શિખામણ આપીજ આપ શકે ?!" **નટવરે** કહ્યું.

" અરે ભલા માણસ, તું બાયલો છે બાયલો ! બાપ કદાચ જૂદો કહાડશે તો તેમાં શું સત્યાનાશ જવાનું છે ! આપણે મરદ છીએ કે બંગડી પહેરી છે ?! શું વેપાર રોજગાર કરીને કમાઇશું નહીં ?! શું બાપને વડેજ જીવીએ છીએ !! મારે બાપ નથી તો શું અટકી પડ્યું છે ?! મરદ બચ્ચો થઇને આમ બાયડી જેવી નાદાર વાત કેમ કરે છે ?! હિમ્મત રાખ ! ઇશ્વિરે દાંત આપ્યાં છે તો ચાવવાનું એ આપશેજ ! માટે કોઈ પણ રીતે તારે ગભરાવું નહીં ! હું છું કેની ? પછી બ્હીએ છે શા માટે ?! ગભરાય નહીં દોસ્ત ! તારા બાપને જોઇએ તો કાલે જૂદો કહાડવાને બદલે આજે કહાડે ! સમજ્યો કે ? "

" તું મારી સાહ્યતામાં છે તો બસ છે ! તારીજ મને હિમ્મત છે ! પણ બાપા પૂછશે ને મને કંઈ કહેવા માંડશે તો હું શું જવાબ દઇશ ?! " **નટવરે** પૂછી જોયું.

" હું તારા પિતા પાસે પાછો જાઉં છું. હું તેમને કહીશ કે **નટવરને** મેં એ વાત કહી છે, પણ તે માંનતો નથી ! એટલે પછી તને તે બોલાવશે કે તું પણ દમથીજ તેમની સંગે વાત કરજો " **મગને** કપટ જાળ પાથરવા માંડી ! " પછી તેમ કરતાં જો તે એમ કહે કે નીકળ ઘરમાંથી, તો એકદમ નીકળી જઇ મારે ઘેરઐસજે ! પછી હું તારા ગુજરાન માટે એમની પાસેજ તજવીજ કરાવી આપીશ. પણ જો, સાંભળ, એટલું યાદ રાખજે કે, હું તેમનાં દેખતાં જાણે તેમનોજ હોઉં તેમ બોલીશ, માટે તે વિષે તું કંઇ બીકુ લાવતો નહીં ! "

" પણ ભાઈ આમ કરવાથી લાભ શો ?! " **નટવર** નિરાશમાં પૂછ્યું.

" લાભ એજ કે હું જેમ માત પિતા નહીં હોવાથી મનમાં આવે તેમ મ્હાલું છું તેમ પણ બની શકશે ! રોજની કટકટ ક્યાં સુધી વેઠશે ! એક વાર તડને ફડ કરી નાંખ્યું કે છુંટકો મટ્યો ! પછી આપણી મરજી મુજબ લ્હેર કરીશું તોએ કોણ પૂછનાર છે ?! " **મગને** બરાબર રસ પર ચઢાવ્યો !

" હા યાર, એ તો ખરેખરી વાત કહી ! આવો લાગ ફરી ફરી મળનાર નથી ! માબાપનો સંતાપ ટળશે તોજ મરજી મુજબ મોજશોખ મારવાનું બની શકશે ! તેં પણ બરાબર રસ્તો સોધ્યો છે ! હવે હું સમજી ગયો ! " **નટવરને** ગળે વાત ઉતરી ગઈ !

" ઠીક ત્યારે હું જાઉં છું, ને તદબીર કરૂં છું. " **મગને** જણાવ્યું " પણ તું બરાબર દમથી વાત કરજે ને મારી શિખામણ પ્રમાણેજ ચાલજે ! જો વળી બીજું કંઇ પણ કરતો નહીં ! "

" બિલકુલ નહીં ! હું એવો તો આરોપ બતાવીશ કે તું પણ જોશે કોઇપણ પ્રકારે એમની પિદામાંથી પતું તો પંચાતી ટળે ને એવો તો પંચાતી ટળેને એવો તો આનંદ સહ મઝા મઝે કે વાહજી વાહ !" **નટવર** મલકાઇ ગયો !

" બસ એમજ ! હવે તું સમજી ગયો ! તને કંઇ વધારે કહેવું પડે તેમ નથી તો ! " **મગન** એમ રસે ચઢાવીને તરતજ **સુખમલ** ને **રત્નલક્ષ્મી** પાસે આવ્યો.

" કેમ ભાઇ, શું જવાબ ? " **સુખમલે** ઉતાવળા ઉત્કંઠિત થઇ પૂછ્યું.

" કંઈ નહીં કાકા ? " **મગને** ડોકું હલાવી ઊદાસ હોય તેમ જણાવ્યું.

" કંઇ નહીં એટલે ?! શું તે સમજતો નથી ?! **સુખમલે** પૂછ્યું.

" ના કાકા ! મેં એને ઘણો સમજાવ્યો, પણ એ માનતોજ નથી ! " **મગને** કહ્યું.

" નથી માનતો, કેમ ?! ઠીક છે ! " **સુખમલે** મહા વિકાળ ચહેરે કહ્યુ " હવે હું એને મારૂં રૂપ બતાવ્યા વિના રહીશ નહીં ! "

" હાય હાય ! **મગન**, એણે તારૂં પણ નજ માન્યું ! " **રત્નલક્ષ્મી** મહા રૂદન કરતી બોલી " અરે ભગવાન ! એનું શું થવા બેઠું છે ! એને આવી અવળી બુદ્ધિ કેમ સૂઝે છે ?! અરે રામ અનું હવે શું થશે ! શીવ શીવ ! "

" તું કકળાટ કરતી ચૂપ રહે ! જો તને તારા દીકરાનું બહુ લાગતું હોય તો તું પણ એની સાથે જા ! એને હવે મારા ઘરમાં કદી પણ રાખનાર નથી ! હમણાં ને હમણાં એને કહાડું છું ! " એમ કહી ભૈયાને બુમ પાડી ભૈયો તરતજ આવ્યો, અને તેને **નટવર**ને તેડવા મોકલ્યો.

**નટવર** ભૈયાના કહેવાથી **સુખમલ** સન્મુખ આવીને ઉભો તેને **સુખમલે** મિજાસ કરતાં પૂછ્યું. " કેમ **નટવર** તારે તારી ચાલ નથી સુધારવી ? ! કંઇ શરમ નથી આવતી, કેમ ? ! ઠીક છે ! તારો ઉપાય હું બરાબર કરૂં છું ! તું શું એ માથા ધરાવે છે ? ! આજકાલ તારા મગજમાં બહુ રાઈ ભરાઇ છેની ? ! "

" હા ! પણ કોઇના જીવપર ? તમે મને એટલા બધા શાના સપડવો છો ? ! એક ચપટી ધાનનો હું તમારો ઓશીઆળો છું તેટલી બદલ તમારી ગુલામગિરી કરૂ છું ! તોપણ તમે મને આટલો બધો સતાવો છો ! " **નવરે** મિજાસમાં કહ્યું.

" અરે ! ઓ પાપી, મુંજી અભગિયા, નફફટ, નીલંજ ! તુ તારા મગજમાં બહુ પવન ધરાવે છે, પણ યાદ રાખજે કે, કુતરાને મોતે મરશે ! " **સુખમલે** હવે ખૂબ ચોપડવા માંડી હરામખોર ! મારે વડે તો તું આટલો ઉજળો ફરે છે ! બહાર નોકરી લેવા જશે તો મહિને પાંચ રૂપરડી પણ પણ કોઇ તારા કપાળમાં ઠોકનાર નથી ! ઓ નીતિભ્રષ્ટ ! મારાં વેણ યાદ રાખજે કે, તને ભવિષ્યમાં અન્ન પાણીનાં પણ સાંસાં પડશે ? ! ' **મફતનું ખાવું ને મશીદે સુવું** ' તેમાંજ આટલી ટટ અને પેંપેં કરે છે ! અરે બચ્ચાજી, લગાર પરસેવો ઉતારવો પડશે કે કેટલે વીસે સો થાય છે ! "

તમારે વધારે ઓછું બોલવાની કંઇજ જરૂર નથી ! " **નટવરે** ડોળા ફેરવી કહ્યું જે હોય તે રીતસર વાત કરો ! વધારે ઓછું બોલવામાં સાર નહીં કહાડો ! "

**સુખમલ** એટલો આકળો થઇ ગયો કે ઉઠીને તમાચો મારવા જતો હતો ! પણ **રત્નલક્ષ્મી**ને ઝગને તેનો હાથ પકડી લીધોને તેને પાછો બેસાડી દીધો !

**રત્નલક્ષ્મી**ને આ દેખાવની અત્યાકૃંદ થયું ! તેણી ફફડી ઉઠી " ઓ દીકરારે ! તને આવી અવળી અક્કલ કોણે આપી છે ! તારો દહાડો કેમ ફરી ગયો છે ! તારા પિતાજીની સામું આટલું બોલતાં જરા તો શરમ રાખ ! તું આમ કેમ બેહેકી ગયો છે ! તને કેમ અવળું સુઝયું છે ! તેં શું કરવા ધાર્યું છે ! તારી મતિ મંદ કેમ થઇ પડી છે ! તને કેવો ફંદ લાગ્યો છે ! ઓ વહાલા લગાર શાંત થા ! ધીરો પડ ! ગરમ મિજાસ કોની સામું ! ! તારા પિતાજીની સામું કે ? ! આવી મ્લેચ્છ બુદ્ધિ ક્યાંથી મળી ? ! તુ કોઇ સારાની સોબત કર કે તને સારૂં થશે ! દીકરા, આવી મૂર્ખાઇને મુકી દે ! હજી તો તારે આખી જીંદગી કહાડવાની છે ! આ જુવાનીનો મદ મહા બુરો છે ! એ મદનો તને જતાં મહા પસ્તાવો થશે, અને ત્યારેજ તું અમને યાદ કરશે ! "

" તું એ ચંડાળને હવે પડતો મૂક " **સુખમલે રત્નલક્ષ્મી** પ્રત્યે કહ્યું "એને ઠોકર લાગશે ત્યારેજ એ ઠેકાણે આવશે ! હાલ એ મિજાજમાં આવ્યો છે, માટે એને એક બોલ પણ કહો છે તો ! એણે હજી દુનીયાનો રંગ જોયો નથી ! એ મારી સામું પણ આટલો ઉછળીને બોલે છે તો બીજાને તો મૂકેજ શાનો ! એ શું મને નાદાન બચ્ચું સમજે છે ? ! એના જેવા છછુંદર છોકરાને તો હું ગજવામાં ઘાલીને ફરૂં છું ! " **નટવર** પ્રત્યે ફરીને **સુખમલે** વિશેષ કહ્યું " તારે પાલવે તેમ કર ! બસ નીકળ મારા ઘરમાંથી ! તારૂં કામ નથી ! તું ને તારી બાયડી બંને જાઓ અહીંથી ? તમારૂં કાળું કરો ! મારે મનને વહુ દીકરા છેજ નહીં ! ને તું પણ એમ માનજે કે માબાપને પેટ અવતાર લીધોજ નથી ! જાઓ ! "

ઓ દીકરારે, કંઇ પણ સમજ ! " **રત્નલક્ષ્મી**એ ટોકી ટોકીને કહ્યું.

" બસ, તને મેં કહ્યું કે એનું નામ નહીં દે! તેમ છતાં હજી દીકરો કરી રહી છે ! મૂવો એ દીકરાનો થતો ! એ દીકરો નહી પણ દુસ્મન છે!" સુખમલે જણાવ્યું.

" તમારે આવી ટકટક નહીં કરવી ! હું સાફ કહુ છું કે, જો વધારે બોલાશો તો સાર નહી કહાડો ! " નટવરે રોપમાં જણાવ્યું !

" શું ?! સાર નહીં કહાડો ! એટલે ! તું તે તારા મનમાં શું સમજે છે રે છોક-રા ?!" એમ કહી સુખમલે સડાસડ લપડાકો ને તમાચા ચહોડી કહાડવા !

"હાં ! હાં ! હાં ! આ શું ?!" કહેતાં મગન ને રત્નલક્ષ્મી વચમાં પડ્યાં ! આસપાસ નોકર ચાકરો દોડી આવ્યા ! નટવરનો હાથ પકડીને મગન બહાર લઇ ગયો ! નટવર તાબડતોબ આંખો લુછતો ધરમાંથી નીકળી પડ્યો, અને મગન ને ઘેર જઇને બેઠો ! પણ તે ત્યાંજ ગયો છે કે કાંઇ કાળું ધોળું કરવા ગયો છે, તેની તપાસને માટે રત્નલક્ષ્મીએ પોતાના ભૈયાને તેની પાછળ મગનને ત્યાં દોડાવ્યો ! અને ભૈયો ત્યાંજ થોભ્યો બાદ ખબર લાવ્યે કે " નવટર, મગનને ત્યાંજ બેઠો છે ! " ત્યારેજ રત્નલક્ષ્મીને ચેન વળ્યું ! પણ આખાં ધરમાં સર્વત્ર મહાગ્લનિ ફેલાઇ રહી ! સુખમલનો ક્રોધ કાયમજ રહ્યો !

સ્વામીનાથ, એ નાદાન છે ! હજી એને દુનીયાદારીની કશી ગમ નથી ! " રત્નલક્ષ્મીએ નમ્રતાઇથી જણાવ્યું " આપ એનાપર ક્રોધ ન કરો ! આપની આજ્ઞા હોય તો એને સમજાવી પટાવી ધીરો પાડીને મગન લઇ આવો નહીં તેડાવશો તો એ કદાચ કાવસજી પટેલના તળાવમાં કે મામાદેવીમાં પડીને અથવા તો અફીણ ખાઇને ક્રોધનો માર્યો આતમઘાત કરશે તો આપણા કુળનું નિકંદન જશે ! પાછલી અવસ્થામાં આપણે નિર્વંશ મરી જઇશું ! "

" કાલે આતમઘાત કરતો હોયતો અત્યારે કરે ! " સુખમલે વિકાળ વદને જણાવ્યું " તેને તને એ દીકરાનું બહુ ઉપરાણું તાણવાનું મન થાય છે ! પણ યાદ રાખ કે, જો તું એનો પક્ષ કરીશ તો તું પણ પસ્તાઇશ ને રવડી મરીશ ! એવા બેકેદ ને બેશરમને ધરમાં ઘાલવો. એ તદન ઝેરી સાપને પાળવા બરાબર છે ! તેંજ એને ભાઇ ભાઇ કરીને બગાડ્યો છે, અને હજી પણ સુધારવાને બદલે બગાડવા જેવી સલાહ આપે છે ! "

" પણ આપ એને સુધારો ત્યારે ! "રત્નલક્ષ્મીએ કહ્યું " બહાર રખડતો મુકવાથી તો એ રખડતો થઇ જશે ! "

હવે એનું જોઇએ તેમ થાય ! મારે મનને દીકરો મરીજ ગયો છે, એમ માનીશ ! " સુખમલનો ક્રોધ વધતોજ ગયો, ને તે વિશેષ આવેશમાં બોલ્યો " હવે હું એ કાળા કરમના કર-નારનું મોં જોવાને પણ રાજી નથી! જોઇએ તો એ મરેકે જીવે તેની મને કંઇજ દરકાર નથી ! "

અરે સ્વામિનાથ ! એ અણસમજુ છે! એનાપર આમ ક્રોધ કરવો નહીં જોઇએ ! " રત્ન-લક્ષ્મી બોલી.

" તું છાની રહે છે કે નહીં ? ! તને તારા દીકરા વગર નહી ગમતું પણ જા હોયતો તું તેની સાથે સુખમલે કહ્યું.

" પણ ત્યારે એ શું ખાશે ?! માત્ર કપડાં ભેર ગયો છે ! રનલક્ષ્મીએ પૂછ્યું

" જોઇએ તો ખાય કે ગળે ટુંપો દઇને મરે! મને હવે એની કંઇજ લાગતું વળગતું નથી ! એની મરજીમાં આવે તેમ કરે ! " સુખમલ બોલ્યો.

" મહિનો તો બાંધી આપો કે એનું ગુજરાન ચાલે ! " રત્નક્ષલમીએ અરજ કરી.

" મહિનો ? ! એ તું શું બકે છે ? ! રાત દાહડો પરસેવો ઉતારેલા પૈસા હું એ પાપી ભટકતાને મહિના માટે એને મહિનો આપું ? ! રાંડોમાં રખડવા માટે એને મહિનો આપું ? ! એમ કદી બનનાર નથી ! એના જેવા એક અધર્મી ભટકેલને પાળવા કરતાં કોઇ બિચારા ગરીબ ગુરબાને



“शुं?! साखहीं कहाडो? एटले! तुंने तारां मन मां शुं समजे छे रे छोकरा!”

પણ તો તથી મારૂં શ્રેય થાયને ઇશ્વર પણ રાજી થાય! એવા બગડેલને પોષવાનું પાપ કરવામાં મારા પૈસાનો ઉપયોગ કદી પણ કરનાર નથી!" **સુખમલે** સાફ જણાવ્યું.

"ત્યારે એની વહુનું શું થશે?! તેણી જો **નટવર**ની સાથે રહેશે તો રવડી મરશે, અને આપણા ઘરમાં રહેશે તો રાતદીવસ રડી રડીને મરી જશે!" **રત્નલક્ષ્મી** બોલી તેનો તો કંઇ વિચાર કરો!"

"વહુને જોઇએ તો મારાં ઘરમાં રહે. હું તેણીનાં અન્ન વસ્ત્ર પૂરાં કરવાને તૈયાર છું! અને તેણીને તેના ધણી સાથે રહેવું હોય તો આ બારણાં ઉઘાડાં છે! એને બોલાવીને પૂછી જોઇએ!" **સુખમલે** કહ્યું.

**સુંદરમતી**ને બોલાવ્યાથી તેણી તરતજ **સુખમલ** પાસે આવી, અને **સુખમલે** તેણીને પૂછ્યું "બોલ, તને તારા ધણી સાથે ઘરની બહાર રહેવું છે કે, મારાં ઘરમાં રહેવા તું રાજી છે?"

"**સસરાજી**, જ્યાં પતિ ત્યાં પત્નિ, એ આપ સારી રીતે સમજો છો, માટે તેમની સંગે રહેવામાંજ મારી શોભા છે." **સુંદરમતી**એ રડી પડીને કહ્યું.

"પણ તારા ધણી સાથે તો તુંએ રવડી મરશે! તું શું ખાશે?! તારો ધણી છેક આડે માર્ગે જતો હોવાથી હું તો તેને રાતી પાઈ પણ આપનાર નથી!" **સુખમલે** જણાવ્યું " પછી તારૂં કેમ?"

"મારા પતિને ખાવાનું નહીં આપો, તોપણ મને તો આપશોની?" **સુંદરમતી**એ નમ્રતાઇથી પુછ્યું.

"હા. તને ખોરાકી પોશાકી આપી પાળવાનો મારો ધર્મ છે, તેમ વળી તારો ધર્મ એજ છે કે સ્વામિ સંગેજ રહેવું. માટે જા માત્ર તારી દયાને ખાતર, તારી નીતિને ખાતર, અને મારી ફરજને ખાતર હું તને દર માસે રૂ ૧૦૦ નો પગાર પહોંચાડતો રહીશ." **સુખમલે** જણાવ્યું.

"બહુ સારૂં સસરાજી" **સુંદરમતી** બોલી "પણ આપને મારી નમ્ર પ્રાર્થના છે કે, આપની દોલત જીવભર સુધી જાળવી રાખજો, પરંતુ કોઈ બીજાને અર્પણ કરશો નહી હું એમને કોઇ પણ પ્રકારે સુધારીશ ને જરૂર ઠેકાણે લાવીશ."

"મુઓ એ સુધરનારા નિશાસો મુકીને જણાવ્યું "સુધરવાના આ લક્ષણ નહીં હોય તો!"

"હું આપની આગળ પણ લઉ છું કે, ગમે તેમ કરીને પણ હું એમને સુધારીશને જરૂર સુધારીશ. **સુંદરમતી** બોલી.

"હા, હા, **નટવર** અંદરથી તો ભોળો છે. ને અને સારી સોબત થશે તો ધીમે ધીમે સુધરશે તો ખરો!" **રત્નલક્ષ્મી**એ ધીમે રહીને ટાપસી પૂરી!

"હજી તારી આશા પૂરી થઇ નથીની?!" **સુખમલે સુંદરમતી**ને તોરમાં જણાવ્યું "ઠીક છે! હજી પણ ઉમેદ હોય તેટલી કરી લે! પછી જોઉં છું કે, આખરે તું પણ થાકે છે કે, નહીં! મારી તો સોએ સો ટકા ખાત્રિ છે કે 'કુતરાની પૂંછડી વાંકી તે વાંકી!' તેમ અને જે નર્ક ખાવાની ટેવ પડી ગઇ છે તે કદી પણ ટળનારજ નથી!"

"પણ મને આપ અજમાવવા દો!" **સુંદરમતી**એ આજીજી કરી "મારી અબળાની દયાને ખાતર મારી વિનતિ સ્વિકારો અને તેમાં હું કંઈ આપની દોલત માંગતી નથી! મારી એટલીજ પ્રર્થાના છે કે, આપ થોડા વર્ષ જૂઓ, અને તેટલામાં જો એ સુધરે તો ઠીક છે, અને નહીં તો પછી આપની છેલ્લી અવસ્થા પ્રસંગે આપને યોગ્ય લાગે તેમ કરવાને આપ મુખત્યાર છો! આટલી અરજ આ અબળાની પણ કાને ધરો સસરાજી!"

"ઠીક છે! જો તારી તેમ ઇચ્છા છે તો તે હું માન્ય કરૂં છું, અને હજી પણ હું કહું છું

કે, જો એ સુધારશે તો મારે મનને એ લખાનો છે ! એનાથી વિશેષ મારે બીજું કોણ છે ? ! જો એ પાધરો હોત તો મારા આટલાં વનેખા શાં સારૂ થત ! " **સુખમલ**ની આંખોમાં પણ આંસુ ભરાઈ આવ્યાં, અને બોલ્યો " મારે બીજું કોણ છે ? ! હજી પણ જો એ સુધરશે તો હું એને એને અદલે ચાર ઘોડાની ગાડીએ ફેરવીશ ! "

" સુધરશે કાકા, પણે સુધરશે ! " **મગને** વચમાં જણાવ્યું " હું એને મારાં ઘરમાંજ થોડા દહાડા રાખીશ, ને હજી પણ શિખામણ આપી એને કંઇ કંઇ બોધ દેતો રહીશ હાલ તરત જુદો રાખવામાં માલ નથી ! માટે **સુંદરમતી**ને પણ હાલ ઘરમાંજ રાખો. પછી આગળ જતાં શો થઇ પડશે. "

" હા એને જોઇએ તો એ ભલે ઘરમાં રહે ! પણ **નટવર**ને તો તે જ્યાં સુધી સુધરે નહીં ત્યાં સુધી ઘરમાં પગ મુકવા નહીં દઉં ! " **સુખમલે** કહ્યું,

' ભલે ! તેમ કરજો ! પણ હાલ શાંત થાઓ પછી થઇ રહેસે. " **મગને** જણાવ્યું " હવે હું મારે ઘેર જાઉં છું, અને એની ખબર કહાડું છું. બાદ આપને નિરાંતે મળીશ. " એમ કહી **મગને** પોતાને ઘેર જવાનો માર્ગ પકડયો.

**સુંદરમતી** પોતાના ખાનગી ઓરડામાં ગઇ, અને **સુખમલ** તથા **રત્નલક્ષ્મી** એક બીજાની સામું જોતાં બેઠાં.

"અરેરે ! **નટવર** વગર ઘરમાં કેવું સુનું લાગે છે પ્રાણનાથ ! !' **રત્નલક્ષ્મીએ** દુઃખરૂપ ચહેરે જણાવ્યું "કાળ જેવા લાંબા દાહાડા દીકરા વિના કેમ નિર્ગમન થશે ! ઘર તો જાણે ખાવા ધાય છે !'

'હું જાણતો હતો કે, તારો કકળાટ હવે રોજ ચાલવાનો ! દીકરો દીકરો કરી મરે છે પણ એમ નથી સમજતી કે, એવા દીકરા ન હોય તો ચાલે !" **સુખમલે** જણાવ્યું.

"ગમે તેમ પણ તમે ઘણી ઉતાવળ કરી ! આવું ઉતાવળીયું પગલું લેવું નહોતું ! એ નાદાન થયો તેની સાથે આપણે પણ નાદાનજ થયાં કેની ? !" **રત્નલક્ષ્મી** બોલી " દુનિયા એને તો નાદાન તરીકે ગણી કહાડશે, પણ આપણને શું કહેશે, તેનો વિચાર કીધો ? ! હજી પણ જો મારૂં માનો તો **નટવર**ને પાછો તેડાવો !"

"શું ? ! પાછો તેડાવું ! ? **સુખમલ** વળી રાતો પીળો થઇ ગયો ને બોલ્યો "બેસ, રાંડ સંખણી ! તું શું મને હથેલીમાં રમાડવા આવી છે કેમ ? ! હું એને પાછો બોલાવીશ કેમ ? ! શું મારૂં વચન રદ કરીશ ? ! અરે જારે તારા જેવી સ્ત્રી જાતિની અક્કલ જો હું માનું કેની તો ત્રિજે દાહાડે ત્રણ દમડીનો થઇ જાઉં ને મારો બરાબર રકાસ થાય ! બાયડીઓની અક્કલ કેટલી ? પગની પાહની જેટલી ! ખબરદાર જો આજ પછી **નટવર**નું નામ પણ મારા મોંઢા આગળ ઓચર્યું છે તો તું તારી વાત જાણજે ! મેં તો આજથીજ એનાં નામનાં સ્નાન કીધાં છે ! મારે મનને એ મરીજ ગયો સમજુ છું !"

"આ શું બોલો છો ! ! મારા આગળ એવું ગાંડુ ઘેલું બોલશો નહીં, વળી !" **રત્નલક્ષ્મી** છણકો કરીને ચાલી ગઇ !

**સુખમલે** ખારયું ને વિચાર કરવા લાગ્યો કે "હવે આ રાંડ રોજ ઘરમાં તોફાન મચાવશે, ને મારા જીવને રોજનો સંતાપ કરાવશે ! જે થાય તે ખરૂં ! અરે ઇશ્વર ! દીકરા આપે તો સપૂત આપજે, નહીં તો નિર્વંશ રાખજે !" એમ કહી નિઃશ્વાસ નાંખી **સુખમલ** પણ પોતાના કામમાં રોકાયો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

**દોહરો**—કપટ જાળનો કીડ જે, મિત્ર **મગન** ગણાય;
**નટવર** મન પસ્તાય છે, તનમાં લાગી લાહ્ય !

**મગન ફાવ્યો !**

**ન**ટવર, **મગન**ને ઘેર આવીને બેઠો છે ! ને આંખોમાંથી અશ્રુધારા ચાલી રહી છે ! **મગન** પણ આવી પહોંચ્યો. **મગને**, **નટવર**ને બેફાક રડતો જોયો !

'કેમ ભાઇ, રડે છે શા માટે ? ! ગભરાય છે કેમ ?" **મગને** કહ્યું "તુ તારા મનમાં કંઇ પણ બ્હીતો નહીં ! મરદ થઇને આમ બાયડીની માફક રડે છે શું કરવા ?!"

"અરે **મગન**. મેં આ શું કરી નાખ્યું ? !" **નટવર** ખુબ જોસમાં રડવા લાગ્યો ! 'હાય હાય ! મારૂં નસીબ ફુટી ગયું ! હું હવે રવડી મરીશ !"

"એ તું શું બોલે છે !" **મગને** ધીરજ આપી "રવડી શાનો ગયો ! તું શું એમ સમજે તને રવડાવીશ ? ! તું કંઇજ ગભરા નહીં ! ધીરજ રાખ ! ધીરજનાં ફળ મિઠાં છે !"

"પણ **મગન**. હવે મારૂં શું થશે !" **નટવરે** જબરી પોક મૂકી ને તે બેહોશ થઇ ગયો !

**મગને** તેને થાબડયો, અને પાણી પાઈ શુદ્ધિમાં આણ્યો ! તેણે કહ્યું "તું ચિંતા ન કર, હું તારૂં ભલું કરીશ, ને તને કંઇ પણ દુઃખ આવવા નહીં દઇશ !"

"પણ હાલ તો મારા બુરા હાલ છે ! હું શું ખાઇશ ને મારૂં ગુજરાન કેમ થશે ? !" **નટવરે** કહ્યું.

"બુરાં હાલ થાય દુસ્મનનાં ! તારો ખરચ હું પોતે પૂરો કરીશ ! તું કંઇજ ચિંતા નહી કર, **નટવર** !" **મગને** જણાવ્યું "આપણે મરદ બચ્ચા છીએ, અને ઇશ્વરે દાંત આપ્યા છે તો શું ચાવવાનું નહીં આપે ? ! ડરે છે કેમ ? !"

"તે તો ખરૂં, પણ મારી તમામ સાહેબી તો ગઇજ કેની ? ! " **નટવરે** પસ્તાવો કરવા માંડયો "મારા હાથ તળે આટલા બધા માણસો સેવા ચાકરીમાં રહેતાં. ગાડી ઘોડે હું ફરતો, મોજ મારતો, મોં માગી મઝા લેતો, મનપસંદ કપડાં પહેરતો, ખાવા પીવાના સ્વાદ મરજી મુજબ પુરા પાડતો બબેસે રૂપિયાના પલંગપર સુતો, સુંદર 'ઇઝીચેર' પર આનંદમય આરામ લેતો, અને આંગળીએ પાંચ પાંચ હજારની વીંટીઓ પહેરતો ! આ બધુ સુખ તો હવે વહી ગયૂં ! હવે તો દુઃખના દાહાડા આવ્યા ! અત્યાર સુધી મને કદી ખબર પણ પડી નહોતી કે, ઘરમા શું જોઇએ છે ને શું નહીં ! અને હવે તો તમામ ગરબટલો માથે પડયો ! હવે જગતની જંજાળ ને સંસારી સનેપાતના સંતાપમાં હું સજ્જન સપડયો ! હાય હાય ! મારાં ભાગ્ય કયાં ફુટી ગયા કે માબાપની વિરૂદ્ધ ચાલ્યો ! હું કેવો કમનસીબ ! મારૂં સુખ તો સ્વપ્ન સમાન વહી ગયું. ને હવે દુઃખના દાહાડા કેવા લાંબા કાળ જેવા લાગશે ! અરે ! **મગન**, તેં મને આ કેવી સલાહ આપી ! તું મારો શુભેચ્છક મિત્ર થઇને તેમને કેવે રસ્તે દોરવ્યો !

"ભલા માણસ, તું તદન શાંત રહે ! તારે કંઇજ ગભરાવું નહીં ! ગાડી ઘોડા આદિક તારૂં તમામ સુખ હું તને પુરૂં પાડીશ ! મારાં ગાડી ઘોડા છે ને તારાંજ ! માટે તારે તે વાતે તદન નિઃસંશય રહેવું ! તારે ને મારે કયાંજુદાઇ છે ! હું તને મારા ભાઇ કરતાં વિશેષ સમજુ છું માટે તારે કંઇજ ગભરાવું નહીં ! ને તારે પણ મારી સાથે ભિન્ન ભાવ રાખવો નહીં ! તને જે

સમયે જેની પણ ઇચ્છા થાય તે તું મને દર્શાવજે, હું તને તે પૂરી પાડીશ ! તને કોઇ પણ વાતે મુઝાવા દઇશ નહીં " મગને, નટવરને ધીરો પાડયો.

નટવરને હવે હિમ્મત આવી ! તે બોલ્યો "મને તારીજ સાહ્યતા છે, અને તારીજ સલાહથી હવે હું ચાલીશ. પણ ભાઇ, આપણે તો આમથીએ રખડયા ને તેમથીએ રખડયા ! તારા હાથમાંથી તારી નાયકણ ગઇ, ને મારા હાથમાંથી મારી પ્યારી મનમોહક તારા પણ ગઇ ! દુનિયામાં ફજેત થયાં તે વળી મફતમાં ! તેમજ માબાપનું ઘર તજ્યું તે પણ નિરર્થક !"

"અંહ ! એવી નાયકણો બીજી કયાં મળવાની નથી ! મુંબઇમાં નાયકણોની કયાં ખોટ છે ! એક એકથી સરસ છે !" મગને જણાવ્યું.

"પણ મારી મોહિની તારા કંઇ પુનઃ મળવાની છે ? !" નટવરનો જીવ હજી તારામાંથી ખસ્યો નહીં !

"તે પણ મળશે ! તું લગાર શાંત રહે ! તારાનાં કરતાં વિશેષ રૂપવાન મળે તો કેમ ? !" મગને લાલચ બતાવી "તને પણ સરસ મેળવી આપીશ ! તું જો તો ખરો યાર, હવે આપણે નફકરા સાંઢ બન્યા છેએ, અને મને ને તને કોઇનો હોકોધોકો રહ્યો નથી ! એટલે ગમે તેમ મરિયાદા મુકી બલભલીને ઉપાડી જઇશું તો કોણ પુછનાર છે ? ! "જર ચાહે સો કર" એ કહેવત પ્રમાણે પૈસા છુટા મુકયા કે બલભલીનાં મન ચળાવતાં શી મ્હોટી વાર ! ?"

"બસ, બસ ! આપણે પણ એટલુંજ જોઇએ છે ! હવે કંઇ ફીકર નથી !" નટવરે જણાવ્યું

મગન હવે પોતાના પેંચમાં ફાવ્યો ! નટવરે નાયકણીની બાબતમાં મગન સાથે કપટ કીધું હતું તેનું વેર મગને બરાબર વાળ્યું, અને એક રીતે કહી એ તો નટવરને દુનિયામાંથી ઉખેડી નાંખવા જેટલો પ્રપંચ મગને રચ્યો ! કેવો મઝાનો મિત્ર ! ખોળામાં બેસાડીને ગળું કાપનાર મિત્ર મગન જેવાજ હોય છે !

બીજે દીવસે નટવરની માતુશ્રી રત્નલક્ષ્મી એ પુછ્યું "ભાઇ, કેમ હજી પણ નવટર માને છે કે નહીં ? ! હજી પણ તે પોતાની ચાલ સુધારવાને સમજે છે કે નહીં ? !"

"ના કાકી, તે તો હવે છેક નફટ થઈ ગયો છે ! તે બિલકુલ રસ્તે આવતો નથી ! તે તો સાફ કહે છે કે "મારે માતાપીતાનું કંઇજ કામ નથી ! મને તેમની દરકાર નથી !" માટે હવે હું તેને વારે વારે કંઇ પણ વિશેષ કહેવા ચાહતો નથી ! કેમકે તે છેક આમન્યા મુકી બેઠો છે !"

"હાય હાય ! તેને કેવી અવળી અક્કલ જે સુછે ! તેને ખબર નથી કે, તે રવડી મરશે ને આગળ જતાં અમને યાદ કરશે ! તેને કશી સમજ નથી ! આટલો મ્હોટો થયાં છતાં હજી તે નાદાનજ રહ્યો !" રત્નલક્ષ્મી કલ્પાંત કરવા લાગી ! " ભાઇ મગન, અમારૂં જીવવું પણ ધુળમાં પડયા જેવું છું.

"શું કરૂં કાકી, મારો પણ કંઇ ઉપાય નથી !" મગને જણાવ્યું.

સુખલમ જે બીજા ઓરડામાં છેક નઝદીક બેઠો હતો, તે આ તમામ વાત સાભળતો હતો ! તેને આ સાંભળતાંજ ક્રોધ ઉપજ્યો, અને તેનો જુસ્સો એટલો બધો ઉશ્કેરાઈ આવ્યો કે, તેનાથી હવે ખમી શકાયું નહી ! તે આગળ નીકળી આવી ખુબ આવેશમાં બોલ્યો "મુઓ એ દીકરો ! નહીં માને તો પડયો જહાનમમાં ! મારે પણ એનું કંઇજ કામ નથી !"

રત્નલક્ષ્મીએ કહ્યું " સ્વામીનાથ, દયા કરો ! દયા કરો ! બચ્ચાપર આટલો બધો ક્રોધ ના કરો ! ગમે તેમ પણ એ આપણો ઉછેરેલો બાળક છે ! એ નાદાન છે ! એને સમજ નથી ! "

"હજી નાદાન છે !" સુખમલે બહુ વિક્રાળ બની જણાવ્યું એ તું કોને સમજાવે છે ! તું એનો

પક્ષ તાણવાનું હજી મુકતી નથી! ત્યારે તો જા, તું પણ એની સાથે ઘરમાંથી નીકળ! મારે તારૂં પણ કામ નથી!"

હું એનો પક્ષ તાણતી નથી પ્રાણ નાથ! હું તો માત્ર આપણી ફરજ જણાવું છું કે, ટપેના દીકરાપર માબાપે રહેમનજર રાખવી જોઇએ! એ નાદાની કરે તો તેથી આપણે પણ શું નાદાન બનવું? !રત્નલક્ષ્મીએ જણાવ્યું.

ત્યારે શું એને વહી જવા દેવો?!" સુખમલેકહ્યું.

ના તેમ નહી પણ એને સુધારવાનો ઊપાય કરવો." રત્નલક્ષ્મીબોલી.

સુધારવાની તો એ સાફ એ ના પાડે છે! પછી કરવું શુ?!"સુખમલે પુછ્યું.

"એને કાબુમાં રાખો ! ઘરમાં આપની દેખરેખ નીચે રાખો! એને બહાર બિલકુલે જવા નહી દો થોડા દાડા આમ સકંજામાં આપ રાખશો તો ધીમે ધીમે સુધારી જશે!" રત્નલક્ષ્મીએ સમજાવીને કહ્યું.

"સકંજામાં શું રાખું મારૂં કપાળ મારી સામા બોલતો થયો તે વળી મારા સકજામાં રહેતો હશે ખરો કે?! તું પણ એની સાથે નાદાન બની ગઇ છે! તને કંઇજ અક્કલ નથી! બસ' બસ, હવે ચંડાળની પંચાત મારા મોં આગળ નહીં જોઇએ!" સુખમલ બોલ્યો.

ઠીક! જેવી આપની મરજી પણ અની વહુ નો કંઈ વિચાર કીધે?' રત્નલક્ષ્મીએ જણાવ્યું

"તેનીને મેં કહ્યુંજ છે કે તેણી જોઇએ તો ઘરમાં રહે અને તેમ તેણીને મરજી નહીં હોતો તેણીના માંટી સાથે રહે! હુ માત્ર તેણીના ખરચ તરીકે દર મહિને એક સો રૂપિયા આપતો જઇશ." સુખમલે જણાવ્યું.

હવે મગન લગાર બોલી ઉઠયો "કાકા સાહેબ, આપ મારો એકસુકન રાખો તો મહેરબાની સુંદરમતી અને નટવર સાથે રહે તેટલા માટે આપ માત્ર સુદરમતીપર દયા લાવીને આપનો મહાલક્ષ્મીનો નાહાનો બંગલો રહેવાને આપો! આટલો સુકન રાખો તો સારી વાત છે! ને તે નટવરને માટે નહીં પણ માત્ર સુંદરમતીની દયાની ખાતર!"

ઠીક છે તમે બધા મને દબાણ કરોછો તો હું તે કબુલ કરૂં છું" શુખમલેકહ્યુ સુંદરમતીને બોલાવો ત્યારે."

મગને અંદરથી સુદરમતીને બોલાવી તેણી આવતાંજ સુખમલે કહ્યું "સુદરમતી તું ને તારો વર મહાલક્ષ્મીના નહાના બંગલામાં રહેજે. તારોવરમારૂં કહ્યું માંનતો નથી' અને પોતાની સરમ ભરેલી ચાલ ચલાવવાને તે હઠ મુકતો નથી! માટે મારા ઘરમાં હું તેને રાખવા ચાહતો નથી હું તેને બંગલો રહેવાને કદી આપુ તેમ નથી, પરંતુ માત્ર તારે ખાતર બંગલો આપુ છું, માટે તમ બંને ત્યાં રહેજો. તારી મરજીમાં આવે ત્યારે તું ભલે તારી સાસુ પાસે આવજે જજે, પરંતુ નટવરને તો મારા કમ્પાઉન્ડમાં પેંસવા દેનાર!"

સુદરમતી રડી પડિ અને રડતાં બોલી "સસરાજી, આપનાથી મારે વિયોગ થવાનો વખત આવ્યો!" તેણીનું હૈયું એટલું તો ભરાઇ આવ્યું!" કે તેનીથી વિશેષ શબ્દોચ્ચાર થઇ શકયા નહિ !

"હું લાચાર છું! ન છુટકે તને પણ મારે ઘરમાંથી દુર કરવી પડે છે! અને તે માત્ર તારા ધણીને માટેજ!" સુખમલે ઉદાસિમાં જણાવ્યું "તેમ છતાં હજી પણ જો તારોવર સુધરશે, અથવા જો તું તેણીને સુધારીશકશે તો હજી કંઇ બગડયું નથી. હું હજી એક વર્ષ રહ જોઉં છું, અને તેટલામાં જો તે સુધરશે તો ઠીકછે; નહી તો મારી મરજીમાં આવશે તેમ મારી પુજીની વ્યવસ્થા કરીશ !"

ત્યારે શું આપ અમને દુખીકરશો?!" શુંદરમતી બોલી આપનાં તો અમે બચ્ચાંછીયાં,

અને આપના બચ્ચાંનેજ આપ રડાવશો?!

તને રવડાવીશ નહિ તારે માટે હું યોગ્ય બંદોબસ્ત કરીશ, અને તને કદી પણ અન્ન વસ્ત્રે દુ:ખ નહીં પડે તેવો હું પાકો બંધોબસ્ત કરીશ; પરંતુ તે દરમ્યાન જો તારામાં તાગપણું હોય તો તું તારા ધણીને શિખામણ આપી સુધારજે. જો તે સુધરશે ને ખાત્રિ થશે કે તે જરૂર સુધરશે ને મારી ખાત્રિ થશે કે તેજરૂર સુધરીજ ગયો, તો મારી પુછનો તેજ ધણી છે તેનાથી વિશેષ મારે કોણ છે ? ! સુખમલે જણાવ્યું'

ઠીક સસરાજી જેવી આજ્ઞા સુરમતીએ શોક રૂપ ચહેરે જણાવ્યું. પણ આપનાં ઘરમાં આપને અને આ મારા માનવંત સાસુજીને મળવા આવવા તો દેશો કેની ?"

હા; મ્હોટી ખુશીથી તારી મરજીમાં આવે ત્યારે આવજે જગ્યે તારૂં મકાન છે પણ હમે કોઇ તારે બંગલે આવીશું નહીં!" કેમકે નટવરનું મોં જોવાને હું રાજી નથી!" સુખમલે કહ્યું માત્ર તારેજ માટે મને માન છે.

"મ્હોટી કૃપા સસરાજી. સુદરમતીએ બેહાથ જોડી નમન કીધું.

સુખમલે ગાડી જોડાવી અને તેમાં સુદરમતીને બેસાડી સાથે એક ભૈયો મોકલી મહાલક્ષમીને બંગલે પહોંચતી કરવા બંદોબસ્ત કીધો, અને મગનને જણાવ્યું તુ હવે નટવરને પણ ત્યાં મોકલી આપ."

પણ નટવરને માટે એક ગાડી મોકલી આપોની સ્વામિનાથ રત્નલક્ષમીએ જણાવ્યું.

" શું ગાડી ? કપાળમાં ડોકે એને મારી ગાડી વાપરવા આપીશ?! સુખમલે મિજાસ ફેરવી જણાવ્યું' આટલું બધું વિત્યા છતાં તારામાંથી એ પાપી પુત્રની લાગણી જતી નથી એ ચંડાળ છો કરીને મારી પવિત્ર ગાડી બેસવાને આપુ તો મારીગાડી પણ અપવિત્ર થઇ જાય ! પણ તને હજી એનું નામ છુટતું નથી તો! યાદ રાખજે કે ફરીથી તે દુષ્ટનું નામ મારા આગળ જો તે લીધું તો તારી પણ બુરી વલે થશે એ બેફેદ છોકરાનું નામ સાંભળતાંજ મને કંપારી છુટે છે તેજ એને ભાઇ ભાઇ કરીને બગાડી મુકયો છે! અને હજી પણ મારી ખાત્રિ છે કે તું એને સુધારવા દેશે નહી તને હું સાફ ચેતાવું છું કે તારે કદી પણ એને બગલે જવું નહી! જો મારાથી છાની કદી પણ ગયલી જણાશે તો તને ઘરમાં પેશવા દઇશ નહીં ને તારી પણ ખરાબ દશા કરીશ!"

"એનેમળવા પણ નહી જવાદેશો ?!" રત્નલક્ષમીએ બ્હીને પુછયું.

"નહીં—!" સુંખમલે ડોળા ઘુરકાવતાં કહ્યું એને આપણે હવે કશો સંબંધ નથી એમ જાણવુ આપણે મનને એ મરીજ ગયો છે!"

ઠીક જેવી આપની આજ્ઞા કહી રત્નલક્ષમી આંસુ પાડતી ત્યાંથી ઉઠી અંદર ગઇ.

', મગન ભાઇ તું અને બંગલે પહોચતો કર અને તને હું ભલામણ કરૂં છું કે તારે પણ હવેથી એની સોબત છોડી દેવી; નહીતો તું તુંપણ બગશે કહેવત છે કે ગધેડા સાથે ઘોડો બાંધે તો ઘોડો ઘણા દીવસે ભુકતાં શિખે! માટે તારે એનો સંબંધ ત્યાગ કરવોએ મારો પુત્ર નથી પણ પેલા જન્મનો દુશ્મન છે જો યાદ રાખજે કે કદી પણ એની પાશે બેસતો નહી સુખમલે મગનને શિખામણ આપી

વારૂં કાકાસાહેબ હું એમજ કરીશ કેમકે એને લીધે કોઇ વાર મારૂં પણ વગોણુ થાય તો મારે લજવાવું પડે ને દુનિયામાં પછી હું શું મોં બતાવું ?!!" મગને સતા થઇને કહ્યું.

અલબત એમાં થાય એમાં કઇ શક નથી !" સુખમલે ટેકો આપ્યો

હવે હું રજા લઉં છું ને ઘેર જઇ નટવરને પણ બંગલે મોકલી આપું છું મગને જણાવ્યું

ભલે પાછો મળતો રહેજે" સુખમલે કહ્યું.

"વાહ આ શું બોલ્યા કાકા ?! તેમ નટવર તેવા હું ! આપની સેવામાં હું ફરમાવશો ત્યારે હાજર રહીશ એમ કહી મગન એ હાથ નમાવી ત્યાંથી પોતાને મકાને આવ્યો.

મગનને ઘેર નટવર પોતાના પર વિતેલા ગિનાનો પશ્ચાતાપકર તો બેઠો છે! આંખમાંથી આંસુની ધારા નદિનાં પ્રવાહ પેરે ચાલી રહી છે પોતાનાં માત પિતા સંગે ખટપટ થવાથી તેનું અંતઃકરણ ચચણે છે! આંખમાંથી આંસુ ખુટતાં નથી। મહા સંતાપમાં તે રૂદન કરતો બેઠોછે। એટલમાં મગન ત્યાં આવી પહોચ્યો નટવરને પોપ આંસુએ રડતો જોઇ મગન બોલ્યો ભાઇ નટવર. કેમ અત્યારથીજ પગ ભાંગી ગયા ?। રડવા સાનો બેઠો છે ?। શરમ નથી આવતી ?। બાયડી છે કે મરદ ?। ચુડી પહેર ચુડી। આવીજ તારી હિમ્મત કે ?। વાહ વાહ બહાદુર તો ખરો યાર। આલો। રડવા બેઠા ભાઇ સાહેબ।

ભાઇ મારા પર આ કેવો ગજબ।" નટવરે ખુબ જોસમાં રડતાં જણાવ્યું અરેરે।" આ ...ી આફત।"

"આફત મગને વિસ્મયતાની માફક જણાવ્યુ આને તું આફત સમજે છે ?। એ તું બડો બહાદુર છે પણ તુ છટ છટ એવી નામરદાઇ શા કામની મરદ બચ્ચાને તે વળી આમ રડવુ જોઇએ તારો બાપ આ વાત જાણશે કે નટવર રડયા કરે છે તો તેનું જોર વિશેષ ચઢી વાગશે।"

પણ હવે મારૂં શું થશે ?" નટવરે નિ:શ્વાસ નાખી કહ્યું " મારૂં ગુજરાન કેમચાલશે, ને હું શું ખાઇશ?।

તું ગભરા નહી હું તે નક્કી કરી આપીશ ને તેને કોઇવાતે અડચણ નહી આવે તેમ કરીશ મગને ધીરજ આપતાં કહ્યું જો સાંભળ તારા પિતા તો હવે વૃદ્ધ થયા છે, અને તે કંઈ ઘણાં વર્ષ જીવશે નહીં માટે માત્ર થોડાક વર્ષ, કદાચ તને આમ વિપતિ જેવું લાગશે। પછી તો તેની લાખો રૂપિયાની દોલતનો ધણી તુંજ છે કે કોઇ બીજો ?।

તે ખરૂં; પણ ત્યાં સુધી તો મારે આમ દુઃખજ ભોગવવું પડશેની ?।" નટવરે કહ્યુ " મારા નિર્વાહને માટે મારે શું કરવું ?।"

"તેને માટે મારાં મનમાં એક ઉપાય રમી રહ્યો છે। મગને ઠગવાનો રસ્તો લેવા માડયો। તેં મારૂં આટલું બધું કહ્યું માન્યું છે તો થોડુંક કહ્યું વિશેષ માને તો તારો બાપ જખ મારીને તને બોલવતો ને પગે પડતો આવે। કેમ છે વિચાર ?"

"હા ભાઇ તું જેમ કરવાને તૈયાર છું." નટવરે જણાવ્યું ને વચન આપ્યું.

"જો સાંભળ ત્યારે:—તું મને રૂપિયા પાંચ લાખની એકચિઠી સ્ટાંપ મારીને વગર તારીખની (બ્લેંક નોટ) લખી આપ! ને પછી તારા બાપને હું બતાવીશ, અને તેને સમજાવીને કહીશ કે "કાકા સાહેબ, હવે લગાર અકલ વાપરીને છોકરાને ઘરમા રાખો, નહીંતો આગળ જતાં પાંચને બદલે પચાસ લાખની ચિઠી કોઇને લખી આપશે। માટે છાનામાના નટવરને સમજાવીને ઘરમાં લાવો।" આમ ચમકાવીશ એટલે એમની શુદ્ધ ઠેકાણે આવશે ને તને સામા બોલવવા આવશે। કેમ, કેવો મઝાનો ઉપાય બતાવ્યો।

નટવર લગાર વિચારમા પડયો, ને તેણે વાંધો કહાડયો " પણ મને ઘરમાંથી કહાડયા પછી તેની પાસે મારા કોઇ પણ માંગનારનું શું ચાલે ?।"

"તેટલાજ માટે હું કહું છું કે, વગર તારીખની (બ્લેંક નોટ) ચિઠી લખી આપ। અને એવી વગર તારીખની ચિઠી જોતાંજ તેના હાંજા ગગડી જશે।" મગને સમજણ આપી।

" પણ મારા બાપે તો કહ્યું છે કે " જો તું સુધરશે નહીં તો મારી તમામ દોલત બીજાને લખી આપીશ।" માટે તે જો કદાચ કોઇ બીજાને પોતાની દોલત લખી આપશે તો પછી શા હાલ થશે ?" નટવરે વળી વાંધો બતાવ્યો.

તેને હજી વાર છે. તેમ કરવાને હજી વિલંબ છે. તારી સુધરવાની રાહ તે થોડા દહાડા જોશે, અને પછી તેમ કરશે. માટે તે પ્રથમજ જો હું તારી લખેલી ચિઠી બતાવીશ તો તે ચોંકશે ને પછી ઝટ તને નમતો આવશે !" **મગને** બરાબર વાત ઠસાવી દીધી !

ઠીક ત્યારે તું કહે તેમ કબુલ છે." **નટવરે** ડોકું ધુણાવી હા પાડી.

**મગને** તત્કાળ ટેબલમાંથી એક ચીકણો કાગળ તે ઉપર વગર તારીખની એક ચિઠી લખાવી લીધી, અને તે પર સ્ટાંપ મારી **નટવર**ની સહી પણ લઇ લીધી.

બાદ **નટવરે** પૂછ્યું " પણ **મગન**, મારી વહુનું શું થયું ?! શું મને મુકીને મારા પિતાની પાસેજ ઘરમાં રહેશે કે ? | "

" ના ભાઇ તેણીને માટે **મહાલક્ષ્મી** નાહનો બંગલો ઠરાવ્યો છે, અને ત્યાં તેણીને પહોંચાડી પણ દીધી છે. તેણીનાં ગુજરાન માટે દર માસે રૂ ૧૦૦ તારા પિતાએ આપવા કબુલ્યા છે, અને તેણીની સંગે તને પણ રહેવા દેવાની પરવાનગી મેં લીધી છે. એટલે તું ત્યાં નિશ્ચિત પણે તારી સ્ત્રી સંગે રહેજે. તમને બંનેને ખાવા પીવાને માટે તો વાંધો આવે તેમ છેજ નહી. " **મગને** સમજાવ્યુ આપી.

" એ પણ તેં મારા હકમાં સારૂં કીધું; પણ તારે પણ રોજ ત્યાં આવવું પડશે, જોજે, મિત્રતા બરાબર સાચવી રાખજે !" **નટવરે** અરજ કરી.

અલબત હું રોજ મારી ગાડી લઇને આવીશ, એને મારીજ ગાડીમાં તને રોજ ફરવા લઇ જાઇશ માટે તેની તારે કંઇજ શંકા રાખવી નહીં. આપણી મોજ મઝા આપણે કાયમજ રાખશું, અને હવે તુ ને હું બંને અંકુશ વીનાના હોવાથી ત્યાં માગી મઝા કરી રાત દહાડો ચેન ઉડાવીશું." **મગને** જબરી થાપ આપી.

" ઠીક ત્યારે પણ એટલુંજ જોઇએ છે ભાઇ. " **નટવર** હવે વળી ખુશી થઇ ગયો !

" ત્યારે ચાલ તૈયાર થા; કેમકે તારી પત્નિ પણ બંગલે જઇ ચૂકી છે, માટે તું પણ ચાલ; નહીં તો તેણી એકલી મુઝાશે " **મગને** પોતાનાં ઘરમાંથી **નટવર**ને સત્વર કહાડવાનો ઉપાય કીધો !

" હા ભાઇ, એ પણ ખરૂં. પણ તું મારી સાથે નહીં આવે ?! હું તો તારા વિના નહીં જાઉં ! " **નટવરે** વળી આંખમાં આસુ લાવીને **મગન**ને ખભે પોતાનું માથુ મુક્યું,

અરે નહીંરે ! હું તને મુકવાને તારી સાથેજ આવુ છું, અને સાંજ હું પણ તારી સાથે આજે જમીશ. પછી કંઇ છે ?! હવે તો તું રાજી થયો કેની ? " જણાવ્યું.

" બસ ! બસ ! મારે પણ એટલુંજ જઉએ છે ! " **નટવરે** જણાવ્યું.

" ઠીક ત્યારે હવે તૈયાર થા. હમણા ગાડી જોડાવી મંગાવુ છું. " એમ કહી **મગને** પોતાની ગાડી જોડાવી, અને તેમાં બંને બેસી **મહાલક્ષ્મા**ને રસ્તે ગયા.

આ પ્રસંગે **મગને** મનમાં વિચાર્યુ કે " હં ! આજે ખરેખરો સપડાવ્યો છે ! મને નાયકણને ત્યાં એણે સપડાવ્યો છે તો ખરો, પરંતુ હું પણ હવે એના બુરા હાલ કરૂં ત્યારેજ મારૂં નામ **મગન** !" એમ મક્કી કરી **મગન** મનમાં ઘણો મકલાયો. અને થોડી વારમાં તેની ગાડી **મહાલક્ષ્મા** ખાતે ના **નટવર**ના નાહના બંગલામાં આવી પહોંચી.

આ બંગલો જોકે ઘણો નાહનો હતો, તોપણ શોભા સુંદરતામાં ખામી નહોતી. બંગલાનું "નામ **મનહર બાગ** " કરીને રાખ્યું હતું, અને તે નામનું એક સોનેરી પાટિયું બંગલાનાં મૂખ પર દ્વારની બાજુમાં લટકાવ્યું હતું, અંદર બાગ બનાવેલો હતો, અને તે બાગના મધ્યમાં બંગલો બેઠા ઘાટનો બાંધેલો હતો. બંગલા ઉપર ભિન્ન ભિન્ન ભાતની પુષ્પ લત્તાઓ સર્પાકૃતિમાં પૂર જોસમાં ગુંચળાતી ગતિ કરી રહી હતી. આગળ ત્રણ ફુંવારા જળ સ્વરથી ફુરી રહ્યા હત. મધ્યનો ફુવારો ઘણો ગંજાતાર ને નમુનાદાર હતો. તેમાં એક નાચતી પૂતળી આસપાસ ગૃષ્ટિક રતી ફરતી હતી. બે બાજુના ફુવારામાંથી એવી રીતે નીર છુટતું હતું કે, જાણે જળની આકૃતિ કમળનાં પુષ્પ સમાન



"સાધુએ પોતાના હાથમાંનો ડંડુકો સુંદરમતીનાં મોમાં ઘોંચી ઘાલી તેણીને બૂમ પાડતી બંધ કરી!"

દેખાવ દાખવતી હતી ! તે ત્રણે ફુંવારા જ્યારે સાથે છોડવામાં આવતા, ત્યારે તેની લેહેર કંઇ ઓરજ આવતી હતી ! બંગલાના પશ્ચિમ ભાગમાં માત્ર સહજ જગા હતી, અને ત્યાં વિશેષ ભપકો નહોતો. માત્ર અરવિંદ મઝાદાર શણુગાર્યું હતું. બંગલાની ટોચ પર પંખીઓ આનંદી નાદથી કલોલ કરતાં વારંવાર દષ્ટીએ પડતાં હતાં, અને કેટલાંક પંખીઓ અન્યોઅન્ય આનંદ પામવા માટે ફુંવારામાં સ્નાન કરી તુષ્પ નેત્રોને પણ આનંદ આપતાં હતા હતાં બંગલાની અંદર મધ્યમાં એક સાધારણ હોલ તેની આસપાસ બે નાહાના ઓરડા, અને છેક લંબાણુ રસોડું હતું. હોટમાં ફરનીચર અરછો ગોઠવ્યો હતો. બંગલાની આગળનો ઓટલો જોકે વિસેષ પહોળો તો નહોતો, તોપણ સામસામી "ઉઝી ચેરો, ગોઠવી શકાઇ હતી, અને તેમાંની એક ખુરસી પર **સુંદરમતી** વિલાપ કરતી બેઠી હતી એટલામાં એક સાધુ ભીખ માંગતો આવ્યો અને કહેવા લાગ્યો " બાઇ ! મૈયા ! કુછભી દે ! પાવશેર આટાભી દે મૈયામેં તોરાં કલીઆન હોગા ! તેરા રામજી ભલા કરેગા ! "

" મહારાજ ! હું તમને કંઇજ આપી શકું તેમ નથી ! કેમકે તમાંરા કરતાં હું વળી વિશેષ દુઃખી છું ! " **સુંદરમતી**એ શોકરૂપ વદને જણાવ્યું.

" કુછભી દે ! " સાધુએ આજીજી કરી કહ્યું " જમના મૈયા તેરા ભલા કરેગા ! "

" પણ મારી પાસે કંઇ નથી મહારાજ, માટે માફ કરો ! હજી હું હમણાંજ દુઃખની મારી અત્રે આવી છું ! " **સુંદરમતી** રડી પડી !

પેલા સાધુની આ સાંભળતાંજ દાનત બગડી અને તેણે ધીમે ધીમે **સુંદરમતી**ની પાસે જવા માંડયું તેવીજ **સુંદરમતી** તેની ભ્રષ્ટ બુદ્ધિ સમજી ગઇ ! તેણીએ તેના સામું ધિક્કાર બતાવ્યો, અને એક મ્હોટી ચીસ પાડી ! તેવોજ સાધુએ પોતાના હાથમાંનો ડંડુકો **સુંદરમતી**નાં મોમાં ઘોંચી ઘાલી તેણીને બુમ પાડતી બંધ કરી ! તોપણ **સુંદરમતી**નાં તરફડિયાંનો નાદ હવે ઘણો વધી ગયો, અને એટલામાં **મગન** ને **નટવર** આવતા હતા. તે નાદ સાંભળતાંજ સાધુ ત્યાંથી પલાયણ કરી ગયો, અને પછી તરતજ ગાડી અંદર આવી.

આ સમયે **સુંદરમતી** ઓટલાપર નિઃશ્વાસ સમાન સ્તબ્ધાકૃતિમાં પડેલી હતી ! તેણીને આવી સ્થિતિ જોઇને **નટવર** તો ચમકયો, પણ **મગને** વળી ઉંધું ચતું સમજાવીને કહ્યું કે " અરે ! એતો તને બ્હીવરાવવાને અમ ઢોંગ કરે છે ! બાઇ ત્રીચરિત્ર એમજ હોય છે! "

" હા યાર ! ખરી વાત ! " **નટવરે** એમ કહી બંને જણા બંગલાની અંદર જઇ કપડાં ઉતારી પુનઃબહાર આવી બેઠા, અને **મગને** **સુંદરમતીને** ઉઠાડવાની તદબીર કરી, પરંતુ તેટલામાં તો **નટવરેજ** તેણીને બે ચાર લાતો ચોઢી કહાડી !

" અરે ! મને શું કરવા મારો છો સ્વમિનાથ ? ! **સુંદરમતી** રડતાં બોલી.

" રાંડ, ઢોંગ કરે છે કેમ ? ! કયા તારા બાપને બ્હીવરાવ છે ? ! ઊઠ ! નહીંતો હાડકાંના ચૂરેચૂરા થઇ જશે ! " ખુબ ધમકાવી !

**સુંદરમતી** તરતજ જેમ તેમ કરીને ઉઠી, અને આ પ્રસંગે કંઈ પણ બોલવું મિથ્યા ધારી, તોપણ તેણીએ કહ્યું " હું ઢોંગ કરતી નથી સ્વામિનાથ ! અહીં પહેલાં એક નિર્લજ બાવો ભિક્ષા માંગવાને બહાને અંદર આવ્યો, અને તે દુષ્ટે મારી લાજ લુંટવાનો પ્રયત્ન કીધો એટલામાં તો આપ આવી પહોચ્યા, અને તેથી મારા ધર્મનું રક્ષણ થયું કેમકે આપની ગાડીનો નાદ સાંભળતાંજ તે અહીંથી પલાયન કરી ગયો !"

" તે વાત હું માનતો નથી ! આજે તો તેના પર આરોપ મુકયો ને કાલે કદાચ આ મારા મિત્ર પર પણ મિથ્યા આરોપ મુકે ! તારી ઉસ્તાદી હું સમજું છું ! તને અહીં રહેવા આવતાં વાર થઇ હશે, ત્યારે તું આવા બુટ્ટા ઉડાવે છે, કેમ ? ! પણ યાદ રાખજે કે, મારી આગળ એ તારી પદ્મીઃ ચાલનાર નથી ! સ્ત્રી ચરિત્રનો તો હું પહેલા નંબરનો પારખું છું ! ચાલ ચુપચુપ

મુંઝી મરી! તારો પ્રપંચ મારા આગળ અજમાવવાની જરૂર નથી!" નટવરે ખુબ તોરમાં તેણીને ધમકાવી કહાડી!

"હે બાઇ, હવે બધી વાત માંડી વાળ! તું શાંત થા, અને હું હવે રજા લઇશ." મગને ઉઠવાની રજા માંગી.

"કેમ?! ઉતાવળો કેમ થાય છે બાઇ? બેસ તો ખરો? મને એકલાં ગમશે નહીં" નટવરે! જણાવ્યું

હું વળી પાછો આજે યા તાલે જરૂર આવીશ હાલ તો તું તરી સ્ત્રી સાથે રહે"મગન બોલ્યો.

"બળી જાય સ્ત્રી!" એ રાંડનું તો મોં જોવુંએ મને ગમતું નથી!" નટવરે શુદરમતી પ્રતો તિરસ્કાર બતાવ્યો.

"બાઇ, છેક એમ નહીં કરવું! અંતકરણમાં ગમે તેમ રાખવું પણ ઉપરથી બોલાવવી કે લોકમાં તારો વાંક ન નીકળે!" મગને જણાવ્યું.

"જગત તને પીંખી ખાસે!"

"જગતની હું બિલકુલ પરવા કરતો નથી! જગત કોણ થાય છે! તેને જોઇએ તેમ ભસે!" નટવરનો મિજાસ તપવાની સાથે હવે તેનામાં જુસો આવ્યો જગતને હવે મે છાપરે નાખ્યું છે! હવે તો હું ભલો ને મારી મરજી ભલી! મારી મરજીમાં આવશે તેમ મહાલીશ નામને પૂછનાર કોણ મુઓ છે?!"

"તે ખરું બાઇ પણ જો જરાક મારી સલાહ માનવી જોઇએ હું તને ઠીક કહું છું મગન જણાવ્યું ચાલ હવે વળી પાછોમળીશું વખત ઘણોવહી ગયોછે!"

"ઠીક પણ જરૂર મળજે ને મારી ખબર અંતર રાખતો રહેજે મને માત્ર તારોજ વિશ્વાસ નટવર બોલ્યો તું જેમ કહેશે તેમ હું કરીશ પણ જો હવે પેલી તારાનું કંઇ ઉતરસાધન કરીશ તેણીને અહીં આવે તે ઠીક! અહીં કંઇ કોઇનો ડર નથી! અહી કોણ જોનાર છે?! કેમ ખરૂં કેની!

"તેની પણ હું તજવીજમાં છું વારૂ હાલ તો મને જવાદે વળી નિરાંતે વાત કરીશું કહીને મગનત્યાંથી ગચ્છતિ આપી ગયો.

નટવર સ્વતઃ ખુરશીપર બેઠો બેઠો માત્ર તારાનું ભજન કરવા લાગ્યો ગમે તેમ કરીને કે-ઇ પણ પ્રકારે અત્રે બોલાવી મગાવી એકવાર મિલાપ કરતો પછી મારા હાથમાથી તે કદી છુટવા-ની નથી હવે મને તો કોઇનો પણ ડર નથી એટલે એ કામ નિડરતાથી કરવામાં વાંધો આવે તેમ નથી એમ વિચાર કરતો નટવર અહોનીશ મનમાં મનસુબા ગોઠવતો રહ્યો.

---

## પ્રકારણ ૧૨ મું

---

દોહરો—મગન મચ્યો પ્રપંચમાં, તટ તરકટનું કર્યું;
વિશ્વાસઘાતી મીત્ર તે પ્રપંચ પ્યાલું ભર્યું.

### મગનનો ખેલ- વિશ્વ ઘાત!



ગન ઘેર આવ્યો હવે તારાને પ્રપંચથી સપડાવવાને અથવા તો તેણીનો ફજેતી કર-વાનો તેણે ઠરાવ કીધો. કયે રસ્તે એ યુવતિનો સકંજામાં લેવી, તેને માટે મનમાં અનેક યુકતિના મિનારા બાંધવા મંડયો! આખરે તારાએ નટવરપર જે ચીઠી લખી હતી. અને જે મગને નટવરને ઘેરથી ઉચાપત કરી હતી, તે ચીઠી તેણે કહાડી. તે ઉથલાવી ઉથલાવીને વાંચી જોઇ, અને પછી તેણે વીચાર કીધો કે "આ ચીઠી તારાના પતી સ્વતંત્રદાસ તરફ પહોંચાડું, અથવા તો સ્વતંત્રદાસ સંગે મિત્રતા બાંધી

તેને અક્ષમપક્ષમ સમજાવી તારાની સંગે તેની પણ તુટ પડાવું, એટલુંજ નહીં પણ એવો ઘાટ ઘડું કે, તે ધણી ધણીઆણી વચ્ચે એકદમ ફાટ પડે, અને કદી પણ તેઓ પાછા એકત્ર થાય નહીં તેમ કરૂં! તેમ થશે તો પછી હું તારાને સહજમાં સપડાવી શકીશ!" એમ વિચાર કરતો મગન વળી પાછો ઉઠયો, અને કપડાં પહેરી તરતજ સ્વતંત્રદાસને ઘેર ગયો.

સ્વતંત્રદાસ કોણ હતો? તે એક સ્વતંત્ર સ્વભાવનો વિદ્વાન ગ્રાજ્યુએટ હતો. મગજનો ઉગ્ર, પણ ન્યાયનિપુણ વિચારવંત પુરૂષ હતો, અને કોઇની તેને પણ સ્પૃહા નહોતી! તે જો કે ઘરબારનો ઘણો સુખી નહોતો, તોપણ ખાધે પીધે દુઃખી પણ નહોતો. તે એક સાધારણ સ્થિતિનો સુંદર કાન્તિદાર યુવાન હતો, અને બુટ, પાટલુન, ચસમાને ટર્કીશ ટોપી પહેરતો હતો. તેને ગવર્નમેંટમાં એક સાધારણ પગારની ચાકરી હતી, અને તેનાં માતપિતા તેને બાળક મુકીને મરી ગયલાં હોવાથી તેનાં સગાંઓએ તેને ઉછેરી મ્હોટો કીધો હતો. તારાનો પિતા ધનવાન હોવાથી ઘરજમાઇ કરી રાખવાના ઇરાદાથી તારાને તેની સાથે પરણાવી હતી, પરંતુ આ ભાઇસાહેબ મગજના કડક ને સ્વતંત્ર મતવાથી "સાસરા દો ઘડીકા આસરા. તીસરે દીન રહેવે તો ખાવે ખાસડા" એ કહેવતને માનતો તે પોતાને સાસરે નિવાસ કરી સસરાના આશ્રય નીચે રોટલા ખાનાર જમાઈ તરીકે પોતાને લોકમાં કહેવડાવવાને તેણે યોગ્ય વિચાર્યું નહીં, અને તેથી તારાને તેણીનો પિતા તેને ઘેર મોકલતો નહોતો. આથી આ યુવાન જોડું પરણેલું છતાં સંસાર સુખમાં દુઃખી દિવસ ગુજારતું હતું, અને તેથી સ્વતંત્રદાસના મનમાં હરદમ એવોજ વિચાર આવતો કે "હવે તો મારી સ્ત્રી મારે ઘેર આવે તો ઠીક, અગર તેમ નહીં તો છેડો છુટે તો ઠીક!" પણ નાતરીઆ ન્યાત નહીં હોવાથી છેડો તો છુટેજ શાનો!! આથી સ્વતંત્રદાસ મનમાં ઘણો મુઝાતો હતો, અને પત્નિ વિયોગની વિપતિએ તેનાં યુવાન ચિતને ચકડોળ બનાવી મુકયું હતું!

પાછલા પહોરના ત્રણ વાગાનો સમય હતો. રવિવારનો નવરો દિવસ હોવાથી સ્વતંત્રદાસ 'રેનલ્ડસ'ની એક અંગ્રેજી વાર્તા વાંચતો એક 'ઇઝીચેર' પર પડયો હતો, અને આંખોની ઉદાસીનતા, અને વાર્તા વાચવાની લેહેરમાં લગાર નિંદ્રાદેવીનાં દર્શન નઝદીક આવતાં હતાં એટલામાં દાર ખખડ્યો! સ્વતંત્રદાસ "કોણ છે?" કરતો ખુરસીપરથી ઉઠયો, અને બારણાં આગળ જતાંજ તેણે મગનને ઉપર ચડતો જોયો.

"આવો ભાઇ પધારો. આપનાં પગલાં મારે ત્યાં કયાંથી?!" સ્વતંત્રદાસ મગનને આવકાર આપી પોતાના ઓરડામાં એક ખુરસીએ બેસાડયો. અને પુછ્યું "કંઇ હુકમ? ફરમાસ?"

"હુકમ ને ફરમાસમાં આપને એક તસ્દી આપવા આવ્યો છું; પણ તે પ્રથમ મારે કહેવું જોઇએ કે, હું આપને જે વાત કહેવા આવ્યો છું તેમાં મારો સ્વાર્થ નથી, પરંતુ આપનો સ્વાર્થ સમાયેલો છે. જે, આપ સાંભળશો ત્યારે આપની પુરી ખાત્રિ પડશે." મગને શાંતપણે ને ધીરે સ્વરે સભ્યતાપૂર્વક જણાવ્યું.

"જે હોય તે આપ ફરમાવો" સ્વતંત્રદાસ એકદમ વિચારમાં પડી ગયો કે "શું હશે વળી!"

મગને કહ્યું "પણ એવું ન બને કે આપ મને વગોવો અથવા મે આપને કંઇ વાત કરી છે એમ પણ કોઇ જાણી જાય! કેમકે તેમાં મારે પોતાને કંઇજ લેવાદેવા નથી!"

આપે તે વાતની કંઇજ ડરવું નહી હું એવો બેવકુફ નથી કે જે માણસ મારી મતલબની વાત મને કહે તેનેજ હુ ફજેત કરૂં માટે આપ સુખેથી ફરમાવો આપનો હું એર આભાર માનીશ સ્વતંત્રદાસે વચન આપી જણાવ્યું.

ત્યારે ઠીક પ્રથમ તો હું આપને પુછું તેનો ખુલાસો મને મહેરબાની કરીને આપો કે આપની સ્ત્રી આપને ત્યાં આવે છે?! "ના"

કેમ નથી આવતી વારૂં ? ।"

"તેણીનો પિતા તેણીને મોકલતો નથી તેથી."

"પણ તેણીનો પિતા શા માટે નથી મોકલતો ?"

"કારણ એજ કે, તેણીનાં લગ્ન મારી સંગે થયાં ત્યારે મારા સસરાના મનમાં એવો વિચાર હતો કે, હું એકલવાયો છું તેથી હું તેનો ઘરજમાઇ થઈ રહીશ, પરંતુ લગ્ન થયાં પછી તે વાત મને પોતાને પસંદ પડી નહી; અને તેનો મેં અનાદર કીધો, જેથી મારી સ્ત્રીને મારે ત્યાં મોકલીજ નથી !" સ્વતંત્રદાસે કારણ જણાવ્યું "અને તે કારણથી અમે બંને, હજી સંસાર સુખને પામ્યાંજ નથી !"

"ઠીક ત્યારે, તમે તમારી સ્ત્રીને માટે કેવો વિચાર ધરાવો છો ?"

"સારાએ નહીં ને માઠાએ નહીં ! કેમકે હજી અમે એક બીજાના સમાગમમાં બિલકૂલ આવ્યાજ નથી, એટલે અમો એક બીજાં કેવી રીતભાતના ને કેવા સ્વભાવના છીએ તે અમને પરસ્પરની ખબર પડેજ નહીં."

"તે તો હું ખરૂં, પણ જો તમને એમ ખાત્રિ થાય કે તમારી સ્ત્રી દુરાચરણી છે, તો તમને તેણીને માટે કેવો વિચાર આવે ?" મગને હવે બરાબર બાઇબિર તપાવ્યું ?

"ઘણોજ ખરાબ ! જો મારી ખાત્રિ થાય કે તેણી આડે રસ્તે ચાલે છે, તો હું તેણીની બરાબર તપાસ કરી તેણીનો છેડો છોડવું, અગર મને જેમ યોગ્ય ભાવે તેમ કરૂં !"

"એમ તો નક્કી ખરૂંની ?"

"અલબત !"

"ત્યારે તો લો આ તેણીના હાથની ચિઠી લગાર વાંચી જુઓ !" મગને પેલી તફડાવેલી ચિઠી સ્વતંત્રદાસના હાથમાં આપી !

સ્વતંત્રદાસે તે ચિઠી હાથમાં લીધી, અને તરતજ ઉતાવળમાં વાંચી જોઇ, અને તે એકદમ બોલ્યો "આ ચીઠી મારી સ્ત્રીની છે ! અરેરે ! તે રાંડ આવી કુત્સિત નીકળી ! હવે હું સમજ્યો ! તેથીજ તે મારે ત્યાં આવતી નથી ! બાહાર ભટકતી સ્ત્રીને સાસરે જવું નહીંજ ગમે. એમાં કંઇ શક નથી ! વારૂ પણ ભાઈ, આ ચીઠી કોના ઉપર લખી છે ?"

"પેલા નટવર ઉપર, કે જે તમારા સાસરાની સામેજ રહે છે !"

"બરાબર ! તે છે પણ એવોજ."

"અને તેથીજ તેના બાબાપે હાલમાં તેને પોતાનાં ઘરમાંથી કહાડીને જુદા બંગલામાં રાખ્યો છે !" સ્વતંત્રદાસનાં મગજપર મગને જબરો રંગ ઝમાવ્યો !

"એમ કે ? ! એટલે સુધી વાત પહોચી છે ? !" સ્વતત્રદાસે ચકિત થઇને પૂછ્યું "નટવરની સાથે તેણીને પ્રીતિ છે એ વાત શું પ્રસિદ્ધ પણ થઇ ગઇ ? !"

"હા ! આખા શેહેરમાં એ વાતની હોહા થઇ ગઈ છે !" મગને હવે વધારે મક્કમપણે જણાવ્યું "અને એ બંને વચ્ચેનો સંબંધ ન્યાત જાતમાં પણ જણાઈ ગયો છે ! તેમાં તમારા પુરૂષાર્થને માટે પણ લોકો ચરચા કરે છે કે, તારાનો પતિ આવો વિદ્વાન થઇને આ ભઠવેડા કેમ જોયાં કરે છે ! માટે હવે તમારે ચેતવું હોય તો ચેતજો !"

"ભાઈ, તમારો ઉપકાર માનું છું કે તમે મને ભરમ જણાવ્યો !" સ્વતંત્રદાસે જણાવ્યું "અને હવે મારે શો ઉપાય લેવો તેનાજ વિચારમાં હું છું ! એ રાંડને મારે બારણે તો કદી પણ બાંધુજ નહીં ! પણ હવે એનો છેડો કેમ છુટ તેનો ઉપાય જો તમે બતાવો તો મ્હોટો ઉપકાર માનીશ."

"એનો ઉપાય એજ કે તમારા સસરાને 'નોટીસ' આપો કે. તમારી છોકરી આવી ચાલની હોવાથી હું તેણીની સાથેની લગ્નની ગાંઠ રદ કરૂં છું,"

"પણ મારો સસરો તેથી કંઇ બ્હીએ તેમ નથી ! અને વળી તેમ ,કરવા જતાં ન્યાતમાં પંચાત જાગશે ને ન્યાતીલાઓ મને દમ ભરાવવા આવશે કે "તમે ન્યાતનો કાયદો કેમ તોડયો! ! " માટે મારા વિચાર પ્રમાણે ન્યાતમાંજ આ વાત આ પુરાવાની ચિઠી સહિત રજુ કરૂં, અને ન્યાતની ખાત્રિ કરી આપું, એટલે પછી તેઓજ કંઇ વાજબી ઠરાવ કરી મારો છેડો છોડવશે !"

"એ પણ બરાબર છે. એમ કરો ત્યારે પણ જોજો, એમાં મારો હાથ છે, એમ કોઈ જાણે નહીં !" મગને તેને માટે વચન લીધું.

"કદી નહીં ભાઇ આપનો ઉપકાર થયો, હવે હું મારા ઉપાયમાંજ રહીશ, અને વળી પાછા મળશું. ન્યાતમાં આ બાબત રજુ કીધાં પછી શું પરિણામ આવે છે તે આપને હું મળીને જણાવીશ."

"હવે હું રજા લઈશ ત્યારે."

"હા ભાઇ, માફ કરજો આપને તસ્દી પડી,"

"છ છ છ ! તસ્દી શાની એમાં ! આપણે ભાઇઓ છીએ." એમ કહી **મગન** ત્યાંથી ચાલ્યો ગયો.

**સ્વતંત્રદાસ** સ્વતઃ શોક કરવા લાગ્યો ! તે મનમાં બોલ્યો "હાય ! દુનિયામાં સ્ત્રી જાતિ પણ કેવી પ્રપંચી ને કુતરાની જાતની વસે છે ! મારો સસરો પોતાની છોકરીને નથી મોકલતો તેનું કારણ કદાચ એમ પણ હોય કે તેણેજ આવતી નહીં હોય ! ગમે તેમ હોય પણ હવે તો તેણીને કદી રાખુ પણ નહીં ! કુટેવમાં પડેલી સ્ત્રી મારે ઘેર આવીને મારાં ઘરને ઓર અપવિત્ર કરે તેમાં નવાઇ નથી ! હાલ તરત તો ન્યાતની સભા મેળવીને તેમાં એ વાત મુકી મારી સાથે તેણીના છૂટાછેડા કરૂં ! પછી બીજી વાત !" એમ વિચાર કરી **સ્વતંત્રદાસે** ન્યાતના ગોરને તેડાવ્યો અને આજે ને આજે ન્યાતીલાઓની સભા મેળવવા માટે સુચના કરી જે પ્રમાણે ન્યાત રાત્રિના નવ વાગતાને સમયે ન્યાતની વાડીમાં મળી. આશરે બસે ન્યાતિલાઓ ત્યાં એકત્ર ભેગા થયા, જેમાં **સ્વતંત્રદાસનો** સસરો **મનહરદાસ** પણ ત્યાં વખતસર જઇ પહોંચ્યો, અને ન્યાતના શેઠે સભાનું કામ શરૂ કરતાં જણાવ્યું કે " **સ્વતંત્રદાસ**ની ખાસ અરજ પરથી આજે ન્યાત મેળવી છે, માટે તેમાં તેમને શું કહેવું છે તે કહે."

**સ્વતંત્રદાસે** પ્રથમ માત્ર એટલુંજ જણાવ્યું કે "મારી પત્નિને તેણીનો પિતા મારે ઘેર મોકલતો નથી, માટે મારી લગ્નગાંઠ રદ કરી તેણીની સંગે મારા છૂટા છેડા કરાવી આપવાની ન્યાતે મહેરબાની કરવી."

આ સાંભળતાંજ **મનહરદાસ** ગભરાયો, અને તે આકળો પડી બોલ્યો "શું ? ! લગ્ન તોડવાનો આપણી ન્યાતમાં ધારો છે ? ! એમ કદી બને નહીં !"

"ત્યારે તેમ નહીં તો તમારી દીકરીને મારે ઘેર મોકલો." **સ્વતંત્રદાસે** જણાવ્યું

"તેમ કદી બનનાર નથી !" **મનહરદાસે** ભાર મુકીને કહ્યુ "તમારી સાથે શરત છે કે, તમારે મારા ઘરજમાઈ તરીકે મારાજ ઘરમાં રહેવું પડશે !"

"એવી શરત છેજ નહીં, ને હું તમારાં ઘરમાં કદી પણ રહેનાર નથી !" **સ્વતંત્રદાસે** મિજાસમાં જણાવ્યું.

આ સાંભળી એક બીજો સખસ બોલી ઉઠયો "તમારે જોઇએ તો એમને ઘેર રહો કે ન રહો, તે વિષે ન્યાત કંઈ ફરજ પાડી શકશે નહીં, તેમજ તમારાં લગ્ન રદ કરવાને પણ ન્યાત ફરમાવશે નહીં, કેમકે લગ્ન રદ કરવાનો જ્ઞાતિ ધારો નથી. આપણી જ્ઞાતિમાં કંઇ નાતરાનો ચાલ નથી કે, લગ્ન રદ કરવાની પરવાનગી ન્યાત આપશે ! માટે એ વિષે ન્યાત વચ્ચે પડી શકતી નથી !"

બીજાઓએ " બરાબર છે." એમ કહી ટેકો આપ્યો.

**સ્વતંત્રદાસ** બોલ્યો "હું એમ સાબિત કરી આપુ કે, મારી સ્ત્રી ખરાબ ચાલની છે, અને તેણીની સંગે હવે મારે રહેવું લાજમ નથી, તો તમે મારી માંગણી મંજુર કરશો નહીં ? !"

આ સાંભળતાંજ **મનહરદાસ**નો મિજાસ ગયો ! તે એકદમ **સ્વતંત્રદાસને** મારવાને ઉભો થયો ! બીજાઓએ તેને રોકયો અને 'સબુર કરો ! ધીરજ ધરો ! શાંત પડો ! મોંઢેથી વાત કરો લડો નહીં ! " વગેરે વેણો ઉચ્ચારવા લાગ્યા ! આખરે ન્યાતના શેઠે સર્વને ધીરા પાડીને કહ્યું "ભાઇઓ, અકળાઓ નહીં ! સ્વતંત્રદાસને જે કહેવું છે તે કહેવા દો, પછી તેનો નિકાલ કરવો."

"અરે મારી દીકરીપર એ તોહોમત મુકનાર કોણ ? !" **મનહરદાસ** ગરમ ચેહેરે રાતો ચોર થઇ બોલ્યો "એનાપર આબરૂની ફરિયાદ માંડીશ ! "

" અરે હમણા તમારૂં મોં કાળું શાહી જેવું કરી આપું છું ! લગાર થોભો ! પછી તેમજ તમારી મેળે નીચું ઘાલી ફુલિયામાં ડુબી મરશો !" સ્વતંત્રદાસે હિમ્મતથી જણાવ્યું.

"અરે જારે છોકરા ! આજ કાલના મોરા જેવા છોકરાઓને તો હું ગજવામાં ઘાલીને ફરૂં છું ! તારા તે શા ભાર છે ! " **મનહરદાસ** દમામમાં જણાવ્યું

ન્યાતના શેઠે બંનેને ચુપ રાખી કહ્યું 'સ્વતંત્રદાસ, બીજી ત્રિજી વાત હવે પછી નાખો, અને તમે તમારી સ્ત્રી પર જે તોહમત મુક્યું તેની સાબિતી તમારી પાસે શું છે તે ન્યાતમાં રજુ કરો, અને પછી ન્યાતની મરજીમાં આવસે તેમ ન્યાત કરશે."

"ઠીક છે. મારી પાસે પુરાવો મોજુદ છે." એમ કહી સ્વતંત્રદાસે તારાના હાથનો લખેલો પત્ર શેઠના હાથમા આપી કહ્યું "લો, આ મારી સ્ત્રીએ પોતાના એક પ્રીતમ ઉપરનો લખેલો પત્ર રજુ કરૂં છું. જે વાંચતાંજ આપ સર્વ સાહેબોને તેણીની નઠારી ચાલ વિષેની ખાત્રિ થશે!"

આ સાંભળતાંજ ન્યાતના તમામ જનો ચકિત થઇ ગયા ! મુનસુન ચાદર દરેકના મોંપર પથરાઇ રહી **મનહરદાસે** તો એકદમ નીચુંજ ઘાલ્યું ! કોઈ કહે " કાગળ વાંચવો જોઇએ. " અને કોઇ કહે " એવો કાગળ ન્યાતમાં વાંચવો નહીં ! " પણ સ્વતંત્રદાસે આગ્રહ કીધો કે " એ કાગળ સર્વની સમક્ષ વંચાય નહીં ત્યાં સુધી સર્વની કેમ થઈ શકશે ? ! માટે એ પત્ર જરૂર વાંચવોજ જોઇએ ! "

આખરે શેઠે પત્ર વાંચવો શરૂ કીધો, જે નીચેની વિગતે હતોઃ—

" પ્રીતિકર પ્રાણ,

વિંનત કે, આપનાં દર્શન દુર્લભ કેમ થઇ પડ્યાં છે ? ! આપે મને આઠ દિવસની અંદર પુનઃ મળવાનું આપેલું ક્યા રહ્યું?! આપ પ્રારંભમાંજ શંકાશીલ બનાવો છો! વિશેષ વિસ્મયતાની વાત તો એ છે કે, પ્રથમ મારે માટે આપ બારીએથી ખસતા પણ નહોતા ! અને હાલ જ્યારે જોઊં છું ત્યારે બારી ખાલીજ જણાય છે ! કોઇક વાર આપ દિવાનખાનામાં આંટા મારતા હો છો, ત્યારે આપનાં દર્શનનો લાભ મને મળે છે; પરંતુ તે માત્ર મારી આતુરતાથીજ ! કેમકે આપ તો મારી બારી તરફ દ્રષ્ટિ પણ ટેકવતા દિસતા નથી ! અને આપે જાણે આ રંક દાસીને વિસારી દીધી હોય તેમ આપનું વર્તન સાક્ષી પૂરે છે ! આવી વૃત્તિ વાપરવાનું કારણ શું ? ! ધારૂં છું કે, કદાચ આપના પત્નિએ આપણા વચ્ચેના પ્રેમનું ખંડન કર્યું હોય ! અથવા તો આપ તેમાંથી ફરીને મારી સન્મુખ નિહાળવાનું પણ મુકી બેઠા હો તેમ નહીં તો કદાચ આપને કોઇ બીજી પણ મળી હોય ! કંઇ પણ સબબ તો હોવાજ જોઇએ ! હું તો આપની આવી રીતિથી રાત ને દિવસ ભિન્ન ભિન્ન થઇ જાઉં છું. અને મારા અંતઃકરણમાં આપના પ્રત્યેના શુદ્ધ પ્રેમે જે નિવાસ કીધો છે. તેથી મારૂં હૃદય સદા આપનુંજ સ્મરણ કરવામાં લીન છે ! પુરૂષોનાં હૃદય વજ્ર હોય ને દયાહીન હોય એ કહેતી આપનું આચરણ સાબિત કરે છે! ક્ષમા કરજો કે, કંઇક હદ સુધી આપને લખું છું, તોપણ એ સર્વનો સાર મારાં હૃદયમાં આપનાં પ્રત્યે વસેલી મમતા સિવાય બીજો કશો નથી ! હું દિલગીર છું કે આપના પ્રત્યે મારો આટલો બધો જીવ ચોંટેલો રહેવા છતાં આપતો મને સંભારતા પણ જણાતા નથી ! પણ આપે નક્કી માનવું કે, આપ ગમે તેટલા બેવચની થશો, તોપણ હું તો મારૂં વચન



" अरे भाई छोकरीपर के तोहोमत मूकनार कोण ?! "

મિથ્યા જવા દેનારજ નથી, અને આપ શિવાય પર પુરૂષને—અને મારા પરણેલા પતિને પણ હું ભાઇ બાપ સમાનજ માનીશ ! આપને હું કદી ભુલીશ નહીં ! આપ જોઇએ તો નિર્દયતા વાપરી મને વિસારી દેજો ! પરંતુ મારાથી તેમ કદી પણ થશે નહીં; કારણ કે મારા અંતઃકરણમાં આપના પ્રત્યે પવિત્ર પ્રેમે મૂળ સ્થાપ્યું છે ! પણ વળી હું હદ બાહાર લખી મારા પ્રેમી ઉભરાનો પ્રકાશ કરૂં છું ! અને હવે હું વિશેષ લખવું માંડી વાળુ છું ! કેમકે મને ભય રહે છે કે પ્રેમાગ્નિ પ્રદિપ્ત કરતાં રખેને કલમ વિશેષ ચાલે તો આપને માઠું લાગી જાય ! માટે આપ હવે ક્યારે મળશો તેજ જાણવા ચાહુ છું. આજે સપોરમો દિવસ હોવાથી સાયંકાળે હું મંદિર જઇશ, માટે કૃપા કરી આપ જો ત્યાંજ મળો તો ઉપકાર થશે. ત્યાંથી પછી દુર સ્થળે આપણાં વિયોગિ હૃદયનો ખુલાસો કરી જીવને આનંદ પમાડવા વાલકેશ્વર કે **મહાલક્ષ્મી** તરફ નીકળી જઇશું. પણ આજે જરૂર મળશો એવી આશા છે. ઉત્તર આની સાથેજ પાઠવશોજી. એજ વિનંતિ."

લી૦ આપની રંક દાસી

**તારાનાં** દંડવત.

ઉપલો પત્ર સાંભળતાંજ સર્વે સદ્‌ગૃહસ્થો મહા વિસ્મયતા પામ્યા ! **મનહરદાસ** તો થોડોક પત્ર વાંચતાંજ ખોંખારતો થુંકવાનું મિશ કરી સાજનામાંથી ઉઠીને ચાલ્યો ગયો ! બીજા ભાઇઓ પણ શીતળ થઇ ગયા ! કાગળ વંચાઇ રહ્યા પછી સ્વતંત્રદાસે કહ્યું " કેમ સાહેબો, હવે તો ખાત્રિ થઈ કે હજી બીજો પુરાવો જોઇએ છે ? !"

કોઇ કંઇ જવાબ દે નહીં ! સર્વનાં મોઢાં સિવાઇ ગયાં હોય તેમ થઈ ગયાં !

" કેમ હવે કોઈ બોલતા નથી ? ! ચાલો હવે ન્યાય કરો " **સ્વતંત્રદાસે** જણાવ્યું.

**શેઠે** કહ્યું " આ બાબતમાં દિલગીર છીએ કે ન્યાત વચ્ચે પડી શકતી નથી. પરંતુ તમારી જેમ મરજીમાં આવે તેમ કરો ! ન્યાત તમને પણ બંધનમાં રાખતી નથી, તેમજ **મનહરદાસને** પણ બંધનમાં રાખતી નથી ! તમારે પાલવે તેમ કરો ! "

એમ જણાવી દોઢા મચાવી ન્યાતની સભા વિખેરી નાંખી, અને માંહોમાંહે ગુસપુસ કરતાં સર્વે ટોળાબંધ ચાલતા થયા. **સ્વતંત્રદાસ** પણ ઘેર ગયો, અને બીજે દિવસે પ્રભાત થતાંજ તેણે મગનને તેડાવી મંગાવ્યો. **મગન** આવ્યો, અને પૂછ્યું " કેમ ભાઇ ન્યાતમાં શો ઠરાવ થયો ? "

" ન્યાતે તો કહ્યું કે અમે એ કામમાં વચ્ચે પડી શકતા નથી, માટે તમે પાલવે તેમ કરો" **સ્વતંત્રદાસે** જણાવ્યું.

" એમ કે ? ! ત્યારે તો કોરટનો આશરો લો ! બસ થઇ રહ્યું ! " **મગને** જણાવ્યું.

" નહીં. તેમ કરવાની જરૂર નથી. હું પહેલાં કોરટમાં જાઉં તેના કરતાં મારા સસરાનેજ પહેલાં કોરટનો આશરો લેવાની ફરજ પડે તેમ કરવું જોઇએ. " **સ્વતંત્રદાસે** યુક્તિ શોધી કહાડી.

" ત્યારે તેમ કરો " **મગને** જણાવ્યું " અને તેમ કરવું હોય તો ઇલાજ એજ છે કે, થોડા દાહાડા સબુરી પકડી બીજી કન્યા પરણવી, કે પછી **મનહરદાસ** એની મેળે મેદાન પડશે !"

" એ પણ બરાબર છે. હાલતો થોડા દાહાડા શાંત રહું છું. પછી જોઇએ કેમ થાય છે ! તે પછી મનસુબો કરીશું. " **સ્વતંત્રદાસ** બોલ્યો.

" ઠીક છે. ત્યારે હવે રજા છે ? " **મગને** એમ કહી રજા માંગી અને તે ત્યાંથી ગયો.

સ્વતંત્રદાસને હવે હિમ્મત આવી, અને બીજી કન્યાને માટે ગોઠવણ કરવા માટે તેણે ગોરને બોલાવી તજવીજ કરવાની ભલામણ કરી, અને ગોરને લાલચ મળવાથી નવી કન્યાની શોધમાં તે મચ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

દોહરો—પાપ ફૂટયું તારા તણું, મૂઓ મનહરદાસ;
કુત્સિત પુત્રીએ કર્યો, પુજ્ય પિતાનો નાશ !

### મનહર મુઓ !



મનહરદાસ ન્યાતની પંચાતમાંથી ઉઠીને ગરમ મગજે ઘેર આવ્યો. રાત્રિના અગીઆર વાગ્યા હતા, અને રાત્રિ અંધકાર હોવાથી જેમ તેમ ઠોકર ખાતો ઉંચે મને ઘરમાં દાખલ થયો. તેનો પિત્તો તપી આવ્યો હતો ! તે અત્યંત આકળો બની ગયો હતો, અને પોતાની પુત્રી વ્યભિચારણી છે, એવી તેની સોએ સો ટકા ખાત્રી પણ થઇ હતી !

" પણ હવે શું કરવું ? ! " મનહરદાસ ઘણા ઉંડા વિચારમાં ઉદાસિત મુખે વિચારમાં બેઠો " હવે તો દુનિયામાં મારે મોં બતાવી શકાય તેમ નથી ! રાંડ નાદાન દીકરીએ મારી આબરૂનાં કાંકરા કીધાં! હાયરે દીકરી! તને આ શું સુઝયું ! " એમ કહી તેતો છાતી માથાં કુટવા મંડ્યો !

ઘોંઘાટ વધ્યો ! છાતી માથાં કુટવાનો નાદ સાંભળતાંજ તારા ઉઠી અને ' બાપા, શું છે! આમ કેમ કરો છો ? ! " કરતી મનહરદાસના હાથ પકડવા ગઇ ! પરંતુ મનહરદાસે તેણીને તરછોડી નાંખી, અને એવા જોસથી ધક્કો માર્યો કે, પાસે દાદર ઉઘાડો હતો તેમાંથી તારા છેક બોંયતળીએ ગબડી ગઇ, અને તેણીનું મસ્તક ફુટી પણ ગયું જેથી લોહી વહેવા માંડતા તેણીનાં વસ્રો લાલ લાલ ખરડાઈ રૂધીરમાં લચકાબોળ થઇ ગયાં ! ઘરમાં ઘાટી સુતો હતો તે આ ભયાનક બનાવની ગડબડ થતાંજ દોડી આવ્યો, અને તેણે તારાને ઉંચકી લઈ તેણીનાં શરીરપર તાબડતોબ પાણીનો હાંડો રેડયો! સારે નસીબે તેણીને ઘા ઘણો થયો નોહોતો,પરંતુ થોડુંજ લોહી વહી બંધ થયું તારાની પાસે થોડી વારે મનહરદાસ પણ નીચે આવ્યો, અને કકળાટમાં બોલ્યો " રાંડ દીકરી, તેં મારા ધોળામાં ધુળ ઘાલી ! તેં મારા કુળનું નામ બોળ્યું. અને મારી સાતે પહેડીનું કાળું કહેવરાવ્યું ! મુઈ તુ છોકરી ની થતી ! તારૂં મોં મને ફરી બતાવતી નહીં ! જા તારૂં કાળું કર ! હું તને વિશેષ જોવા ચાહતો નથી ! "

" પિતાજી, આપ મારાપર આમ કોપે કેમ ભરાયા છો ? ! મેં આપનો કંઇ ગુન્હો કીધો નથી " તારાએ હાથ જોડી કરગરીને કહ્યું.

" શું ? ! હજી સતીપણું બતાવે છે ?! પેલા ચંડાળ નટવરપર તેં પત્ર નથી લખ્યો શું ?!" મનહરદાસ ખુબ મિજાસમાં લાલચોળ નેત્રો ફેરવી બોલ્યો " જા, જા, રાંડ દીકરી, નીકળ અહીંથી ? નહીંતો અબધડી કંઈ નવું જુનું કરી નાખીશ ! તને ઝેર દઇ મારી નાખું તોએ સારૂં ! પણ જા, હું સરકારના કાયદાથી, અને પરમેશ્વરના અપરાધથી હત્યા કરતાં ડરૂં છું ! ખસ દુર થા અહીંથી ! " એમ કહી મનહરદાસ પોતેજ પાછો ઉપર ચાલ્યો ગયો !

થોડી વારમાં પ્રભાત થઇ, પણ બાપ દીકરી એક બીજાથી દૂરનાં દૂર રહે! તારાએ વિચાર્યું કે "હવે એ બુઢ્ઢાને જીવવા દેવો કામનો નથી! કેમકે એ હવે મને બહુ તપાસતો રહેશે અને બરાબર મારી તકેદારી રાખશે, માટે એને કોઈ પણ પ્રકારે ઠાર કરવો કે વચ્ચેની નડતર ટળે!"

એમ કહી તારાએ કબાટમાંથી એક ઝેરી દવાની સીસી કહાડી, અને તે પોતાની ચાહના પ્યાલામાં રેડી, તે પ્યાલો ઘાટી સાથે મનહરદાસ તરફ મોકલ્યો! મનહરદાસ તે પીતાંજ થોડીવારમાં બેશુદ્ધ થવા માંડયો અને જોતજોતામાં તેના પ્રાણ ગયા! લોકોમાં તેના અકસ્માત મરણથી અજાયબી ઉપજી, પરંતુ પૈસાવાળો હોવાથી તેનો ઢાંકપીછોડો કરી નાંખ્યો ! તારાનું માથું દાદરમાં પટ-

વાથી ફુટી ગયું હતું, તેના કારણમાં **તારાએ** એવો ઢોંગ બતાવ્યો કે "આપનાં અકસ્માત મરણથી તારાએ છાતી માથાં કૂટતાં માથું ફુટી ગયું!" આ ઢોંગ લોકોએ માન્યો પણ ખરો. અને તેથી તમામ વાત ગુપ્ત રહી ગઈ! કાળાં કૃત્યોપર ઢાંપલો ઢંકાયો! કળજુગના પ્રતાપે અસત્યનો પ્રકાશ થયો!

**મનહરદાસના** મરણ બાદ તેર દીવસ સુધી **તારાએ** સગાં વહાલાંઓને દરરોજ ભાતભાતનાં ભોજન કરાવ્યાં અને તેરમાને દીવસે મ્હોટો વરો કરી સારો ખરચ કીધો. બાદ **તારા** હવે એકલી મનમાં આવે તેમ મહાલવા લાગી! હવે તેણીએ **નટવરને** મેળવવાની તજવીજ કરી, અને તેણીએ પ્રથમ પોતાના ઘાટીને બોલાવી કહ્યું "**રામા**, હવે પેલા **નટવરની** તું ખબર કહાડ; કેમકે માત્ર તેને માટેજ મારે માથે આટલું બધું વીત્યું છે. તો હવે મારી ફરજ એજ છે કે, તેને કદી છોડવો નહીં. આમે ને આમે ફજેત તો થઇ ચુક્યાં છીએ! હવે ડરવાનું કંઈજ કારણ નથી! માટે તે ક્યાં છે તેની તપાસ કર! કેમકે ઘણા દિવસ થયાં તે ઘરમાં તો જણાતો નથી!"

"ના બહેન. પણ મેં સાંભળ્યું છે કે, તેઓને તેમના બાપે ઘરમાંથી હાંકી કહાડ્યા છે! અને **મહાલક્ષ્મીના** એક બંગલામાં તેમને એકલા રાખ્યા છે!" **રામાએ** જણાવ્યું.

"એમ છે?!" **તારા** ખુશી થઇ. "ત્યારે તો 'ભાવતુંતુ ને વૈદે કહ્યું!' હવે તો જેમ મારે કોઇની નડતલ ન રહી, તેમજ તેને પણ ન રહી! બનેને ફાવતુ થયું! માટે હવે તું તેનો પત્તો મેળવી આવ! પછી તેમને મળવાનું નક્કી કરીશું"

"બહુ સારૂં બહેન આ ચાલ્યો." એમ કહી **રામો** તરતજ કપડાં પહેરી ઉભે પગે **મહાલક્ષ્મી** તરફ ચાલ્યો, અને **નટવરના** બંગલાની શોધ કરતાં તે બંગલો હાથ લાગ્યો. તેવોજ તે અંદર ગયો, અને **નટવર** એકલો ખુરસીપર બેઠો હતા, તેને જઇને સલામ કરી. **સુંદરમતી** પણ એક ખુણામાં બેઠી હતી. તેણીએ **રામાને** ઓળખી કહાડ્યો, અને નીઃશ્વાસ મુકતાં તે મનમાં બોલી "હાય હાય! આ તો પેલી રાંડ **તારાનો** ઘાટી છે! વળી એ રાંડ પેંધેલી લાગે છે!" પણ એટલાથીજ તે મુગી બેઠી, અને **રામા** તથા **નટવરનો** રંગ જોતી રહી.

**રામાને** જોતાંજ **નટવર** ખુશી થતો ઉઠયો, અને તેને ખાંધે હાથ મુકી તેને એક ખુણામાં લઇ ગયો! ત્યાં તેઓ બંન્ને વચ્ચે ગુસપુસ થતાંજ **સુંદરમતીનો** જીવ કપાઈ જવા જેવો થયો! પણ બાપડી ચુપજ રહી! બોલીને શું કરે! બોલે તો વળી બે ખાય!

"કેમ **રામા**, તું અહીં ઘણે દાહાડે ક્યાંથી?" **નટવરે** **રામાને** પુછ્યું "**તારાની** શી ખબર છે?"

"શેઠ સાહેબ તેઓ ખુશીમાં છે, અને આપની શોધ કરવા માટેજ મને મોકલ્યો છે; કેમકે તેમના પીતા ગુજરી જવાથી હવે તેઓ ઘરમાં તદન એકલાજ રહે છે, અને આપને અહોનીશ યાદ કર્યા કરે છે! માટે આપ હવે જો ત્યાં પધારો તો મહેરબાની **રામાએ** અરજ કરી.

"પણ ત્યાં આવતાં કોઈ મને જોશે તો શા હાલ?!" **નટવરે** ધાસ્તી બતાવી.

**રામો** બોલ્યો "હવે કંઇ કોઇની ચોરી નથી; કેમકે **મ્હોટાશેઠ** હતા ત્યાં સુધી બધી ચોરી રાખવાની જરૂર હતી. હવે તો **તારા બહેન** સ્વતંત્ર છે, માટે કોઈની પણ બ્હીક રાખવા જેવું નથી. આપ સુખેથી પધારો."

"પણ ધોળે દાહાડે તો હું નહીં આવું. રાત્રે દીવાબત્તિ પછી આવીશ. માટે તે સમયે તું ગાડી લઇને મને તેડવા આવજે." **નટવરે** જણાવ્યું.

"ઠીક ત્યારે તેમ કરો. હું આ સમાચાર બહેનને પહોંચાડું છું." **રામાએ** કહ્યું.

"વાહ! પણ રામા, **તારાના** બાપ ઓચિંતા ગુજરી ગયા કે શું?! કંઇ માંદગીના સમાચાર તો સાંભળ્યા નથી?!" **નટવરે** ખુલાસો માગ્યો.

"શેઠજી, એ વાત જૂદીજ બની ગઇ-છે! આપ ઘેર પધારશો ત્યારે બહેન સર્વે વાતનો ખુલાસો કરશે. હવે મને રજા આપો; કેમકે તે ઘરમાં એકલાં રાહ જોતાં હશે, ને મૂઝાતાં હશે!" રામો એમ કહી રજા માગી ત્યાંથી ચાલ્યો ગયો.

**નટવર** ખુશ મીજાસમાં પાછો ખુરસીપર બેઠો, અને મૂછો આમળતો મનમાં મલકાવા લાગ્યો! મનની ઉમેદ મળી હોય તેમ તેનો ચહેરો આનંદી થયો. પણ **સુંદરમતીને** તો જરૂર શક ગયો કે "ખચીત રાંડ **તારાનું** કાંઇ કહેણ આવ્યું છે! અને તેથીજ એ આટલાં બધા મલકાય છે!" એમ નિર્માણ માની તેણીએ **નટવરને** પુછ્યું "કેમ પ્રાણનાથ, આપ કંઇ આજે આટલા બધા આનંદમાં આવ્યા છો? પેલો ઘાટી કયાંથી આવ્યો હતો, અને શું કહી ગયો?"

"તારે તેનું શું કામ છે?!" **નટવરે** મિજાસમાંજ જવાબ વાળ્યો "તું પુછનાર કોણ?! તારે એવી પૂછપરછ કરવાની જરૂર નથી! તું તારૂં કામ કર!"

**સુંદરમતાને** હવે તો પક્કી ખાત્રિજ થઇ કે, "રાંડ કુલટા **તારાએ** વળી પાછી જાળ પાથરવા માંડી છે!" એમ માની તેણી બોલી 'શું એ તમારી પેલી **તારાનો** ઘાટી હતો કે?!"

"હા હા, મારી **તારા**, મારી **તારા**! કેમ શું છે?!" **નટવર** મિજાસમાં ઉઠી **સુંદરમતી** તરફ ધસી જઇ બોલ્યો! "તારે પંચાત કરવાની શી જરૂર છે?! જો મારી પંચાતમાં બોલી તો યાદ રાખજે કે મારી મારીને તારા ચૂરા કરી નાંખીશ!"

"પણ પ્રાણનાથ! આપ હજી પણ એ લક્ષ છોડતા નથી તો આગળ જતાં આપ દુઃખી થશો ને પસ્તાશો! માટે કંઈ પણ સારો વિચાર કરો!" **સુંદરમતી** નમ્રતાથી બોલી.

"ઠીક છે! તને પૂછીશું!" નટવરે જવાબ આપ્યો "તારી અક્કલ વાપરવાની મરજી હશે ત્યારે તને પુછીશું! સમજી કેની?" **નટવરે** કરડાકી કરતાં કહ્યું.

**સુંદરમતી** ચૂપ થઈ ગઇ, અને વળી વિલાપ કરવા લાગી! તેણીની આંખોમાંથી અશ્રુધારા વહેતી થઇ, અને તેણી ઘણીજ ગિરફતારીમાં પડી!

આપણી તરફ **તારા** એકલી બેઠી છે, એટલામાં તેણીના પિતાની એક સગપણમાંની ડોસી આવી, અને પ્રથમ તો તે ડોસીએ **તારાને** દીલાસો દીધો, પણ પછી ધીમે રહીને કહ્યું "બહેન તારા, એ તારી શી ફજેતી! તેં પેલા મૂઆ **નટવરને** કંઇ કાગળ લખ્યો હશે તે ન્યાતમાં વંચાયો, અને ઘેર ઘેર હોહા થઇ રહી છે! માટે હવે લગાર સમજીને ચાલજે! બનનાર હતું તે બન્યું! પણ હવે ડાહી થજે! કેમકે હવે તારે માથે કોઇ મોટું રહ્યું નથી! મારૂં કહ્યું માનીને તું સાસરે જા; અગર તેમ નહી તો તારા વરને ઘરમાં બોલાવીને રાખ. હવે તો તું એકલી છે, ને ઇશ્વરે પૈસા આપ્યા છે, તેથી તારો વર ખુશીથી આવીને રહેશે."

"**તારા** ચમકી! પણ તેણીએ ધીમે રહીને કહ્યું "હા માજી! હવે એવોજ વીચાર છે!" એમ કહી **તારાએ** ટૂંકેથી પતાવી તે ડોસીને વિદાયે કરી. એટલામાં **રામો** આવ્યો, અને તેને જોતાંજ **તારાએ** હરખમાં પૂછ્યું "કેમ **રામા**, શું ખબર લાવ્યો? પત્તો મળ્યો કે?"

"હા બહેન, અને તેમને લેવાને હું સાંજે ગાડી લઇને જઈશ. તેમણે આવવાનુ વચન આપ્યું છે; માટે લગાર અંધારૂં થશે કે હું તેમને અહી તેડી લાવીશ." **રામાએ** જવાબ આપ્યો;

**તારા** આ વાત સાંભળતાંજ ખુશી થઈ ગઇ, અને બોલી "વાહ **રામા**, તને ધન્ય છે! તેં મારા પ્રીતમનો પત્તો મેળવ્યો ખરો! પણ **રામા**; તે અહીં આવશે એમાં તો શક નથીની?"

"જરૂર આવશે. મને જોતાંજ તેઓ પણ હરખાઇ ગયા, અને આપનું નામ દેતાંજ તેમના અંતઃકરણમાં આનંદ ઉપજ્યો હતો! માટે તેઓ આવશે, એમાં તો કંઇજ શક જેવું નથી." **રામાએ** ખાત્રિ આપી.

"ઠીક ત્યારે ઇશ્વર ઘણે દહાડે પણ મિલાપ કરાવશે, એમ તો લાગે છે. પણ હવે તું ઘરના કામકાજથી જલદી પરવારી લે, અને તેમને માટે રાતના જમવાની જોગવાઇ પણ કરાવજે, કેમકે તેમને આજે તો આપણે ત્યાંજ જમાડીશું. હવે બીજું કામકાજ રહેવા દેજે; કારણ સાંજ પડતાં વાર લાગવાની નથી. હું પણ ચોટલો ઓળીને સજ થઇશ, અને પછી પાનની થોડીક બીડીઓ તૈયાર કરી રાખીશ. પણ જા, પ્રથમ બે આનાનાં સરસમાં સરસ-ચાંદીના પતરાં જેવાં પાન તો લઇ આવ" તારાએ બે આના કબાટનાં ખાનામાંથી કાઢીને આપ્યા. અને **રામો** પાન લેવા ગયો.

**તારા** સ્વતઃ આનંદમાં આવી ગઈ, અને પૂર્ણ પ્રેમ પ્રકાશમાં મનમાં વિચારવા લાગી "હવે મને કશી રીતનો ભય નથી. તેમજ **નટવર**ને પણ કોઇનો ડર રાખવા જેવું નથી. માટે હવે આનંદમાં દિવસ ગુજારી રંગે ચંગે એમની મુલાકાત થયાંજ કરશે, અને બનતાં સુધી તો હું એમને ઘરમાંજ રાખીશ. અગર તેમ જોગ થશે નહીં તો હું એમની સાથે રહીશ. જોકે એ બિચારાના બાપે તેને કહાડી મૂક્યો છે, તેથી તેને પૈસાનાં સાંસાં પડતાં હશે ખરા, પરંતુ મારી પાસે બાપની દોલત પુષ્કળ છે, અને આવક પણ બે ઘોડાની જોડીમાં બેસી મોં માંગ્યો ખરચ કરીશું તોપણ પરવડે તેમ છે. માટે કંઇ હરકત જેવું નથી. હવે તો મઝા પડવાની !" એમ વિચારતી **તારા** મોં મલકાવતી, અને અત્યાનંદમાં ફુલાતી દિવાનખાનામાં હર્ષની તાળી વગાડતી આમ તેમ આંટા ખાવા લાગી. એટલે **રામો** પહેલા નંબરનાં પાન લઇને ઉપર આવ્યો.

"જોઉં રામા, પાન કેવાં લાવ્યો ?" **તારા**એ **રામા** પાસેથી પાન લઇ આમ તેમ ઉથલાવી જોયાં, અને કહ્યું "મુઆ, પાનતો સરસ લાવ્યો છે, હોં ! ના મુઓ, કામ કરવામાં તો હોંશિયાર છે ! ચાલ તું પરવારી લે, અને હું પણ પાનની પટ્ટી કરીને મુકી છાંડું છું." એમ કહી **તારા**એ એક કપડું લઈ પાનની પટ્ટી કરવા માંડી. અને **રામો** ઘરનાં કામકાજમાં મંડી પડ્યો. પાન કરતાં **તારા**ને વિચાર થયો કે "એક બીડું તો સામટાં પાંચ પાનનું બનાવું, અને તેમાં એલચી, જાવંત્રી, તજ, લવંગ વગેરે તેજાનો મુકી એવું તો સરસ કરૂં કે, જેવા તે પ્રેમાળ આવે કે તરતજ તે બીડું પહેલ પ્રથમ આપી તેમનું મુખ લાલ કરૂં, કે જેથી મારાં મનમાં તેમના પ્રત્યે કેટલો પ્રેમ છે, તે વિષે તેમની પણ ખાત્રિ થાય ! એમ વિચારી એક સુંદર બીડું તેવુંજ મધમધતું બનાવ્યું, અને બીજી પાંચ પટ્ટીઓ બનાવી, તે તમામ એક ભીંના કપડામાં વીંટી ચાંદીની રકાબિમાં રાખી અને તે રકાબિને કબાટમાં મુકી.

"ઓ **રામા**, બીજું બધુંએ કામ પડતું મુક, અને આ દિવાનખાનાનું બરાબર સાફ કરી રાખ ! જોની આ બધે કચરો કચરો થઇ ગયો છે ! વળી કોચ ને ખુરસીઓના ગલેફ પણ છેક મેલાં થઇ ગયાં છે, માટે તે પણ બદલી નાંખ, અને જુનાંને ધોવામાં નાખ." **તારા**એ **રામા**ને સમજ પાડી.

**રામો** વિચારમાં પડ્યો, અને તે બોલ્યો "બહેન, શેઠને ગુજરવાને હજી ઘણા દહાડા થયા નથી, અને એટલામાંજ ઘરમાં ભપકો કરવો ઠીક નહીં ! લોકો જાણશે તો ચરચા કરશે !"

"લોકોની મુઆંઓની કોણ દરકાર કરે છે ! તું તારે હું કહું તેમ કર !" **તારા**એ લગાર ચીડવાઇને જણાવ્યું.

"ઠીક ત્યારે, જેવો આપનો હુકમ !" કહી **રામા**એ તમામ ગલેફ બદલી નાંખ્યાં, અને ખુણે ખાંચેથી કચરો કહાડી તથા સાફસુફ કરી દિવાનખાનું દીપાવી દીધું !

**તારા** ચોટલો ઓળવા બેઠી. વાળ લપેટાયલાં હતાં તે છુટાં કીધાં. પણ કાંસકી માથામાં નાંખવા જતાંજ હાથમાંથી સરી સરી જાય ! ઓળતાં ઓળતાં વાળ ગુંચવાઇ જતાં, અને સેતો પાડ,

પણુ વાંકિચુકો આવે ! આખરે ચીરડાઇ ગઇ ! કાંસકી મિજાસમાં ફેંકી દીધી ! કાંસકીના બે કટકા થઇ ગયા ! "આજનું સેંતોજ બરાબર સીધો આવતો નથી ! કાઇ રાંડ મુઆની નજર લાગી હશે !" એમ ચીરડાઇ રામાને બોલાવીને કહ્યું "રામા, જોની આજે સેંતો કેમ આવતો નથી ? ! કયારની માથાકુટ કરૂં છું. પણ સીધો સેંતોજ આવતો નથી ! કોઇની નજર લાગી હશે કે શું બલા ! લગાર રાઇ મીઠાં ઉતારે તો ઠીક !"

રામો આ સાંભળી કંઇક હસ્યો ! તે બોલ્યો, "બ્હેન એ તો આજે આપ હરખમાં આવી ગયા છોની, તેમાં આપને કંઇ સુજતું નહીં હશે !"

"મેર મારા રાયા ! તું પણ મને બનાવે છે કે ? !" તારા હસીને બોલી "મુઆં અભાગિયા. તારાથી મને બનાવાય કે ? !"

"બનાવતો નથી બહેન, પણ મને તો વાજબી લાગે છે તે કહું છું પછી આપ કહેતાં હો તો રાઇને મરચાંની નજર ઉતારૂં ! જેવી આપની આજ્ઞા !" રામાએ નમ્રતાઇથી જણાવ્યું.

" જા, જા, રાઇ ને મરચાં લઇ આવ ! તે વગર મારાં મનનો વહેમ જાય તેમ નથી ! " તારાએ કહ્યું.

રામો તરતજ રાઇને મરચાંની મુઠ્ઠિયો ભરીને લઇ આવ્યો, ને એક સગડીમાં નાંખી નજર ઉતારી ! બાદ તારાએ બીજી કાંસકી લઇને સેંતો નાડયો, એટલે તે તરતજ સીધો આવી ગયો ! આપરથી તારા બોલી "જો હું કહેતીતીની કે કોઇની નજર લાગી હશે ! હવે તો ખરી વાત કે?!"

"હા બહેન, તમારી વાત વાજબી ઠરી!" એમ કહી રામો પોતાને કામે વળગ્યો.

તારા પણ મોં ધોવા ઉઠી, અને એક સરસ ખુશબોદાર સાબુથી મોં ધોઇને સાફ કીધું. બાદ ટુવાલથી મોં ઘસી ઘસીને લુછી નાંખ્યું, અને આયનામાં મોં જોઇ સરસ હિંગળોકનો બારીક ચાંલ્લો કીધો. ગુચ્છાદાર વાળ ઓળવાથી, અને સુધરેલી 'ફેશન'નાં રાખ્યાથી તારાનું આ વખતનું મુખારવિંદ એક છકેલ નાયકણુ સમાન થઇ રહ્યું હતું ! વારંવાર આયનામાં મોંહું જોઇ જોઇને તારા ઘણીજ ખુશી થતી, અને મનમાં એવી તો ફુલાતી હતી કે, "મારા જેવી ખુબસુરત રંભા આજકાલ દુનિયામાં જાણે કોઇજ નથી !"

સાયંકાળ થયો. રામો ગાડી લઇને નટવરને બંગલે ગયો, નટવર પણ તેની રાહ જોતો હતો, અને રામાને જોતાંજ નટવરે કપડાં પહેર્યાં.

"કેમ સ્વામિનાથ, રાત્રિ સમયે આપ કયાં પધારો છો ? !" સુંદરમતીએ સ્વાલ કીધો.

"તારે તેની શી પંચાત ? !" નટવરે મિજાસમાં જણાવ્યું "ખબરદાર જો બાહાર જતાં ટોકયો છે તો તું તારી વાત જાણી! હજાર કામે જવા આવવાનું થાય! તેમાં તને તો રાંડ બાહાર જતાંજ રોકવાની ટેવ પડી ગઇ છે !"

"પણ મને એકલીને આ મ્હોટા બંગલામાં કેમ ગમે ! હું તો રાતના બ્હી મરીશ !" સુંદરમતી શોકાતુર ચહેરે બોલી "આપ મને પણ સાથે લેતાં જાઓની !"

"ખરી વાત ! બધે તને પુંછડાની માફક સાથેજ લેતો જાઊં કેમ ? ! વાત તો ઠીક કરે છે!" નટવરે મિજાસમાં જણાવ્યું "છાનીમાની અંદર જા, નહીંતો મોંમાંથી સાંભળશે કંઇ !"

"પણ મને તો બ્હીક લાગશે ! મારાથી એકલી તો નહીં રહેવાય !" સુંદરમતીએ કહ્યું.

"નહીં રહેવાન તો પડ ખાડમાં !" નટવરે કહ્યું.

"ત્યારે મને ગાડીમાં લેતા જાઓ ! હું ઘેર જઇશ. મને ઘર આગળ ઉતારી દેજો !" સુંદરમતી વિનયપૂર્વક બોલી.

"તે કંઇ મારાથી બને નહીં ! હું તો આ ચાલ્યો !" એમ કહી નટવર ચાલતો થયો, અને



"તેને મળતાં લ્હેરી પડી."

ગરીબ બિચારી સુંદરમતી આવા એકાંત જંગલામાં બેબાકળી બની રૂદન કરતી પડી રહી ! તેણીનો એકાંત વિલાપ દયા પાત્ર હતો !

નટવર ગાડીમાં બેસી રામાની સાથે તારાને ઘેર આવ્યો ! તેને દેખીને તારા તરતજ માળપરથી નીચે આવી, અને પરસાળમાંજ તેને મળતાં બેટી પડી ! પછી તેનો હાથ પકડીને ઉપલા ઓરડામાં લઇ ગઇ, અને રામાને નીચેજ બેસાડયો. બંને જણાં બહુ દિવસે મળ્યાં ! આનંદનો પાર રહ્યો નહીં ! બંનેને જાણે વૈમાન મળ્યું ! બાદ તારાએ નટવરની સાંપ્રત સ્થિતિ વિષે પુછતાં નટવરે વીતેલી વાત કહી સંભળાવી, જે સાંભળી તારા ઉપરથી તો દલગીર થઇ, પણ લગાર ધીરજના શબ્દો વાપરી બોલી " આપ કંઇક ચિંતા ન કરો. મારી પાસે સર્વ કંઇ છે, હું આપને પૈસા સંબંધી કે કોઇ પણ બીજી રીતનું દુઃખ પડવા દઇશ નહીં, અને આપને સદા આનંદમાં રાખીશ. માટે આપ બિલકુલ ગભરાઓ નહીં. આપને માટે મારાથી બનશે તેટલાં પ્રયત્નો કરી, આપને કોઇ પણ પ્રકારે ઓછું પડવા નહીં દઉં ! પહેલાં આપ ને પછી હું, એમ માનીને આપની સાથે સદા વર્તન રાખીશ. "

" શાબાસ તારા. તારા જેવી સ્ત્રી સંગેજ પ્રીતિ કરવામાં સાર્થક છે ! તેં આટલી બધી ધીરજ આપ્યાથી મને ઘણી શાંતિ વળી છે. ઇશ્વર તારૂં ભલું કરો !" નટવર સંતોષ પામી બોલ્યો.

" પણ આપનો પેલો મગન મિત્ર કર્યો છે ? એ મુર્ખ સાથે આપને કેમ બને છે ? ! એતો મુઓ મહા નઠારો છે ! " તારાએ જણાવ્યું.

" કેમ વારૂ ? ! તેં કેમ જાણ્યું કે એ નઠારો છે ? " નટવરે પુછ્યું.

" એકવાર એ મને આપને મેળવવાને બ્હાને બાહાર લઇ ગયો, અને પછી મારાપર એ મુઆ લુચ્ચાએ નજર બગાડી, પરંતુ હું તેના પંજામાંથી યુક્તિ કરી સટકીને બચી ગઇ ! ઇશ્વરે મારી લાજ રાખી ! એવો એ તો મુઓ પાજી છે !" તારાએ પોતાનાપર ગુજરેલી વાત કહી દાખવી.

નટવર મનમાં સમજી ગયો કે " પેલી નાયકણ સંગે એને ખેરવીને મેં પ્રીતિ બાંધી, તેનું વેર લેવાને એણે આ કામ કીધું હશે ! પણ હાલ એ વાત મનમાંજ રાખવી; કેમકે નાયકણની વાત તારા જાણશે તો એ વળી રોષે ભરાઈ વેહેમાશે ! " એમ વિચારી ને બોલ્યો " અને હવે મને પણ શક જાય છે કે, મારા પિતાની વચ્ચે ફુટ પડાવી મને ઘરમાંથી નિકળવાની સલાહ એણેજ આપી. તેમાં પણ એ લુચ્ચાનો કંઇ પણ પ્રપંચ હોવો જોઇએ ! ઠીક છે ! હવે એની વેતરણ પણ હું કરૂં છું ! જો એને બરાબર જોઈ નહીં લઉં તો હું મારા બાપના બીજનો નહીં ! એ મને છેતરીને ક્યાં જનાર છે ? ! હવે એનો ઘાટ બરાબર ઘડું છું ! "

" હા ! એને તો એનાં બુરાં કર્મનો બદલો આપવોજ જોઇએ ! " તારાએ ટેકો આપ્યો અને આજ પછી એવા પ્રપંચી મિત્રોનો કદી પણ વિશ્વાસ કરશો નહીં ! "

" હવે વિશ્વાસ કેવો ! એક વાર ઠગાઇએ ! કંઈ ગારે ઘડીએ થોડાજ ઠગાવાના હતા ? ! પણ એને હું જોઇ લીધા વિના મુકનાર નથી." નટવરે જણાવ્યું.

"અને તેમ થશે ત્યારેજ હું રાજી થઇશ, ને હનુમાનને તેલ ચઢાવીશ !" તારા બોલી.

"તુ જો તો ખરી કે એનાં કેવા હાલ થાય છે ! ત્રણ દાહાડાની અંદર એને બતાવી આપુ છું !" નટવર મગનને ખરાબ કરવાનું પણ લીધું, અને તેનો સ્વભાવ મગન પ્રત્યે ઘણોજ ક્રોપાયમાન થઇ ગયો !

"પણ તમે તેને કેવી રીતે ખરાબ કરશો ?!" તારાએ પૂછ્યું "તમારી તદબીર મને બતાવી રાખો કે વખતે જરૂર પડે ત્યારે હું પણ ચેતેલી રહું !"

નટવરે થોડી વાર વિચાર કીધાં પછી કહ્યું "હું કહું તેમ કરજે. હું મગનને ઉંઘાયતાં પાટા

બંધાવીને તારે ત્યાં મોકલીશ. પછી તો ત્યારે ત્યાં આવે એટલે તું બુમરાણ કરી મુકજે કે " મારી લાજ લુટવા આવ્યો છે !" એટલે પછી લોકો ને પોલીસ દોડી આવશે, અને તેને પકડશે ! પછી એ સાક્ષી રાખીને કામ ચલાવજે એટલે તેને ઘરપ્રવેશ તથા લાજ લુટવાનાં ગુન્હા માટે કોરટમાં સજા થશે!"

"એ તાલ ઠીક છે." તારાએ કહ્યું " અને તેની સાથે કંઇ તદબીરથી તેનાપર ચોરીનું તો-હોમત પણ મુકી દઇશ ! એટલે તેનો ઘાટ બરાબર ઘડાઇ જશે !"

"હા. એ પણ બરાબર" નટવર બોલ્યો !"બસ, બસ, બસ! હને કાંઇ શીખવવું પડે તેમ નથી તો! તું હોશેલ છે, એટલે બીજા બૈરાંઓની માફક કોઇ વાતે ગભરાય તેમ નથી! બરાબર, એમજ કરજે ] વળી તારા ઘાટીને પણ કહી રાખજે કે, તે પણ ચેતેલો રહે!"

"ઠીક! તે વાતની તમારે કંઇ ચિંતા કરવી નહીં!" તારા બોલી "હું બધું ચોકઠું હવે ગોઠવી રાખીશ. તમે મને રસ્તો બતાવ્યો તો સારૂં થયું."

"ચાલ ત્યારે હવે હું જઇશ; કેમકે મધ્યરાત્રિ વીતી ગઇ છે. અને હવે મારે જવું જોઇએ. નટવરે કહ્યું "વળી પાછો હું તને મળીશ."

"પણ પાછા ક્યારે મળશો?" તારા ઉદાસ થઇ બોલી.

"મગનને તેડાવીને તેને ફાંસામાં નાંખ્યા પછી મળીશ. નટવરે જણાવ્યું.

"ભલે, વહેલા પધારજો." તારાએ નટવરને જવાની રજા આપી, અને ત્યાંથી તે પાછો ગાડીમાં બેસીને પોતાને બંગલે ગયો.

તારાએ હવે મગનનો ઘાટ ઘડવા માટે રામાને પણ ચેતાવ્યો કે " જો રામા, પેલો મગ-ઓ મગન આપણાં ઘરમાં ઘુસી આવે તો તેનો ઘાટ ઘડવો છે, હો!"

"ઠીક બહેન. મેં તમારી ને નટવર શેઠ વચ્ચેની તમામ વાતચીત સાંભળી છે, અને હું એ કામમાં બરાબર મદદ કરીશ. પણ બહેન. તમે સ્ત્રીજાત પડ્યા, અને એવું તરકટ કોરટમાં તમારે પણ જાતે જવું પડશે!" રામાએ જણાવ્યું.

"તેમાં શી હરકત છે?! કોરટમાં જતાં કંઇ લાજ ચોટીજ છે?." તારા બોલી " પણ એ મુઆ પાપીને તો બરબર સ્વાદ ચખાડું ત્યારેજ રહું! કેમકે એણે મને ફસાવવાની યુક્તિ કરી છે, એટલુંજ નહીં પણ નટવરને ઘરમાંથી કઢડાવનાર તથા તેને અનેક રીતે ફસાવનાર પણ એ ચંડાળજ છે! માટે એને હવે કદી પણ જતો મૂકવો નહીં જોઇએ! એની કરણીનો બદલો એને મળવોજ જોઇએ!"

"અરે બહેન, તે બદલો આપનાર ઇશ્વર ક્યાં ઓછો છે કે તમે બધી ખટપટમાં પડો છો! જવા દોની એ બધી જંજાળ! કોરટનાં કામ ઘણાં કપરાં છે! વખતે 'આવ બલા પકડ ગળા' જેવું થાય તો 'હાથનાં કર્યાં હૈયે વાગે!' માટે મારા ગરીબની સલાહ માન્ય કરો તો એમાં તમે હાથ ન ઘાલો! તમારે જોઇએ તો નટવરને આગળ કરો!" રામાએ યોગ્ય સલાહ આપી.

"નહીં! તે બીચારાને એમાં નાખવો ઠીક નથી! હું જે કહું, અને કહું તેમ તું કરજે." તારાએ રામાને લગાર રોફમાં કહ્યું.

"જેવી આજ્ઞા ત્યારે બહેન!" રામો હાથ જોડીને બોલ્યો "તમારો હુકમ બજાવવાને સેવક હાજર છે; બોલો ફરમાવો!"

"જો સાંભળ, મગન આપણા ઘરમાં આવનાર છે. તેની સાથે હું પ્રથમ તાલમેલ કરીને તેને પ્યારમાં લપટાવી દઇશ, અને પછી ચોરરે! ચોરરે! કરીને બૂમ પાડીશ! એટલે તું પણ તેવીજ બૂમો પાડવા મંડી જજે! પછી પોલીસ આવશે ને તને પૂછશે તો તું એમજ કહેજે કે 'રાતની વેળાએ હરામખોર ચોરી કરવા ઘરમાં ભરાયો હતો!" તારાએ પાઠ ભણાવી રાખ્યો "તું

કંઈ વધારે બોલતું બોલતો નહીં, અને બહુજ સાહુચેતીમાં રહેજે. જોજે બોલતાં ફસાઈ નહીં જાય.

"કદી પણ ફસાઉં તેમ નથી બહેન; કેમકે મેં પોલીસમાં સાત વરસ નોકરી બજાવી છે! એટલે સાચી કેમ આપવી ને કેવી વદબીરથી બોલવું, તે બધું ખબર છે તો!" રામાએ હીંમતથી જણાવ્યું.

"ત્યારે તો સત્તર આનાની વાત! હવે તારી ધાસ્તિ નથી." તારા ખુશી થઈને બોલી 'સે યાશ હવે સુઈ જા. હું પણ સુઇ જાઉં છું. રાત ઘણી થઇ ગઇ છે!"

"હા બહેન હવે આપ પોઢી જાઓ." રામો એમ કહી નીચે જઈને સુતો.

તારા પણ પોતાના સયન સ્થળપર જઈને પડી, અને થોડીવારે વિચારમાં ને વિચારમાં બગાસા ખાતાં નિંદ્રાવશ થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

---

દોહરો.—સુંદરમતી મનમાં રહે, કરે અતિ કલપાંત;
ભગત ફસાયો પાપિયો, ફુટી તેની વાત!

"જેવી મતિ, તેવી ગતિ!"

સુંદરમતી બંગલામાં રૂદન કરતી પડી છે! નિંદ્રા આવતી નથી ' ચોગરદમ સનકાર સમશાન સમ ભાસે છે! રાત્રિનો સમય હોવાથી પશુ પંખીના નાદની વસતી પણ મળતી નથી! પેટમાં બ્હીકના ધાસ્કા ઉછાળા મારે છે! ભયંકર દેખાવ નજરે પડે છે! એટલામાં એક મ્હોટાં કદનો સર્પ એક ખુણામાં ગુંચળું વળી ફેંણુ કહાડતો જણાયો! આ નાગ તેણીની બ્હીક ટાળવા, અને તેણીના જેવા એક પતિવ્રત્તા નારીનું રક્ષણ કરવા આવ્યો હતો, પરંતુ સુંદરમતી તો તેને જોતાંજ ભડકી! તે ઉઠીને બાહાર દોડી, અને નાગદેવતાપર કંકુના છાંટા નાંખી બોલી " હે નાગદેવતા, મેં કોઇનું કંઈ બગાડયું નથી! હું પવિત્ર છું! મારા પતિવ્રત્તપણામાં મેં કદી ભંગ થવા દીધો નથી! તું શાને માટે મને ચમકાવવા આવ્યો છે! દયા કર! દેવતા દયા કર! મારા જેવી નમ અબળાને ડંખીને મને વિશેષ દુખિયારી કરવા કેમ આવ્યો છે!"

નાગદેવતાએ ટોકું ધુણાવ્યું, અને ' ડંખવાને નહીં, પણ રક્ષણ કરવાને આવ્યો છું.' એવું રૂપ બતાવું, પરંતુ સકોમળ સુંદરમતી તેની ચાલ સમજી શકી નહીં. અને જેમ જેમ તેનું મોં ડોલતું ગયું તેમ તેમ તે વિશેષ ગભરાતી ગઈ! એટલામાં વળી નાગદેવતા ત્યાંથી ખસીને બારણાંના ઉમરા વચ્ચે આવીને રખેવાળી કરવા બિરાજ્યા, અને તે જોઇને સુંદરમતીનું હૃદય વિશેષ ગભરાવા લાગ્યું! તેણીને ધસ્તિ પડી કે "હવે ધીમે ધીમે એ મારાપર ધસી આવશે!" પણ નાગની ઇચ્છા તેમ નહોતી, અને તેથી તે ત્યાંજ જાગૃત રહ્યા. થોડી વારમાં નટવરની ગાડીનો નાદ થયો, અને ગાડી અંદર આવતાંજ નાગ પાછો પોતાને રસ્તે ચાલ્યો ગયો! હવે સુંદરમતી સમજી, અને તેણીને શાંતિ વળી. નટવર ગાડીમાંથી ઉતરી ઉપર આવતાંજ સુંદરમતી તેને ભેટી પડી ને રડીને બોલી "સ્વામિનાથ, આપ આટલી બધી વાર કયાં રોકાયા? હમણાંજ એક ભયંકર નાગ અહીં આવીને પડયો હતો! હું તો તેને જોતાંજ ગભરાઈ ગઈ! પણ એટલામાં આપ આવી લાગ્યા, અને નાગ તરતજ આપની ગાડીનો સ્વર સાંભળી અહીંથી ચાલ્યો ગયો! જો હોત તો આ પને બતાવત પ્રાણનાથ!'

"વારૂ વારૂ જાણ્યું હવે! તેમ ખસ અહીંથી!" નટવરે સુંદરમતીની વાત બરાબર સાંભળી નહીં! અને તેણીને તરછોડી કહાડી!

સુંદરમતી અફસોસ કરતી નિઃશ્વાસ નાંખી પથારીમાં પડી, અને નટવર પણ કપડાં બદલી સયન સ્થળે સુતો. એમ કરતાં થોડીવારે પ્રભાત થઈ, અને બંને જણાં ઉઠયાં. દાતણ કરતાં, કરતાં નટવર પોતાના સંકેતના વિચારપર મંડયો, અને "મગન આવી ચડે તો ઠીક થાય!" એમ મનમાં કલ્પના કરવા લાગ્યો. એટલામાં થોડીક વારે મગન ત્યાં આવી પહોંચ્યો. બંને જણાઓએ પાએક કલાક સુધી પચરંગી વાતોના સપાટા ચલાવ્યા અને પછી નટવરને મગને પોતેજ પૂછયું. કેમ ભાઇ, તેં કંઇ વાત સાંભળી કે?!"

"શાની વાત વારૂ?!" નટવરે જવાબ આપ્યો.

"પેલી તારાની!" મગને કહ્યું "તને ખબર નથી?! તેણીનો બાપ ગુજરી ગયો, અને હવે તો તે એકલીજ ઘરમાં મહાલે છે! જો દોસ્ત, હવે લાગ મઝાનો છે! તારી મરજી હોય તો હવે એને મળીએ?"

"હા ભાઇ, મ્હોટી ખુશીથી!" નટવરે જણાવ્યું.

"ઠીક ત્યારે તો આજે રાતનાજ વાત મગને કહ્યું "આજે ને આજે હું એને ઘેર જઇને મળીશ."

"બહુ સારૂં પણ જો, તારાં કપડા બદલીને જજે નહીંતો પાડાપાડોસીઓ કોઇ તને ઓળખી કાડશે તો તારી આબરનાં કાંકરા થશે ને તું ફજેત થઇ જઇશ!" નટવરે સલાહ આપી.

બહુ સારૂં. હું માથે ફેંટો વીંટાળીને જઇશ. પછી કોણ ઓળખનાર છે?!" મગન બોલ્યો.

"કોઇજ નહીં!" નટવરે કહ્યું "અને આજે તેને મળીને મને પાછો કાલે મળજે. પછી આપણે વિચાર કરીને જેમ ઠીક લાગશે તેમ કરીશું."

અરે યાર, તું જો તો ખરો! તે રાંડ તારાને તને મેળવી આપું તોજ આ તારો મિત્ર મગન ખરો! તું ધીરો થજે તને મારી ઉમેદ પાર ઉતારી આપીશ હવે હું રજા લઉં છું, અને આજે રાતના આઠ ને નવની વચ્ચે હું ત્યાં જરૂર જઇશ." મગને એમ કહી ત્યાંથી ચાલતી પકડી, અને રસ્તે ચાલતાં વિચાર કીધો કે "હવે તારાને મળીને એનો બધો ફેસ્તો બતાવીશ, અને એની ફજેતી જાહેર કરી દઇશ, એટલે પછી તારાનો મોહ એનાપરથી ઉતરી જશે, અને તેમ થયું કે પછી બંદો તેને ક્યાં રે સલાવવામાં કચે છે!" એમ ધારણા બાંધતો મગન મુછોના આમળા ફેરવતો પોતાને ઘેર પાછો ફર્યો, અને સાયંકાળ થવાની ઉમેદમાં ગુલતાન બની ગયો!

નટવર અને મગન વચ્ચે થયલી ઉપલી વાતચીત સુંદરમતીએ તમામ સાંભળી હતી; કેમકે મગન આવી પહોંચતાંજ તેણી પાસેની બારીની ઓથમાં એક ખુણામાં કાન દઇને સાંભળ્યા કરતી હતી! તેથી કરીને મગનને માટે તેણીને હવે ઘણોજ હલકો વિચાર આવ્યો, અને તેણીને ખાત્રિ થઇ કે "એ મુઓજ મારા વરને બગાડનારો છે!" એમ વિચારી તે વાત તેણીએ પોતાના સાસુ સસરાને જાહેર કરવાનો ઠરાવ કીધો; કેમકે તેઓને મગનને માટે ઉત્તમ વિચાર હતો અને તે વિચારમાં તેઓ ઠગાયલા હોવાથી મગનનું ભોપાળું તેમને જણાવી દેવાને સુંદરમતીએ યોગ્ય વિચાર્યું તેણી તરતજ ખુણામાંથી ખસી ગઇ અને વસ્ત્ર બદલી ભૈયાને સાથે લઇ નટવરની રજા લઈ પોતાના સાસુ સસરાને ત્યાં એક ભાડાની ગાડી કરી જઇ પહોચી.

આણી તરફ નટવર મનમાં મલકાવા લાગ્યો કે ચાલો, હવે ભાઈ સાહેબ મગનના બાર વાગવાના! હવે એ લુચ્ચાને દગલબાજ પ્રપંચીનો બરો ઉતરવાનો! કાલે પ્રભાતમાં બધું ભોપાળું જાહેર થશે ત્યારે જણાશે કે ભાઇ સાહેબનાં કેવાંક હાલ બન્યા! ચાલો હવે કાલે વાત! પછી

જોઈશું ! " એમ કહી **મગન** નહી ધોઈ ભોજન કરી બપોરની નિદ્રામાં પડયો.

પેલી તરફ **નટવર**નો પિતા **સુખમલ** પ્રભાતનો પહોર હોવાથી બારીમાં દાતણ કરતો ઉભો છે, અને **નટવર**ની માતા **રત્નલક્ષ્મી** અંદર ચાહે તૈયાર કરવામાં રોકાઈ છે. એટલામાં **સુંદરમતી**ને ગાડીમાં ઉતરી ઉપર ચઢતાં જોઈ. અને તેથી **સુખમલ** પણ મોંમાં દાતણ ચાવતો બારીએથી અંદર ગયો **સુંદરમતી** ઉદાસ ચહેરે પોતાની સાસુ પાસે બેઠી.

કેમ વહુ આજે સવારના પહોરમાં ક્યાંથી આવી વારૂ ? ! " **રત્નલક્ષ્મી**એ પૂછ્યું.

" અમસથકી સાસુજી " કહેતાંજ **સુંદરમતી**ની આંખોમાં આસુ આવી ગયાં, અને તરતજ ડુસકે ડુસકાં ભરીને રડવા માંડયું !

" પણ બોલ તો ખરી વળી શું થયું ? ! " **રત્નલક્ષ્મી**એ પૂછ્યું.

" તમારા દીકરાને બગાડનારો તે પેલો મૂઓ **મગન**જ છે ! તેને તો તમે ભલો, ડાહ્યો ને સારો જાણો છો, ને તેજ મૂઓ એમને આડે રસ્તે દોરાવે છે, અને તેણેજ ઘરમાંથી નીકળવાની સલાહ પણ આપેલી લાગે છે !" **સુંદરમતી** પોતાના પહેરેલા લુગડાના છેડાથી આસુ લુછી બોલી.

" હે ! એ તું શું બોલે છે ! " **સુખમલે** પૂછ્યું " **મગન** એવો છે ? ! પણ તેં કેમ જાણ્યું ? ! "

અત્યારે તે એમની પાસે આવ્યો હતો, અને પેલી રાંડ **તારા**ની વાતો કરતો હતો. રાતના એ મૂઓ **તારા**ને મળવા આવવાનો છે. અને પછી કાલે પાછો એમની પાસે આવનાર પણ છે ! " **સુંદરમતી**એ વાતનો પડદો ખોલી દીધો !

" એમ છે કે ? ! એ હરામખોર **મગન** મારા દીકરાને બગાડનારો છે કેમ ? ! હવે એની વેતરણ કરૂં છું " **સુખમલે** કહ્યુ.

" હું પણ એ મુઆથી ભોળવાઈ ગઈતી, ને અને સારો ધારતી હતી ! " **રત્નલક્ષ્મી** બોલી.

" એ મુઆનાજ બધાં કરમ હવે મને જણાવા લાગ્યા છે ! " **સુંદરમતી** બોલી.

" તું ગભરા નહીં હવે હું એને પહોંચીશ આજે રાતના એ સામે બારણે **તારા**ની પાસે આવનાર છેની ? ! "

" હા. " **સુંદરમતી** બોલી " તે વેળાએ એને સપડાવવાનું નહીં બની શકે ? ! "

" સઉ સારાંવાના થશે તું જોયાં કર હવે. હું પણ હવે એની વેરતણમાંજ છું એમ સમજજે એક બે દિવસ જવા દે, પછી તું જોશે કે, એને આપણા ચકલામાં ફરતોજ બંધ કરૂં છું ! " **સુખમલે** કહ્યું " ઉઠ હવે તું નાહીં ધોઈ ચાહે પી લે. "

" હા વહુ ઉઠ હવે, રડ નહીં ! સઉ સારાવાનાં થશે. " **રત્નલક્ષ્મી**એ **સુંદરમતી**નો હાથ પકડી ઉઠાડી, અને **સુખમલ** પુનઃ બારીએ દાતણ કરવા ઊભો, ને પછી ચાહે પી, નાહી ધોઈ **મગન**નાજ વિચારમાં પડયો !

**નટવર** આશરે પાંચ વાગતાને સમયે બંગલામાં ફરતો ફરે છે, એટલામાં **તારા**નો ચાકર **રામો** આવ્યો, અને પૂછવા લગ્યો " કેમ શેઠ પેલો સખસ કયારે આવનાર છે ? એહેને પૂછાવ્યું છે. "

" આજે રાતાના આઠ ને નવની વચ્ચે આવશે અને તે મુસલમાનનો વેશ પહેરીને આવનાર છે. માટે જોજે , ખુબ સંભાળથી કામ લેજે. " **નટવરે** **રામા**ને શિખામણ આપી.

" કંઈ ફીકર નહીં સાહેબ બરાબર ઘાટ ઘડીશું ! હું તો હવે રજા લઈશ. " એમ કહી **રામો** ત્યાંથી ચાલતો થયો, અને **તારા** પાસે જઈને **નટવરે** કહેલા સમાચાર પહોંચાડયા.

રાત્રિના આશરે સાડાઆઠનો સમય થયો. **મગન** મુસલમાનને વેશે **તારા**ના ઘરમાં ગયો, **રામો** તેને નીચેજ મળ્યો. **રામા**ને **મગને** પૂછ્યું " કેમ, બાઈ છે કે ? "

" હા શેઠ ઉપર બેઠા છે. આપ પધારો. " રામાએ ઉત્તર આપ્યો.

મગન તત્કાળ બેઠકખાના ઉપર ચઢી ગયો. તારા ખુરસીપર બેઠી હતી. મગનને ઉપર જોતાંજ તારા બોલી " આવો પધારો ! ઘણે દિવસે આપ ક્યાંથી ? ! આપના મિત્ર ક્યાં છે ? ! "

" તેની તમને ખબર નથી ? ! તેને તો તેના બાપે ઘરમાંથી કહાડી મુકયો છે, તે તો છેક લફંગાની માફક રવડતો ફરે છે ! " મગને જવાબ દીધો.

" પણ તેને આપ કેમ લાવ્યા નહીં ? " તારાએ જાણી જોઇને પૂછ્યું.

તે મને મળતોજ નથી, અને તેના જેવા એક ' લોફર ' સાથે હું ફરવા પણ ચાહતો નથી ! તે તો આખો દહાડો રાંડને ત્યાં પડી રહે છે ! તેને કંઇ આબરૂનો ડર છે ? ! તે તો છેકજ વાટ ઉઠયો છે ! " મગને નટવરને છેક હલકો પાડવાની તદબીર લગાવી !

" વારૂં પણ તમે ઘણે દાહાડે ક્યાંથી ભુલા પડયા ? ! આટલા બધા દાહાડા ક્યાં હતા ? ! કંઈ જણાયાજ નહી ? ! તમારાં દર્શન તો દુર્લભ થઇને પડયાં છે ! " તારાએ દાવ રચવા માંડયો.

" નારે, તમારી સેવામાંજ છીયેને ! " મગને જાણ્યું કે એને મારા પ્રત્યે પ્રીતિ તો છે ખરી ! વળી તે આગળ વધીને બોલ્યો " કેમ, હેત મહેરબાની તો છે કેની ? ! હું તો ઘણા દિવસથી તમને મળવાને ચાહતો હતો, પરંતુ આટલા દિવસ તમારા પિતા ઘરમાં હૈયાત હતા તેથી આવતાં વિચાર પડતો હતો, પરંતુ હવે તો ઘરમાં તમે એકલાંજ છો, એટલે કશી વાતનો ડર નથી ! હવે તમને કોઇ પૂછનાર નથી, એટલે રોજ આવવાને બની આવશે !

" મ્હોટી ખુશીથી પધારજો. તમારા જેવા પ્રતિષ્ઠા પામેલા પુરૂષનાં પગલાં મારે ત્યાં ક્યાંથી ? ! " તારાએ રસ ચઢાવવા માંડયો ! " પણ આજે તો તમે ઘણે દહાડે મળ્યા, માટે આજે મારે ત્યાંજ રહેવું પડશે ! હું કંઈ જવા દઇશ નહીં ! "

" જેવી તમારી મરજી ! પ્રેમને માટે મારાથી તમારી મરજી વિરૂદ્ધ ચલાય તેમ નથી ! તમારો પ્રેમ જોઇને મને ઘણો આનંદ ઉપજે છે ! પણ મને લગાર શક છે કે, રખેને તમે નટવરનાં તેજમાં અંજાઇને મને નિરાશ કરો ! " મગને કહ્યું.

" છ છ છ છ છ ! તેને હું ઉભો પણ નહીં રાખું ! મારે તેની શી દરકાર છે ! " તારાએ જણાવ્યું " તમે સુખેથી અત્રે નિવાસ કરો ! આજે તમને જોઇને મારો આનંદ પ્રફુલ્લિત થયો છે ! "

એટલામાં ખીંટીએ પડેલું સોનાનું ઘડિયાળ મગને જોયું ! તે જોતાંજ બોલ્યો " ઓહો ! આ ઘડિયાળ તો ઘણુંજ સરસ છે ! એ કેટલાનું હશે વારૂ ? "

એ પાંચસો રૂપિાનું છે, અને એની સાથેનો છેડો બસો રૂપિયાનો છે. " લગાર વાર વિચાર કરીને " મારી મરજી છે કે એ તમનેજ બક્ષિસ કરૂં ! " એમ કહી તારાએ ઘડિયાળ ખીંટીએથી લઇ મગનના બદનમાં લટકાવ્યું

" એથી શું વિશેષ છે ! તમારા શુદ્ધ અંતઃકરણમાં મારા પ્રત્યે પ્યાર છે એજ મને તમામ બક્ષિસ છે, એમ હું માનું છું ! " મગન બોલ્યો

" એ તો ખરી વાત છે, પરંતુ તમે એવી ચીજો વાપરો તો મારૂં અંતઃકરણ આનંદ પામે ! " એમ કહી તારાએ પોતાના કંઠમાંની મ્હોટાં મોતીની માળા કહાડીને તે પણ મગનના ગળામાં નાખી !

" ના, ના, ના ! આટલું બધું હોય ? ! મારા સમ, એ તો તમેજ પહેરી રાખો ! " મગને આનાકાની કરી.

" ના, તમને મારાં સમ છે ! એટલો મારો સુકન રાખવો પડશે ! " તારાએ સમ ખાધાં.



"પોલિસ ગેટપર આ વરઘોડો લઈ ગયા"

મગને તે ભેટ સ્વીકારી, અને પછી ખુબ હર્ષાનંદમાં આવી ગયો ! તે બોલ્યો " ખચીત, તમે ઘણાજ માયાળુ છો ! તમારા જેવા મહોબતવાળા મેં કોઇજ જોયા નથી ! વાહ ! શું સાચો તમારો પ્રેમ, ને શું સરસ તમારી લાયકી ! તમારા ઉપકારનો બદલો હું શી રીતે વાળીશ ! "

" એમાં ઉપકાર શાનો વારૂ ! તમે આમ જુદાઇ જેવું રાખો છો ? ! હું તો તમારાથી બિલકુલ જુદાઇ ગણુતી નથી ને તમે આમ કેમ વર્ત્તો છો ! " તારાએ નમ્રતાથી જણાવ્યું.

મગન તદન ચુપ થઇ ગયો, ને એક શબ્દ પણ વદી શક્યો નહીં ! થોડી વારે વળી તે બોલ્યો " કેમ ત્યારે તમે વાળુ પાણી કીધાં કે નહીં ? "

" ના. હવે નીચે જમવાજ જાઉં છું. પણ તમે આ મારો કુંચીનો ઝુમખો રાખી મુકો ! તમારા ગજવામાંજ નાખોની ! હું હમણા જમીને આવું છું ! " એમ કહી તારાએ પોતાની તિજોરીની ચાવીનો ઝુમખો મગનને આપ્યો, અને પોતે નીચે ગઇ, રામાને આ તમામ વાત કહી, અને પછી બંનેએ મળીને " ચોર—ચોર—ચોર " કરીને બુમો પાડી! મગન કંઇ સમજ્યો નહીં કે આ પોતાનીજ વેતરણ થાય છે ! લોકો તથા પાડપાડોશીઓ, અને પોલીસના સીપાઇઓ ત્યાં દોડી આવ્યા, જેમાં નટવરનો બાપ સુખમલ પણ આવી ચઢ્યો ! તારાએ પોતાની શાક સમારવાની એક છરી મગનનાં મોં આગળ ગુપચુપ નાંખી કહ્યું " આ મુઓ મારા ઘરમાં ભરાયો છે, ને મારી પોતાની કંઠી ને ઘડિયાળ એણે જોર જુલમથી ચોરી લીધાં છે ! આ છરીવતી મારૂં ખુન કરવાની તજવીજ કરતો હતો, અને એટલામાં હું એ મુઆના હાથમાંથી છટકીને નીચે દોડી ગઇ, અને બુમો પાડી મુકી ! એ મુઆએ મારી લાજ લુટવાની યુક્તિ કરી હતી ! "

આ વાત સાંભળી લોકો ચકિત થયાં અને મગન તો છેક ખિસિઆણો પડી જવાથી ચું કે ચાં કંઈ બોલી શક્યો નહીં ! લોકોને શક ગયો કે " જરૂર કંઈ કાળું ધોળું તો છે ! " પોલીસનો કોનસ્ટેબલ દોડી આવ્યો, અને મગનને બાંધીને તથા તારા અને રામાને સાથે લઇને પોલીસ ગેટ પર આ વરઘોડો લઇ ગયા !

સુખમલ તો ત્યાંજ ઉભો હતો, તેથી તે ભવેડો જોઇને મનમાં સંતોષાનંદ પામ્યો, અને સુંદરમતી તથા રત્નલક્ષ્મી ઘોંઘાટ સાંભળીને બારીએ ઉભી હતી, તેણીઓ પણ ખુશી થઇ ગઇ ! સુખમલ પોતાનાં ઘરમાં પેસતાંજ સુંદરમતી બોલી ઉઠી " સસરાજી, હવે તો આપની ખાત્રિ થઇ કેની ! "

" હા તારી વાત તદન ખરી ઠરી. ! હવે એ એનાં પાપેજ મરશે ! ઇશ્વર કરે ને કાળે પાણીએ જાય ! બચે તેમ તો લાગતું નથી ! " સુખમલે જણાવ્યું.

પરમેશ્વર કરે ને મુઆનું કાળું મોં થાય !" સુંદરમતી બોલી.

" એનાં કરમ એવાં છે કે, તેજ એને ડુબાડશે ! મુઓ તો મારે મોઢે સતો થતો હતો ! હવે વ્હાલા મુઓ લાગમાં સપડાયો છે ! " રત્નલક્ષ્મીએ નિસાસો મુકયો.

પોલીસ ગેટપર કોનસ્ટેબલે તારા તથા રામાની જુબાની લખી લીધી, અને તેમને ઘેર જવાની પરવાનગી આપી બીજે દિવસે પોલીસ કોર્ટમાં તેઓને હાજર રહેવાને હુકમ કીધો, અને મગનને કોટડીમાં પુર્યો.

એક અંધકાર કોટડીમાં મગનને પોલીસે ગોંધ્યો ! આ કોટડીમાં માત્ર તે એકલોજ હતો ! કોટડી ઘણી મ્હોટી નહીં, તેમ ઘણી નાહની પણ નહોતી ! તેને માત્ર એક બારણું હતું. જે બારણાને સળિયા હતા, પરંતુ તે એવી બાજુમાં હતા કે, તેમાંથી ઝાઝો પ્રકાશ તો આવીજ ન શકે ! તેવા અંધકાર સ્થાનમાં મગન મહા ખેદ પામતો અદુખડે આસને એક ખુણામાં બેસી રડયો, અને કોરટમાં શું જવાબ દેવો, તેનુ કંઇજ ભાન તેને સુજ્યું નહીં ! જો તારા સંગેના પ્યારની વાત વિદિત કરે તો તેમાં પણ તેનું મોત થાય ! અને એ શિવાય અન્ય રસ્તો તેના બચાવને માટે તો હતો

નહીં! આ સમયે તે એવા ઘેરાવાનાં સંકટમાં ફસ્યો હતો કે, તેને કેદમાં જવા વિના અન્ય આરો નહોતો! જો તે કોરટને બીજું ત્રિજું જાહેર કરી પોતાનો બચાવ કરવા જાય તો તેમાં તેનો એક પણ સાક્ષી નહોતો, અને ચોરીના મુદ્દા સહ પોલીસે તેને પકડેલો હોવાથી, તેમજ તે અનેક પ્રપંચી પાપનો ભરેલો હોવાથી તેને આ સમયે બચાવની એક પણ બારી સુઝતી નહોતી! સત્ય કહીએ તો દુઃખને લીધે તેની અક્કલ બેહેર મારી ગઇ હતી, અને તેથી આખી રાત્રિ રડવા શિવાય તેને બીજું કંઇજ સુઝયું નહીં! મહા વિલાપમાં તે પડયો હતો! ખરેખરો ફસાયો! પોતાના વિવિદ્ધ પ્રપંચોનો તેને આ પ્રસંગે પુરેપુરો પસ્તાવો થયો! પાપનો ઘડો નક્કી ફુટયો! તેનું પુન્ય પરવાર્યું.

**મગન**ને ઘેર શોધાશોધ થઇ! તેને શોધવાને તેની સ્ત્રીએ ચોગરદમ માણસો મોકલ્યા! કંઇજ પત્તો નહીં લાગવાથી પોલીસમાં ખબર નોંધવતાં બાતમી મળી કે, ભાઇ સાહેબ આવાં કુકૃત્ય માટે સપડાયા છે! તેના સ્ત્રી **ગુલાબ** આ સમાચાર સાંભળતાંજ છાતી માંથાં કુટવા મંડી ગઇ, અને સગાં વહાલાંઓ તેનાં ઘરમાં વિંટળાઇ વળ્યાં! સહુ કોઇ **મગન**નાં અવકૃત્યો વિષે વાકેફ હોવાથી તેને માટે કકલાણ કરવા લાગ્યાં, અને પ્રભાતે કોરટમાં પોતાની તરફથી **મગન**ના બચાવમાં એક બૅરીસ્ટર ઉભો રાખવાનો તેમણે ઠરાવ કીધો. **ગુલાબ**ને દિલાસો દઇ તેઓ ગયાં!

બીજે દિને દસ વાગે ફરમાન પ્રમાણે **તારા**ને **રામો** માજીસ્ત્રેટની કોરટમાં પહોંચ્યા. માજીસ્ત્રેટે અગિયાર વાગતાંજ **મગન**ને કોરટમાં ખડો કરી કોરટનું કામ શરૂ કીધું. **મગન** તરફથી બૅરિસ્ટરને બોલાવવાને તેનાં સગાંઓ ગયાં હતાં, પરંતુ કાબેલ બૅરિસ્ટર તો સેશન્સનાં કામમાં રોકાયલા હોવાથી સારો-નરસો કરવા રહેતાં મધ્યાન થવા આવ્યા! અને માજીસ્ત્રેટે તો કેસ શરૂ પણ કીધો! માજીસ્ત્રેટે નીચે પ્રમાણે પ્રથમ **તારા**ને કસમ આપી સ્વાલો પૂછયાઃ—

**સ**—તોહોમતદારને તમે ઓળખો છો?

**જ**—નાજી.

**સ**—પ્રથમ કદી પણ તમારે ને એની વચ્ચે વાતચીતનો પ્રસંગ મળ્યો હોય, એવું તમને યાદ છે?

**જ**—નાજી.

**સ**—એ તમારે ત્યાં આ વેળા પહેલ વેહેલોજ આવ્યો કે?

**જ**—હાજી.

**સ**—તમને પુછયા વિનાજ તમારાં ઘરમાં એ દાખલ થયો કે?

**જ**—હાજી.

**સ**—તમે એને તમારા ઘરમાં પ્રવેશ કરતાં રોકયો હતો?

**જ**—હાજી; પણ એણે ન માનતા એકદમ એ મારા ઓરડામાં મુસલમાનના વેશમાં ઘસી આવ્યો!

**સ**—પછી શું કીધું?

**જ**—હું પછી બુમ પાડવા જતી હતી, એટલામાં મારા મોંમાં એણે ડુચો માર્યો, અને મારી મોતીની કંઠી તથા સોનાનું ઘડિયાળ, કે જે સોનાંના છેડા સાથે હતું, તે તમામ એણે કહાડી લીધાં, ને જલદીથી ઘડિયાળ પોતાનાં બદનમાં લટકાવી કંઠી પોતાનાં ગળામાં પહેરી લીધી!

**સ**—પણ ત્યારે તમે એના પંજામાંથી પછી કેમ છટકયા?

**જ**—એક ગોખલામાં શાક સમારવાની છરી એની નજરે પડતાં તે લેવાને એ ગયો કે. તેજ હું દોડતી નીચે ઉતરી પડી, અને મેં ચોરની બુમો પાડતાં મારો ઘાટી **રામો**, જે નીચે અંદરના ઓરડામાં સુતેલો હતો, તે બહાર નીકળી આવ્યો, અને બાહારથી પાડપડોશી તથા બીજા લોકો, તેમજ પોલીસના સીપાઇઓ, અને કોનસ્ટબલો પણ ત્યાં દોડી આવ્યા!

**સ**—પછી તેઓએ આવીને શું કર્યું?

જ—તેઓને લઇને હું ઉપર ગઇ, જ્યારે તોહોમતદાર આમ તેમ નાહસવાને માટે હાંફ્લોફાંફ્લો બની દોડતો હતો, અને તેને પોલીસે પકડ્યો.

સ—તમારાં શરીરને એણે કંઇ ઇજા કરી છે?

જ—નાજી. પણ મારી લાજ લુટવાનો ઇરાદો એ રાખતો હતો!

સ—બીજું કંઇ તમારે કહેવું છે?

જ—નાજી.

માજીસ્ટ્રેટ—[તોહોમતદારને] તારે એને કંઇ પૂછવું છે!

જ—નાજી.

તારાની સાક્ષી પુરી થવાથી માજીસ્ટ્રેટે તારાના નોકર રામાને બોલાવ્યો. રામાને નીચે પ્રમાણે તપાસવામાં આવ્યો:—

સ—તોહોમતદારને તું ઓળખે છે!

જ—નાજી.

સ—તારી શેઠાનીને ત્યાં એ આગળ કદી પણ આવ્યો હતો?

જ—નાજી.

સ—એ ઘરમાં દાખલ થયો તે તને ખબર છે?

જ—નાજી.

સ—ત્યારે તને ક્યારે ખબર પડી કે એ ઘરમા ભરાયો છે!

જ—મારી શેઠાણી બુમો પાડતાં ઉપરથી દોડી આવ્યાં ત્યારે.

સ—ત્યારે તું કયાં હતો.

જ—હું અંદરના ઓરડામાં સૂતો હતો!

સ—પછી શું થયું?

જ—બુમો સાંભળીને પછી બીજાં લોકો પણ ત્યાં દોડી આવ્યા તથા પોલીસ પણ ત્યાં દોડી આવી.

સ—પછી?

જ—પછી અમે સઘળાંઓ ઉપર ચઢ્યાં, અને પોલીસે તજવીજ કરી તેને પકડ્યો.

સ—તને બીજી કંઇ ખબર છે?

જ—નાજી.

સ—એને પકડ્યો ત્યારે તોહોમતદારની પાસે કંઈ જણસો હતી?

જ—એનાં ગળામાં મોતીની એક માળા હતી, ને ગજવામાં ઘડિયાળ લટકતું હતું.

સ—તે મોતીની માળા કોની હતી?

જ—મારી શેઠાણીની.

સ—તેં કેમ જાણ્યું કે તે તારી શેઠાણીનીજ હતી?

જ—કારણ કે તે માળા તેઓ પેહેરતા હતા.

સ—અને ઘડીયાળ કોનું હતું?

જ—તે પણ મારી શેઠાણીનુંજ હતું.

સ—તે ઘડિયાળ તો તું કહે છે કે, તોહોમતદારના ગજવામાં હતું. ત્યારે તેં કેમ જાણ્યું કે ગજવાની અંદર જે ઘડિયાળ હતું તે તારી શેઠાણીનુંજ હતું?

જ—સાહેબ, તેનો સોનાનો છેડો બાહાર લટકતો હતો, અને તે છેડો મારી શેઠાણીનોજ છે, એમ મને લાગવાથી અંદરનું ઘડિયાળ પણ મારી શેઠાણીનુજ હશે, એમ મને ખાત્રિ થઈ.

સ—તોહોમતદારે કપડાં કેવાં પહેર્યાં હતાં?

જ મુસલમાન જેવાં.

સ૰તમે એને ત્યાં ક્યારના નોકરી છો?

જ—આશરે સાત વર્ષ થયાં.

માજીસ્ટ્રેટ.-(તોહોમતદારને) આ સાક્ષીને તારે કંઇ પુછવું છે?

જ-નાજી.

માજીસ્ટ્રેટે પછી કોનસ્ટેબલની સાક્ષી શરૂ કરી.

સ—તમે રાતના કેટલે વાગતે ફરિયાદીને ત્યાં ગયા?

જ—આશરે દસેક વાગતે.

સ—તમને કોઈ તેડવા આવ્યું હતું કે તમારી મેળેજ તમે ગયા?

જ—ચોરની બુમ સાંભળતાંજ હું ત્યાં ગયો.

સ—તમે ત્યાં જઇને શું જોયું?

જ—ફરીયાદી તથા બીજા લોકો તે ઘરના નીચેના ભાગમાં હોહા કરતા હતાં, અને હું ત્યાં જઇ પહોંચતાંજ મે તેમને લગાર છુટા પાડી ફરિયાદીને પૂછતાં તેણીએ કહ્યું કે, કોઇ ચોર મારા ઘરમાં ચોરી કરવા ભરાયો છે, અને મોતીની કંઠી તથાં ઘડિયાળ એણે જબરજસ્તીથી મારાં ચોરી લીધાં છે વગેરે તેણીએ મને કહેવાથી અમે પછી ઉપર ગયાં, અને ત્યાં ફરિયાદી મળી આવ્યો.

સ—તોહોમતદાર પાસે કંઇ હથીઆર હતું?

જ—એક નાની છરી તેની પાસે પડી હતી તથા તેની જડતી લેતાં આ કુંચીનો ઝુમખો તેના ગજવામાંથી મળી આવ્યો હતો, જે વિષે ફરીયાદીને પૂછતાં તે બાઇએ જણાવ્યું કે, મજકૂર ઝુમખો મારી પાસેથી ઝુટવી લઇ મારી તિજોરી ઉઘાડવાની તજવીજ એ કરતો હતો.

સ—તોહોમતદારે તમારી સન્મુખ ગુન્હો કબુલ કીધો છે?

જ-હાજી.

માજી-[તોહોમતદારને] તારે કંઈ પૂછવું છે?

જ-નાજી.

માજી-પછી તોહોમતદારને પૂછ્યુ કે "તારે કંઈ પણ કહેવું છે?"

તો-નાજી.

માજી-તારાપર ચોરીનું અને ઘર પ્રવેશનું તોહોમત લાગુ પડે છે, અને તે બદલ તને માત્ર બે વર્ષની સખત કેદખાનાની સજા કરવામાં આવે છે.

તો-સાહેબ આ બધું તરકટ છે!

માજી—જાઓ અપીલ કરો.

સીપાઇઓ મગનને બાંધીને નીચે લઈ ગયા, અને તાબડતોબ જેલમાં પૂર્યો. થોડી વારમાં મગનનાં સગાંઓ બૅરિસ્ટર લઇને આવ્યા, પણ મગનને બે વર્ષની સજા થયલી સાંભળી તેઓ રડતાં કકળતાં ત્યાંથી પુનઃ મગનને ઘેર આવ્યા મગનની સ્ત્રી ગુલાબ, પોતાના પતિને થયલી સજા સાંભળતાંજ મુર્છાગત થઇ ગઇ, અને તેના દુઃખની સીમા રહી નહીં! ગુલાબ બિચારી બહાવરી બની! મગન ડામીજ થયો! જેવી મતિ તેવી તેની ગતિ થઇ! "કર ને જો" એ કહેવતનો અનુભવ મગનને હવે બરાબર મળ્યો!

તારાની ખુશાલીનો પાર રહ્યો નહી! તેણીએ તરતજ તેજ રાતના નટવરને તેડાવી મંગાવ્યો, અને સર્વ સમાચાર વિદિત કીધા, જે જાણી નટવર પણ આનંદ પામ્યો અને નટવરે કહ્યું 'હવે મને કંઇજ વાંધો આવે તેમ નથી; કેમકે મારી સ્ત્રી પણ મારે ત્યાંથી ચાલી ગઈ છે, ને તે

મારાં માબાપને ઘેર રહી છે. તે હાલ એક બે દિવસ કદાચ આવે તેમ પણ નથી ! માટે પ્રિયા, ચાલ તુંજ મારે બંગલે. ત્યાં આપણે બંને આનંદમાં રહીશું. અહીં ભર વસ્તીમાં રહેતાં મારા આવ્યાની કોઇને ખબર પડે તો વળી પાછો તને ને મને સંતાપ થાય !"

"ઠીક ત્યારે તેમ કરીએ. ચાલો હું આપની સાથેજ આવું છું." તારાએ ઉત્તર વાળ્યો, અને પછી પોતે વસ્ત્રાલંકાર સજી **નટવર**ની સંગેજ તેને બંગલે સંચરી.

## પ્રકરણ ૧૫ મું.

દોહરો:—**નટવર** સુધરશે હવે, **સુખમલ** કરે વિચાર;
**સુંદરમતી** ધારે વળી, સ્વામિ સુધરે સાર.

### નટવર સમજ્યો !



હું ધારૂં છું કે હવે **નટવર** સુધરશે ખરો." **સુખમલે રત્નલક્ષ્મી** પ્રત્યે કહ્યું "કેમકે હવે મારી પૂરેપૂરી ખાત્રિ થઇ કે, એને બગાડનારજ તે ચંડાળ **મગન** હતો !"

"હા પ્રાણનાથ ! તે મૂઆએજ એને બગાડયો છે ! તે આપણી આગળ સતાપણું બતાવી માંહ્યનો માંહ્ય ને બાહારનો બાહાર રહેતો હતો !" **રત્નલક્ષ્મી**એ **મગન** પ્રત્યે ધિક્કાર બતાવી કહ્યું "સારૂં થયું કે મૂઓ કેદમાં ગયો !"

"એ મૂઓ સપડાયો તેમાં હું ઘણીજ રાજી થઈ !" **સુંદરમતી** વચમાં બોલી ઉઠી.

"એ તો આ દુનિયામાં નિયમજ છે કે "કરને જો !" માટે પરમેશ્વરેજ તેની કરણીનો બદલો આપ્યો છે ! ઇશ્વિરને ત્યાં ન્યાય છે તો !" **સુખમલે** જણાવ્યું "પણ હવે **નટવર**ને કોઇ રસ્તે શિખામણ આપવી જોઇએ, અને જો એ સુધરે તો હું એને પાછો ઘરમાં દાખલ કરૂં અને એને મારો તમામ વહિવટ સોંપી દઉં; કેમકે હવે મારૂં ઘડપણ થયું છે, તેથી વેપાર રોજગારમાં મારાથી નભી શકાતું નથી ! અને તે ચંચળ છે, બુદ્ધિશાળી છે, અને સર્વ વાતે માહિગાર પણ છે, તેથી એ મારૂં કામ નભાવવાને તદ્દન યોગ્યતા ધરાવે છે. પણ માત્ર એ અનીતિવાન છે, એટલોજ વાંધો છે!"

"હા સસરાજી, એટલીજ ખોડ છે. બાકી સર્વ વાતે હોંશીઆર છે." **સુંદરમતી** બોલી "પણ હવે આપ એમને સુધારવાના ઉપાય લો; અને તે એજ કે, એમની પાસે જઇ એમને એ વાત કહી કંઈક સદ્બોધ આપો, કે જે એમનાં ધ્યાનમાં ઉતરી જશે, અને હવે એમણે પણ ઘણા [illegible] ખાધા છે તેથી એ હવે સુધરી જશે."

"હા, હા, વહુની વાત વાજબી છે. તમે હવે એને મળો ને બે-ચાર શિખામણની વાતો કહો કે તે એનાં ધ્યાનમાં આવે !" **રત્નલક્ષ્મી**એ પણ **સુંદરમતી**ની વાતને ટેકો આપ્યો

"ઠીક છે તો હું એને આજે રાત્રે મળીશ, અને મને જે યોગ્ય લાગશે તે હું કહીશ. પછી તો પરિણામ આવે તે ખરૂં !" **સુખમલે** જણાવ્યું "હજી પણ મારી છેલ્લી ફરજ બજાવી લઉં ! પછી જેવાં એનાં નશીબ !"

"ખરૂં છે પ્રાણનાથ." **રત્નલક્ષ્મી** બોલી "ચાલો હવે ભોજન કરી લો; વખત થઇ ગયો છે."

"હા, ચાલો." કહી ત્રણે જણાં ભોજન કરવા સંચર્યાં.

**મહાલક્ષ્મીનો** બંગલો આ પ્રસંગે ઓરજ છાજી રહ્યો છે ! **તારા** ને **નટવર** બડી મોજમાં પડયા છે ! નફકરા સાંઢની માફક તેમને કોઇનો ડર હાલમાં છે નહીં ! બંને જણાં આનંદ વૈભવ ભોગવે છે, અને અરસ્પરસની પ્રીતિમાં પરિસીમા નથી ! **તારા**એ બંગલામાં આવતાંજ કેટલોક ફ-

નિંચર' ફેરવી નંખાવ્યો, કેટલોક પોતાને ઘેરથી મંગાવ્યો, અને બંગલાના હોલને ઘણો ભપકાદાર શણગારી દીધો. પલંગ પાથરો નહોતો તેથી પોતાને ઘેરથી પિતળનો પલંગ મંગાવ્યો, અને શોભામાં સરસ વૃદ્ધિ કરી. બંગલાનો ઠાઠ તેણીએ ખૂબ દિપાવ્યો, અને તેને સારો સૃગારિક રચી બંગલો ઝળાં ઝળાં કરી મૂકયો!

"પણ ત્યારે પ્રિય, જો આપની પત્નિ આવશે તો મારે અહીંથી નીકળવું પડશે કે?!" તારાએ નટવરને સ્વાલ કીધો!

"કદી નહીં!" નટવર બોલ્યો "તેનો મને કંઈ મને ડર નથી!"

"પણ તે મને જોઇને કેમ ખમી શકશે?!" તારાએ પૂછ્યું "તે મારી સાથે લઢવા તો નહીં આવે?!"

"લડવા આવશે તો હું કેવો વાઘ જેવો બેઠો છું! રાંડનાં હાડકા ને પાંસળાંજ ભાંગી નાંખુ તો!" નટવરે કહ્યું.

"ત્યારે તો સારૂં." તારા બોલી "પણ મને ભય છે કે તેણીને જોઇને તમે કદાચ શરમાઇ જશો, ને કંઈ બોલી નહીં શકશો તો મારાં શા હાલ થશે?!"

"તું કંઇજ ડર નહીં." નટવર બોલ્યો "તે આવે તો ખરી, પછી વાત છે! હું એને અહીં રાખીશજ નહીં તો! તું શું કરવા ગભરાય છે?! પહેલાં તું, ને પછી તે! હું તારૂં કિંચિંત્ પણ અપમાન થવા દઇશ નહીં!"

"ત્યારેજ હું જાણીશ કે આપ મારી સંગે ઉત્તમ સ્નેહ રાખો છો." તારાએ જણાવ્યું.

એટલામાં સુખમલની ગાડીનો નાદ થયો! ગાડી બંગલાની નઝદીક આવીને ઉભી, અને નટવરે ડોકું કરીને બંગલા બાહાર જોયું! તારાને તરતજ અંદરના ઓરડામાં સંતાડી દીધી, અને પોતે બંગલાના ઓટલાપર ખુરસીએ બેઠો. સુખમલ આવી પહોંચતાંજ નટવરે નીચું ઘાલ્યું! સુખમલે જાણ્યું કે "એ શરમાઈ ગયો છે!" તેથી તેણેજ પ્રથમ બોલાવ્યો કે "કેમ ભાઇ, કેમછે?" એમ કહી સુખમલે પગથીયા ચઢી નટવરને છાતી સહ દાબ્યો, એને પોતાની આંખમાં પાણી જરાઇ આવ્યાં, તેમજ નટવર પણ પોતાના પિતાજીને જોઇને રડી પડયો!

"રડ નહીં દીકરા, છાનો રહે! હવેજ તું સુધરશે, અને તારૂં ભવિષ્ય ખીલશે!" સુખમલે કહ્યું "હવે હું સમજી ગયો છું કે, દુષ્ટ મગનેજ તને ખરાબ કીધો છે!"

"હા પિતાજી, તેનાંજ બધાં કરમ છે!" નટવર તરતજ બોલી ઉઠયો "અને ઘરમાંથી નીકળવાની પણ મને તેણેજ સલાહ આપી હતી!"

"એમ કે?!" સુખમલ બોલ્યો "અરે ચંડાળ મગન! તેં આ કેવાં કરમ કીધાં! ભાઈ મારે મોંઢે તેણે એમ કહ્યું હતું કે "હું નટવરને સમજાવીને સુધારવાની તજવીજ કરૂં છું, અને તુ કહે છે તે પ્રમાણે તો તે દુષ્ટે એથી ઉલટુંજ કીધું! અરે પાપી મગન, મેં તારા જેવો લુચ્ચો, પ્રપંચી ને દગલબાજ કદી જોયો નથી! ઇશ્વરે તને તારાં કરમનો યોગ્ય બદલો તારી નજર આગળજ આપ્યો છે, અને હજી પેલી દુનિયામાં જમનો માર ખાસે ત્યારેજ તારો છુટકો થશે! તારાં બુરાં હાલ છે!" એમ કહી નટવર પ્રત્યે સુખમલે કહ્યું "ભાઇ, તું હજી નસીબદાર કે એ તારી મિત્રતામાંથી ટળ્યો! હવે ઇશ્વર તને સદબુદ્ધિ આપશે!"

"હા પિતાજી, આપની આશિર્વાદથી સારૂંજ થશે." નટવરે જણાવ્યું.

"ચાલ ભાઇ, હવે તું ઘેર ચાલ, તારી વહાલી માતાને મળ, અને તેણીનો આશિર્વાદ મેળવ. સુખમલે જણાવ્યું "હવે મારી ખાત્રિ થાય છે કે, તું કૂછંદ મૂકી સન્માર્ગે ચાલશે, અને તેથીજ હું તને અહીં તેડવા આવ્યો છું."

**આ સાંભળી નટવર** વિચારમાં પડયો?! "કેમ તારી મરજી ઘેર આવવાની નથી?!" **સુખમલે** પૂછ્યું.

"મરજી તો છે પિતાજી, પરંતુ અહીંનાં હવા પાણી મને માફક આવતાં હોવાથી મને થોડા દાહાડા અહીંજ રહેવા દો તો સારૂં! થોડા દાહાડા વિત્યા બાદ હું આવીશ." **નટવરે** શરમાતાં શરમાતાં જણાવ્યું.

"તને અહીંનાં હવા પાણી માફક આવે છે તો ખુશીથી રહેજે; પણ આજે તો તું મારી સાથેજ ચાલ, અને ઘેર આવી તારી માને મોં બતાવી તેને રાજી કર. તેનો જીવ તારામાં ભરાઇ રહ્યો છે, અને તેણી તને જોશે તોજ રાજી થશે! માટે ચાલ કપડાં પહેર! એક બે દાહાડા રહીને તું કહેશે તો આપણે બધાએ અહીંજ રહીશું. બંગલો તો આપણોજ છે. ચાલ બેટા ચાલ! હું તને મૂકીને આજે તો જનાર નથી!" **સુખમલે** કહ્યું.

"ચાલો ત્યારે પિતાજી, આપની આજ્ઞા માથે ચઢાવુ છું." **નટવરે** કહ્યું "આપ અહી બેસો, હું અંદરથી કપડાં બદલીને આવું છું." એમ કહી **નટવર** અંદર કપડાં પહેરવા ગયો, અને પ્રથમ **તારાને** મળ્યો ને કહ્યું "મારે આજે તો મારા પિતાજી સાથે જવું પડશે, માટે તું પણ તારે ઘેર જા. પછી એક બે દીવસમાં આપણે પાછા મળીશું."

"ત્યારે શું તમે મને મૂકીને જવા માંગો છો?!" **તારા** વિસ્મયતામાં બોલી "બાપ મળ્યા કે હવે મને ભૂલી ગયા કે?!"

"ભૂલી ગયો નથી, ને કદી ભૂલવાનો પણ નથી; પરંતુ આજે એ મને તેડવા આવ્યા છે તો આજનો દાહાડો મને જવા દે! પછી એક બે દીવસમાં પાછા મળીને આપણે બીજો વિચાર કરીશું." **નટવરે** જણાવ્યું.

"ઠીક; જેવી આપની મરજી!" **તારા** બોલી "પણ આપ બારીએથી તો મોં બતાવશો કેની?!"

"હારે હા. હું તારી પાસેજ છું, એમ માનજે. તું મનમાં બિલકૂલ શોક કરતી નહીં. તારી સાથેની પ્રીતિ કદી પણ હું છોડનાર નથી, એ નિશ્ચય માનજે!" **નટવરે** એમ કહી **તારાની** રજા લીધી, ને બાહાર આવ્યો.

"કેમ ભાઈ, ઘણી વાર લાગી કંઇ?!" **સુખમલે** પૂછ્યું.

"લગાર બદનને ઓરીયાં ઘાલતાં વાર લાગી પિતાજી!" **નટવરે** જણાવ્યું.

"ચાલ ત્યારે હવે." **શુખમલે** એમ કહી ભૈયાને ફરમાવ્યું કે "બંગલાકી બરાર સંભાળ રખના."

ભૈયાએ "અચ્છા સાબ" કરીને કહ્યું, અને પછી **શુખમલ** ને **નટવર** ગાડીમાં બેસી પોતાને ઘેર સંચર્યા.

પાછળથી **તારા** પણ પોતાનાં વસ્ત્રાલંકાર સજી એક ભાડાની વીકટોરીયા કરી ગ્લાનિ ભરેલે ચહેરે સ્વગૃહે સંચરી.

**નટવર** અને **શુખમલ** સ્વગૃહે આવ્યા. વાટ જોતી માતા **રત્નલક્ષ્મી** અને **નટવરની** પત્નિ **શુંદરમતી** બારીએ રાહ જોતી ઉભી હતી. ગાડીમાંથી બંનેને ઉતરતાં જોતાંજ **રત્નલક્ષ્મી** નીચે ઉતરી બારણાં સામી ગઇ, અને **શુંદરમતી** એક બાજુપર મરિયાદામાં ઉભી રહી.

"આવ મારા વહાલા, તું આવ્યો દીકરા?!" **રત્નલક્ષ્મી** હર્ષાશુ આણી **નટવરને** ભેટી પડી, અને તેનાપર અત્યંત વહાલ આપ્યો.

**નટવરનાં** નેત્રોમાંથી પણ હર્ષાશુની ધારા વહેવા લાગી! બંને વચ્ચેનો આ મિલાપ આનંદમય થઇ રહ્યો! માતા તેને અંદર લઇ ગઇ, અને ખુબ વહાલ બતાવવા લાગી! આખાં ઘરમાં આનંદની હેલી છવાઈ રહી!

"આહા! આજે મારૂં ઘર કેવું ઉજળું દીપે છે!" **રત્નલક્ષ્મી** સ્વપતિ પ્રત્યે બોલી "સ્વા-

મિનાથ આજે મોતીના ચોક પૂરાયા હોય તેવો દેખાવ આપણાં ઘરમાં છાજે છે!"

"એમજ છે!" શુખમલ બોલ્યો "પુત્ર પરિવારને લીધેજ ઘરની શોભા છે, અને મારે પણ આટલા મ્હોટા વેપાર ડોળવાનું કારણ બધું એને માટેજ છે!"

"સત્ય છે પ્રાણનાથ! આપણને એના શિવાય બીજું કોણ છે?!" નટવર પ્રત્યે બોલી "ભાઈ, હવે તું ડાહ્યો થઇ આ તારા પિતાની સંગે કામમાં ચિત્ત લગાડજે."

"હા માતુશ્રી." નટવર બોલ્યો "આપ બંનેની આજ્ઞામાં હું રહીશ."

"મારો વિચાર એવો છે કે, વેપાર રોજગાર હવે આટોપી દેવો, અને તમામ રોકડ નાણું ઘરમાં એકઠું કરી તેમાંથી માત્ર થોડી રોકડ બેંકમાં રાખી બાકીનામાંથી સારાં સારાં ઘરો વસાવી દેવાં કે, જેથી તેના ભાડાની ઉપજમાંથી તમે બધાં ચેનથી ગુજરાન ચલાવો ને ખાઇ પીને સુખી રહો, કેમકે હવે ધંધામાં પહેલાં જેટલો માલ નથી! વેપારીઓની દાનત બગડવા માંડી છે! "લેનેમેં લક્કડ ઓર દેનેમેં પથ્થર!" માટે એવા મામલામાં નાણું જમા કરી ઘરોજ વસાવી દેવાં મને દુરસ્ત લાગે છે. મુબઇમાં ઘરોનાં ભાડાં એવાં સારાં ઉપજે છે કે, સેંકડે છથી આઠ આનાની તેરીખ ખાસી મઝાની પડશે, અને તે પેંદાશ ઇશ્વર કરશે તો વાપરતાં પણ ખુટશે નહી. પણ ખરચની બાબતમાં નીતિ પ્રથમ જોઇએ. નીતિથી ખરચ રાખી નીતિમાં રહેશો તો ઇશ્વર ખાતાં ખુટાડે તેમ નથી!" શુખમલે લાગ જોઇ નટવરને સલાહ આપી પોતાના વિચારો દર્શાવ્યા

"વાજબી છે પિતાજી, અને આપના વિચારને હું પણ મળતો થાઉં" નટવરે ટેકો આપ્યો.

"ઠીક ત્યારે ભાઇ, હવે તું નીરાંતે સૂઈ જા; કેમકે મધ્યરાત્રિ થવા આવી છે, અને કાલથી તું મારી સાથે ઓફીસમાંજ આવતો જજે." શુખમલે કહ્યું.

"બહુ સારૂં પિતાજી." કહી નટવર પોતાના સયન સ્થળે ઉપર ગયો અને શુંદરમતી પણ તેની પાછળ સહજ વારે સંચરી.

શુંદરમતીએ આજેજ સયનવાસ શણગાર્યો હતો, અને તે માત્ર નટવરનું આવવાનું ધારીનેજ! ઓરડામાં બંને મળતાં અન્યોઅન્ય ભેટી પડ્યાં અને બારણાંની સાંકળ વાસી ઘણે દીવસે મળેલો આ મિલાપી સમય બંનને ઉત્તમ પ્રેમાળ દીસ્યો!

"સ્વામિનાથ, આજની રાત્રિ કેવી રળિયામણી લાગે છે! આજે આ ઓરડો આનંદમય દીસે છે! આપની ગેરહાજરીમાં આ કેવો કરડકણો વાસ થયો હશે! તેમાં વળી આજના આપનાં શુદ્ધ અંતઃકરણના અલૌકિક પ્રેમને લીધે આ એકાંત સય્યાવાસ વિશેષ પ્રેમાળ બનાવે છે! પતિ પતિ વચ્ચે જેવી પવિત્ર પ્રેમજાળ પથરાય છે, એવી પ્રેમજાળ બીજામાં પથરાતી નથી, એની ખાત્રિ હવે આપને થતી હશે! એક લોદીની વાત ન્યારીજ છે! પ્રાણનાથ, પરનારી તે પર નારીજ! પર નારી પૈસાની કે સુખાવસ્થાની ભૂખી રહે! જેમાંથી એકનો લોપ થાય કે "તુ તારે ઘેર ને હું મારે" વળી તે ઘણું કરીને માત્ર સુખનીજ ભાગિયણ થાય છે. પરંતુ આપત્તિ પ્રસંગે તો પોતાની પરણેલી પ્રિયા હોય તેજ કામ આવે છે! માટે સ્વામિનાથ, મને ઉમેદ છે, ને મારી નમ્રતાપૂર્વક પ્રર્થના છે કે જેવી પ્રીતિ આપ આજે બતાવો છો, તેવીજ ચિન્કાર બતાવી આ ભક્તિભાવ ધરાવનારી આપની ચરણ રજ દાસીને શાંતિ આપશો! હું તો આપની અર્ધાંગના છું, અને તેથી આપનાં સૂખ દુઃખની ભાગિયણ પણ હુંજ છું, માટે મારાપર આપની મિઠી નજર સર્વદા રાખજો કે, જેથી આપણા બંનેના આત્મા આનંદમાં રહે!" શુંદરમતીએ આ પ્રમાણે પોતાના પતિને આ પ્રસંગે સદબોધ દીધો. જે નટવર એકી નજરે જોઈ સાંભળી રહ્યો, અને તેની આંખોમાં અશ્રુ ધારા વહી પોતાનાં આગલાં અપકૃત્યો માટે પશ્ચાતાપ કરવા લાગ્યો!

"સ્વામિનાથ રડો નહીં! તમને મારાં સમ છે!" શુંદરમતીએ રૂમાલ લઇ નટવરનાં આંસુ લુછ્યા! "આપનો પશ્ચાતાપ હું સમજી છુ. પરંતુ હવે પશ્ચાતાપ કરવાની કંઈજ જરૂર નથી!



"સ્વામિનાથ, આજની રાત્રિ કેવી રળિઆમણી લાગે છે!"

આપને પશ્ચાતાપ થાય છે એજ બતાવે છે કે, હવે આપને ઠોકર લાગી છે, અને હવે આપનું ભવિષ્ય સુધર્યું છે, માટે હવે શોક કરશો નહીં! "હોનાર હતી તે હો ગઈ" અને "ભવિષ્ય લેખ મીટે નહીં" એ પણ સત્ય છે! આપણાં ભાગ્યમાં વિતવાનું હશે તે વિત્યુ, અને હવેથી સમજીને ચાલસો તો હજી કંઇજ બગડયું નથી!"

"પણ મેં મારી પ્રતિષ્ઠાપર પાણી રેડ્યું!" **નટવર** બોલ્યો.

તેની ચિંતા નહી! ગયેલી આબરૂ મેળવતાં શી વાર છે?! આપ નીતિમાં રહી કામ ધંધામાં ચિત જોડી એક માર્ગિ થઈ જશો તો આબરૂ તેનાથી વિશેષ મળશે!" **શુંદરમતીએ** જણાવ્યું.

"વહાલી, આજે એક વાત તને દિલ ખોલીને કહું છું; પરંતુ તે તું ખાનગી રાખજે; કેમકે તે વાત એવી છે કે, પિતાજી જાણુશે તો તેઓ વળી વલોપાત કરશે!"

"બોલી દો સ્વામિનાથ, હું તે ખાનગીજ રાખીશ." **શુંદરમતીએ** કહ્યું.

"મારા પેલા લુચ્ચા મિત્ર **મગને** મારી પાસે સહી કરાવીને પાંચ લાખ રૂપિયાની એક ચીઠી સ્ટાંપ સાથે લખાવી લીધી છે, અને તે તો કેદમાં ગયો છે. પરંતુ છુટ્યા પછી તે ફરિયાદ માંડશે તો મફતમાં રૂપિયા આપવા પડશે! તેની સાથે હવે મારે વેર થયું છે તેથી તે મને હેરાન તો કરશેજ ને કોરટમાં જશે, એમાં તો શકજ નથી! માટે **મગન**ની સ્ત્રીને મળીને કોઇ પણ પ્રકારે તે ચીઠી તું કહાડી લાવે તો પછી ગભરામણ રહે નહીં! **મગન**ની વહુ તારી બહેનપણી થાય છે, તેથી તે તો તને ઝટ કહાડી આપશે! માટે કોઈપણ પ્રકારે એટલું કામ પાર પડે તો પછી હું તમામ પિંડામાંથી મુક્ત થઇ જાઉં!" **નટવરે** કહ્યું.

"ઠીક પ્રાણુનાથ, હું એ વીશેની તજવીજ કાલે ને કાલે કરીશ. તેને હું ગૂપચૂપ મળીને બધી વાત જાણી લીધા પછી યુક્તિ કરીશ! અગર જો એમાં પણ મારે એક પ્રપંચ કરવો પડશે કે જે કામ મારે હાથે તો કરવું તો નહીંજ જોઇએ, તોપણ આપને માટે મારૂં માથું જાય તોપણ તે આપવાને તૈયાર રહેવાની મારી ફરજ છે, એટલુંજ નહીં પણ **મગને** જ્યારે પ્રપંચ કીધો છે તો, આપણે પણ તેની સામા પ્રપંચી ટક્કર લડાવવામાં કંઇ વાંધો નથી. માટે આપ ગભરાઓ નહીં; હું એની તજવીજ કાલેજ કરીને પછી આપને જણાવીશ. બાદ પરિણામે વિચાર કરીશું." **શુંદરમતી**એ શાંતિ આપી કહ્યુ! "હવે આપ નિંદ્રા લો, અને નિરાંત રાખો."

આટલો વિચાર કરી બંને જણા સુતા, અને પાછલી રાત્રિની શીતળ હવાની લહેરમાં પલકવારમાં નિંદ્રા પણ તેમને આવી ગઇ.

પ્રભાત થતાંજ દાતણ પાણી કરી ચાહે પી તથા 'ન્યુસ પેપરો વાંચી **નટવરે** ભોજન કીધુ, અને **શુંદરમતી** જમીને બાહાર કોઇને મળવા જવાને નિમિતે પોતાની સાસુની આજ્ઞા લઈ **મગનને** ઘેર ગૂપચૂપ ગઈ.

**મગન**ની સ્ત્રી **ગુલાબ** આ સમયે પોતાના પતિને જેલમાં જવાના શોકથી ઉદાસ ચહેરે બેઠી હતી, અને એટલામાંજ **શુંદરમતી**ને આવેલી જોઈ બોલી "કેમ બહેન, કંઇ દહાડે તુ કયાંથા!?"

"બહેન, ચાર દાહાડા થયાં આવું આવું કરતાં આજે આવવાની તક મળી!" **શુંદરમતી** બોલી "તારા પતિની ખબર સાંભળી મને ઘણોજ ખેદ થયો, પણ શું કરીએ! જેના ભાયડા ખરાબ રસ્તે હોય તેની રાંડોના કરમની કંબખ્તી!"

"સત્ય છે બહેન! મારા દુઃખનો પાર રહ્યો નથી!" **ગુલાબ** રડી પડી.

"છાની રહે બહેન છાની રહે! રડવાથી શું વળે! શાંત થા! તું જાણે છે કે, મને પણ વિતવામાં બાકી રહ્યું નથી! પણ કરમ આગળ આકો આંક છે!" **શુંદરમતી** બોલી "હવે તો ધીરજ રાખવી. એ દાહાડા પણ જશે! કાલે ઉઠીને છુટી આવશે! ગભરા નહીં!"

"બ્હેન આ ઘર તો જાણે મને ખાવા ધાય છે! વળી પૈસા ટકાનું વેરાણ પણ એટલું કરી ગયા છે કે, મને તો કંઇ સમજે પડતી નથી! કેટલાક કાગળો તો અંગ્રેજી છે; પરંતુ શું જાણું કે તેમાં શું બળ્યું છે ને કેવીક હોળી ખડકી છે! મને તો ઘણી મુંઝવણ થાયછે બહેના!" ગુલાબે કહ્યું

"મુંઝવણ થાય તેમાં શી નવાઇ!" શુંદરમતી બોલી "પણ જો તારે અંગ્રેજી કાગળો વંચાવી મતલબ જાણવી હોય તો હું એમને મોકલું?"

"તારા પતિ ઘરમાં આવ્યા?!" ગુલાબે પૂછ્યું.

"હા બહેન, કાલેજ આવ્યા છે!" શુંદરમતી બોલી.

"હવે તે સુધરી ગયા કે વારૂ?" ગુલાબે જાણવા માગ્યું.

"હાલ તો સુધરેલા દેખાય છે! પછી ભવિષ્યની વાત પ્રભુ જાણે!" શુંદરમતીએ કહ્યું.

"ભલે મહારાજ! હું એ જાણી બહુ રાજી થાઉં છું, અને ત્યારે તો તું તેમનેજ મોકલજે." ગુલાબ બોલી.

"હા; આજેજ જઇને મોકલું છું." શુંદરમતીએ જણાવ્યું "અને હવે હું પણ જાઉં છું; કેમકે ઘેર કહ્યા વિના આવી છું!"

"ઠીક જા. પણ પાછી મળજે બહેન." ગુલાબ બોલી.

"આવીશ બહેન" કહી શુંદરમતી પાછી સ્વગૃહે ચાલી.

શુંદરમતી ઘેર આવી નટવરને મળતાંજ બોલી "પ્રાણનાથ, બાજી રચી છે, માટે ગભરાશો નહીં!"

"શી રીતે?" નટવરે પૂછ્યું.

"આપને ગુલાબે મગનના કાગળ પત્રો વાંચવા બોલાવ્યા છે; કેમકે કેટલાક અંગ્રેજી કાગળો છે તે તેણીને ખબર પડતી નથી. માટે આપ જાઓ, અને આપને કાગળો બતાવે કે તરત જ આપની જે ચીઠી લખી આપેલી હોય તે યુક્તિથી લઇ લેજો અથવા તે ફાડી નાંખજો." શુંદરમતી બોલી.

"ઠીક છે! એ તો હવે હું કરી નાખીશ!" નટવર બોલ્યો "તેં ઘાટ તો ઠીક ઘડ્યો વહાલો."

"હા, પણ હવે આપ જલદી જઈ પહોંચો!" શુંદરમતીએ કહ્યું "કેમકે જો બીજો કોઇ અંગ્રેજી વાંચનાર મળી આવશે તો પછી કંઇ વળશે નહીં!"

"આ ચાલ્યો." કહીને નટવર કપડાં પહેરી ત્વરિત મગનને ઘેર ગયો.

આ સમયે મગનની સ્ત્રી ગુલાબ બિચારી વિલાપ કરતીજ બહાવરી બની બેઠેલી હતી! નટવરને ઘરમાં આવતો જોઇ ગુલાબે માથાનું લુગડું વિશેષ કરી કપાળ ઢાંકયું, અને બોલી "આવો નટવરભાઇ, આ ખુરસીપર બિરાજો!"

નટવર બેઠો; અને થોડી વાર મૌન્ય રહી બોલ્યો "બહુ ખોટું થયું ભાભી! પણ ગભરાશો નહીં! કાલે સવારે શિક્ષાની મુદત પૂરી થશે, ને મગનભાઈ છુટી આવશે! હિંમત રાખજો! હવે કંઇ બીજો ઉપાય નથી!"

"હા ભાઈ, હવે તો એમજ છે તો ગુલાબની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી! તે વિશેષ રૂદન કરતી બોલી "ભાઈ, હું તો રોજ કહેતી હતી કે, બહુ રખડવા માંડ્યું તે કોઈ દાહાડો પસ્તાશો! પણ મારૂં કહેવું ન માન્યું! અને અંતે મારોજ બોલ આગળ આવ્યો!"

"ખરૂં છે ભાભી. પણ બનનાર હતી તે બની! હવે કંઇ ઉપાય નથી ત્યાં લાચાર! ગભરાશો નહીં! ચઢતી પડતી તો સઉની આવે છે; માટે ધીરજ રાખજો, અને ઘરમાં કાગળપત્રો વગેરે હોય તે જાળવી રાખજો. નકામા કાગળપત્રો રાખશો નહીં; કેમકે જો કંઇ બીજી પંચાત સરકાર દરબારમાં જાગે ઘરની ઝડતી લેવામાં આવે તો વળી કંઇ નવું શૂળ ઉત્પન્ન થાય! માટે નકામા કાગળો હોય

તેનો નાશ કરો !" **નટવરે** ગત વાપરી !

"તેટલા માટેજ તમને બોલાવ્યા છે; કેમકે મને કંઇ અંગ્રેજી વાચતાં આવડે છે ! માટે લો આ કાગળની પેટી અને તેમાંથી નહીં કામના હોય તે ફાડી નાખો !" એમ કહી **ગુલાબે** તમામ દસ્તાવેજોની પેટી **નટવર**ના મોં આગળ મૂકી. **નટવરે** તેમાંથી કાગળો કહાડયા, અને શોધતાં શોધતાં પોતાની લખેલી પાંચ લાખની ચિઠી હાથ આવતાંજ તે ફાડી નાખી !

"કેમ, એ કામનો કાગળ નથી શું ?" **ગુલાબે** પૂછ્યું.

"ના ભાભી. એ કોઇના હાથમાં જાય તો બોર **મગનભાઇ** ફસાઇ જાય તેમ છે !" **નટવરે** જવાબ દીધો.

"ત્યારે તો ફાડી નાંખ્યો તે ઠીક કીધું." **ગુલાબે** જણાવ્યું "એજ પ્રમાણે બીજા નહીં કામના હોય તે ફાડીને ફેંકી દો કે સંતાપ મટે !"

**નટવરે** બીજા કાગળો પણ જોયા અને બીજા લેનદેનના કાગળો હતા તેનો પણ નાશ કરી નાખ્યો કે જેથી **મગન** રડીનેજ રહે ! અને પછી બીજા કેટલાક કાગળો પેટીમાં પાછા ભરી પેટી **ગુલાબ**ને સ્વાધિન કરી અને **નટવરે** રજા લઇ ચાલવા માંડ્યું.

"બહુ તસ્દી પડી માફ કરજો **નટવરભાઈ.**" **ગુલાબે** કહ્યું.

"એમાં તસ્દી શાની ભાભી ? એ તો મારી ફરજ છે. જ્યારે કામકાજ હોય ત્યારે મને બેલાશક બોલાવજો. બિલકુલ જૂદાઇ જાણશો નહીં." **નટવરે** જાણાવ્યું, અને પછી ઘેર પાછો ફર્યો.

"ફતેહ, પ્યારી, ફતેહ !" **નટવરે** પોતાની પ્રિયા પ્રત્યે ઘેર જતાંજ કહ્યું "મારી ચીઠી હાથ લાગતાંજ તે ફાડી નાખી છે, અને હવે મને કશો ડર રહ્યો નથી !"

"એ સાંભળી હું ખુશી થાઉં છું પ્રાણનાથ." **સુંદરમતી**એ જણાવ્યું "પણ હવે આપ એવે રસ્તે ચાલશો નહીં; કેમકે જેમ તેમ કરીને પિડામાંથી તમે છુટયા છો, અને પાછા જો ફસાશો તો પછી વારેઘડીએ પરમેશ્વર પણ સાહ્ય થશે નહીં; માટે હવે કૃપા કરી આપ સીધો રસ્તો પકડજો કે સુખી થઇએ !"

"હવે તારે કશી વાતે ચિંતા રાખવી નહીં ! મને હવે તો જબરી ઠોકર લાગી છે, અને હું હવે બરાબર શિખ્યો છું !" **નટવરે** કહ્યું.

"પણ તમારી પેલી રાંડ તમારે ગળેથી છુટશે કે નહીં ? !" **સુંદરમતી**એ ધાસ્તિથી પુછ્યું.

"હવે તો એ રાંડનું મોં પણ કદી નહીં જોઉં !" **નટવરે** જણાવ્યું "એનું મોં પણ જોવું મને ગમતું નથી ! કેમકે હું જાણું છું કે એ રાંડનાંજ પાપમાં મારી ફજેતી થઈ ને હું દુનિઆમાં હલકો પડી ગયો ! માટે આ ભવમાં તો એ કુભારજાની સામું કદી પણ જોઉં તેમ નથી !"

"તોજ સુખી થશો પ્રાણનાથ !" **સુંદરમતી** બોલી "આપને સુખે હું સુખી ને આપને દુઃખે હું દુઃખી ! આપ જ્યારે ઘરમાં રહેતા નહોતા, ત્યારે મારી શી અવસ્થા હતી, તેનો આપને કંઇ પણ ખ્યાલ થાય છે ખરો ? ! આપને લીધે આપનાં માતપિતાનાં મહેણાં મારે સહન કરવાં પડતાં હતાં ! તેઓ મને બોલીએ બોલીએ એવી તો વીંધી નાખતાં હતાં કે, તે સમયે જીવ્યા કરતાં મરવુંજ ભલું, એમ મનન કરતી રાત દિવસ રડતી હતી ! અહા ! આ દિવાનખાનું આજે આપનાં પધારવાથી કેવું પ્રીતિકર પ્રકાશિત લાગે છે ! અને આપની લાંબી ગેરહાજરીમાં તો એ આખું ને આખું અંધકાર સમાન ભાસતું હતું ! પતિ વિના સર્વ શ્યામતા લાગે એમાં કંઇ નવાઈ નહીં ! સંસારમાં સૌભાગ્યવંતિ સ્ત્રીને સ્વામિ સમાન સુખ એકે નથી ! સ્વામિનાથ ! મારાં સંકટની કથા કરૂં ! આપની ગેરહાજરીમાં રાત્રે નિંદ્રામાં પણ આપની મૂર્તીજ મનમાં રમી રહેતી, અને જાગૃતાવસ્થામાં પણ મોં આગળ જાણે આપની મુખ મુદ્રાની ઝંખના જોયા કરતી ! મેં મારા દુઃખના દહાડા એવીજ રીતે ગુજાર્યા છે ! પણ આપ મોજમઝામાં મહાલતા ફરતા તેથી મને તો તમે શાની

સંભારો ! તે પ્રસંગે આપને તો એમજ થયું હશે કે ' આને શું રવડી છે ? ! ' પરંતુ સ્વામિનાથ, સ્વપતિ શિવાય સંસારમાં અન્ય સ્ત્રીઓ ગમે તેવી રૂપવાન કે ગુણવાન હોય, તોપણ તે માત્ર સ્વાર્થનીજ સંગી હોય છે ! અંતે પોતાનીજ પ્રિયા સંકટમાં કામ આવે છે! પરનારી દુઃખમાં ભાગ લેતી નથી, પણ માત્ર સુખમાંજ ભાગ લે છે, અને સ્વપતિ તો બંનેમાં ભાગિયણ થાય છે ! અને આપને કદાચ મારાં કરતાં અન્ય સ્ત્રીઓ અધિક રૂપવાન લાગતી હશે, પરંતુ જો આપ મને પણ સારાં સારાં વસ્ત્રાભુષણ પહેરાવો, અને હું પણ જો લટકો, મટકો ને છીનાળ છટકો દાખવું તો આપ મને વળી વિશેષ રૂપાળી માનો ! નાયકણોપર ઘણાક લંપટો મોહી પડે છે, તેનું કારણ માત્ર તે રાંડોના ચાળાચસ્કા છે ! જો હું તેવા ચટકા મટકા કરી ભીંડીબજાર કે ગીરગામના એકાદ બંગલામાં ભપકો કરી બેશું, અને પછી આપને બોલાવું તો આપ તત્કાળ મને જોઇ દંગ થઈ ગાંડાઘેલા બની જશો, અને એમજ માનશો કે ' આ સ્ત્રી મારી પત્નિ કરતાં વિશેષ રૂપાળી છે ! ' પણ નાથ, એ સઘળું તેવી કુત્સિત રંડાઓનેજ શોભે, અને તેવા નફ્ટ નરોનેજ તે પસંદ પણ પડે ! આપણે તો આપણા કુળની પ્રતિષ્ઠાને લાંચ્છન નહીં લાગે તેવું વર્તન રાખવું જોઇએ. હું જો હમણાં માત્ર આપની પ્રસંનતાને માટે પણ વવા છીનાળિયા ચાળાચસ્કા કરવા માંડુ, તોપણ તે આપણા ખાનદાની કુટુંબને એબ લગાડે ! માટે મરિયાદામાં રહેવામાંજ સ્ત્રી ને પુરૂષની શોભા છે. અગર જો આપને આ બધું આખ્યાન આપી હું આપને શિખામણ દેવાને યોગ્ય નથી, પરંતુ આપ આડે માર્ગે દોરાઈ ગયલા હોવાથી આટલા બોલ માત્ર વિનય સહ વદવાની મને તક મળી તેથી વદવું પડે છે ! માફ કરશો પ્રાણનાથ. ”

“ પ્રિયા, તારૂં વદવું તદન સત્ય છે. ” નટવરે જણવ્યું “ મને મનમાનતી વિતી ચૂકી છે, અને હું સારીપેઠે સમજી ગયો છું કે પરનારીનો પ્રસંગ સર્વ પ્રકારે દુર્ગુણરૂપ છે ! પણ પેલા લુચ્ચા મગનના સંગનો રંગ મને લાગવાથી મારી મતિ બદલાઇ ગઇ, અને આડે રસ્તે દોરવાયો ! ”

“ આપે એટલું નક્કી યાદ રાખવું કે, સંગ કરવો તો સારાનોજ કરવો ! નઠારાના સંગમાં નઠારૂં મિત્ર કરો તો નીતિવાન, સન્માર્ગિને સત્યવાદીજ કરજો. આપ જાણતા હશો કે ગધેડા સાથે ઘોડો બાંધીએ તો ઘોડો પણ ભુકતાં શીખે ! ” માટે હમેશા સદસમાગમમાં રહેવાથીજ શોભા મળે છે. ” સુંદરમતી બોલી.

“ બરાબર છે. ” નટવર “ પણ પ્રિયા, હવે તો મારે એક પણ મિત્ર નથી, અને તેથી મારો વિચાર એકાદ સારો મિત્ર તો જોઇએજ. છેક એકલો અવતાર ન જાય ! હું ધારૂં છું કે, મારા નિશાળના સાથી મોહન ને મંગળ કરીને છે, તેમને બોલાવી તેમની સાથે પ્રસંગ પાડું ને ધીમે ધીમે મિત્રના બાંધુ. ”

“ આપને જો તેમને માટે સારા વિચાર હોય તો ભલે તેમ કરો પણ વળી તેમાંથી મગન જેવો મિત્ર નહીં નીકળે તેને માટે પૂરતી કાળજી રાખજો. સુદરમતી બોલી.

“ તેવું લાગતું તો નથી, પરંતુ તેવું કંઇ જણાશે તો ઝટ પાણીચું પકડાવીશું ! ” નટવર બોલ્યો.

“ તે ખરૂ, પણ પ્રથમથી વિચાર કરીને મિત્રતા બાંધવી. એક વાર મિત્રતા કીધાં પછી બગાડ કરવો, તેમાં શોભા નહીં ! તેમા તો ઓર લોકમાં બંનેની હાંસી થાય, અને તેની અને તમારી બનેની નાદાની જણાઇ આવે !” સુંદરમતીએ યોગ્ય સલાહ આપી.

“ તે પણ યોગ્ય છે. ઠીક છે, હું એ વિષે બરાબર તપાસ કરીને કામ કરીશ. ” નટવરે કહ્યું “ પણ મને એટલી તો ખાત્રિ છે કે, તેઓ જ્યારે મારી સાથે શાળામાં હતા, ત્યારે તેઓ ઘણા સારા સ્વભાવના, શાંત ને સમજુ આચરણવાળા ગણાતા હતા, અને તેથી અમારા માસ્તરનો પણ તેમનાપર સારો પ્યાર હતો. ”

" તે ભલે હોય પણ બાલ્યાવસ્થાની રીતભાતમાં ઘણો ફેર પડી જાય છે ! એક સખસ ન્હાનપણમાં સારો હોય, તે મ્હોટપણમાં ખરાબ નીવડે છે ! તેમ કેટલાક ન્હાનપણમાં ખરાબ હોવા છતાં મ્હોટપણમાં સુધરી જઇ સારા નીવડે છે ! માટે તેમની સ્થિતિ તરફ કંઇ ભુલવાનું નથી ! " સુંદરમતીએ શાંતપણે સમજ આપી.

" એ વાત તારી વાજબી છે, અને તેથી મને લાગે છે કે હવે પછી પૂરતો વિચાર કરીને-જ મિત્ર કરવા. " નટવરે કહ્યું.

એટલામાં સુંદરમતીને નીચેથી હાંક પડતાં તેણી નીચે ગઇ, અને નટવર એકલો એક પુસ્તક લઇ વાંચવા બેઠો.

## પ્રકરણ ૧૬ મું.

### દોહરો.

સુખમલ સ્વર્ગે સંચર્યો, નટવર થયો સ્વતંત્ર,
ધન દોલત પામ્યો હવે, નથી રહ્યો પરતંત્ર.

### " શેઠ સુખમલનો સ્વર્ગવાસ. "



સુખમલની વૃદ્ધાવસ્થા થવાથી શરીરે નિર્બળતા વધતી ગઇ. ધીમે ધીમે શરીર ગળાતું ગયું. તેથી તેણે જાણ્યું કે " હવે મારો દેહ ઝાઝા દિવસ ટકવાનો નથી. " એમ તેણે પોતાનું ભવિષ્ય બાંધી લીધું, અને તેથી પોતાની દોલતના સંબંધમાં વ્યવસ્થા કરવાનો નિશ્ચય કીધો. વળી ડૉકટરે પણ તેને સુચવ્યું કે " શેઠ, હવે તમારૂં શરીર ઝાઝા દાહાડા ટકે તેમ લાગતું નથી; કેમકે દિન પ્રતિદિન તમારી શક્તિ હીન થતી જાય છે, માટે તમારે જે કંઇ વિચાર કરવો હોય તે કરી લેજો ! " ડૉકટરની આ સલાહ સુખમલને પણ યોગ્ય લાગી, અને એક દિવસે તેણે પોતાની પ્રીયાને પાસે બોલાવી કહ્યું " પ્રિયા, મને લાગે છે કે હવે મારી અવસ્થા થવા આવી છે, માટે મારી પુંજીની વ્યવસ્થા કરવી, કે જેથી પાછળ નટવરને પંચાતી પડે નહીં. એ ભાઇને તો કશી ખબરે નથી કે મારે શું લેનદેન છે ! માટે હું તારી સલાહ માગું છું કે, એ વિષે કેમ કરવું ? જો ટ્રસ્ટીઓ નીમી વીલ કરૂં છું, તો મને ધાસ્તી લાગે છે કે, રખેને ટ્રસ્ટીઓ લુચ્ચા ને બદદાનતના મળે ને પુંજી હજમ કરી જાય તો તમે બધાં રવડી મરો, ને છતે પૈસે તમને વનેખાં પડે ! તેમ નટવરને તમામ દોલત સોંપતા જીવ ચાલતો નથી ! કેમકે એ ભાઇ ગમે તેટલો સુધરી ગયો છે, તોપણ હજી નાદાન છે, અને તેથી મને ભય છે કે, રખેને કોઈ નબળી સોબતમાં પડી પાછો વંઠે તો મારી દોલત ઉડાવી દે, અને રોટલાનાં પણ ફાંફાં પડે ! માટે તું મને શું સલાહ આપે છે તે કહે, ? "

" સ્વામિનાથ, આપની વાત સત્ય છે, પણ—" કહેતાંજ આંખોમાંથી આંસુ પડે છે, અને પ્રાણપતિ હવે જીવશે નહીં, ને પોતે વૈધવ્ય પામશે, એવી ચિંતામાં પડી ઘણી રડે છે !

" રડ નહીં. તમે બૈરાંઓ વ્હેમીનાં ઝાડ છો તો ! શું તું એમ સમજે છે કે, હવે હું મરી જઇશ ? ! " સુખમલે પુછ્યું.

" સ્વામિનાથ, તમે પેલા ડૉકટરની સલાહ પુછી ત્યારથીજ મને વહેમ ગયો છે, ને મને લાગે છે કે ડૉકટરે તમારાં શરીરની આશા મુકી હશે, અને તેથીજ તમે આ બધી વ્યવસ્થા કરવા માંડી છે ! નહીંતો આજે ઓચિંતો આ વિચાર ક્યાંથી થયો ? !" રત્નલક્ષ્મી બોલી.

" ડૉક્ટરે તો બિલકુલ ધાસ્તિ બતાવી નથી. " સુખમલે રત્નલક્ષ્મીને શાંત કરવાને કહ્યું " પણ તું સમજે છે કે, મારી હવે વૃદ્ધાવસ્થા થઇ છે, માટે મારે આજુબાજુનો વિચાર તો કરવોજ જોઇએની ? અને તેથીજ તને બોલાવીને પુછું છું, એટલામાં તો તું રડી પડે છે ! આ તે તારૂં ડહાપણ કહેવાય કે ? !"

" પણ તમારાં પહેલાં ઇશ્વર મને ઉપાડી લે તો કેવું સારૂ ! રત્નલક્ષ્મી વળી ડુસકાં ખાતી બોલી " શું મારાં કરમમાં રંડાપોજ લખેલો હશે ? ! "

" તે કોઇના હાથમાં નથી ! તે તો ઇશ્વરની મરજીપર છે ! જેવું આવી બન્યું હશે તે જશે ! પહેલા હું મરીશ કે પહેલાં તું મરીશે, એ કંઇજ કહી શકાતું નથી ! પણ સઉને એક દિવસ મરવું તો છેજ ! માટે તું શાંત થા, અને ધીરજ રાખી લાંબો વિચાર કરીને મને સૂચવ. " સુખમલે કહ્યું.

" હું આપને શું સલાહ આપું ? આપ પોતે ક્યાં કાચા છો ? " રત્નલક્ષ્મીએ જણાવ્યું.

" મારો વિચાર તો એમ થાય છે કે, તારે માટે પાંચ લાખ રૂપિઆ જૂદા કહાડું, અને બાકીના પંદર લાખ રૂપિઆ નટવરની વહુના નામના કહાડું, એટલે તે સ્યાણી ને સમજૂછે તેથી નટવર પણ કબજામાં રહેશે !" સુખમલે પોતાનો વિચાર કહ્યો.

" તેમ કરો પ્રાણુનાથ ! મારે કોઇ વાતની ના નથી. મારી તો એટલીજ પ્રાર્થના ! મારે નટવરના હાથના ટપલા ખાવાનો સમય ન આવે તેમ કરજો. " રત્નલક્ષ્મી બોલી.

" આમ કરવાથી સારૂંજ થશે. પણ તેની સાથે વીલમાં હું એક કલમ નાખીશ કે, તારાં મરણ પછી તારી દોલત નટવર અને તેની સ્ત્રીનેજ મળે. " સુખમલે કહ્યું.

" મારે એમના શિવાય બીજું કોણ છે ? ! દીકરી પણ નથી કે તેને આપી દઇશ ! " રત્નલક્ષ્મી બોલી " મારે પણ એક દીકરાને વહુપરજ બધું છેની ? ! "

" ઠીક ત્યારે, હવે સુંદરમતીને બોલાવ. તેને એ વિષે વાકેફ કરૂં, " સુખમલનાં કહ્યાંથી રત્નલક્ષ્મી તરત સુંદરમતીને બોલાવી લાવી, અને પછી સુખમલે તેણીને ઉપલી વિગત કહિ સંભળાવી

સુંદરમતી વિસ્મય પામી બોલી " સસરાજી આપ આમ કરવા ધારો છો. પણ તેથી દુનિયામાં મારા પતિનું નામ હલકું પડશે, અને તેમને ઘણું ખરાબ લાગશે ! માટે તેમનો જીવ કંચવાય તેમ કરવાને હું રાજી નથી ! "

" પણ તેને જો તમામ પૂંજી સોંપી દઉં. અને તે જો ઉડાવી દે તો તમે ભૂખે મરશો ને ભીખ માગવાનો વખત આવશે ! તેનો કંઇ વિચાર કીધો ? ! " સુખમલે ચીપી ચીપીને કહ્યું.

" તે ખરૂં છે. પણ હવે મારી ખાત્રિ છે કે, તે કોઇ પણ આડે રસ્તે જાય તેમ નથી; કેમકે તે તદ્દન સુધરી ગયા છે, અને હવે તેમને એવી ઠોકર લાગી છે કે, કદી પણ નાદાની કરે તેમ મને તો લાગતું નથી ! માણસની ભૂલ એક વાર થાય છે, કંઇ વારે વારે ભુલ થતી નથી ! અને નાદનીમાં તેમણે તેમ કીધું, પરંતુ હવે દાહાડે દાહાડે માથે પડતી જવાથી બુરો લખ તદ્દન નાબુદ થયો છે; માટે આપની દોલત એમનેજ સોંપો; અને તેમ છતાં આપને જો અવિશ્વાસ આવતો હોય તો હું એમને ઠેકાણે રાખવનું જોખમ મારે શીર લઉ છું. આપ નિશ્ચિત્ રહો !" સુંદરમતીએ હામ બીડીને કહ્યું.

" ઠીક છે તો. તું પોતે જ્યારે હિમ્મત રાખે છે, ને મારા વિચારને માટે આનાકાની બતાવે છે તો મને કંઇ વાંધો નથી ! પણ હું તને ચેતાવું છુ કે, જો તું હોંશિયારી નહીં રાખશે તો ખતા ખાશે ને રવડી મરશે ! " સુખમલ બોલ્યો.

સુંદરમતીએ કહ્યું ", ચેતીને ચાલવાની આપની શિખામણ માથે ચડાવું છું, પરંતુ મારા પતિનું અપમાન થાય તેમાં હું શું રાખવાની છું ! ને મને ભાષે છે કે, તેવો નબળો સમય હવે આવવો પણ મુશ્કેલ છે ! આપ નિરાંત રાખો ! આપના આશિર્વાદથી સઉ રૂડાંવાનાં થશે ! "

" ભલે ! તેમ તો તેમ ! " સુખમલે કહ્યું " હવે નટવરને બોલાવો. "

**નટવર** આવ્યો, **અને સુખમલે** તેને આ તમામ વાત સમજાવી. પોતાની દોલત અને લેણુ દેણુ સંબંધીના ચોપડા તેને બતાવ્યા. અને છેટે કહ્યું " આ બધી દોલતની બરાબર સંભાળ રાખજે, અને સાચવીને ચાલશે તો સુખી થશે, અને ચેન કરીશ. પણ તારી માતાજીની આજ્ઞામાં રહેજે, તેમનું માન્ય રાખજે અને આ પૈસામાંથી પાંચ લાખ રૂપીઆની જે લોન છે તે હું આજે તેણીનાં નામપર ચઢાવી દઉ છું, જેના ઉપર માત્ર તેણીનોજ હક રહેશે, અને તેનાં મરણ બાદ તે પૂંજીનો ધણી તુંજ થશે. પણ ત્યાં સુધી તું સદપુત્ર થઇ એનું પાલણપોષણ કરજે, અને એને કોઇ વાતે દુભવતો નહીં. મારી અવસ્થા થવાથી, અને દેહનો ભરોસો નહીં હોવાથી આ મારી તને છેલ્લી શિખામણ છે ! "

" વારૂ પિતાજી આપની આજ્ઞા માથે ચડાવું છું. " નટવરે કહ્યું " આપ મને આશિર્વાદ આપો કે મને સદા સદબુદ્ધિ સુઝે. "

" મારો તો તેને આશિર્વાદ છેજ. " **સુખમલ** બોલ્યો " પણ એટલું ગોખી રાખજે કે, સદા નીતિમાં રહીશ તો સુખીજ થઇશ. જેણે નીતિ સાચવી તેનું સઘળું સુધરી ગયું, એ નિર્માણ છે. માટે જા, હવે તારે કામે લાગ. "

**નટવર** ઉઠીને પાછો પોતાના ઓરડામાં ગયો, અને તેની પાછળ **સુંદરમતી** પણ ગઇ તથા **રત્નલક્ષ્મી** પણ પોતાના કામકાજમાં ગુંથાઇ, અને **સુખમલે** પોતાના મુનીમને બોલાવી પૂંજીની બરાબર સફાઇ કરી નાંખી, ને પાંચ લાખની લોન પોતાની પત્નિનાં નામપર ચઢાવી ચોપડામાં પણ તે મુજબ લખાવ્યું, અને મુનીમને ભલામણ કરી કે " મારાં મરણ બાદ તારે **નટવરની** બરાબર સંભાળ રાખી નિમકહલાલીથી નોકરી બજાવવી. "

**નટવરે** ઉપર જઇ **સુંદરમતીને** પૂછ્યું " વહાલી, મારા પિતાજી તારી સાથે શું વાતો કરતા હતા વારૂ ? "

" સ્વામિનાથ, એમનો વિચાર એવો હતો કે, આપને દોલતની સ્વતંત્રતા નહીં સોંપતા મારે નામે તમામ પૂંજી સોંપવી. " **સુંદરમતીએ** જણાવ્યું.

" ત્યારે પછી વાત ફરી કેમ ગઇ, તે તો કહે ? " **નટવરે** પૂછ્યું.

" મેં તે વાતની ના પાડી અને કહ્યું કે મારા પતિને સ્વાધિન કરો; કેમકે મને લાગ્યું જો મારા નામની પુંજી કરે, અને આપને મારે વશ કરે તો પછી આપની આબરૂ સારી કહેવાય નહીં, અને આબરૂપર પાણી ફરી વળે ! અને તે મને પણ શોભા આપે નહીં ! માટે મે તેમનો તે વિચાર ફેરવી નખાવ્યો, અને પછી આપને બોલાવીને કહ્યું. "

" પણ મને દોલત નહીં સોંપવાનું કારણ શું ! " **નટવરે** તાજુબીમાં પૂછ્યું.

" સસરાજીને ધાસ્તિ લાગી કે, આપ હવે પછી જો કોઇ નબળાની સોબતમાં પાછા પડે ને દોલત ઉડાવી દો તો શા હાલ થાય ! આવા વિચારથી તેમણે તમને સ્વતંત્રતા આપતાં આનાકાની કરી ! બીજું કંઇજ કારણ નહીં સ્વામિનાથ ! " **સુંદરમતીએ** સમજણ પાડી.

" વહાલી ! હવે અવળે રસ્તે જાઉં, એવું તને પોતાને લાગે છે ? ! " **નટવરે** પૂછ્યું.

" મને તો લાગતું નથી, અને સસરાજીને મોંઢે પણ મેં તે વિષેની ખાત્રિ આપી ત્યારે તેમણે પોતાનો વિચાર બદલ્યો તો ! " **સુંદરમતી** બોલી.

" જો, મારે માથે બધું વિતી ચૂક્યું છે ને મને બરાબર ઠોકર વાગી છે ! તે જીવતાં સુ હું ભુલું તેમ નથી ! માટે તારે પણ ખાત્રિ રાખવી કે હું હવે કદી પણ અનીતિને માર્ગે સં તેમ નથી ! નાદાનીમાં થઇ ગયું તે થઇ ગયું ! ફરી ફરી નર્ક ખાવાને મનન કરૂં એવો હું મૂ નથી ! " **નટવરે** ખાત્રિ આપી.

" તે બરાબર છે પ્રાણનાથ, અને મને પણ હવે તો આપને માટે પરિપૂર્ણ વિશ્વાસ છે, પરંતુ એકવાર આપનુ નામ હલકુ પડયું તેથી માબાપને તો જ્યાં સુધી પાંચ દસ વર્ષ સારી રીતે જાય નહીં, ત્યાં સુધી ખાત્રિ થાય નહીં, એ તો સ્વભાવીક છે ! " **સુંદરમતી** બોલી.

" એ પણ સત્ય છે. " **નટવરે** કહ્યું.

" લો, હવે આપ પોઢી જાઓ; કેમકે બપોરે સુવાની આપને ટેવ છે. હું નીચે જઇને આવુ છું " એમ કહી **સુંદરમતી** નીચે ગઈ, અને **નટવર** પલંગપર સુતો.

**સુખમલ** નિવૃત્તિ પામ્યો, અને મરણની રાહ જોતોજ જાણે બેઠો હોયની, તેમ તેનું અંતઃકરણ અંત સમયને માટે તૈયાર થઇ રહ્યું.

" પ્રિયા આજે મારાં શરીમાં કંઈક તાવની અસર લાગે છે ! " **સુખમલે** પોતાની પત્નિ પ્રત્યે કહ્યું.

**રત્નલક્ષ્મીએ** સ્વામિનાં શરીરે હાથ મુકી તપાસી જોયું તો ગરમ લાગ્યું, અને ધીમે ધીમે તાવ વધવા માંડયો, જે જોઇ તેણી બોલી " પ્રાણુનાથ, મ્હોટા ડૉકટરને બોલાવવા દો; કેમકે તાવ વધતો જતો હોય એમ મને તો લાગે છે ! "

" ભલે બોલાવો " **સુખમલે** કહ્યું " પણ પ્રિયા, ડૉકટર આવીને શું વધારો જીવ ઘાલવાનો છે ! આયુર્દા કોઇથી સંધાવાનો નથી ! જીંદગીનો અંત લંબાવવાનું કોઇના હાથમાં નથી ! માટે નકામા ગોરા ડૉકટરને બોલાવી પચીસ રૂપીઆ નાખી દેવાનું મને તો દુરસ્ત લાગતું નથી ! "

" સ્વામિનાથ, રૂપીઆ રૂપીઆ શું કરો છો! આપની હૈયાતિ એજ રૂપીઆ છે! પણ મ્હોટા ડૉકટરને તો બોલાવવા દો!" એમ કહી **રત્નલક્ષ્મીએ સુંદરમતીને** કહ્યું "વહુ **નટવરને** ઉઠાડી લાવ ડૉકટરને તેડવવા છે."

**સુંદરમતી** તરતજ ઉપર ગઇ, અને **નટવરને** બોલાવી લાવી **નટવર** ઉંઘમાંથી ગભરાતો નીચે આવ્યો, અને પૂછ્યું " કેમ માતાજી શું છે ? ! પિતાજીનાં શરીરને કંઇ ઠીક નથી કે શું ? ! "

" હા ભાઇ; અને તેથીજ તને તેડાવ્યો છે! માટે કોઇ મ્હોટાને કાબેલ ડૉકટરને બોલવવાને ગાડી મોકલે તો સારૂ ! કેમકે તાવ સખત છે ! " **રત્નલક્ષ્મી** ચિંતાતુર ચહેરે બોલી.

"હમણાં તેડાવી મંગાવુ છું" એમ કહી **નટવરે** તરતજ બુમ પાડી ગાડી જોડાવી ડૉકટરને ત્વરિત તેડુ મોકલ્યું.

" ભાઈ, મને લાગે છે કે તાવ ઘણો વધી ગયો છે ! જો એમનાં પેટપર હાથ મુકી જો ! " **રત્નલક્ષ્મીએ** જણાવ્યું.

**નટવરે સુખમલને** પેટે હાથ મુકતાંજ તે પણ ચોંક્યો ! તેણે કહ્યું " માતાજી, તાવ તો ઘણો સખત ચઢયો છે ! મને તો ધાસ્તિ લાગે છે ! પણ ફીકર નહીં ! હમણાં ડૉકટર આવી પહોંચશે તો. "

" ડાકટર જલદી આવે તો સારૂ ! **નટવરે** એમ કહી પાસેના ઓરડામાંથી ડાકટરને બેસવા માટે એક ખુરસી મંગાવી અને એટલામાં ડાકટર આવી પહોંચતાજ તેનાપર તેમને બેસાડયા. ડાકટરે નાડ તપાસી હકીકત પૂછી તાવ તપાસવાનું થરમામીટર **સુખમલની** બગલમાં મુક્યું, અને તપાસતાં ૧૦૬ ડિગ્રી જણાયો !

" તાવ ઘણો સખત છે, અને નબળાઇ વધી ગઇ છે હું આપુ છું તે કલાકે કલાકે પાજે, અને સાંજે પાછી ખબર કહેવરાવજો. " ડાકટર એમ કહી ચાલતો થયો જેની સાથે **નટવરે** ગાડીમાં પોતાના ભૈયાને પણ દવા લાવવાને મોકલ્યો.

આણી તરફ **સુખમલનો** તાવ વિશેષ વધ્યો, અને જીભ બંધ થઇ એ શુદ્ધાવસ્થા હોય એમ



"તાવ ઘણો સખત છે, અને નબળાઈ વધી ગઈ છે!"

લાગ્યું! નટવરે "બાપા? ઓ બાપા?" કહીને બોલાવ્યો. પણ સુદ્ધિ ન હોવાથી ઉત્તર આપ્યો નહીં! ડાક્ટરની દવા આવી. પરંતુ તે પાવા જતાં ગળે ઉતરી નહીં! છેવટે રૂનાં ટીપાં પાડીને દવા મુકી પણ તેથી પણ કંઈજ વળ્યું નહીં! વખત જતાં માંદગી ભયંકર થઈ પડી. અને તેજ રાત્રિએ સુખમલે પ્રાણ મુકયો! ઘરમાં રડારોળ થઈ રહી! રત્નલક્ષ્મીનો વિલાપ અનહદ હતો! છાતી માથા કુટી નાંખ્યાં! સગાં સંબંધીઓની ઠઠ સ્મશાન ક્રિયા માટે એકઠી થઈ અને સુખમલ એક ધનવાન ને કીર્તિવન ગૃહસ્થ હોવાથી સ્મશાને પહોંચાડવા માટે સેંકડો ડાઘુઓ આવ્યા. મૃત્યુ ક્રિયા હિંદુ નિયમાનુસાર થઈ, અને ઘેર આવી નટવર એકાક પોક મુકી રડયો! ઘરમાં સુનુંસપ જેવું જણાય, અને તેમ તેમ નટવરનેં વિશેષ રૂદન થાય! રત્નલક્ષ્મીના વિલાપની વાત તો શું વદવી! તે બિચારીને વૈધવ્ય આવ્યું! સૌભાગ્યવંતિનો અવતાર અદ્રષ્ય થયો! શોક! ગ્લાનિ ગજરૂપ થઈ પડી! ઘરનો ગજરાજ ગતિ કરી ગયો! ઘરમાં ખાવા ધાય! એમ કરતાં કરતાં પૂરા પંદર દિવસ વિત્યા! તેરમાને દિવસે ન્યાત જમાડી, અને સોળમેદિવસે મહાભારત-હઝારો માણસોની જમણવાર કરી વાહવા મેળવી! સુખમલશેઠ સારી પેઠે ઉજવાયા! ન્યાત તરફથી યશના સરપાવ મળ્યા!

હવે સુખમલની પાછળ તેનું સ્મર્ણ રહે, એવું કંઈ પણ કાર્ય કરવા માટે રૂ ૧ લાખની રકમ ખરચવાનો વિચાર નટવરને થઇ આવ્યો અને તેને માટે તેણે પોતાની માતુશ્રીની સલાહ લીધી.

"ભાઇ, એટલી મ્હોટી રકમ ખરચવાની શી જરૂર છે?! માતાએ કહ્યું "એકદમ એવડી મ્હોટી રકમ ઉરાડી દઇ લોકોને દાંતે મોંઢે ચઢવામાં માલ નથી! આપણે તારા પિતાજી પાછળ ન્યાત વરા કરીને લગભગ દશ હઝારનો ખરચ તો કીધો છે, અને તેમાં માનમાનતો યશ મળ્યો છે. તો પછી હવે બીજો વધારે ખરચ કરવાની જરૂર કંઇજ રહી નથી. માટે ભાઇ, અત્યારથી આવું ઉછળતું પગલું ભરતો નહીં. ધીરે ધીરે સાત વાર વિચાર કરીને કરવું. તું લાંબો વિચાર કરશે તો તને સમજાશે કે, એક લાખ રૂપીઆ ખરચશે તો લોકો વળી વધારે વાહવા કહેશે! અને તે માત્ર થોડાજ દહાડા! તેમાં પણ વળી કેટલાક તો એમ પણ કહેશે કે "બાપ મરી ગયા તેથી ભાઇ હવે દોલત ઉડાવવા બેઠા છે!" માટે જગતને શું? તે તો આમે બોલે ને તેમે બોલે! જગતને મોંઢે કંઇ ઢાકણું નથી! અને લોકો નકામાં તારી નિંદા કરશે! માટે ભાઇ, હાલ એ વિચાર માંડી વાળ! (સુંદરમતી) કેમ વહુ હું કહુ છું તે તારા લક્ષમાં કેમ લાગે છે?"

"હા સાસુજી તમારી વાત વાજબી છે. નકામા એક લાખ રૂપીઆ ઉરાડી નાખવાથી શો લાભ છે! એક લાખ પેદા કરતાં કેટલા દહાડા જશે, તેનો વિચાર પ્રથમ કરવાનો છે! આજના વખતમાં કમાણી કરવી મોહા મુશ્કેલ છે! બાપ દાદા કમાઇ ગયા હોય તેજ સાચવી શકાય તો જાણે કમાયા!" સુંદરમતી બોલી

"તે બધું ખરૂં, પણ મારે કોઇ પણ પ્રકારે દુનિઆમાં નામ કહાડવું છે, અને વિખ્યાતિ મેળવવી છે! લાખ રૂપીઆ તો કાલે પેદા કરી લઇશ, અને નામ કહાડીશ તે તો શું વિસાતમાં છે!" નટવરે કહ્યું.

"પણ દીકરા ન્યાત વરા કીધા તેમાં કંઇ ઓછું નામ નીકળ્યું છે?!" માતાએ કહ્યું.

"તેને શું રડે! એ તો માત્ર ન્યાતજાતમાં નામ નીકળ્યું, પરંતુ સરકાર દરબાર ને મ્હોટા મ્હોટા સાહેબ લોકોમાં નામના મળે, ને મને સઉ કોઇ ઓળખે, એવું નામ મેળવવા માટે મારે તો લાખ રૂપીઆ ખરચવા છે!" નટવરે પોતાની મનોવૃત્તિ પ્રકાશિત કરી!

"ભાઈ, સાહેબ લોકોમાં માન મેળવવાથી તને શું લાભ થશે? તેથી તેઓ કંઇ તને ન્યાલ કરવાના છે?! તેમનાથી તું શું લાડવો મેળવવાના ઉમેદ રાખે છે, તે કંઇ સમજાય?!" રત્નલક્ષ્મી ખીજવાઇને બોલી.

"એમાં સમજવાનું શું હતું વળી?! સાહેબ લોકોમાં ઓળખાણ પિછાન થાય, અને તેઓ ખુશ થાય તો એકાદ ખેતાબ તેમની ભલામણથી કોઇ વાર મળી જાય!" નટવર બોલ્યો.

"દીકરારે! તારે ખેતાબને શું કરવા છે! સરે માર્ગે રહેશે, વેપાર રોજગારમાં આબરૂ મેળવશે, ને વેપારીઓમાં માન પામશે ! તે તને ખેતાબ કરતાં પણ વધારે માન છે, એમ સમજજે! પણ નકામા લાખ રૂપીઆ ઉડાડી દઇ, ગાંઠનાં ગોપીચંદન કરી, ખેતાબ મેળવવાની લાલચ રાખવા જતાં જગતમાં એર દલકો પડી જશે, ને લોકો તને મૂરખમાં ગણશે તે તો વળી જુદું! "જર ખરચીને જુતિયાં ખાવા" એવી તારી અવળી અક્કલને માટે મને અફસોસ થાય છે! હજી તો તારા પિતાજીના મરણને આઠ દાહાડા થયા નથી! તારા હાથમાં દોલત આવ્યાને બાડાત્રણ દાહાડા થયા છે! એટલામાંજ આમ દડાદડ કરવા મંડી પડ્યો છે, એ તે તારી નાહાની ને કમબુદ્ધિ કે બીજું કંઇ?! લગાર સમજ! લાંબો વિચાર રાખ, અને ઉછળતુ પગલું ભરતાં અટક! એમ ને એમ જો દોડાદોડ કરવા માંડશે તો આપણી તમામ દોલત ઉડી જતાં વાર લાગશે નહીં, અને પછી પાછળથી પસ્તાશે! બેસીને સુવામાંજ આજના વખતમાં માલ છે! જોને, તારા પીતાજી કેવી દરેસ રીતે કામ કરતા હતા! અને તેઓએ ડહાપણથી અને વાણિયા મતથી કામ રાખ્યુ તો જ પાંચ પૈસાની પૂંજી એકઠી કરી! અને તું તો હાથમાં પૈસા આવતાંજ તે ઉડાવી દેવાના રસ્તા શોધતો ફરે છે! હા, એક વાર, બે લાખ રૂપીઆની પુંજી વધારે અને પછી તેમાંથી કોઇ સારે રસ્તે એક લાખ ખરચે તો તેમાં કંઇજ વાંધો નથી! પણ મૂડીમાંથી કહાડવા એ મને તો બીલકુલ અયોગ્ય લાગે છે!" **રત્નલક્ષ્મી**એ લંબાણ વિવેચન કરી સારી સલાહ આપી.

**નટવર** હવે વિચારમાં પડ્યો અને બોલ્યો "પણ માતુશ્રી, એક લાખ રૂપિઆમાં તે શું ઓછું થઇ જવાનું છે! બધી પૂંજી થોડીક ઉડાવવી છે?!"

"વ્હાલા, એક એક કરતાંજ ઉડી જાય! આજે એક લાખ તો કાલે પાંચ લાખ ઉડાવવાનુ મન પણ થાય! અને મૂખ્ય વાત તો એ છે કે, તારે એવી રીતે પૈસાનાં કાંકરા કરીને ખડે સાહેબોને મારૂં લગાડવાની જરૂરજ શી છે?! એવા ઉંડા પાણીમાં ઉતરવું, એજ મને તો હાનિકારક લાગે છે! માટે હાલ તું તારે શાંત રહે, અને આવક તથા ખરચની બરાબર સંભાળ રાખ. પછી આગળ જતાં તુ પાંચ રૂપીઆ વધારે તો તારી ઉમેદ ભલે પાર પાડજે; પણ હાલ તરત કંઇજ કરવુ નહી." **રત્નલક્ષ્મી** બોલી.

"હા પ્રાણનાથ, સાસુજીની સલાહ ઉત્તમ છે, અને એમની આજ્ઞામાં રહેશો તો સૂખી થશો." **શુંદરમતી**એ જણાવ્યું.

"ઠીક છે તો, તમારૂં કહેવું માન્ય કરૂં છુ" એમ કહી **નટવર** ત્યાંથી પોતાના ઓરડામાં ચાલ્યો ગયો, અને **શુંદરમતી** તથા **રત્નલક્ષ્મી** નીચેજ બેઠી.

## પ્રકરણ ૧૭ મુ.

દોહરો—નબળાને નબળું સુઝે, નબળે નબળું થાય;
પડી ટેવ ટળશે નહીં, શ્વાન પૂંછ પરખાય.

**"કુતરાની પુંછડી વાંકી તે વાંકી!"**



**ન**ટવર નિશ્ચિંત થયો ઘણે દાહાડે આજે બારીએ આવીને શાંતપણે ઉભો. એટલામાં સામેથી બારી ઉઘડવાનો ખખડાટ થયો. **નટવરે** સામે તાકીને જોયું તો **તારા**ની કાન્તિ જણાઇ! **નટવર**નું મન વળી ચળ્યું! જીવ તલપાપડ બની ગયો! સામેથી તારાએ મોં મલકાવ્યું! નટવરે સામુ મોં મલકાવી તેણીને ઉત્તર વાળ્યો! એટલું કરી **તારા**એ બારી બંધ કરી દીધી! **નટવર** તટસ્થ જોતો ઉભો રહ્યો! "હવે તારાને કયે પ્રકારે પુનઃ મળવું, અને કોની સાથે સંદેશો કહેવરાવવો?" તેની યુક્તિ મનમાં રચવા લાગ્યો! કોઇ મિત્ર મળે નહીં કે તેની સંગે મસલહત ચલાવે! તેમજ ઘરના કોઇ

નોકરને તેમાં સામિલ કરવાનું પણ ઠીક નહીં લાગ્યું; કેમકે તેમ કરે તો શુંદરમતીને સઘળી વાત જણાઇ જાય તો વળી ઘરમાં કલેશ થાય! નટવર ઘણા ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગયો! એટલામાં તેને એક વિચાર થયો કે "એક ચિઠી લખી રાખુ, અને તે તૈયાર રાખી મૂકું. બાદ તારા જો પાછી બારી ઉઘાડે તો તરતજ તેણીની બારીમાં ફેંકું!" એમ વીચાર કરી તેણે કાગળ સાથ ચીઠી લખી, જેમાં નીચે પ્રમાણે લખ્યું:—

**પ્રિય તારા!**

ઘણે દિવસે તારી છબીનાં દર્શન થયાં! આટલા દિવસ કયાં ભરાઈ બેઠી હતી?! શું બંધમાં હતી કે બહાર ગામ ગઈ હતી? હવે મળવાનુ કેમ?! કયાં, અને કયારે મળાય, તે વિષે મને સત્વર ખબર આપ! મારો જીવ તારામાં છે. અને તને પણ તેમજ હશે, એવી આશા છે. ઉત્તર ત્વરિત મળવો જોઈએ.

લી૦ તારો પ્રેમાળ.
**નટવર**

આ પ્રમાણે પત્ર લખી **નટવર** ઉથલાવીને વાંચતો બેઠો છે, એટલામાં **શુંદરમતી** ઉપર આવી ચઢી! **નટવરે** તરતજ પત્ર મુઠિમાં વાળ્યો, અને તેને ધાસ્તિ પડી! **શુંદરમતીએ** વહેમાઇને પુછ્યું "સ્વામિનાથ, મુઠિમાં શું છ?"

"કંઈ નથી, એ તો એક કાગળ છે." **નટવરે** જવાબ દીધો.

"જોઉં?" એમ કહી **શુંદરમતીએ** તે પત્ર લઈ વાંચ્યો. અને તેણીને ફાળ પડી! "કેમ વળી પાછા એ રાંડના ફેલમાં ફસાયા કે?!" **શુંદરમતીએ** ગભરાટમાં પુછ્યું.

"નારે વ્હાલી, હવે એમ બને?!" **નટવરે** જણાવ્યું.

"ત્યારે આ ચિઠી વળી શા માટે લખી? જૂઓની એ રંડનું નામ લખ્યું છે, અને નીચે વળી તમારી સહી પણ છે! એ બધી શી ગોલાકરણ છે?!" **શુંદરમતીએ** પુછ્યું.

"અરે ઘેલી! લગાર ધીરી પડ! ગભરા નહી! આમ આકળી શા માટે પડે છે?! લગાર તો શાંત થા! મારી વાત તો સાંભળ, અને પછી તારે કહેવું હોય તે કહે!" **નટવર** બોલ્યો.

"વાત શું સાંભળું મારાં કરમની?!" **શુંદરમતીને** સજ્જડ વહેમ ગયો! તે વિશેષ બોલી "આ બધું ઉઘાડું લખેલું છે અને ચોખ્ખું સમજાય છે કે, તમે વળી એ કુલટાના ફંદમાં પડયા છો! અને હજી પણ મને ઉડાવો છો કે?! જાઓ, જાઓ, એ બધી વાત કોને સમજાવો છો?! મારી પાકી ખાત્રિ થાય છે કે તમે એના પ્યારમાં પાછા સપડાયા છો! પણ યાદ રાખજો કે, હવે તમારી બુરી દશા થશે ને જીંદગીમાંથી ઉખડી જવાનો વખત આવશે!"

"પણ પ્યારી, લગાર મારો કંઇ ખુલાસો સાંભળશે કે અમથીજ વહેમાઇને વલોપાત કરશે?!" **નટવરે** હસીને કહ્યું.

"હવે ખુલાસો શું સાંભળું મારાં કપાળનો?! ઉઘાડું તો લખેલું છે, અને વળી ખુલાસો શું કરવાનો છો?!" **શુંદરમતી** ચીડવાઇને બોલી "હવે વળી ઉંધું ચતું સમજાવવા માગો છો કે?! પણ વારૂ બોલો, શું ખુલાસો કરો છો તે તો જોઉં?!"

"જો, એ ચિઠીમાં કંઈ તારીખ છે?" **નટવરે** પુછ્યું.

**શુંદરમતીએ** ચિઠીમાં જોયું ને બોલી "તારીખ તો નથી!"

"ત્યારે પછી તેં કેમ જાણ્યું કે એ ચિઠી આજેજ લખી છે?!" **નટવરે** પ્રપંચમાં પુછ્યું.

"આજે નહી તો બે દહાડા પહેલાંની લખેલી હશે!" **શુંદરમતીએ** જણાવ્યું.

"આજનીએ નથી ને બે દાહાડા પહેલાંનીએ નથી વ્હાલી! એ તો જયારે મારે ને એને તેવો વહેવાર હતો ત્યારની લખેલી પડી છે!" નટવરે કહ્યું

"ત્યારની લખેલી હોય તો હમણાં ક્યાંથી મળી?!" શુંદરમતીએ સામો પ્રશ્ન કીધો.

"એ તો એમ થયું કે, ટેબલનું ખાનું સાફસુફ કરવા જતાં એ ચિઠી હાથમાં આવી ગઇ, અને વાંચી જોતાં વિચાર કરતો હતો કે, અહા! મેં પણ તે વખતે કેવી અવળી અકકલ વાપરી કે, આવી એક પર નારીને મારા હસ્તાક્ષરની ચિઠી લખી કહાડી! આમ મનમાં મારી કૃતિ માટે પશ્ચાતાપ કરતો હતો, એટલામાં તું આવી ચઢી!" નટવરે જબરી યુક્તિ કરી!

"જો એમજ હોય તો પછી મને જોઇને તમે એ ચિઠીને સંતાડી શા માટે?!" શુંદરમતીએ પાછું પુછ્યું.

"એ તો એટલા માટે કે, મારી મુર્ખાઇ ભરેલી ચિઠી તને બતાવતાં શરમાઇ ગયો તેથી!" નટવરે જણાવ્યું "વ્હાલી, તું વહેમાય છે શા માટે?! હવે તે વાત બનવાનીજ નથી, અને તેવો સમય આવે તેમ પણ નથી! હવે તો માત્ર મને મારી આગલી ચાલનું અવલોકન થતાં મનમાં પસ્તાવો થાય છે કે, અહા! મેં પણ કેવી અધમતા વાપરી છે!"

"પસ્તાવો થતો હશે તો સારી વાત છે!" શુંદરમતી હવે લગાર શાંત થઇને બોલી.

"પણ હવે તો તારો વહેમ ગયો કે નહીં?!" નટવરે પુછ્યું.

"હા, હવે મારો શક દુર થયો પ્રાણનાથ." શુંદરમતી બોલી.

"તમે સ્ત્રીઓ હંમેશાં બહુ વહેમીલી થઇ જાઓ છો! કોઇ પણ વાતનો લાંબો વિચાર કર્યા વિના એકદમ વહેમાઈ જઇ ઓડનું ચોડ કરતાં અચકાતી નથી!" નટવર સતો થઇ બોલ્યો.

"સ્વામિનાથ, તમારે માટે એક વાર તેવું બનેલું એટલે પછી મને પ્રસંગોપાત વહેમ જાય તેમાં કંઇ નવાઈ નથી!" સુંદરમતી બોલી,

"પણ તમારાં વહેમમાં ને વહેમમાં અમારાં તો મોત થઇ જાયની! હવે તો તારા વહેમથી મારે ડગલે ડગલે ગભરાવું પડશે! અને એ વહેમનું ઓષડ પણ નહીં મળે!" નટવરે ધીમે ધીમે પોતાનું સતાપણું સાબિત કરવા માંડ્યું!

"માફ કરો પ્રાણનાથ, મારી ભુલ થઇ ગઇ! હવે આપને માટે એવો વહેમ કદી નહીં લાવું!" સુંદરમતીએ જણાવ્યું.

"ત્યારે તો સારૂં; નહીં તો મારે તો તારા વહેમને માટે રાત ને દાહાડો ગભરાવું પડશે: ને હું તો એમાં ને એમાં મુઝાઈ મરીશ!" નટવરે રંજક મૂકી સુંદરમતીને એકદમ ઢીલી બનાવી!

"પ્રાણનાથ, હવે તમારે માટે કદી પણ વહેમ લાવીશ નહીં! આટલી વાર માફ કરો! મારી ભુલ થઈ કે મેં આપને વિચાર કીધા વિના કડવા સુકનો કહ્યા! લો હવે માફ કરો, ને નીચે જમવા પધારો." સુંદરમતી બોલી.

"આજે હવે મને જમવાનું ભાવશે નહીં! કેમકે મારો જીવ તારા વહેમનાં વચનો સાંભળીને તદન ખાટો થઇ ગયો છે!" નટવરે કહ્યું.

"સ્વામિનાથ, મેં આપની પાસે માફ માંગી લીધી છે, અને હવે મને પણ પસ્તાવો થાય છે કે વગર વિચારે આપને મેં નાહક એ વચનો કહી દીધાં! એને માટે હું આપની પાસે હાથ જોડીને ક્ષમા માંગુછું! મને માફ કરો! મારી મ્હોટી ભુલ થઇ!" સુંદરમતીએ જણાવ્યું.

"તે ઠીક છે, પણ હવે આજે મને ખાવાનું તો ભાવશે નહીં! કેમકે મારો જીવ તારાં વચનો શ્રવણ કરતાંજ ઘણો ખાટો થઈ ગયો! હવે તો હું સાંજે જમીશ! અત્યારે જમવાનુ ગમશે નહીં! લગાર જીવ શાંત થશે તો જમાશે! હાલ તુ જા, ને જમી લે!" નટવરે જણાવ્યું.

પ્રાણનાથ, આપને મુકીને હું જમું, એ શું મારો ધર્મ છે?! આપને મેં હાથ જોડીને પ્રાર્થના કરી છે કે, આપ મને માફ કરો! મેં જખ મારી! મારી ભુલ થઇ મારૂં બોલ્યું મનમાં નહીં

રાખો!" શુંદરમતી આંખોમાં આંસુ અણી બોલી.

"તારૂં બોલ્યું હું મનમાં રાખતો નથી, પરંતુ મને હાલ તરત કુદરતી ઉદાસિ વ્યાપિ રહી છે, માટે મારા મોંમો કોળીયો ઉતરશે નહીં!" નટવર બોલ્યો "મને ભય રહે છે કે, તું હવે મારા પ્રત્યે ઘણી વહેમાઈ ગઇ છે, તેથી મને વારે ને વારે કંઇ વહેમ લાવી મહેણાં બોટાં સારશે ને મારી ચાલપર હંમેશાં શકની નજરે જોતી રહેશે! અને તેમ થશે તો ખચીત કોઇવાર મારે તો ઝેર ખાઇનેજ મરવું પડશે! કેમકે મારા જેવા એક તીખા સ્વભાવના પુરૂષથી એક સ્ત્રી જાતિનાં કટુ વચનો સંખાશે નહીં! એ તો એશિયાળો અવતાર ભોગવવા જેવું થયું! અને છતે પૈસે એવો ઓશિઆળો અવતાર ભોગવવો તેના કરત તો મરવુ વધારે સારૂં! ખચીત મને લાગે છે કે, એ બળાપા ને પશ્ચાતાપમાંજ મારૂં મૃત્યુ ઘણું જલદી નીપજશે!"

"પ્રાણનાથ, આપ આમ રજનું ગજ ન કરો! મેં કંઇ પણ વહેમ લીધો હશે તો તે માત્ર આપનાં ભલાંનેજ મા ટે હશે! તેમ છતાં હું આપને વિનવી વિનવીને કહી ચુકી છું કે, મને માફ કરો! મારી ભુલ થઇ! આજ પછી આપને કદી પણ કહું તો મને આપનાજ સમ છે! લો હવે થયું હવે તો?! હવે તો જમવા પધારો?!" સુંદરમતીએ આજીજી કરી જણાવ્યું.

"ઠીક છે તો! પણ જો હવે પછી મારે માટે કોઇ પણ કંઈ ભેરવે ને આડો વહેમ લાવે તો યાદ રાખજે કે, હું મારા તીખા સ્વભાવને લીધે આફળો પડી પ્રાણ આપીશ!" નટવર બોલ્યો.

'હવે તેવો દખતજ આવવાનો નથી નાથ! અને આપને માટે હવે મને કદી પણ વહેમ જાય તેવો સંભવ નથી! કેમકે હવે મારી પૂરેપૂરી ખાત્રિ થઇ ચૂકી છે કે, આપની આગલી ચાલને માટે આપને મનમાનતો-અનહદ પસ્તાવો થતો હોવાથી આપ હવે પછી આડે રસ્તે જાઓ, એમ લાગતું નથી! માટે આપનાં સમ ખાઇને કહુ છું કે આજ પછી એવો વહેમ મારે કદી પણ લાવવો નહીં! હવે તો આપ રાજી થયા?! ચાલો હવે જમવા પધારો પ્રાણ!" શુંદરમતી બોલી.

"મ્હોટી કૃપા પ્રાણનાથ!" કહીને શુંદરમતી ત્વરીત નીચે ચાલતી થઈ.

નટવર હવે મનમાં ખૂબ ખુશી થયો. તેણે જાણ્યું કે હવે બારે દાહાડાની પિડા પતી! હવે મારી સ્ત્રી પણ વહેમાશે નહીં, અને કદાચ જો વહેમાશે, તોપણ તેણીએ મારાં પોતાનાં સમ ખાધાં છે, તેથી કંઈ બોલી શકશે પણ નહી! એટલે એ વાતની તો જાણે એક મ્હોટી ખટપટ મટી! પણ હવે તો માત્ર તારાને મળવાનો માર્ગ શોધી કહાડવો જોઇએ! જમી આવીને એ વિષે વિચાર કરૂં. હાલ તો ચાલ જમવા જાઉં. પછી થઈ રહેશે એમ વિચાર કરી નટવર તરતજ નીચે જમવા ગયો.

નટવર પાટલા પર બેઠો, ને સુંદરમતીએ પીરસ્યું. ભટ આપતો જાય ને સુંદરમતી પીરસતી જાય. યુવાન વહુ દીકરા પોતાનાથી શરમાય, એમ ધારી નટવરની માતા રત્નલક્ષ્મી ભોજનસ્થળ આગળથી આઘી થઇ જોડેના ઓરડામાં જઇને બેઠી. નટવરનો મિજાસ શાંત કરવા શુંદરમતીએ આજે હંમેશનાં કરતાં વધારે હેતથી પીરસ્યું તાણ કરી કરીને એક રોટલી તેને વધારે ખવાડી! પાછળથી ભજીઆંની વળી વિશેષ તાણ કરીઃ—"ના, ના, મારાં સમ એ ભજીઆં ખવાશે!" શુદરમતીએ સમ ખાઇને તેનાં ભાણામાં બેને બદલે પાંચ છ ભજીઆં મૂકયાં.

"હવે તો પેટ અકળાય છે! બસ થયું! વળી ભજીઆં તો પાણી બહુ પાય! અને હાલમાં શહેરમાં રોગચાળો પણ લગાર વધારે છે, માટે બહુ તાણીને ખાવું સારૂ નહીં!" નટવર બોલ્યો.

"એટલાં ભજીઆમાં તે શું આમ કરો છો?! એ તો પચી જશે! હું હેતથી ખવાડું છું એટલે વળી વ્હેલાં પચી જશે! તેમ છતાં જમી ઉઠીને પેલા ડાકટર પોપટભાઇ પ્રભુરામની 'શંખવટી'ની ગોળી ખાઈ લેજોની કે પછી પચવામાં વાંધોજ નહીં રહે!

"ઠીક ત્યારે, તું રાજી થાય તેમ કરૂં!" એમ કહી નટવરે તમામ ભજીઆં અડાવ્યાં અને

પછી હાથ ધેઇ પાણીનો મ્હોટો લોટો ઠાંસી લીધો!

"ભજીઆં ઉપર ઝાઝું પાણી પીશો નહીં પ્રાણનાથ!" **શુંદરમતી**એ સૂચના કરી.

"તરસ હોય એટલું પીધા વગર કંઇ ચાલે?! પણ હવે તો વ્હાલી પેટ બહુ અકળાય છે, હોં!" **નટવરે** પેટ પર હાથ ફેરવીને કહ્યું "હવે તો હું ઉપર જઇને લગાર પલંગપર આળોટીશ ત્યારે ઠીક થશે!"

"ભલે! બે ઘડી આરામ લો! આપને ક્યાં કોઇની નોકરી કરવા જવું છે! સુખેથી આરામ લઇ શાંત થાઓ. હું પણ પરવારીને ઉપર આવું છું." **શું સતી** બોલી.

"ના. તું ઉપર આવતી નહીં રહેતી! કેમકે બા એકલા છે તે મુંઝાશે! માટે તું તારે એની પાસેજ બેસજે!" **નટવરે** જણાવ્યું.

"તેમ કરીશ ત્યારે. આપ હવે પધારો." **શુંદરમતી**એ જણાવ્યું

**નટવર** તરતજ ઉપર ગયો, અને પલંગપર સુતાં પ્રથમ પાન સોપારી ખાઇને **તારાની** બારી તરફ લગાર નજર કરીને જોયું. પણ બારી બંધ હોવાથી તે પલંગપરજ પડ્યો.

સુતાં સુતાં તે વિચાર કરવા લાગ્યો કે હવે **તારા**ને આજે ને આજે મારી ચિઠી પહોંચાડવી જોઇએ. જો બારી ઉઘાડશે તો હું ચિઠી નાંખી દઇશ! અને જો નહીં ઉઘાડે તો પછી કોઇ પણ ઉપાયે એને સંદેશો તો કહેવરાવવોજ જોઇએ. જોઇએ હવે કેમ થાય છે! બે કલાક રાહ જોઉં છું કે બારી ઉઘાડે છે કે નહીં? પણ બારી તો જરૂર ઉઘાડશેજ! કેમકે એનું ચિત્ત મારામાં ચોંટેલું તો તેજ વખતે મને જણાયું છે! માટે મોડી વહેલી બારી તો ઉઘાડશે ને જરૂર ઉઘાડશેજ!" એમ વિચાર કરતો સુતો છે. એટલામાં કાગડાએ સામેની બીજી બારી ખખડાવતાંજ **નટવર** ચોંકીને બારી તરફ દોડ્યો! તેણે જાણ્યું કે "**તારા**ની બારી ઉઘડી હશે!" પણ બારી તો કાગડાએ અફાળેલી જણાયાથી તે વળી પાછો સુતો! વળી થોડી વારે તેજ કાગડો જે બારીપર બેઠો હતો તે તે પરથી ઉડી ગયો અને તેની તે ગતિથી બારી વળી પાછી ખખડી! એટલે વળી પાછો **નટવર** ચોંકીને બારીમાં જોવા દોડ્યો! પણ **તારા**ની બારી તો વાસેલીજ જણાઈ! આથી પાછો પલંગપર સુતો! આંખો મીંચીને ઉંઘવાનું ઘણુંએ કીધું, પણ ઉંઘ આવે નહીં! એટલામાં **નટવર**ની પોતનીજ બારીના વળી ખખડાટ થયો અને તેથી પણ **નટવરે** ધાર્યું કે "કદાચ **તારા**નીજ બારી ઉઘડી હશે!" એમ ધારી બાઘ્ઘિાઢેબ પાછો પથારીમાંથી સહી બારી તરફ ધસી ગયો! પણ ફોગટ ફાંફાં! અંતે થાકીને આંખો મીંચી ઉંઘવાનેજ યત્ન કીધો! આમ તેમ આળોટી થોડી વારે ઉંઘ આવી ગઇ, અને ભર ઉંઘમાં પડતાંજ મોંમાંથી "તારા! **તારા**! એ આવી! એ આવી! હવે તો આવી! ના, ના, જરૂર આવી! બારીમાં ઉભી છે! એ હસે છે!" એમ **નટવરે** બબડવા માંડ્યું! થોડીક વારે વળી આંખો ઉઘડી ગઇ! કેમકે નિંદ્રામાં પણ કલ્પના તો માત્ર **તારા**નીજ હતી! ઉઠીને વળી **નટવરે** તારાની બારી પ્રત્યે નજર કરી, પરંતુ બારી બંધજ હતી! આ સમયે ઘડિયાળમાં પાછલા પહેરના લગભગ ત્રણ વાગ્યા હતા, અને તેથી હવે તો **નટવર**નો જીવ **તારા**ને મળવાને માટે ઘણો અધીરો બની ગયો હતો! પણ કંઈ ઉપાય સુઝે નહીં! આખરે નિઃશ્વાસા નાંખતો ગમગીન મૂખે 'કોચ' પર પડ્યો, તોપણ નજર તો વારે ને વારે **તારા**ની બારી પ્રત્યેજ ફેરવતો હતો! કોઈ પણ પ્રકારે **નટવર**ના જીવને ચેન પડતું નહીં! એટલામાં ટેબલપર એક નાટકનું પુસ્તક હતું, તે **નટવરે** હાથમાં લઈ તે ઉઘાડતાંજ તેમાંથી નીચેનું ગાયન વાંચવા માંડ્યું:—

**લાવણી**

પ્યારિ મારૂં મન તુંજ સંગ માન્યુ રે પ્યારિ મારૂં મન તુંજ સંગ માન્યું;
કેમ કરી રહેશે તે છુપાવ્યું, જગ સઘળે જાણ્યું.! ૧

પ્યારિ તારૂં મૂખ લાગે મીઠું રે, પ્યારિ તારૂં મૂખ લાગે મીઠું;
સ્વર્ગ મૃત્યુ પાતાળ ત્રિલોકમાં, તું જ સમ નવ દીઠું ! ૨
વ્હાલિ મારાં પ્રાણ થકી પ્યારિ રે, વ્હાલિ મારાં પ્રાણ થકી પ્યારિ;
વાણિ મધુરી તારી ભારી, તું નોત્તમ નારી ! ૩
સુંદરતા કાંતિની સારિ રે સુંદરતા કાંતિની સારી;
મૂખ જોઇ મન તલપે મળવા, નારિ નખરાળી ! ૪

'વાહ ! આ ગાયન જાણે કવિએ મારી સ્થિતિ જોઇનેજ રચ્યું હોયની ! તદન મનેજ મળતી બિના ગાયનમાં જોવામાં આવે છે ! પ્યારનું વર્ણન, મારી **તારા** સંગે મારો જે પૂર્ણ પ્યાર છે, તેજ પ્રમાણે યથાર્થ વર્ણવ્યું છે ! તે કવિએ કદાચ આ મારી સ્થિતિ કોઈ વાર જોઇ તો નહીં હોય?! પણ આ તો નાટકનું ગાયન છે ! ત્યારે શું મારો પણ આ એક નાટકજ થાય છે કે ?! અહા ! પરમેશ્વરે સ્ત્રીમાં શું પ્યાર રચેલો છે ! હું પણ પ્યારની પંચાતીમાંજ આવ્યો છું ! પણ પ્રભુ મારા પર કોપેલા લાગે છે ! કેમકે તે હજી મારી ઇચ્છા પરિપૂર્ણ કરવાને અટક્યો છે ! પણ અરે **તારા** ! તું હજી બારી કેમ ઉઘાડતી નથી ?! તને જોતાંને વાર મને તો સનેપાત લાગે છે, અને તેં મને જોયા છતાં તું આમ શાંત થઇ બંધ બારી શા માટે રાખી રહી છે ?! તું હવે મને ભૂલી ગઇ હશે ?! ના ના, એમ તો બને નહીં ! કેમકે તારો પ્યાર પણ મારા પ્રત્યે કંઈ ઓછો નથી ! જેમ હું ચાહું છું, તેમજ તું પણ મને ચાહે છે ! પણ ત્યારે તુ બારી કેમ ઉઘાડતી નથી ?! તેં મને જોયો છતાં તું મને મળવાને તલપી નથી રહી શું ?! અરે મને કંઈજ સમજ પડતી નથી ! રખેને તું કોઇ બીજાના પ્યારમાં તો નહીં પડી ગઇ હોય ?! તારૂં મન કંઇજ સમજાતું નથી !" આમ મનમાં તરંગો બાંધે છે, એટલામાં **તારા**ની બારી ઉઘડી ! **નટવર** તરતજ પોતાની બારી આગળ આવ્યો ! પણ **તારા**એ તે બારી ઉઘાડી નહોતી ! તે તો તેણીના ઘાટીએ બારી ઉઘાડી હતી ! **નટવરે** તે ઘાટી તરફ સિસોટી વગાડી, પરંતુ ઘાટીના સાંભળવામાં તે નહીં આવ્યાથી ઘાટી બારી ઉઘાડતો કે અંદર પાછો ચાલ્યો ગયો ! પણ બારી ઉઘડેલી હોવાથી **નટવરે** આશા રાખી કે 'હવે **તારા** ... વ્હેલી પણ બારીએ આવશે તો ખરેજ !' આવી આશામાં **નટવર** બારીએજ લગભગ એક કલાક સુધી ઉભો રહ્યા ! પણ **તારા** બારીએ આવતી જણાઈજ નહીં ! **નટવર**ના પગ હવે તો દુખવા લાગ્યા ! એટલે તેણે એક ખુરસી બારી આગળ ગોઠવી, અને પોતાની નજર **તારા**ની બારી તરફ પડે તેવી રીતે ખુરસીપર પોતે બેઠો !

પણ આશા અધુર અટકી ! થોડી વારે તેજ ઘાટીએ પાછી ફરીને બારી બંધ કરી ! **નટવર** નિરાશ થયો ! "આજે તો તારાને મળાય તેવો સંભવ નથી !" એમ મનમાં માની બારી સાથે પાછા અંદરની બાજુએ ફરી પલંગપર પડ્યા ! એમ કરતાં પાંચ વાગ્યા ! **શુંદરમતી** ઉપર આવી.

"કેમ સ્વામિનાથ, આજ કંઇ હજી સુધી સુઇ રહ્યા છો ?! ફરવા જવું નથી કે શું ?" **શુંદરમતીએ** **નટવરને** માથે હાથ ફેરવીને કહ્યુ "આજે આપનું માથુ કંઇ ગરમ લાગે છે ?!"

"એ તો લગાર સુઇને ઉઠ્યો છું તેમાં એમ જણાય છે !" **નટવરે** કહ્યું.

"ત્યારે આપ ફરવા જઇ આવો. દરિયાની હવા લેશો તો જીવને ચેન વળશે" **શુંદરમતી** બોલી.

"આજે તો ફરવા જવાનો વિચાર કંઇ છે નહીં; કેમકે જીવમાં પણ ઉદાસિ વ્યાપેલી છે તેથી ફરવા જવાનું કંઇ ઠીક લાગતું નથી ! **નટવર** બોલ્યો.

"કેમ વારૂ ?! ઉદાસ થવાનું કંઇ કારણ ?!" **સુંદરમતી** લગાર વિચારમાં પડી ને બોલી.

"કારણ શુ વળી ! તેં મને સવારે જ્યારનાં મ્હેણાં મારી મારૂં માન ભંગ કીધું છે, ત્યારથી મારો જીવ ઉદાસ બની ગયો છે, ને મનમાં મને તરંગો ઉઠે છે !" **નટવરે** ઓઠું ગોઠવ્યું !

**સુંદરમતી** ઘણીજ પસ્તાવામાં પડી, અને ઉતરેલે ચહેરે તે બોલી "પ્રાણનાથ, આપની પાસે મેં આટલી બધી વાર માફ માંગી, અને મારી થયલી ભૂલને માટે પસ્તાવો કીધો, તેમ છતાં હજી આપનાં અંતઃકરણમાંથી આમળો જતો નથી, એ જાણી મને ઘણો ખેદ થાય છે! આપને હું વિશેષ શું કહું! પણ આપ સમજૂને મારી એટલીજ પ્રાર્થના છે કે, મારા જેવી અબળાના બોલ્યાનો આમળો આપે રાખવો જોઇએ નહીં! આપ જાણો છો કે, સ્ત્રી જાતિ હંમેશાં ઉતાવળિયા ને સહાસિક સ્વભાવની હોય છે, અને આથી પણ અવિચારીપણામાં કંઈ બોલાઇ ગયું તો તેને માટે આપે તો ક્ષમા કરવી જોઇએ!"

"પ્રિયા! મારા પેટમાં તારા માટે આમળો બિલકુલ નથી; પરંતુ તે સમયથી માત્ર કુદરતી ઉદાસિનતા ઉપજી છે! તારા પર મને હવે કિંચિત્ પણ અભાવ રહ્યો નથી! **નટવરે** જણાવ્યું.

"ત્યારે હવે આપની ઉદાસિ કયારે ટળશે?! આપને ઉદાસ જોઇને મને પણ ઉદાસિ થઇ છે! આપ આનંદમાં આવશો ત્યારે મારા જીવમાં આનંદ આવશે! અને તેથી તો હું કહુ છું કે, આપ બે ઘડી ગાડીમાં બેસી દરિયા કિનારાની હવા લઈ આવો કે જીવ પ્રફુલ્લિત થાય." **સુંદરમતી**બોલી

"તે ખરૂં, પણ આજે વળી રાતના 'પાર્ટી'માં જવાનું છે, તેથી જોડી જોડવી પડશે, અને તે શિવાય ઘોડા ફાજલ નથી! માટે ફરવા જવાનું તો માંડીજ વાળુ છું, અને રાતના 'પાર્ટિ'માં જઇશ એટલે પછી જીવ ખુશીમાં આવી જશે! લે ચાલ હવે તું ઘાટી સાથે ચાહ મોકલ કે માથું ઉતરે, અને જીવ જાગૃત થાય" **નટવરે** જણાવ્યું.

"ચાહ તો તૈયાર છે. લો હુંજ લઇ આવુ છું." એમ કહી **સુંદરમતી** નીચે ગઇ.

નટવર મનમાં મલકાયો! તેણે વિચાર કીધો કે "હવે પછી એ રાંડથી મને પા સુકન પણ કહેવાશે નહીં. એવા ઘાટ કીધો છે! અને તેથી મારૂં પાપ પણ ઠીક ઢંકાયલું રહેશે! પણ હવે તો તારાને કોઇ પણ પ્રકારે મળવું જોઇએ! તે વિના ચેન પડે તેમ નથી!" એમ વિચાર કરે છે, એટલામાં **શુંદરમતી** ચાહનો પ્યાલો લઇને ઉપર આવી, અને પોતાના પતિને તે આપ્યો- જે **નટવરે** ફુંકો મારી પીવા માંડી, અને પી રહ્યા પછી તરતજ **શુંદરમતી**એ તૈયાર રાખેલી મસાલાદાર પટ્ટી પણ ખવાડી, અને પછી **નટવર સંગે**—માત્ર તેને આનંદ પમાડવાના હેતુથી - અનેક ગપાટા સપાટા ચલાવવા માંડયાં!

"પણ પ્રિયા! જો મને એક લાખ રૂપિઆ ખરચવા દીધા હોત તો આજે 'પાર્ટિ'માં જતાં મારી છાતી એક વેહેંત ઉંચી આવત, ને મને જવાની પણ ઘણી હોંસ થાત!" **નટવરે** કહ્યું.

"અને હવે શું કોઇ તમને ત્યાંથી કહાડી મૂકશે કે?! શું વગર તેડે જવું છે?! એ તમે શું બોલો છો પ્રાણનાથ?! એક લાખ રૂપિઆ ઉડાવતે તોજ તમને બધા ઓળખતે કે?!" **સુંદરમતી** વિસ્મયતા પામી બોલી.

"તેમ નહીં; પણ જો રૂપિઆ ઉડાવ્યા હોત તો ભલા ભલા સાહેબ લોકો આજે મને હોંસથી 'શેક હેન્ડ' કરવા મારી સન્મૂખ આવત અને વળી જો ને તે દૂરથી આંગળી કરીને કહેત કે "પેલા લાખ રૂપિયાની સખાવત કરી તે આ ગૃહસ્થ!" એટલે મારૂં માન 'પાર્ટિ'માં કેટલું બધું વધત! વળી બડા બડા સાહેબ લોકોની સાથે મારે ઓળખાણ થાત તે તો જૂદી! કેટલાકોની તો હું મ્હોટી મહેરબાની મેળવવાને ભાગ્યવાન થાત, અને હીરાની માફક જાહેરમાં ઝળકી નીકળત! પણ તેં ને માએ મારી બધીએ ઉમેદ ભાંગી પાડી ત્યાં લાચાર!" **નટવરે** મનની ઉમેદ કહી બતાવી.

"પ્રાણનાથ, એવા સાહેબ લોકો 'શેકહેંડ' નહીં કરશે તો શું આખરૂ ઘટી જવાની છે! "ચઢ જા બેટા શુળીપર, અલ્લા ભલા કરેગા" જેવી વાત એમની પાસે તો છે! લાખ રૂપિયાના કાંકરા કરો, ત્યારે એ લોકો તમને 'શેકહેંડ' કરે, અને ઘણું થાય તો લાગવગથી એકાદ ખેતાબનું પૂ-

જીનું વળગાડે ! તોપણ તેમાં તમારો શું દાહાડો પાકયો ! એથી કંઈ જન્મારો સફળ થઈ જવાનો હતો કે ? ! પારકે ભાણે મ્હોટા લાડવા જોનારાઓની આ જગત્‌માં કંઈ ખોટ નથી તો ! પારકાં ઘરનાં ખત કબાલા કરવાની કળા તો સઉને આવડે ! પણ આ આપણાં લોકો એવા મૂર્ખ છે કે, ગાંડના ગોપીચંદન કરીને ઘણાંક તો ગધેડા બને છે ! અને તેથીજ હિંદુસ્તાનની ખરાબ નીપજી જાય છે ! માટે તમે જો ડાહ્યા હો તો એવે ચાળે કદી ચઢશો નહીં !" **શુંદરમતી** બોલી.

"અરે તમે બૈરાં શું સમજો ! મ્હોટા સાહેબોની મહેરબાની મેળવવામાં લાભજ છે ! તમે બૈરાંઓની બુદ્ધિ કેટલી ? પગની પાહની જેટલી !" **નટવર** લગાર ચિડવાઇને બોલી ઉઠયો 'લે ચાલ, હવે મારે જમી લેવું જોઇએ; કેમકે 'પાર્ટી'માં જલદી જવાનું છે. તું વાળુની તૈયારી કર. હું અબઘડી આવું છું."

**શુંદરમતી** તરતજ નીચે ગઇ, અને પાછળ **નટવર** પણ નીચે ગયો. વાળુ કરી ઝટ ઉપર પાછો આવ્યો, અને સરસ 'ઇંગ્લિશ ફેશન'નાં કપડાં પહેરી બે ઘોડાની વિકટોરિયા જોડાની 'પાર્ટી'માં સંચર્યો.

---

## પ્રકરણ ૧૯ મું

### દોહરો.

પાર્ટીની શોભા ભલી, મળિયા મિત્રો ત્યાંય.
**નટવરભાઇ** રસિયા બન્યા, નાચ રંગ છે જ્યાંય.

### વળિ વંચયો.



આજે **મહાલક્ષ્મીના "મનહર મહેલ"**માં "પાર્ટી" છે **મુંબઇના** એક માનવંત પુરૂષને ખેતાબ મળ્યાની ખુશાલીમાં તેના વખાણનારઓ તથા મિત્ર મંડળ તરફથી તેને આજે ખાસ **મિજબાની આપી છે.** બંગલાને સરસ રીતે શણગાર્યો છે. બંગલાનાં બારણાંમાં એક ભભુકતો 'ઇલેકટ્રીક લાઇટ' નો દીવો ભભકે છે. શેઠિયાના ભૈયાઓ પટા ઘાલી બંને બાજુનાં દ્વારપર ખડા રહ્યા છે, બહાર ગાડીઓની હારની હાર ઉભેલી છે, સીપાહીઓ અને ઘોડેસ્વારો, ગાડીઓની ગચડમચલ થાય નહી તેને માટે કારભાર કરતા આમ તેમ દોડાદોડી કરી રહયા છે. પોલીસની તદેદારી મનમાનતી છે. એક દરવાજેથી ગાડીઓ અંદર જઇ શેઠિયાઓને ઉતારી બીજે દરવાજે બહાર નીકળે છે, અને એમ ગાડીઓની ગીરદી અત્યંત થઈ રહી છે. બંગલાનો કંપાઉન્ડ આ ટાંકણે અચ્છી રીતે તેજસ્વી બનાવ્યો છે. વિવિદ્ધ વૃક્ષોનાં કુંડાંઓ ભાતભાતની જુક્તિમાં ગોઠવેલાં છે. વચમાં રંગબેરંગી વાવટાઓનાં તોરણો પવનની લહેરમાં ફરફર ઉડી જાણે સમીપ આવનારાઓને સલામો બજાવી માન આપતા હોય તેવો દેખાવ નજરે પડે છે. કંપાઉન્ડનાં મ્હોટાં વૃક્ષોપર લાલ, લીલાં, બુરાં, સફેદ, પીળાં, વિગેરે રંગદાર ફાનસોના દીવા ગોઠવેલા છે. ગાળે ગાળે 'ઇલેકટ્રિક લાઇટ'ના ઝળકતા દીપકો ઉંચે જોવામાં આવે છે, અને તે દીવાના પ્રકાશમાં બીજા દીપકોનો પ્રકાશ ઢંકાઈ જાય છે. તોપણ શોભાને માટે તે આનંદમય ભાસે છે. ઠેકાણે ઠેકાણે બાંકડાંઓ ગોઠવેલા છે, અને તે ઉપર ઘણાકો પોત પોતાના સંગિઓ સહ આનંદ મંગળના ગપાટા ગગડાવતા અને મશ્કરી ઠઠ્ઠા મચાવતા બેઠા છે. બંગલાની અંદર કંપાઉન્ડમાં એક નુતન નાયકણીનો નાચ ચાલી રહ્યો છે ત્યાં તો માત્ર નાચરંગના રસીઓજ તાલમેલમાં બિરાજેલા છે! **નટવર** પણ ત્યાંજ બેઠો. તેની આસપાસ **મોહન** અને **મંગળ** નામના બે તેના બાળસ્નેહીઓ બેઠા છે. તેઓ નિશાળમાં તેની સાથે એકજ કલાશમાં હતા, અને નટવરને આજે ઘણે દીવસે તેઓ

મળ્યાથી અરસપરસ સુખશાતાના સમાચાર પૂછે છે.

" અરે પણ **મોહન**, આ નાયકણી તો કોઈ નવી લાગે છે ! એ ક્યાંની છે વળી ?! " **નટવરે** ધીમે રહીને પૂછ્યું.

" હું તો કંઇ ઓળખતો નથી; કેમકે હું એવી બાબતોપર લક્ષ રાખતો નથી; પણ આ **મંગળ** એ કામમાં માહિતગાર છે, માટે એને પૂછી જો. " **મોહને** જવાબ દીધો

" કેમ ભાઇ **મંગળ**, ત્યારે તો તનેજ એ બાબતની ખબર હશે નહી વારૂ ? " **નટવરે** કહ્યું " બોલ તો ખરો કે એ ક્યાં રહે છે ને ક્યાંથી આવી છે ? "

" એ તો કોઇ બહાર ગામની છે, પણ **મુબઇમાં** ગ્રાંટરોડપર એનો મૂકામ છે. " **મંગળે** કહ્યું.

" પણ ગાનાર બડી ઉસ્તાદ જણાય છે ! એની દેખાવ અને કાન્તિ અચ્છી છે ! વળી કંઠ પણ કોયલ જેવો છે ! પણ આપણે એકલા જઇએ તો સાંભળવાની મઝા વળી ઓરજ આવે ! " **નટવર** બોલ્યો.

" તારી મરજી હશે તો વળી એને ઉતારે જઇશું ને તે પણ મઝા લઇશું ! " **મંગળ** બોલ્યો " પણ ભાઇ, હવે તો તને નવા નવા મિત્રો મળ્યા છે, એટલે અમારો ભાવ પણ શાનો પૂછે અમને તો તું તદન ભૂલીજ ગયો છે ! "

" નારે દોસ્ત, મારા કોઇજ મિત્ર નથી, અને તેથી તને તથા **મોહનને** મળવાને હું ઘણા દહાડાથી ઇચ્છતો હતો ! " એટલામાં આજે ઇશ્વરેજ ઓચિંતા મેળવી આપ્યા ! ' **નટવરે** જણાવ્યું.

" મનમાં ભાવ હોય તો તેમ બનેજ ! " **મંગળ** બોલ્યો " પણ પેલો તારો મિત્ર **મગન** ક્યાં છે ? તે કંઇ હમણાં જણાતો નથી ? "

" તેની કથા ઘણી લંબાણ છે, માટે વળી કાલે આપણે મળીશું ત્યારે વાત કરીશું " **નટવરે** કહ્યું.

" લો ચાલો ત્યારે લગાર બહાર હવામાં ફરીએ અહી તો તાપથી અકળાઇ ગયા ! ' **મોહન** બોલ્યો " બાહાર હવા બહુ સરસ આવે છે ! ચાલો ચાલો ! નાચમા તે શું જોવું છે ! "

" તારે જવું હોય તો જા ! હું ને **મંગળ** તો અહીંજ બેઠા છીએ " **નટવરે** કહ્યું " ભલા માણસ નાચ સાંભળવા આવ્યા છીએ કે બાહાર રખડવા આવ્યા છીએ ? ! "

પણ **મોહન** તો ત્યાંથી ઉઠીને હવામાં બહાર આંટા મારવા ગયો. **નટવર** **મગળ** વિગેરે માત્ર ગણત્રિના થોડાક રસીકોજ હોલમાં બેશી રહ્યા નાયકણી ખૂબ ખીલવા મડી, અને છટાદાર કંઠ નાદથી તેરેહવાર રાગ રાગણીઓ જમાવી ! બેઠેલા શ્રોતાઓને લીન કરી નાંખ્યા ! આખરે અગિયાર વાગ્યાનો સમય થયો. અને ઘણાકો વિખેરાતા ગયા પછી **મંગળ** **નટવર** ને **મોહન** એકજ ગાડીમાંથી ઉતરતાં બીજે દીવસે મળવાની ગોઠવણ કરી **નટવર** પણ ઘેર જઇ કપડાં કહાડી સૂતો. અને એમ કરતાં પ્રભાત થઇ

પ્રભાત થતાંજ **શુંદરમતી** ત્વરિત ઉઠી, પણ **નટવર** ઉજાગરાવાળો હોવાથી તેને વાર લાગી. બરાબર નવ વાગે તે પલંગપરથી ઉતર્યો. **શુંદરમતીએ** પૂછ્યું ' પ્રાણનાથ, કાલે પાર્ટીમાં ઘણી મઝા પડી હશે, નહી ?

" હા લોકોની ભીડ પણ ઘણી હતી, અને ઘણા મ્હોટા મ્હોટા લોકો આવ્યા હતા. વળી એક બે મિત્ર પણ મને ત્યાંજ મળી ગયા છે ! અને તેઓ આજે આપણા ત્યાં આવનાર પણ છે' " **નટવરે** જણાવ્યું.



" पण गानार रूडी उस्ताद गणाय छे!"

" એમ ?! કે ત્યારે તો ઘણી સારી વાત ! " **શુંદરમતી** બોલી " પણ તેઓ સારા સ્વભાવના ને સદ્ગુણી છે કે કોઇ લાલીયા જમલીયા જેવા લફંગા છે ? "

" વ્હાલી તેઓ ઘણા આબરૂદાર છે. " **નટવર** બોલ્યો.

'આબરૂદાર તે કેવી રીતે ? પૈસામાં કે ગુણમાં ? કેમકે પૈસાવાળાજ આબરૂદાર હોય, એમ નહીં સમજવું : ઘણખરા પૈસાદારો તો એવા કુત્સિત હોય છે કે, તેમની આબરૂ કોડીની પણ ગણાતી નથી ! " **શુંદરમતી** બોલી.

" એટલે ?! " **નટવરે** વિસ્મયતાથી પૂછ્યું " શું પૈસાદાર આબરૂ ધરાવતા નથી ?! "

" મારૂં કહેવું એમ નથી કે પૈસાદાર તમામજ આબરૂવાળા નથી ! કેટલાક પૈસાવાળાઓ ઘણી સારી પ્રતિષ્ઠા પામેલા છે. પરંતુ તેના સાથે ઘણાખરાઓ એવા પણ હોય છે કે, તેઓ ગમે તેટલા ધનવાન હોવા છતાં તેમની પ્રતિષ્ઠા તો પાણીમાં નાંખવા જેવી ગણાય છે ! કારણકે તેઓ રીતિ નીતિમાં દુરાચરણી ને ધીક્કારને પાત્ર હોવાથી તેઓ પોતાની પ્રતિષ્ઠા ખોઇ બેઠા છે ! માત્ર પૈસાના પ્રતાપેજ તેઓ પંકાય છે ! ' **સુંદરમતીએ** જણાવ્યું.

" પણ આ મારા મિત્રો તેવા નથી, તેઓ ઘણા હલકા, લાયકાતવાળા, નીતિવાન, ધર્મીષ્ટ ને સત્યવાદીઓ છે. " **નટવરે** જણાવ્યું.

" તેમનાં નામ શું છે પ્રાણનાથ ? " **સુંદરમતીએ** પૂછ્યું.

" એકનું નામ **મોહન** છે, અને બીજાનું નામ **મંગળ** છે " **નટવરે** જણાવ્યું.

" બને સાથેજ આપણે ત્યાં આજે આવનારા છે કે ? " **સુંદરમતી** બોલી.

" હા; કેમકે તેઓ મારા જુના મિત્ર છે, અને અમે ત્રણે જણા નિશાળમાં સાથે શિખતા હતા, ત્યારથી અમારી વચ્ચે સારો સ્નેહ છે. આ તો વચમાં પેલા લુચ્ચા **મગન**ની દોસ્તી મારે થવાથી તેઓ મારી પાસેથી ખસતા થયા હતા, પરંતુ હવે જ્યારે તેમને ખબર પડી કે **મગન** જેલમાં છે, ત્યારેજ તેઓ પાછા મારી સાથે મિત્રતા સાધવા આતુર છે અને કાલે 'પાર્ટિ'માં મને તેઓ મળતાંજ ઘણા હરખાઇ ગયા હતા, અને અમારી વચ્ચે ઘણી વાતચીત થઇ હતી બાદ તેમણે આજે આપણે ત્યાં આવવાનું પોતાની મેળેજ જણાવ્યું છે. અને બપોર પછી ઘણું કરીને તેઓ આવશે. " **નટવર** બોલ્યો.

" ઠીક છે ત્યારે તો બપોરે આવ્યા બાદ તેમને માટે ગાહે તૈયાર કરાવીશ; કેમકે આપણે બારણે આવનારની એટલી સરભરા પણ કરવીજ જોઇએ. " **સુંદરમતી** બોલી.

" હા બરાબર છે " **નટવરે** કહ્યું " લે ચાલ હવે હું નાહીધોઇ પરવારી લઉં. "

" ભલે આપ નીચે પધારો પ્રાણનાથ " **સુંદરમતી** એમ કહી નીચે ઉતરી, અને **નટવર** પણ તરતજ નીચે ગયો, અને પોતાના નિત્યના ખટ કર્મથી પરવારી જમીને પાછો ઉપર આવી 'ડેલી ન્યુસ પેપરો' વાંચવા લાગ્યો, અને એટલામાં સામેથી વળી તારાની બારીનો નાદ થયો ! **નટવર** તરતજ પોતાની બારી તરફ દોડ્યો ! **તારા** આ વખતે બારીમાંજ ઉભેલી હતી, પરંતુ તેની નજર બીજી તરફ હોવાથી **નટવરે** તેનું ધ્યાન ખેંચવા માટે લગાર ખોંખાર્યું ? તરતજ **તારા** ચમકી ! **નટવર** તરફ નજર ફેરવી ! બને આમસામાં હસ્યા ! નેત્ર પણ ખેંચાયાં ! આંગળીના ઇશારતો થઇ ! **તારાએ** માત્ર **નટવરને** સંભળાવવા માટે પોતાના ઘાટીને નામે ઘાંટો પાડી કહ્યું " આજે રાતના **ગ્રાંટરોડની** નાટકશાળામાં નાટક જોવા જવું છે, માટે વહેલો આવજે. આઠ વાગતામાં ઘેરથી નીકળવું છે " ઘાટીનું નામ દઇને **તારાએ** આટલાં વેણ કહ્યાં, અને એમ કહી પોતાના મનમોહન **નટવરને** સંભળાવ્યાં જોકે ઘાટી તો તે વખતે નીચે કામ કરતો હતો !

**નટવર** સમજી ગયો, અને તેજ રાત્રે પોતે પણ **ગ્રાંટરોડપર** નાટક જોવા જવાનો વિચાર

બારીક કાંકરો તારાપર ફેંક્યો ! તારાએ 'ડૉર કીપર' ને ઇશારત કરી બોલાવ્યો, અને કહ્યું " કોઇ મૂઆ લુચ્ચાઓ મારાપર કાંકરા ફેંકે છે ! તમે તપાસ નહીં રાખશો તો મારે અહીંથી ઉઠીને પાછા જવું પડશે ! અને પછી તમારી નાટકશાળામાં હવેથી કોઇ પણ આબરૂદાર સ્ત્રી આવતાં અટકશે ! માટે તમારે તે વિષે સંભાળ રાખવી જોઇએ ! "

" કંઇ નહીં બાઇ તમે બ્હીશો નહીં; હું પોતેજ અહીં ઉભો રહુ છું, અને જો કોઇ બદમાશ જણાશે તો તેને એકદમ બહાર કહાડી પોલીસને સ્વાધિન કરીશ ! માટે તમે કોઈ વાતનો ડર રાખશો નહી. " 'ડૉર કીપરે' તારાને નમ્રતાપૂર્વક હિમ્મત આપી અને પોતે ખેલ શરૂ થતાં સુધી ત્યાંજ થોભ્યો.

આણી તરફ નટવરે વિચાર કીધો કે ગાંટરોડનો જીલ્લો તોફાની છે અને ત્યાં લુચ્ચાઓનાં ટોળાં રખડે છે. માટે તે જીલ્લામાં રાતની વખતે એકલા જવું, એ પણ કંઇ ઠીક નહીં, માટે મંગળને બોલાવી મંગાવુ. એને મારી ખાનગી વાતની ખબર થશે, તોપણ કંઇ હરકત નથી, કેમકે એ મારામાં ભળી જાય તેવોજ છે; પરંતુ મોહનનું કામનહીં ! કેમકે એને એવી વાતો પસંદ હોય, એમ લાગતું નથી ! તેથી એને દુરજ રાખવો સારો ! " એમ વિચાર કરી પોતાના ભૈયાને મંગળને ઘેર મોકલી તેને ત્યેજ તેડી લાવવાનું કહ્યું, અને પોતે તરતજ નીચે વાળું કરવા ઉતરી પડ્યો. આ રાત્રે નટવર ઉતાવળમાંજ વાળુ કરી તરતજ પાછો ઉપર આવ્યો, અને નાટકને માટે બનાવેલો ખાસ ઇંગ્લિશ પોષાક પહેરી બાઇ હિંચકે બેઠા ! થોડી વારમાં મંગળ આવી પહોચ્યો.

" કેમ જમીને આવ્યો છે કે ભૂખ્યો ? " નટવરે તેને પૂછ્યું.

" જમીનેજ આવ્યો છું " મંગળ બોલ્યો " પણ કંઈ અત્યારે મને તેડાવ્યો ? કંઇ જવાનો વિચાર છે કે શું ? "

" હા. નાટકમાં જવું છે, અને તેથીજ તને તેડાવ્યો છે. " નટવરે જણાવ્યું.

" ઠીક છે તો આપણે તૈયાર છીએ ! ચાલો ! " મંગળ બોલ્યો

એટલામાં સુંદરમતી પણ વાળું કરીને ઉપર આવી, અને તેણીએ પૂછ્યું " કેમ પ્રાણનાથ, અત્યારે ક્યાં જવું છે ? "

" હું ને મંગળ નાટકમાં જઇએ છીએ. " નટવરે જણાવ્યું.

" ઠીક; પણ આજે કોઇ નવો નાટક છે કે જાઓ છો ? " સુંદરમતીએ પૂછ્યું.

" નવો નાટક તો નથી, પણ એ નાટક મેં જોયો નથી ! " નટવર બોલ્યો.

" ભલે ત્યારે પધારો; પરંતુ વહેલાં આવજો. " સુંદરમતીએ અરજ કરી.

" નાટક પૂરો થયો કે તરત આવીશુ. " નટવરે કહ્યું લે ચાલ મંગળ હવે ટાઇમ થયો છે; માટે ઊઠ હવે. " એમ કહીબને ઉઠ્યા, અને એક ભાડાંની વિક્ટોરિયા કરીને તેમાં બંને સાથે બેઠા.

" કેમ, આજે કંઇ નાટક જોવાનું ઓચિંતું ઠેરવ્યું ? ! " મંગળે કહ્યું " સાંજે તો તેં કંઈ જણાવ્યું પણ નહતું ! "

" જો દોસ્ત, ત્યાં એક ફાંકડી આવનાર છે, અને તેને માટે જવાનું છે; પણ એ વાત ખાનગીજ રાખજે; કોઇને કહીશ નહીં ! તેમજ મોહનને પણ જણાવીશ નહીં; કેમકે તે એવી બાબતમાં ભાગ લેતો જણાતો નથી ! " નટવરે જણાવ્યું.

" તેની તારે ચિંતા કરવી નહીં ! મારે મોંઢેથી કદી વાત જાય તેમ નથી ! " મંગળ બોલ્યો " પણ મને તો તેણીની ઓળખાણ કરાવશે કેની ? "

" આજે નહીં બને; કેમકે હજી તારે ને તેને પરિચય નથી તેથી તેણી શરમાશે ! માટે આજે તો તું મુંગોજ રહેજે ! વળી બીજે પ્રસંગે તેણીને મળવાનું ઠરાવીશું, ત્યારે તારી મુલાકાત

પણ કરાવીશ ! ” નટવરે એમ જણાવી મનમાં વિચાર કીધો કે ‘ હાલ મંગળની સાથે તેમણી ઓળખાણ કરાવવી નહીં; કેમકે એ પણ કદાચ મગન જેવો પ્રપંચી નીકળે તો પાછળથી વળી પાછું પસ્તાવાનું થાય ! ”

“ ઠીક ત્યારે તેમ. ” મંગળે જણાવ્યું.

એટલામાં નાટકશાળા આવી લાગી. બંને જણા ટિકેટ લઇ અંદર ગયા, અને તારાથી બે ત્રણ ખુરસી દુર બેઠા. તારાની નજર નટવર સંગે મળી, અને આંખોથી આદરસત્કાર થયો !

નાટક શરૂ થયો, પણ નાટક જોવાને બદલે તમાશગીરો તો માત્ર તારાનો નાટક તારાના રૂપ રંગ તરફ જોતા રહ્યા ! નટવર ને તારાની નજર વારમવાર એક થઇ મંદમંદ હાસ્ય થતું ! મળવાને માટે નટવર તલપી રહ્યો હતો, પરંતુ સમગ્ર મંડળના મધ્યમાં મિલાપનો સાંધો બાંધવો મુસ્કેલ હતો ! તોપણ પહેલો પડદો પડે કે તરતજ બહાર નીકળીને મુલાકાત સાંધવાનું મનન નટવર કરતો હતો. પણ લોકો પામી ગયાં કે “ આ બંને વચ્ચે કંઇ પણ કાળુ ધોળુ છે ! લોકોને સજ્જડ વહેમ ગયો, અને જેમ જેમ નટવર ને તારાના ચેનચાળા વધારે જણાતા ગયા, તેમ તેની લોકોનો વહેમ વિશેષ વધતો ગયો ! અને તેઓએ આ બંને લંપટોને કોઇ પણ પ્રકારે ફજેત કરવાની યુકિત ચલાવી ! “ બાહાર નીકળે પછી વાત ! ” એમ લોકો બોલવા લાગ્યાં ! તેમાંના કેટલાક નટવરને તો ઓળખતાજ હતા, પરંતુ તારા કોઇ રાંડ છે, એમ તેઓ માનતા હતા, અને તેથી નટવરને છેડવાની દરકાર નહીં કરતાં તારાને માટે તેઓ વધારે તલપી રહ્યા હતા ! એટલામાં નાટકનો પહેલો અંક પુરણ થતાંજ પડદો પડ્યો. લોકો થોડાક તો બાહાર જવા લાગ્યા, પણ બીજા કેટલાક તારા અને નટવરની હીલચાલ જોવા બેસીજ રહ્યા,

“ તારા ચાલો આપણે બાહાર જઇએ ” નટવરે તારાની પાસે જઇને કહ્યું,

“ બાહાર નીકળવું જોખમકારક છે ! કેમકે આ બધા લોકો હું આવીછું ત્યારનાં તોફાન પર ચઢયાં છે ! માટે બહાર નીકળીશ તો એ મુવા લુચ્ચાઓ મને ઘેરી લેશે ! ” તારા બોલી.

“એમ છે કે !” નટવર લગાર વિચાર કરીને બોલ્યો “પણ તું ગભરાય છે શા માટે ? રાજ્ય અંગ્રજનું છે ! અને પોલીસ બાહાર હાજર છે ! કોઇ પણ ગરબડ કરશે તો તેને એકદમ પોલીસને સ્વાધિન કરવામાં વિલંબ કરીશ નહી ! માટે ચાલ તું મારી સાથે ચાલી આવ ! ડર નહીં ! એ લોકોના ભાર શા છે ! હું તારી સાથે છુંની ! ”

“ તે ખરૂં, પણ એમ કરતાં વાત વધીને પકડા પકડી થઇ તો વચ્ચે તમે ને હું ફજેત થઇશું ! માટે એ બધી પંચાતી કરવા કરતાં તમે કોઇ પણ પ્રકારે મને સહિસલામત ઘેર પહોંચાડો ! ” તારા ગભરાતી બોલી..

“ ઠીક છે ત્યારે તેમ કરૂછું. તું હાલ બેસ. હું મારી સાથે મારા એક મિત્રને લેતો આવ્યો છું, તેની સલાહ લઇને પછી કોઈ પણ પ્રકારે તને અહીંથી તારે ઘેર પહોચાડુ છું. ” નટવરે એટલુ કહી મંગળ પાસે પાછા આવી મંગળને કહ્યું “ ભાઇ મંગળ આપણે અહીં આવ્યા, પણ કામ કપરૂ છે, હો ! ”

“ કેમ વારૂ ? ! શું કંઈ ગરબડ જેવું છે ? ! ” મંગળે પૂછ્યું.

“ હા પેલી તારાને માટે કેટલાકો અહીં તલપી રહ્યા છે, અને તેણી જો બાહાર નીકળે તો તોફાન કરવાની તજવીજમાં કેટલાક બદમાશો ભમે છે ! માટે કોઈ પણ રીતે તારાને સાંગોપાંગ એને ઘેર પહોંચાડવી જોઇએ નટવરે કહ્યુ.

“ ઠીક છે. એની તજવીજ કરૂછું. તું અહીં બેસ, હું બાહાર જઇ હમણાં પાછો આવુંછું. ” એમ કહી મંગળ તરતજ બાહાર ગયો, અને પાંચ દશ પઠાણોને બધી વાત સમજાવી તારાને ઘેર સહીસલામત પહોંચાડવાનું તેમને સોંપ્યું, અને તે બદલ તેમને રૂ. ૫૦) આપવાનો

ઠરાવ કીધો. બાદ એક ભાડાની વીકટોરીયા કરીને નાટકશાળાનાં દ્વારની છેક અડોઅડ તે ઉભી રાખી. અને આસપાસ પઠાણોને ખડા રાખી મંગળ અંદર ગયો, અને નટવર પ્રત્યે તેણે કહ્યું " લો ચાલો હવે તારાને લઇને અહીંથી ઉપડો ! "

" પણ બાહારનો કંઇ બંદોબસ્ત કીધો છે કે ? " નટવરે પૂછ્યું.

" તે બધું મેં કીધું છે. જો તારાને કંઇ પણ આંચ આવે તો તે મારે માથે ! હવે જલદી ઉઠો ! વીશેષ વિલંબ કરવામાં મઝા નથી ! " મંગળે જણાવ્યું.

નટવર તરતજ તારાને સાથે લઇ ઉઠયો, અને ત્રણે જણા બાહાર ગયા ! એટલે તરતજ નાટકશાળામાંથી આશરે બસે જણાઓનું ધાડુ તેમની પાછળજ નીકળ્યું ! પણ તારાને બાહાર લાવતાંજ તેણીને એકદમ વિકટોરિયામાં બેસાડી તેણીની સંગે મંગળ ને નટવર બેઠા, અને આસપાસ પઠાણો વિંટળાયા, અને વિકટોરિયા સાથેજ તેઓ પણ શુરભેર દોડયા ! લોકો નિરાશ થયા ! ચેં કે ચું કંઇ કરી શકયાજ નહીં ! તારા સહીસલામત ઘેર પહોચી, અને બીજે દીવસે રાતરે આઠ વાગતાને સુમારે તોપખાનાપર પાછા મળવાનો ઠરાવ રાખ્યો, તારા ઘરમાં પેશી ગઇ, અને નટવરે મંગળના કહ્યા પ્રમાણે રૂ. ૫૦ ની નોટ પઠાણોને પકડાવી દીધી તથા રૂ. ૫) ઉપરથી ઇનામ તરીકે આપ્યા ! આથી પઠાણો ખુશી થતા ચાલ્યા ગયા, અને મંગળ પણ બીજે દીવસે મળવાનુ ઠરાવી પોતાને ઘેર ગયો, તેમજ નટવરે પોતાના ઓરડામાં પગ મુકતાંજ બરાબર અગિયારના કડાકા ઘડિયાળમાંથી થયા.

સુંદરમતી પલંગપર સુતી હતી, અને ભર નિંદ્રામાં હતી ! તેણી જાગી ઉઠી, અને નટવરને જલદી આવેલો જોઇને વિચારમાં પડી ! તેણીએ પુછ્યું " કેમ પ્રાણનાથ નાટકમાથી વહેલા કેમ આવતા રહ્યા વારૂ ? ! "

' હા વહેલોજ આવ્યો; કેમકે કાલે રાતરે વળી એક ઠેકાણે જવાનું છે, તેથી ઉજાગરો વધારે કરવાથી તબિયત બગડે, એમ વિચાર કરીને વહેલોજ ઉઠી આવ્યો " નટવરે જણાવ્યું.

" ત્યારે તમારો મીત્ર મંગળ પણ તમારી સાથેજ ઉઠી આવ્યો કે તે ત્યાં બેઠો છે ? " સુંદરમતીએ પૂછ્યું.

" તે પણ મારી સાથેજ આવ્યો અને તે તેને ઘેર ગયો, ને હું અહીં આવ્યો."નટવરે જણાવ્યું " પણ નાટકમાં કંઇ દમ નહોતો ! નકામું પીંજણ હતું ! "

"તેમાંજ તમે ઝાઝીવાર બેઠા નહી હશો ! કંઇ રસ પડયો નહી હશે !"શુંદરમતી બોલી.

" છટ ! કંઇજ કામનો નહી ! લોકો નકામા વખાણી મરે છે, પણ મને તો બીલકુલ પસંદ નથી ! એના કરતાં બીઠ બાલીવાળાનો " હરિચંદ્ર " દસ દરજે સરસ જેની ત્રણ વરસ થવા આવ્યાં છતાં હજી લોકો એ ખેલમાં ખુટતાં નથી ! "

" હા પ્રાણનાથ. એ નાટક તો બહુજ સરસ છે, મારે પાછો એકવાર એ ખેલ જોવો છે મને લઇ જજો; " શુંદરમતીએ ઇચ્છા બતાવી.

" ઠીક છે. વળી કોઇ દહાડો જઇશું " નટવર એમ કહીને સુતો; અને મનમાં તારાનોજ વિચાર કરતો પડયો ! તે શિવાય બીજું કંઇ સુજેજ નહી; અને એમ કરતાં તેની આંખ મળી ગઇ. શુંદરમતી પણ ધીમે રહીને વાત કરતાં કરતાં નિંદ્રાવશ થઇ ગઇ, આજની રાત્રી તો પસાર !

## પ્રકરણ ૧૯ મું.

દોહરો.

મુંદરમતી સમજી નહીં, નટવરના નવ રંગ;
નટવરને પાછો મળ્યો, મંગળનો કૂસંગ ?

**તારા મળી,**



બીજે દિવસે **નટવર** વિચાર કરવા લાગ્યો કે આજે **તારાને** મળવાનું રાખ્યું છે. તેમજ પેલી નાયકણને પણ મળવું જોઇએ; કેમકે **પાલવાપર** તે મળી હતી ત્યારે મેં તેને બીજે દિવસે મળવાનું વચન આપ્યું હતું, અને તેને પણ એક બે દિવસ વહી ગયા ! છતાં હવે આજે પણ જો નહીં મળીશ તો તે રાંડ મારો વિશ્વાસ નહીં કરશે ! માટે હવે કરવું કેમ ? ! **તારાને** મળ્યા વિના ચાલે તેમ નથી, તેમજ નાયકણને ત્યાં ગયાં વગર પણ છૂટકો નથી !" એમ મનમાં વિચાર કરી થોડી વાર મન ગુંચાયું, અને આખરે ઠરાવ કીધો કે "આજે રાતના આઠ વાગે **તારાને** મળ્યા બાદ ત્યાંથી બાહારોબાહાર નાયકણને ત્યાં પહોંચીશ. સાથે **મંગળ** હશે તેને તેના ઘરપર ઉતારતો જઇશ; કેમકે નાયકણને ત્યાં તેને સાથે રાખવો ઠીક નથી. માત્ર **તારાની** બાબતમાં તે વાકેફ થાય તેની હરકત નથી: કેમકે **તારા** મને મૂકીને તેની સંગે મોહમાં પડે તેવો સંભવ નથી ! પણ નાયકણની જાતનો વિશ્વાસ કદી કરવોજ નહીં જોઇએ ! માટે ત્યાં તો આપણે એકલાજ પહોંચી જઇશું, અને તેથી સાંજના ૭ વાગ્યામાં આજે વાળુ કરીનેજ નીકળીશ કે પછી રાતના બે ઘડી મોડું થાય તોપણ પંચાત નહીં !" એમ સ્વતઃ આખો દાહાડો એને એજ વિચારમાં ગૂંથાયલો રહ્યો વચમાં તેણે એવો ઠરાવ કીધો કે "માત્ર **મંગળની** સાથેજ આ બધી વાતચીતનો વહેવાર રાખવો, અને **મોહનને** કોઇ પણ પ્રકારે જાણ થવા દેવી નહીં; કારણ કે તેને એવી વાત પસંદ નથી, તેથી તેને વચ્ચે રાખ્યાથી તે વળી મને માર્ગમાં મેખ સમાન થઇ પડશે ! અને **મોહનને** સાથે ફરવાને પણ કશે લઇ જવો નહીં !"

સાંજે પાંચ વાગ્યાને સુમારે **મોહન** ને **મંગળ** સાથેજ આવ્યા. **મોહનને** સાથે જોઇને **નટવર** મનમાં બબડવા લાગ્યો કે "વળી આ પિડા કયાંથી આવી ! હવે એ અહીંથી ખસશે:પણ નહીં, અને તે ફરવા જવા આવશે તો **તારા** સાથે મસલહત પણ થઈ શકશે નહીં, માટે એને કોઇ પણ પ્રકારે ખસેડવાની યુક્તિ તો કરવીજ જોઇએ." એમ વિચાર કરતા **નટવરે** તે બંને સાથે કંઇ કંઇ વાતોના ગપાટા શરૂ કીધા ! વાતો કરતાં કરતાં એવું બન્યું કે. **મોહનની** આંખોમાં ઊંઘની લહેર આવવાથી તે ઉંઘી ગયો ! એટલે **નટવરે** ગૂપચૂપ **મંગળને** કહ્યું "આ ભાઇ સાહેબને અહીંજ સૂતો મૂકીને આપણે ગચ્છંતિ કરી જઇએ કેમકે એ વેજા વળી સાથે થશે તો આપણને નડતલ રૂપ થઇ પડશે. અને નકામી આપણા કામમાં ફાંસ મારશે !"

"અરે એ તો એવો છે કે, જો **તારાની** બાબતની વાત જાણશે તો તને ને મને બંનેને અટકાવશે ને ઠપકો આપી આપણાં કામમાં રોકાણ કરશે ! કેમકે એને એવી વાતોનો ઘણો ધિક્કાર છે !" **મંગળ** બોલ્યો.

"તેથીજ હું કહું છું તો કે એને પડતો મુકીને આપણે અહીંથી ઉપડી જઇએ !" **નટવરે** કહ્યું.

"પણ હજી તું જમશે ત્યારેની ? !" **મંગળે** પૂછ્યું.

"અરે જમવાની કયાં દરકાર છે ! રસ્તે હોટલોની શી ખોટ છે ! ત્યાં જમી લઇશું !"

**નટવર** બોલ્યો, અને તેણે પછી નીચેથી પોતાની પ્રિયાને બોલાવીને કહ્યું "આજે મારે બીજે ઠેકાણે જમવા જવાનું છે. મારે વાળુની રાહ જોશો નહીં." એમ કહી ઝટ કપડાં બદલી **મંગળને** સાથે લઈ તબેલે જાતેજ પહોંચી જમ ત્યાંથી ગાડી જોડાવી તોપખાનાને રસ્તે પસાર થઇ ગયા! આ સમયે આસરે સાત વાગી ગયા હતા, અને તેથી તારાને આવવાને હજી વખત હતો; કેમકે **તારાએ** આઠ વાગે આવવું, એવો ઠરાવ રાખ્યો હતો, અને તેથી **તોપખાને** જઇ **નટવર** ને **મંગળ** ગાડીમાંથી ઉતરી હાથમાં લાકડી લઈ આમ તેમ આંટા મારવા લાગ્યા.

**નટવરને** ત્યાં મોહન સૂતેલો તે થોડી વારમાં જાગી ઉઠ્યો; અને જૂએ છે તો આખા દિવાનખાનામાં પોતે એકલોજ! એટલામાં **સુંદરમતી** ઉપર આવી, અને તેણી બોલી "**મોહન-ભાઇ**, તમારા ભાઇ તો **મંગળને** લઇને ક્યારનાએ ગયા, અને તમે કેમ નહીં ગયા?!"

"મારી આંખ લગાર મળી ગઇ તેથી તેઓ મને મૂકીનેજ ગયા!" **મોહને** કહ્યું, અને પછી પોતે મનમાં વિચાર કીધો કે "એ બંનેને ફૂછંદ લાગ્યો છે, અને પર સ્ત્રીના પ્યારમાં પડેલા છે, તેથી તેઓ મને સાથે રાખતા નથી! પણ ફીકર નહીં, કાલે એમની વાત છે! મારે એક મિત્ર તરીકે મારી ફરજ બજાવવીજ જોઇએ, અને આડે રસ્તે દોરાતાં એમને અટકાવવાજ જોઇ-એ! એક વાર કહેવું તો ખરૂ જ, અને પછી માને તો ઠીક છે! નહીંતો આપણે છેલ્લી સલામ કરીશું! કેમકે એમની સાથે ફરવામાં પછી મારી શોભા નહીં! એ લોકો એમના સાથે મારૂં પણ વગોણું કરે તો મારી આબરૂના કાંકરા થાય ને દુનિઆમાં તેમજ ન્યાત જાતમાં હું પણ હલકો પડી જાઉં."

આ પ્રમાણે વિચાર કરે છે, એટલામાં **સુંદરમતીએ** પૂછ્યું "કેમ **મોહનભાઇ**, કંઇ વિચારમાં પડ્યા છો?"

"હા વિચારમાંજ છું," **મોહને** જણાવ્યું "દિલગીર છું કે, તમારો ધણી ખરાબ રસ્તે ચાલવા લાગ્યો છે, અને આખરે એમાંથી પરિણામ તો સારૂં નહીંજ આવે!"

"હે?! એ શું બોલો છો?!" **સુંદરમતી** વિસ્મયતાપૂર્વક બોલી "શું પાછા કુફેલમાં પડ્યા?! કોની સાથે?! મને લગાર કહેશો?!"

"કોઇ નાયકણના પ્યારમાં ભાઇસાહેબ લપટાયલા લાગે છે! કેમકે તે દહાડે અમે ફરવા ગયા, ત્યારે કોઇ નાયકણની ગાડી આવતાંજ તે રાંડે **નટવરને** સલામ કરી, અને તે પછી બંને વચ્ચે સામસામા ચેનચાળા થયાં, તે જોતાંજ મને નક્કી લાગ્યું કે, વાત વિફરી છે!" **મોહને** ફણગો ફોડી દીધો!

"શું **મંગળ** પણ તે વાતમાં સામિલ છે ત્યારે?!" **સુંદરમતીએ** પૂછ્યું.

"હા, તેમ છે તો ખરૂં!" **મોહને** કહ્યું "અને હું તેમાં ભાગ લેતો નહીં હોવાથી મને તેઓ સાથે રાખતા નથી! અને આજે પણ તેવીજ મતલબથી મને અહીં મૂકીને પોબારા ગણી ગયા છે!"

"ત્યારે તમે એમને શિખામણ કેમ દેતા નથી?!" **સુંદરમતી** બોલી "તમે એમની સાથે બેસનારા છો, તેથી તમારે એમને સારી શિખામણ આપવી જોઇએ."

"તે હું હવે કહેવાનોજ છું, અને ઘણું કરીને કાલેજ કહીશ. પછી માનશે તો ઠીક છે. અને નહીં માનશે તો એની સોબત મારે છોડવી પડશે!" **મોહને** જણાવ્યું.

"નહીં માને તો સોબત છોડવી પડશે એમ કેમ બોલો છો?!" **સુંદરમતી** બોલી "નહીં માને તો ગમે તેમ કરીને મનાવવા, એ તમારી મિત્ર તરીકેની ફરજ છે."

"તે ખરૂં, પરંતુ બિલકૂલ સાંભળશે નહીં તો ઉપાય શો?! **મોહને** પૂછ્યું.

"ત્યારે તો અમારાં નસીબ !" સુંદરમતી અફસોસ કરતાં બોલી, મોહનભાઇ જૂઓ તમે મારા ભાઇ જેવા છો, અને હું તમારી બહેન જેવી છું, અને હું તમને વિનય સહ અરજ કરૂં છું કે ગમે તેમ કરીને પણ તમે એમને સારી શિખામણ આપી સુધારો ! આગળ એવાજ ફેલમાંએ પડી જવાથી એક વાર તો આબરૂના કાંકરાં કીધાં હતા, અને ઘરમાંથી પણ એમના પિતાએ એમને કાઢી મુક્યા હતા! તેમના મરણ પછી હવે દોલત હાથમાં આવી છે, અને રોકનાર કોઇ નહી, તેથી હવે એઓ સ્વેચ્છા પ્રમાણે ઊડાવે છે! માટે જો તમે એમને સારે રસ્તે દોરવ શો તો-જીવતાં સુધી તમારો અમારા પર મ્હોટો ઉપકાર થશે, અને તમારો ગુણ હુ કદી ભુલીશ નહી!"

"એમાં ઉપકાર જેવું કશું નથી. મારેતો મારી ફરજ બજાવવાંની છે, અને તે હુબજાવીશ પછીતો જેવાં એનાં નશીબ!" મોહન બોલ્યો.

"પ્રથમ એમને પેલા લુચ્ચા મગને બગાડ્યા હતા, અને હવે મુઓ મંગળ મળ્યો છે ! હુંતો જાણુતી હતી કે મંગળ સારો માણસ હશે, પણ મગન જેવોજ ન કળ્યો! તેની સોબતમાંતો એ પણ ખરાબ થઈ જશે, ને વળી કોઇ ફાંદામાં ફસાઇ જશે!" સુંદરમતી બોલી,

"મંગળની રીતી નદન ધીક્કાર ભરેલી છે! પર સ્ત્રીમાં ભટકવાની નઠારી ટેવ એને અસલથી છે, અને તેથી મને પણ ભય રહે છે કે, નટવરને કોઇ કામમાં એ ખરાબીમાં નાંખશે!" મોહને કહ્યું

"ત્યારે તમને એ મંગળ સાથે કેમ બને છે! !" સુંદરમતીએ પુછ્યું.

"હું માત્ર એની સાથે ઊપલેક વહેવાર રાખું છું. ખાનગી મસલહતમાં કે રખડવામાં હુ એની સાથે બીલકુલ ભાગ લેતો નથી!" મોહને જણાવ્યું.

"પણ ત્યારે તમે એ મુઆને શીખામણ કેમ દેતા નથી? !" સુદરમતીએ પુછ્યુ.

"શિખામણ લાગે તેને દેવી કે નહીં લાગે તેને પણ દેવી ? !" મોહન બોલ્યો "મેં એને ઘણી વાર કહ્યું, પરંતું માન્યુંજ નહીં ને માનતો પણ નથી, તેથી મેં હવે એને કહેવાનુંજ મૂકી દીધું ! કેમકે બહુ કહેવા જતાં તરછોડી નાખે તેમાં શોભા નહીં !"

"તે ખરૂં છે, પરંતુ મારા સ્વામીનાથને તો તમે જરૂર કહેજો ! તમારે જોઇએ તો હું હોઉં ત્યારે કહેજો કે હું પણ એ વાત કહેવા લાગીશ !" સુંદરમતી બોલી.

"તમારા દેખતાં કહેવા જતાં એનો મિજાસ જશે ! માટે એને તો એકાંતમાંજ હું કહીશ" મોહને જણાવ્યું "હવે હું મારે ઘેર જઈશ ને કાલે પાછો લગાર વહેલો આવીશ, કે જે વખતે મંગળ પણ હોય નહીં ! તમે હાલ બિલકુલ વાત છેડશો નહીં ને કઇ જણાવશો નહીં !"

"બહુ સારૂં ! પણ કાલે તમે જરૂર આવજો ?" સુંદરમતીએ કહ્યું.

"હા, હા, આવ્યા વગર રહું નહીં." મોહન એમ કહી સ્વગૃહે ગયો.

સુંદરમતી મનમાં ઘણી આક્રંદ કરવા લાગી, અને એ વાત પોતાની સાસુ પાસે કરવાનો પ્રથમ તે વિચાર કીધો, પરંતુ પાછળથી તેનીએ એમ ધાર્યું કે હાલ તરત સાસુજીને કહીશ, અને તેઓ એને ઠપકો આપશે તો વાત વધી પડશે. માટે મોહન એમને શું કહે છે અને તેમાંથી શું પરિણામ આવે છે, તે જોયાં પછી વાત," એમ વિચારી તે દિવસે પોતે શાંતજ રહી.

મંગળ ને નટવર. તોપખાનાની પગથીપર આંટા મારે છે. જતી આવતી સ્ત્રીઓને તાકી તાકીને નિહાળી પોતાની આંખોમાં અધર્મ અને અનીતિનું અંજન કરી મન રંજન કરે છે ! કેટલાક પારસી પારસણો તોપખાના પર દરિયાની લહેર લેતાં બેઠાં છે. કેટલીક ગાડીઓ ઉભી છે, અને ગાડીની ધમચુ ઉઘાડી નાખી ગાડીમાં બેઠા બેઠાં કેટલાક શેઠીઆઓ પવનની થંડક લઇ આનંદ પામે છે. પરંતુ મંગળ ને નટવર તો માત્ર સ્ત્રીઓનાં મૂખદરશન કરવા માટેજ સ્ત્રીઓનાં ટોળાં આગળ આંટા મારે છે, અને બંને જણા અરસપરસ ઠઠ્ઠા મશ્કરી કરી ડેલિયાનો વેશ ભજવતા ર-

ખટેલ ભામટા સમાન ભટક્યા કરે છે! ધીમે ધીમે ગાડીઓ વીખરાતી ગઇ અને, પગે ચાલી ફરવા આવેલાઓ પણ ચાલતા થયા. રાત્રિના સુમારે સાડાસાત વાગ્યા છે. એટલામાં એક ઘોડાવાળી છટાદાર ચાલે પસાર થતી આ નવરંગિઓની નજરે પડી. કે જેણી કંઇક ખૂબસૂરત પણ હતી. તેણીને જોતાંજ લફંગા **મંગળે** ઓળખ્યું, અને તેણીને એક પ્રકારે નિશાન કરી! પણ ઘોડાવાળી બિલકૂલ નહીં અટકતાં ઓર વધારે ઝડપમાં ચાલવા લાગી! એટલે **મંગળ** તેણીની પાછળ ધાયો, અને તેણીની મશ્કરી કરી!

"મુઆ! દાઢી મુઆ!" ઘોડા વાળી મિજાસમાં તુચ્છકારથી બોલી "તારા ઘરમાં તારી મા બેન ઓહે કે નહીં? મેર મુઆ લુચ્ચા! ખડ અહીંથી! એક થપડ મારા કની તો દાંતજ તોડી પાડા! જાણુતો નહીં કે કંઇ!"

**મંગળ** આ સરસ્વતી (!) સાંભળતાંજ ચુપ થઈ ગયો, અને **નટવર** તો દુરજ ઉભો રહ્યા એટલે ઘોડાવાળી ગુપચૂપ ત્યાંથી પસાર થઇ ગઇ!

"જો **મંગળ** તને ઘણીજ ખરાબ ટેવ છે! નીચ માણસને બોલાવીને ગાળો ખાવી અને એક કહીને બે સાંભળવી, એ ખરેજ શરમ ભરેલુ છે! એમાં આપણી શોભા નહીં!" **નટવરે** જણાવ્યું.

"અરે શાભા ને નહીં શોભા! એસને મારા ભાઇ! તું હવે બહુ ડાહ્યો ને સતો છે તે હું તને ઓળખુ છું!" **મંગળે** જવાબ આપ્યો.

"એટલે?!" **નટવરે** કપાળ ચઢાવીને કહ્યું "શું એવી નીચ નારી સાથે કદી પણ ભાષણ કરતાં તેં મને જોયો છે?!"

"નીચ ને ઉંચ બધીએ સરખી!" **મંગળે** કહ્યું "એમાં વળી. નીચ કેવી ને ઊંચ કેવી?! એ તો બધું ઠીક મારા ભાઇ!"

"નહીં, નહીં, **મંગળ** એ તારી સમજ ભુલ ભરેલી છે. નીચ નારીને બોલાવીને તેં શું સાર કહાડ્યો વારૂં?! મફતમાં બે ચાર ગાળો ખાધી, અને એટલામાં કોઇ આવી ચડતે ને ફજેતો જોતે તો આબરૂ તો કેવી વધતે?!" **નટવરે** જણાવ્યું.

"આબરૂ?! હેં હેં હેં હેં!" **મંગળ** કટાક્ષમાં બોલ્યો "આબરૂદાર તો ગામમાં એક તમો નામદારજ છો કે? જોઈ આ આબરૂદારની શીકલ?! પણ ભાઇ સાહેબ, તે દહાડે પેલી નાયકણ સાથે પાલવાપર ભર વસ્તીની વચમાં ચેનચાળા કરતા હતા તે ભૂલી ગયા કે?! તે તો આબરૂ ભરેલું કામ! ખરૂં કેની?!"

"છટ છટ!" **નટવર** મિજાસથી બોલ્યો "ગમે તેમ પણ તે નાયકણની સાથે તો મન મળેલું હતું તેથી તેણીની સાથે એટલી વાતચીત કરી; નહીં તો હું તેણીને કદી બોલાવું પણ નહીં"

"ત્યારે હું પણ ઘોડાવાળીની સંગે મન મેળવવાની તજવીજ કરતો હતો કે બાજું કાંઇ?!" **મંગળે** પૂછ્યું.

"મન મેળવવાની આ રીત નહીં તો! અને તે પણ આવી રીતે?! અરે ભલા માણસ કોઇ દહાડો કોઇ ઠેકાણે માર ખાઈ બેસાશ! લગાર વિચારીને ચાલ નહીં તો કોઇવાર પસ્તાવું પડશે!" **નટવરે** જણાવ્યું.

"આપણે કંઇ તેથી બ્હીતા નથી! બ્હીવાનું બધુ તને સોંપ્યું છે! મરદ થઇને બ્હીવાનું શાનું વળી?! મરદને શરમ શાની?!" **મંગળે** જણાવ્યું,

"હવે બસ કર ભાઇ! તું તો છેકજ લાજ મુકીને વાત કરે છે!" **નટવરે** વળી તારાની વાત કહાડી કહ્યુ "પણ હજી તારા કેમ નહીં આવી વારૂ?!"



" तारा घरमां तारी मा ब्हेन छे के नहीं!! "

"આવતી **હશે !"** **મંગળે** ઘડિયાળ કહાડી જોઇને કહ્યું "હજી આઠમાં વીસ મિનિટ ઓછી છે."

"હા, હજી વખત થયો નથી; કેમકે આઠ વાગે આવવાને તેણીને કહ્યું હતું, તેથી બરાબર આઠેજ તેણી આવશે." **નટવરે** જણાવ્યું.

"ત્યારે **નટવર.** આજે તેણીની સાથે મને મિલાપ કરાવશે કે નહીં ?" **મંગળે** પુછ્યું.

"જો ભાઇ, આજે હું તેણીની સાથે વાતચીત કરીશ, અને તેટલી વાર તું લગાર દુર ઉભો રહેજે દરમ્યાન હું તેણીને ખાત્રી આપીસ કે, આ મારો તનબદન મિત્ર છે. અને તે પછી તારી મુલાકાત કરાવીશ. જો તારા દેખતાંજ હું તેણીને ખાત્રી આપું તો તેણી એમ સમજશે કે, તને સારૂ લગાડવાને હું બોલુ છું માટે તારી સમક્ષ તારી સ્તુતિ કરવા કરતાં તારી ગેરહાજરીમાં તારી સ્તુતી કરૂં તો તેણીનાં માન્યામાં આવેજ," **નટવરે** જણાવ્યું.

"એ પણ વાત બરાબર છે." **મંગળ** બોલ્યો.

એટલામાં **તારા**ની ઘોડી દોડતી આવી લાગી, અને એક બાજુપર તેણીએ **નટવર**ને જોતાંજ તે ઉભી રખાવી. **નટવર** એકલો તેણીની પાસે તરતજ ઉતાવળે પગલે ગયો, અને હસીને અન્યો અન્ય મલકાયવાં !

"કેમ. તમે **મુંબઇમાં** વસોછો કે? !" **તારા**એ કટાક્ષમાં પુછ્યું.

"ના, વિલાત ગયાતા! તમને કેમ લાગેછે ? !" **નટવરે** હસીને કહ્યું.

"મને તો લાગે છે કે મુબઇમાંહાલ તમે વસતાજ નહી હો! કારણ કે આજ કાલ આપનાં દર્શન દુર્લભ થઇ પડયાં છે !" **તારા** બોલી "હોંયા મોંઘા માણસની વાત એમજ હોય! મ્હોટા ને વળી મોંઘા એટલે પછી પુછવુંજ શુ ? !"

"**તારા**, તું જોઇએ તેવાં મહેણાં માર, પરંતુ મારૂં અંતઃકરણ તારા પ્રેમમાં કેટલું સમર્પણ થયેલું છે તે પરમેશ્વર જાણે છો પછી તું વહેમાઇને જોઇએ તેવાં કરડાકીનાં વેણોથી મને મહેણાં ઓઠાં મારશે, તોપણ મારૂં હૃદય શુદ્ધ છે એટલે બશ છો" **નટવરે** શાંત પણે **તારા** પ્રત્યે ભાવ સહ દર્શાવ્યું.

"તે હું કબુલ કરૂંછું! પણ તે દીવસે બંગલે આપણે બંને મળ્યાં હતાં, અને આપના પીતાજી ઓચીંતા આવીને આપને લઇ ગયા, તે વેળા આપ કહેતા ગયા હતા કે, ટુંક વખતમાં આપણે બંને પાછા મળીશું; પરંતુ તે ટુક મુદત વહી ગઇ, ને દહાડાના દહાડાએ વઈ ગયા! પણ આપ મળ્યાંજ નહી!" તારા લગાર વિશેષ શોકાવેશમાં બોલી "મરદનાં અંતઃકરણમાં ખચીત નીર્દયતા હું આપને મળવા તલપી રહું, અને આપને તો કશા હીસાબમાં નહી! એતો ધારો છે કે જેને ઘણુ ચાહીએ ને જેને વશ વધારે રહીએ તે બે ખાસડા વધારેજ મારો"

**નટવર** આ સાંભળી ઘણો દીલગીર થયો' અને ધીમે સાદે બોલ્યો "**તારા**, તું મને મીથ્યા મહેણાં મારી મારૂં કાળજુ બાળ નહી! તુ જ્યારે મારી વાત જાણશે, ત્યારે તને ખાત્રી થશે કે હું કેવી ડેસ્કેલ સ્થિતીમાં સપડાયો હતો!"

"એવી તે શી મુસ્કેલી હતી કે જેથી મને મળીજ શકયુ નહી ? !," **તારા** બોલી.

"જો સાંભળ! તારાથી વીખુટો પડીને મારે ઘેર આવ્યા પછી થોડાક દીવસમાં મારા બાપ ગુજરી ગયા, અને તેની [illegible]માં તથા તેમના દહાડા પાણીમાં હુ રોકાયો, અને પછી તેમના વેપાર રોજગાર બહારો લેવાની ગડબડમાં હું ગુંથાયો! તે હાલ બે ચાર દીવસ થયાં નવરો પડ્યો છું!" **નટવરે** કહ્યું "બોલ, હવે મારી કશુર શી?"

"પણ એક મીનીટ મળવાને ફુરસદ સરખીએ નહી મળી કે? !" **તારા** બોલી "એ તમે

કોને સમજાવો છો! મનમાં ભાવ હોય તો ગમે તે પ્રકારે મળી શકાય!"

"ત્યારે તું શું એમ માને છે કે મારો ભાવ તારા પ્રત્યે નથી? !" **નટવરે** પુછ્યું.

"ભાવ તો છે, પણ બધો ઉપલેક!" **તારા** લગાર હસીને બોલી.

"**તારા**! તને હસવાનું છે, ને મારે મરવા જેવું થાય છે!" **નટવર** બોલ્યો "તું આવી ભણેલી ગણેલી ને સુધરેલા વીચારની થઇને આમ મહેણા ટોંઠાં મારતાં ક્યાંથી શીખી? હેં, લુચ્ચી એમ કહી **નટવરે** તારાના ગાલપર હર્ષથી ભરેલા લાડનો તમાચો ધીમેથી લગાડી તેણીને શરમાવી નાખી!

"વારૂ, એ બધું તો હવે ઠીક!" **તારા** બોલી "પણ તમારા પિતાજીના દાહાડાપાંણીમાંએ મને ભુલીજ ગયા કેની?? જમવામાં એક દાહાડો મને યાદ કરી?!"

"વ્હાલા, તે વખતે ઘરમાં મારૂં ચલણ બિલકુલ નહોતું! મારી માતુશ્રીની ઇચ્છા પ્રમાણે નોહોતરાં દેવડાવ્યાં હતાં." **નટવરે** જણાવ્યું.

"નોહોતરૂં નહીં દીધું તો ખેર, પણ કોઈ સાથે ઢાંકયું મોકલવાનું એ મન થયું ?!" **તારા** બોલી.

"ઢાંકયું કોની મારફતે મોકલું?!" **નટવર** બોલ્યો "કોઇના મારફતે તો મોકલાય નહીં!"

"અરે જો તમે ચાહતે તો હાજર રહતે મોકલતે!" **તારા** બોલી "પણ એ તો બા, બાયડી સાંભરે! હું કંઇ તમારી બાયડી છું?! મને શું કરવા સંભારો!"

"શું તું એમ કહેવા માગે છે કે, મારી સ્ત્રી કરતાં હું તને ઓછી ચાહુ છું?" **નટવર** બોલ્યો.

"અલબત! એક વાર નહીં પણ સાત વાર!" **તારા** બોલી.

"અરે **તારા**! હું પરમેશ્વરનાં કસમ ખાઇને કહું છું કે જેટલો મારી પરણેલી સ્ત્રીપર મારો પ્રેમ નથી, તેના કરતાં દસગણો વધારે પ્રેમ તારા પર છે! તેમ છતાં તું મને આખરે અપજશ આપી નિરાશ કરે છે તો ખેર! જેવી તારી મરજી!" **નટવરે** લગાર ગુસ્સામાં આવીને કહ્યું "સ્ત્રી જાતિનો કુદરતી સ્વભાવ છે કે મરદ ગમે તેટલી ચાહેના રાખે, તો પણ જશ તો આપવોજ નહીં! અને તેજ પ્રમાણે તું પણ કરે છે, એ જોઇ હું દિલગીર છું!"

**તારા** હવે હસીને બોલી "વહાલા, આપ આમ ગુસ્સે ના થાઓ!"

"તું એવું બોલે છે કે ભેંસને પણ રીસ ચઢે!" **નટવર** બોલ્યો.

"એ તો હું લગાર આપને હસુ છું!" **તારાએ** વાત ફેરવી નાંખી.

"હસવાનું તે વળી આટલું બધું?!" **નટવર** બોલ્યો.

"ઘણે દાહાડે મળ્યા, ત્યારે આમ હસીએ બોલીએ નહીં તો મૂંઢની માફક એક બીજાની સામું જોયાં કરીએ?!" **તારા** બોલી "જાઓ, જાઓ! તને તો હસવામાં પણ આડું પાડો છો! ગુસ્સે લાગ્યો હોય તો માફ કરજો!" તારાએ વાત ઉડાવાને હવે કહ્યું "પણ પેલો તમારી સાથે આવેલો છે તે કોણ છે વારૂ?!"

"તે મારો એક મીત્ર છે વહાલી." **નટવરે** જણાવ્યું "હમણાં તે નવો મિત્ર મળ્યો છે. અગરજો બાળપણમાં અમે નિશાળમાં સાથે ભણતા હતા, અને તે વેળા મારે એની સાથે સારી મિત્રતા હતી, તોપણ તે પછી અમને વિશેષ મળવાનો પરિચય નહોતો! પણ હવે અમે રોજ મળીએ છૈએ, અને સાથેજ ફરીએ છૈએ"

"પણ એ વળી પેલા લુચ્ચા **મગન** જેવો તો નથી કે?" **તારાએ** પૂછ્યું.

"ના, ના, આ તો સારો માણસ છે." **નટવરે** કહ્યું.

"આપ ઘણા ભોળા ને વિશ્વાસુ છો, માટે જોજો તપાસીને કામ પાડજો! નહી તો એ વળી આપને કોઇ રસ્તે ફસાવે નહીં!" **તારાએ** ચેતવણી આપી.

"તેમ તો કંઇ લાગતું નથી. તેમ છતાં ચેતીને ચાલીશ વળી!" **નટવરે** કહ્યું "પણ એ

તને મળવા માગે છે. માટે તારી મરજી હોય તો તેને અહીં બોલાવું ?"

"મને તે શા માટે મળવા માગે છે ? !" તારાએ તાજુબ થઇ પૂછ્યું "મને મળવાની તેની શી મતલબ હશે ? ! ના, ના, એને મળવાની મારે જરૂર નથી !"

"અમથું મળવામાં તારૂં શું જાય છે ? !" નટવરે કહ્યું "જો નહીં મળશે તો એને વળી ખરાબ લાગશે, ને મારા પર નકામો ગુસ્સે થશે !"

"તમે એને એમ કહેજોની કે તારા મળતાં શરમાય છે ! એમ તેમ સમજાવી ઉડાવી દે-જોની કે પત્યું !" તારા બોલી.

"ઠીક છે ત્યારે. હવે હું જઇશ, ને તું પણ ઘેર જા. આવતા રવિવારે આજ ઠેકાણે આઠ વાગતે પાછા મળીશું". નટવરે જણાવ્યું.

"બહુ સારૂં." એમ કહી તારાએ ગાડીવાળાને ગાડી હાંકવા જણાવ્યું.

નટવર ત્યાંથી પાછો મંગળ પાસે આવ્યો અને તેને સાથે લઇ એકદમ ગાડીમાં ચઢી બેસી ગાડી ચલાવી દીધી.

"કેમ બચ્ચા, આખરે મને તો લટકાવ્યોજ કે ? !" મંગળે નટવર પ્રત્યે પૂછ્યું.

"લટકાવ્યો નથી, પણ તેણી તારાથી શરમાય છે, તેથી તેણીએ ના પાડી, એટલે પછી હું શું કરૂં ? !" નટવરે જણાવ્યું 'તોપણ રવિવારે પાછા આજ ઠેકાણે ને આજનેજ વખતે મળવાના છૈએ તે વારે તારી મુલાકાત જરૂર કરાવીશ."

"ઠીક છે; તે દહાડે વાત વળી." મંગળે જવાબ દીધો, પરંતુ મનમાં તે અનેક તરંગો બાંધવા લાગ્યો, અને તે અંદરખાનેથી કંઇક દુખાયો પણ ખરો. તો પણ તેણે વિચાર કીધો કે "ફીકર નહીં. હવે વળી રવિવારે જોઇએ છૈએ; પછી વાત !"

એટલામાં નટવરનું ઘર આવી પહોંચ્યું. નટવર ને મંગળ ગાડીમાંથી ઉતર્યા. અને મંગળ "સાહેબજી" કરી બીજે દિવસે મળવાનું કહી પોતાને ઘેર ગયો. નટવર ઉપર પોતાના ઓરડામાં ગયો જ્યારે સુંદરમતી હદાસિમાં જાગતી પડેલી હતી; તોપણ નટવર વિશેષ કંઇ નહીં બોલતાં ગૂપચૂપ પલંગપર પડ્યો, ને સૂઇ ગયો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

દોહરો.—પતિવ્રતા સુંદરમતી, તે પર મૂક્યું આળ;
નટવરે કામાન્ધમાં, કાર્ય કર્યું ચંડાળ !
"ચોર કોટવાલને દંડે"

પ્રભાત થતાંજ સુંદરમતી વહેલી ઉઠી; પરંતુ મોહને નટવર વિષેની જે વાત કહી હતી, તેથી તેણી ઘણા સંતાપમાં પડી ગયલી હોવાથી આખી રાત તેણીને નિંદ્રા આવીજ નહોતી ! શોક, સંતાપ રુદન અને ઉજાગરાથી, તેમજ આગલી રાતના સુંદરમતીએ જરાકુએ ખા-ધેલું નહીં હોવાથી તેણીના મુખની કાંતિ ફિક્કાસ રૂપ થવા ઉપરાંત જાણે કે મહીનાની માંદગીમાંથી તેણી ઉઠી હોય, તેવો નિસ્તેજ ચહેરો થઇ ગયો હતો ! તોપણ હાય અને અફસોસ નાંખતી જલદી નીચે ગઇ. નટવરની મા રત્નલક્ષ્મીએ તેણીને પૂછ્યું "કેમ સુંદરમતી આજે તારૂં શરીરે કેમ છે વારૂ ! શરીર કંઇ અગડ્યું છે ? આમ નબળી જેવી કેમ લાગે છે ? તને શું થયું છે બા ?"

"ના સાસુજી, કંઇ નથી થયું." સુંદરમતી ઘણે ધીરે સ્વરે બોલી.

"પણ ત્યારે તું આમ માંદી જેવી આજે કેમ લાગે છે ? !" રત્નલક્ષ્મીએ પૂછ્યું "રો-

જે તો હસતી ઉડે છે, અને આજે તારૂં મોં આમ કેમ લાગે છે ?! તારા વર સાથે કંઈ કચપચ થઇ છે વારૂ ?"

"અંહં !" **સુંદરમતીએ** ડોકું હલાવી કહ્યું "એ તો આજે લગાર મારૂં માથું દુખે છે, તેથી તમને એમ લાગે છે સાસુજી." એમ કહી **સુંદરમતીએ** હાલ તરત **નટવરની** બાબતની વાત છુપાવી રાખી !

"ત્યારે ડૅાકટરને ત્યાં ભૈયાજીને લઇને જા." **રત્નલક્ષ્મી** બોલી.

"એટલામાં ડૅાકટરને ત્યાં શું જાઉં ! એ તો સઉ મટી જશે" **સુંદરમતી** બોલી, અને એટલામાં ઉપરથી **નટવરનાં** ઉઠયાનો અવાજ સભળાયો, કે તરતજ **સુંદરમતી** ઉપર ગઇ. **નટવર** પલંગ ઉપર આંખો ઉઘાડી આળશ મરડી તથા હાથની આંગળીના ટાચકા ફોડતો હતો, અને તેને **સુંદરમતીએ** જતાંજ પૂછ્યું "સ્વામીનાથ, કાલે રાતના કંઇ બહુ મોડા આવ્યા ? એટલી બધી વાર કયાં રોકાયા હતા ?!"

"લગાર એક ઠેકાણે જવાનું હતું, ત્યાં રોકાઇ ગયો હતો." **નટવરે** એમ જણાવી **સુંદરમતી** સન્મૂખ જોઇને કહ્યું "કેમ આજે તારો ચહેરો આમ ઉદાસ કેમ લાગે છે ?!"

"અમથો ! રાતના ઉંઘ નથી આવી તેથી માથું ચઢયું છે !" **સુંદરમતી** બોલી.

"ઠીક ત્યારે કબાટમાંથી કોલનવાટરની શીશી કહાડીને તેમાંથી પોતું મૂક કે માથું લગાર નરમ પડી જશે." **નટવરે** જણાવ્યું.

"એ તો આજે રાતના બરાબર ઉંઘ આવશે તો માથું શાંત પડશે ! તે વગર શાંત પડે નહીં તો." **સુંદરમતીએ** જણાવ્યું.

"પણ વારૂ કાલે અમારા ગયાં પછી પેલો **મોહન** કયારે ગયો ?" **નટવરે** પૂછ્યું.

"આપના ગયાં પછી થોડીક વારેજ ઉઠીને તે ગયા.' **સુંદરમતીએ** જણાવ્યું "અને મને આપને વિષે પૂછ્યું કે, એ કયાં ગયા છે ? ત્યારે મેં જવાબ દીધો કે 'એ અને **મંગળભાઇ** હમણાંજ ગાડીમાં બેસી ફરવા ગયા." એટલું કહ્યું એટલે તેઓ ઉઠીને તરતજ ચાલતા થયા !

"ઠીક; પણ આજે પાછો આવવાને તે કહી ગયો છે કે ?" **નટવરે** પૂછ્યું.

"હા પ્રાણનાથ, આજે તો તે લગાર વહેલા આવવાનું કહી ગયા છે, અને ઘણું કરીને જમીને તરત આવનાર છે." **સુંદરમતી** બોલી.

"કેમ વારૂં ?! આજે વહેલો શા માટે આવનાર છે ?!" **નટવરે** પૂછ્યું.

"તે તો કંઇ મને કહ્યુ નથી, પરંતુ એટલુંજ બોલતા ગયા કે હું જમીને તરતજ આવીશ, માટે એમને કહેજો કે ઘરમાં રહે." **સુંદરમતીએ** જણાવ્યું.

"ઠીક છે; એને જોઇએ ત્યારે આવે. હું ઘરમાંજ છું. આજે સાંજ સુધી કશે બાહાર જવું પણ નથી." **નટવરે** જણાવ્યું, અને પછી **નટવરે** મોં ધોઇ ચાહ મગાવી, અને સ્નાનાદિક ક્રિયા કરી ભોજન કરી લીધુ.

અગિયાર વાગ્યાને સુમારે **મોહન** પોતાને ઘેરથી જમીને **નટવર** પાસે આવ્યો. આગલા દિવસની સંતલસ પ્રમાણે **મોહનનાં** આવવાનું કારણ **સુંદરમતી** જાણતી હોવાથી તેણી તરતજ **મોહનની** પાછળ ધીરે પગલે ચઢી, અને દાદર આગળની નાહની ઓરડીમાં તેઓ વચ્ચેની વાત સાંભળવાને ઉભી રહી.

**મોહનને** વહેલો આવેલો જોતાંજ **નટવરે** કહ્યું "વાહવા ! કાલે તો ખુબ ઊંઘ કહાડી બચ્ચાજી ! પાછલી રાતની નિંદ્રામાં પડયાતા કે બાઇસાહેબ ?!"

"અને તમે પણ મને મૂકીનેજ ચાલ્યા ગયાની ?!" **મોહન** બોલ્યો.

" એ તો તને લગાર કાલે બનાવ્યો !" નટવર બોલ્યો "કાલે તારો ફારસ ઠીક થઇ ગયો !"

" નટવર, એ બધું તું કોને સમજાવે છે ! " મોહને હવે ચલાવ્યું " તુ શું એમ સમજે છે કે, તમારાં ફેલ હું સમજતો નથી ? ! તારે મનને તું શું મને મુર્ખ માને છે ? ! પણ જાણતો નથી કે તારા ને મંગળ જેવા સત્તરને ગજવામાં ઘાલીને ફરૂં છું ! તમે વળી મને શું બનાવતા હતા ? ! "

" ત્યારે તું શું જાગતો હતો કે ! " નટવરે પૂછ્યું.

" ઊંઘવાની ને જાગવાની વાત નથી ! " મોહન બોલ્યો " પણ તમે જે ફેલમાં ફરોછો, તે હું બધુએ સમજુ છું. અને તે બાબતમાં તને એ વાત તારા લાભની કહેવા માટેજ હું આવ્યો છું."

" શું કહેવું છે તે કહી દેની ભાઈ કે નીકાલ થાય !" નટવરે જણાવ્યું.

" કહેવાનુ બીજું કંઇજ નથી, પણ માત્ર એટલુંજ કહેવાનું છે કે, તું જે રસ્તે ચઢયો છે, તે તારા જેવા એક ખાનદાનનાં ફરઝંદને છાજતો નથી ! મંગળને પાલવે તેમ કરે, તેની મને ઝાઝી પરવા નથી; કેમકે ગમે તેટલો પણ તે એક નીચ ને હલકા વંશનો વેલો છે; પરંતુ તું એક પ્રખ્યાત ને નામચિન્હ કુટુંબનો પુત્ર છે, અને તારી પ્રતિષ્ટા કંઈ જેવી તેવી નથી ! તારા પિતાની ને તારા વડિલોની પ્રતિષ્ઠા મ્હોટા કરોડપતિ કરતાં પણ વધારે હતી, અને તે હવે તું ધુળ કરવા બેઠો છે, એ જોઇ એક મિત્ર તરીકે ખચીત મને અનહદ ખેદ ઉપજે છે, અને મારા પેટમાં ઘણી લાગણી થાય છે તેથીજ હું તને આજે તારે ઘેર ચાંદી ચલાવીને કહેવા આવ્યો છું." મોહને જણાવ્યું.

" અરે પણ ભલા માણસ, આટલું બધું લાંબું ભાષણ ચલાવીને તું મને કહેવા શું માગે છે તે તો બોલ ? ! "નટવરે પૂછ્યું " કયા ફેલમાં હું પડયો છું તે તો પહેલાં સાબિત કરી આપ, અને પછી તારે જે કહેવાનું હોય તે કહે ! ફોગટમાં ફજેત શું કરે છે ] "

" શું હું તને આ ફજેત કરૂં છું ? !" મોહને કહ્યું " એમ માનતો હોય તો હું કહુછું કે, તારામાં કંઇ સમજ નથી ! તુ એટલોજ વિચાર કર, કે જો મારે તને ફજેત કરવો હોય તો હું તને મોંઢે શા માટે કહું ? તેમ મારો ઇરાદો હોય તો તારી પાછળજ નિંદા કરૂં ! પણ નહીં ! મારા મનમાં તારી નિંદા ચલાવવાનો ભાવજ નથી ! હું તો એમજ ચાહુ છું કે ખાનગીમાં તને એ શિખામણની વાત કહેવી ! આમાં ફજેત કરવાની મતલબ શી રીતે થઇ તે મને સમજાવશે ?! ચાલ બોલ જોઇએ ? ! હવે કેમ બોલતો નથી ? ! મારી તકસીર હોય તો બતાવ. અને મારી તકસીરજ હોય તો પગમાંથી એક ખાસડું કહાડીને માર ! મને મિત્રનું ખાસડું ખાવામા કઇ શરમ નથી ! પણ ભલા માણસ, તુ એટલું યાદ રાખજે કે, મેં દે તો મીઠું મીઠુ સઘળા કહેશે, અને કડવુ તો જેને લાગતું હશે તેજ કહેશે ! હવે સમજ્યો ? ! "

" મોહન, તું એ બધી પંચાત ને લાંબા ટાહેલાં કરવા મુકી દે, અને તું મને શું કહેવા માંગે છે તે ઝટ કહી દે કે મને સમજ પડે ! તારા કહેવામાં હજી સુધી મને કઇ સમજ પડતી નથી, એટલે હું તને ખુલાસો પણ શું કરૂં ? ! નટવરે જણાવ્યું.

" તને સમજ નથી પડી ? ! એ તું શું સમજાવે છે ! તુ કાચો છે કે ? ! મોહન બોલ્યો " હું કહુ છું કે, મારા કહેવાનો ભેદ તું તમામ સમજી ગયો છે, અને તેમ છતાં તુ મારે મોંઢેજ કહેવરાવવા માગે છે તો લે હું તને ઉઘાડીને કહુ છું કે, મંગળની સાથે તું પણ રાંડોના ફંદમાં પડયો છે. અને ખરાબ રસ્તે તમે બંને દોરાયા છો !"

નટવરે જાણ્યું કે " વાત ફુટી ! " તેમ છતાં જાણે કંઇ જાણતોજ નહીં હોય તેમ તે બોલ્યો " એ તું શું બકે છે ! જા, જા, ઘેલા, કોઇ ઉડતી વાત સાંભળીને તું ' મડ ' થઇ જશે ને તારૂં મગજ પણ કદાચ ખસી જશે તો કોલાબે જવું પડશે ! "

"તેમાં શું કરવા ડરે છે; એના જોવાની તારે શી દરકાર છે ?! **નટવર** બોલ્યો "આપણી બેની મિત્રતા કાયમ રહી તો પછી એ ઝખ મારે છે! તું જો તો ખરો, એજ પસ્તાશે એવું કરીશ!"

"ભલે!" મંગળ એમ કહી ત્યાંથી ચાલતી પકડી ગયો.

**નટવર** હવે મનમાં વિચાર કરવા લાગ્યો કે "કોઇ પણ રસ્તો શોધી કહાડીને **મોહનને** ઘરમાં આવતોજ બંધ કરવો કે ટકટક કરતો મટે! નહીં તો હવે એ આવીને પંચાત કરશે, ને તેથી જો ઘરમાં ખબર પડશે તો પાછો કજીયો ચાલશે ને સંતાપ જાગશે! માટે હાલ તો એને આવતોજ અટકાવવો! પછી જોઇએ શું થાય છે! ઠીક છે! કાલે ને કાલે એ મારી વાત સાબિત કરે તે પહેલાંજ હું એનો ઘાટ ઘડી નાખું કે એ બોલતોજ બંધ પડે!" એમ વિચાર કરી તે દાહાડો તો **નટવરે** ચૂપચાપ પસાર કીધો!

બીજે દિવસે પ્રભાતમાં છ વાગતાંજ **મોહન** દાતણ પાણી કરીને **નટવરને** ઘેર આવ્યો. **નટવર** આ વખતે માથે મોંઢે ઓઢીને સૂતો હતો, અને **સુંદરમતી** આરસો સામો મૂકી ચોટલો વાળતી હતી! **મોહનને** આવેલો જોઇ **સુંદરમતીએ** તરતજ ચોટલો વાળવાનું અટકાવી કાંસકી મૂકી દઇ માથે ઓઢી લીધું, અને બોલી "હજી તમારા ભાઇને ઉઠતાં વાર લાગશે, માટે તમે લગાર બેસો. ઊંઘમાંથી ઉઠાડશો તો વળી એમની તબીયત બગડી આવશે!"

"ફીકર નહીં, હું બેઠો છું." **મોહન** બોલ્યો.

આ બધી વાત **નટવર** જાગતો હોવાથી સાંભળતો હતો અને હવે લાગ જોઇ **નટવર** પલંગપરથી ઝટ ઉઠ્યો, અને એકદમ **સુંદરમતીને** તમાચો લગાવી બોલ્યો "રાંડ સંખણી, તારા સાથે શા ચેનચાળા કરતી હતી?! મેં તમારી વાત સાંભળી છે, અને તમારાં કરમ જાણી ગયો છું! રાંડ કમજાત, તું તારા મનમાં શું મને દીવો સમજે છે?!" **નટવરે** એટલું બોલી **મોહન** તરફ ફરીને તેને કહ્યું "ચાલ, મારા ઘરમાંથ! એકદમ નીકળ! નહીંતો તારાં હાડકાંના ચૂરા થઇ જશે!" એમ કહી બિચારા બોલતા **મોહનને** ધક્કા મારી ઘરમાંથી કહડાવ્યો!

**મોહન** આ તરકટ જોઇ સડક થઇ ગયો! તે બોલવાનું કરતો હતો, પરંતુ **નટવરે** તેને બોલવાની તકજ આપી નહીં, અને જોતજોતનામાં બાજી લગાવી! સુંદરમતી પણ સુનમૂન બની ગઇ! પોતાનાપર આવેલા અકસ્માતિક મિથ્યા અપવાદથી તે દંગ બની ગઇ! તેના પેટમાં ભયંકર ધારકો પેઠો! **નટવરે** તેણીને તતડાવવાનું જારી રાખ્યું, અને તેણીને **મોહન** સાથે આડો વહેવાર છે, એમ ઠોકી બેસાડયું! વાત વધી પડી! ગડબડાટ થઇ રહ્યો! **નટવરની** માતા **રત્નલક્ષ્મી** આ ગડબડાટ સાંભળી ઉપર આવી, અને **નટવર** પ્રત્યે પૂછ્યું "ભાઇ, શું છે? આમ રાતોપીળો શામાટે થઇ ગયો છે?! કારણ તો કહે મને?!"

"બા, આ રાંડને તું એકદમ ઘરમાંથી કહાડ! એનું મોં હવે મારે જોવું નથી! એ રાંડ નહીં જોઇએ!" **નટવરે** ગરમ બની જણાવ્યું.

"પણ શા માટે?! કંઇ કારણ તો કહે?! **રત્નલક્ષ્મીએ** પૂછ્યું.

"પેલા લુચ્ચા **મોહન** સાથે એ રાંડને આડો વહેવાર છે. અને તે આજે મેં મારી નજરે જોયું છે, ને મારી પૂરેપૂરી ખાત્રિ થઇ ચૂકી છે!" **નટવરે** કહ્યું.

"હાય હાય!" **રત્નલક્ષ્મી** અચંબો પામી બોલી "વહુ, તું આવી ડાહી ને સમજુ થઇને આવી નીકળી?! હું તો જાણતી હતી કે તું ઘણી શરમાળ ને લાયકીવાળી છે. અને તું તો આવી હતી! આ તારી ફજેતી?! કોઈ મરદ સાથે તું કદી ભાષણ પણ નહીં કરતી, અને આ તારા ભવેડા?!"



" રાંડ શંખણી, તારા માંટી સાથે શા ચેનચાળા કરતી હતી?!"

"અરે બા, એ તો રાંડ છાનીમીના છે! છીનાળ સ્ત્રીઓ હોય છે તે તો વળી ઉપરથી બહુ ચોખ્ખાઇ ને સફાઇ બતાવે છે!" **નટવર** બોલ્યો "બસ, તું એને લઈ જા અહીંયાં, નહીં તો અત્યારે કંઇ નવું જૂનું થઇ જશે!"

**રત્નલક્ષ્મી** તરતજ તેણીનો હાથ પકડીને નીચે લઇ ગઇ.

**નટવર** હવે મનમાં મલકાયો કે "ખુબ તાલ મચાવી! હવે **મોહન** ટકટક કરવાને આવશે પણ નહીં, તેમજ બાયડીની પણ મકદૂર નથી કે, હવે સતી થઇને મને કોઇ પણ દહાડો રોકી શકશે! ઘાટ તો ચોકઠાબંધ ઘડાયો! વાંધા જેવું રહ્યું નથી! **મોહન** પણ સમજશે કે, **નટવર** માથાનો મળ્યો! ઠીક થયું!" એમ ખુશી થઇ નિરાંતે ખુરસીપર બેઠો, અને પાણી પાસે દાતણ લઇ દાતણ કરી મોં ધોઇ ચાહ પીધી.

સુંદરમતીને **રત્નલક્ષ્મી** નીચે લઇ ગયા પછી **રત્નલક્ષ્મીએ** તેણીને કહ્યું "વહુ, તું તો તારા ધણીને શિખામણ દેતી હતી, અને તેને માટે રોજ બળાપો કરતી હતી, અને આજે આ શું તારૂં ભોપાળું?! બોલ સાચેસાચું કહી દે?!"

**સુંદરમતી** ગદગદ કંઠે રડતી બોલી "સાસુજી, આ સઘળું તરકટ છે! વાત તદ્દન ખોટી છે! અને "ચોર ઉલટો કોટવાળને દંડે" એવી વાત આમાં બની છે! હું હમણાં કહેતાં હો તો બધી વાત પહેલેથી છેલ્લે સુધી તમને કહી સંભળાવું; પણ મારી વાત તમે હવે ખરી માનશો કે નહીં, તે વાતનો મને શક છે!"

"વહુ, તારાપર મને પૂરતો વિશ્વાસ છે. માટે જે હોય તે સાચે સાચુ કહી દે!" **રત્નલક્ષ્મી** બોલી.

"જૂઓ સાસુજી, **મોહન** આવ્યો ત્યારે હું તો ચોટલો વાળતી હતી, અને તેને આવતો જોઈ તરતજ મેં માથે ઓઢી લીધું, અને તેને મેં એટલુંજ કહ્યું કે, એ સુતા છે તેથી ઉંઘમાંથી ઉઠાડશો. નહીં; કેમકે તેમ કરશો તો એમની તબિયત બગડશે!" એટલુંજ માત્ર હું બોલી, અને તેટલામાં તો એ પલંગપરથી ઉઠીને મને મારવા ને ગાળો દેવા મંડી પડયા! એ શિવાય હું કંઇજ બીજું બોલી પણ નથી! તેમજ મોહન મારા ભાઇ જેવો છે, અને હું એના પ્રત્યે કુદૃષ્ટિથી જોતી હોઉં તો મને મારી આશાનાજ સમ છે! પણ—"

"ત્યારે **નટવરને** વહેમ આવવાનુ કારણ કંઇ?!" રત્નલક્ષ્મીએ પુછ્યું.

"હા, તે હું આપને વિદિત કરૂં છું." **સુંદરમતી** બોલી "કારણ માત્ર એટલુંજ કે, એ હમણાં વળી પેલા **મંગળની** સોબતમાં પડયા છે. કે જે લફંગાઇમાં પુરો છે, અને એક **ભટકતા** તરીકે જેને આખું ગામ ઓળખે છે! તેની સોબતમાં એ પણ પાછા બહાર ભટકતા થયા છે, અને કોઇ રાંડનો ફંદ લાગ્યો છે! આ વાત મને પ્રથમ **મોહને** કરી, અને પછી તેણે ગઇકાલે એ વાત શિખામણની કરી, ત્યારે એ સદંન નામુકર ગયા! પણ **મોહને** કહ્યું કે "હું દાખલા પત્તા સાથે તને સાબિત કરી આપીશ.!," અને તેને માટેજ તે અત્યારે આવ્યો હતો, જે પરથી એ ચમકયા હશે કે "હવે વાત ફુટશે!" તેથી એમણે નાહક તે બાપડાને બદનામ કીધો, અને વળી મારે માથે પણ ખોટું આળ મુક્યું! એટલે હવે તે એમને શિખામણ આપી શકે નહીં, અને હું પણ એમને કંઇ કહી શકુંજ નહીં! આવી અવળી બુદ્ધિ એમણે ચલાવી છે, અને જે એમનું સારૂં ઇચ્છનારા છે, તેમનેજ માથે એમણે મિથ્યા અપવાદ મુકી પોતાનું ભલું ચાહનારનેજ નાહક ફજેત કીધા છે! પણ ફીકર નહીં! "સાચને કંઇ આંચ નથી." હું સાચી છું, નિરઅપરાધી છું, નિષ્કલંકી છું, ને પર પુરૂષ મારે ભાઇ બાપ બરાબર છે, એ ઇશ્વર જાણે છે, એટલે મને કશો ડર નથી! હાલ ફજેત કરી તો ખેર, પરંતુ અંતે તો ખરૂં હશે તેજ તરશે!"

"વહુ તારી વાત સાંભળી વળી મારા જીવને કંઇ કંઇ થાય છે!" રત્નલક્ષ્મી કકળાટ કરતી બોલી "હાય હાય! વળી એ આડે રસ્તે ચાલવા લાગ્યો! હવે એનું કેમ થશે! એને કોઇ ટોકનારે નથી! પુંજી બધી હાથમાં આવી છે તે ઉરાડી નાંખશે, ને આખરના કાંકરા થવાની સાથે આગળ જતાં એની શી વલે થશે?! હવે એને કહે પણ કોણ, અને રોકે પણ કોણ?! એને શિખામણ પણ કોઇની લાગે તેમ નથી! એ કોઇનું માનતોએ નથી!"

"અને હવે તો જેના ભોગ લાગ્યા હોય તે એમને ટોકે કેની?!" સુંદરમતી બોલી "કેમકે વળી ટોકનારના પણ મારા જેવા હાલ થાય! અને કોઇને શી પડી છે કે કોઇ આવીને એને કડવું મનાવે ને ફજેત થાય?!"

"હાય હાયરે, મેં તો પહેલાંથી કહ્યું હતું કે, એના હાથમાં પુંજી નહીં સોંપવી! અને તારા સસરા પણ આવા એના ઢગને લીધેજ પુંજી સોંપવાની સાફ ના પાડતા હતા! પણ તું વળી તે વખતે ડાહી થવા ગઇ, ત્યારે હવે ખા લાડવો!" રત્નલક્ષ્મી બોલી.

"સાસુજી એ વાંક મારો પોતાનો છે; પરંતુ તે વેળાએ તો એ એવા સુધરી ગયા હતા કે, જાણે કોઇ દહાડો અવળે રસ્તે દોરાશેજ નહીં એમ લાગતું હતું અને હવે તદ્દન બદલાઇ ગયા, અને આગળની ચાલ ચલાવવા માંડી છે!" સુંદરમતીએ જણાવ્યું.

"એ તો જેને નર્ક ખાવાની ટેવ પડી હોય તે કદી જાય નહીં! હજારમાં એવો તો કોઇ-કજ હશે કે જેણે પોતાની પડેલી કુટેવ છોડી હશે!" રત્નલક્ષ્મી બોલી.

પણ હવે શું કરવું સાસુજી!? હવે કાંઇ ઉપાય?!" સુંદરમતીએ પુછ્યું.

"મારો વિચાર એમ થાય છે કે, હું એને એકવાર પાસે બેસાડીને બે વાત કહું. પછી જો માને તો ઠીક; નહી તો જેવાં એનાં નશીબ!" રત્નલક્ષ્મી બોલી.

"ઠીક છે. તમે વળી મહેનત કરી જુઓ!" સુંદરમતી બોલી "બાકી માદી તો પાકી ખાત્રિ છે કે, એ એમની ટેવ કદી છોડનાર નથી, અને એમને કોઇની શિખામણ લાગનાર પણ નથી!"

"તોપણ ફીકર નહીં! એક વાર તો એને કહેવુંજ જોઇએ, એ મારો ધર્મ છે." રત્નલક્ષ્મી બોલી "અને તે હું એને કાલે કહીશ; કેમકે કાલે એ લગાર શાંત થાય. આજે એનો પિત્તો ઘણો ઉછળેલો છે."

"સારૂ, કાલે કહેજો." સુંદરમતી બોલી.

રત્નલક્ષ્મીએ સુંદરમતીને પછી ધીમે ધીમે વાત ભુલાવવાનું કીધું, ને આજનો દહાડો જ્યાં ત્યાંથી પસાર થયો!

———:o:———

## પ્રકરણ ૨૧ મું.

———:o:———

દોહરો—મા દીકરો ચડભડી પડયાં, વાધ્યો વીખ વિરોધ;
નટવરને માતા પરે, વ્યાપ્યો વિપરિત ક્રોધ!

### વાત વંઠી!

બીજે દિવસે નટવર ભોજન લઇ શાંતતામાં પોતાના ઓરડામાં બેઠો છે અને તે તક સાંધી રત્નલક્ષ્મી ઉપર ગઇ. માતાને આવતી જોઇ નટવર બોલ્યો "કેમ બા, તે હજી મારી વહુ

ને ઘરમાં કેમ રાખી મુકી છે ? ! તું એને હમણાં ને હમણાં ઘરમાંથી કહાડે છે કે નહીં ? ! જો તું નહીં કહાડશે તો હું પોતે એનો હાથ પકડી કહાડી મુકીશ !"

"દીકરા એ તું શું બોલે છે ! જેની સાથે જીંદગીના છેડા બંધાયા છે, તે કંઇ છુટતા હશે ? ! અને વળી આપણી કંઇ નાતરિયા ન્યાત નથી કે તું તેણીનો છેડો પણ છોડવી શકશે !" રત્નલક્ષ્મીએ નરમાસથી જણાવ્યું.

"પણ મારે તો એ રાંડને હવે ઘરમાં રાખવી નથી !" નટવરે કહ્યું.

"ત્યારે બહાર જઇને એ પોતાનું ગુજરાન કેમ ચલાવશે ? ! નથી એનાં બાપ કે મા પીયેરમાં એને રાખે તેમ પણ કોઇ નથી ! તો પછી એના ભરણપોષણનું કેમ થાય ! રત્નલક્ષ્મી બોલી.

"તેનું જોઇએ તેમ થાય ! એને જોઇએ તો ભુખે મરે કે રવડી રઝળીને મરી જાય ! મને તેની દરકાર નથી !" નટવરે જણાવ્યું "હવે એનું મોં જોવાને હું બિલકુલ રાજી નથી !"

"પણ એનું ભરણપોષણ તો તારે પુરૂં કરવું પડશેજ, અને જો એ જુદી રહેશે તો તારે તેના ગુજરાનનો મહિનો બાંધી આપવો પડશે !" રત્નલક્ષ્મીએ જણાવ્યું.

"મહીનો ? !" નટવરે ડોળા કહાડી કહ્યું "એના કપાળમાં મહિનાના વતીનો ડહામ દઉં તો કોણ જાણે ! એવી વકેલ રાંડને મહનો આપીશ. કેમ ? ! જા, જા, મા તું તો ઘેલી થઈ ગઇ છે !"

"તું નહીં આપશે તો સરકારમાં ફરીયાદ માંડીને લેશે !" રત્નલક્ષ્મી બોલી "સરકાર ભરણ પોષણ તો અપાવ્યા વગર નહીંજ રહે."

"ફરીયાદ માંડશે તો હું પણ ખરો કે મુંબઇના તમામ બેરિસ્ટરો રોકીશ ! હઝારો રૂપીયા ખરાબ કરીશ ! પણ એને મહિનો તો નહીં આપુ ને નહીં આપુ !" નટવરે જણાવ્યું.

"ત્યારે એટલી બધી હદ સુધી જવાનું કારણ શું ? ! અને એમાંથી સારૂં ફળ પણ શું આવશે ? ! વગર ફોગટમાં દુનિઆમાં ખરાબ કહેવાશે, અને ફજેતી થશે !" રત્નલક્ષ્મી બોલી.

"દુનિઆથી હું ડરનો નથી ! એવા તો કુતરા ઘણાએ ભસે છે ! તેની કોણ પરવા રાખે છે ! દુનિઆથી ડરૂં તો જીવાય પણ નહીં !" નટવરે જણાવ્યું.

"ભાઇ, તારે જો એની સાથે નહીં બોલવું હોય તો નહીં બોલતો, પણ એને ઘરમાંથી કહાડવી એ તો કંઇ ઠીક નહીં ! જો મારી શિખામણ માનશે તો સુખી થશે !" રત્નલક્ષ્મી બોલી

"મા, તું મને તદન ખોટી શિખામણ આપવા આવી છે !" નટવરનો મિજાસ ગયો, ને તે બોલ્યો "જો એમજ હતું તો મારી ખરાબ ચાલને માટે મને મારા બાપાએ ઘરમાંથી કેમ કહાડી મુક્યો હતો ! ! ચાલ, હવે મને જવાબ દે !"

"પણ તારી વાત જુદી હતી." રત્નલક્ષ્મી બોલી "તું મરદ ને આ તો સ્ત્રી !"

"બસ એ વાત હું માનતો નથી ! તું તો એનું ઉપરાણું લઇને આવી છે, માટે તારી વાત મને બિલકુલ પસંદ નથી ! તને સાફ કહું છું કે અમારી વાતમાં તારે બોલવું નહીં ! અને બોલશે તો તું તારૂં પોત ગુમાવશે !" નટવરે હવે ટુંકેથી પતાવ્યું.

"એમ કે ? ! ઠીક છે તો, હું પણ જોઉં છું કે, એને તું ઘરમાંથી કેમ કહાડી શકે છે ? ! શું તું એ માથાં ધરાવે છે ? ! ત્યારની ભાઈ ભાઈ કરીને નરમાશથી વાત કરૂં છું ને વધારે બોલતી નથી તેમાં આટલું ફાટું ફાટું બોલે છે કે ? !" રત્નલક્ષ્મી પણ હવે ગરમ બની !

"એટલે ? !" નટવર બોલ્યો "તું મને કહેનાર કોણ ? ! તારૂં શું લાગે વળગે છે ? !

"શુ લાગે વળગે છે ? ! એમ કે ? ! અરે બચ્ચાજી, તારે કંઇ પરસેવો ઉતારવો પડયો નથી કે તું મને આટલી બધી દબાવે છે ! મારા ધણીનો પૈસો છે, અને તેથી હું કંઇ તારી ઓશિયાળી નથી ! બાપની પુંજી નહીં હોત ને પછી આમ લાલાજી થઇને ફરતે ને પેદા કરીને આટી થોડાની સહેલ કરતે તો હું જાણુતે ! આટલો બધો શા ઉપર છાટી ગયો છે ! તે બિચારી વહુને નાહક સંતાપે છે ! આવું ભલું ને ઘરરખુ માણસ બીજું મળશે તે જણાશે !" રત્નલક્ષ્મી એ મિજાસમાં વિક્રાળ બની જણાવ્યું,

નટવર હવે લગાર નરમ પડયો ! અને તેણે ધીમે રહીને કહ્યું "ત્યારે તું શું એમ કહેવા માગે છે કે, એ સતી છે ? !"

"હા, સતી તો સાત વાર !" રત્નલક્ષ્મી બોલી "તારા કરતાં તો એ બાયડી સો તો શું પણ હજાર દરજ્જે સારી છે ને પવિત્ર છે ! જે કદી પર પુરૂપ સામી નજર ફેરવે નહીં, અને જે પતિવ્રતપણામાં સદા દઢ રહે, તેને માથે તું આવુ આળ મુકતાં શરમાતો નથી ? !"

"શું હું ખોટું આળ મુકું છું ? !" નટવર બોલ્યો.

"હા, હા ! ખોટું તો ખોટું પણ હજાર વાર ખોટું !" રત્નલક્ષ્મી બોલી.

"એ તું શું બોલે છે ! મેં નજરોનજર જોયું તે ખોટું કે ? !" નટવરે પુછ્યું.

"એ વાત હું કદી પણ માનુંજ નહીં !" રત્નલક્ષ્મીએ કહ્યું "સુંદરમતી જેવી એકમાર્ગિ, ડાહી, સમજુ ને શાંત વહુને માટે એ વાત મને મનાવજ નહી !"

"અરે મા, એ તો રાંડ છાનીમીની છે !" નટવરે કહ્યું "જે સ્ત્રી વધારે ઉખડેલ હોય તે તો વળી વધારે નીચું ઘાલીને ચાલે ! એ બધો કળજુગનો વા છે ! તું તો ભોળી છે, અને તે તને એ આડુ અવળું સમજાવે છે તેથી તું ભોળવાતી નહીં !"

"હું ભોળી છું, પણ સારી નરસી પરીક્ષા કરવાની મારામાં અક્કલ છે ! નઠારૂં માણસ છુપુ રહેતું નથી તો !" રત્નલક્ષ્મી બોલી "પણ હું સહજી ગઇ છું કે, તું પોતેજ હમણાં હમણાં હમણાં પાછો રખડતો થઇ ગયો છે, ને "ચોર ઉલટો કોટવાલને દંડે" તેવી ગત વાપરી છે ! પણ યાદ રાખજે કે તેં ખત્તા ખાધી છે તેના કરતાં પણ દીસેપ ખત્તા તું ખાશે, અને આ ગળ જતાં રોટલાના પણ સાંસા પડશે ! આ મારો બોલ બરાબર ગોખી રાખજે !"

"એમ કે ? !" નટવરે ગુસ્સામાં કહ્યું "જા ત્યારે તું પણ તારાથી થાય તે કરી લેજે ! તારે જોઇએ તો તું પણ એ રાંડની સાથે જા !"

"હુ જાઉં ? !" રત્નલક્ષ્મી ફફડીને બોલી "મને આ ઘરમાંથી કોણ કહાડનાર છે તે તો હું જોઉં ! મારા ધણીના ઘરમાં હું બેઠી છું ! કંઇ તારી કમાઇનું ઘર બાંધ્યું નથી ! તું તો માત્ર તને પુંજી સોંપી છે તેનો ધણી ! ઘરપર તો મારો હક રાખ્યો છે. માટે તારે જોઇએ તો તું નીકળ ! હું ને મારી વહુ ઘરમાં રહીશું ! તું નિર્લજ થશે, પણ મારાથી તેમ થવાશે નહી તો ! અરે ! એ તો સારૂં છે કે તારા બાપ મારા નામના રૂપીયા જૂદા કહાડી ગયા છે ! નહીં તો આજે તું મને રોટલાનાએ ફાંફાં મરાવતે કેની ? ! તારા જેવા દીકરાની માને ઘડીએ ઠરવાનું નથી ! આવો કુકરમી મારે પેટ કયાંથી અવતર્યો ! આવું જાણતે તો તારા હાથમાં પુંજી સં. . .તેજ નહીં ! અરે દીકરારે, આ પુંજી મળી છે તેનાં રૂડાં વાનાં તો તારી વહુનાં છે ! તેણે હઠ લઇને તને સત્તા સોંપાવી છે ! નહીં તો અમારા હાથ તળેજ તારે તો દબાયલા રહેવું પડતે ! તેણીનો ઉપકાર માનવાને બદલે આમ નગુણો થાય છે, પણ એમાં ઇશ્વર રાજી નહીં યાદ રાખજે કે આખરે તુંજ પસ્તાશે ! તારે જોઇએ તેમ કર ને જોઇએ તેમ ફર ! મેં તો મારી ફરજ એક વાર કહેવાની હતી તે કહીને બજાવી ! હવે તારૂં નસીબ !" એમ કહેતાં રત્નલક્ષ્મીની આંખોમાં આંસુ આવ્યાં.

નટવર પણ કંઇક સ્થિર થઇ ગયો ! તેનાં નેત્રોમાંથી પણ નીરની ધારા વહેવા માંડી ! રત્નલક્ષ્મીને વળી લાગણી થઇ આવી, અને તેનો વાંસો પંપાળી બોલી "દીકરા, હવે નાદાની મુકી દે ! હવે કંઇ નાનો નથી ! તારા જેવા છોકરાઓ તો મ્હોટા મ્હોટા વેપાર રોજગાર કરી માબાપનાં કલેજાં ઠારેછે ! અને તું તો મારી છાતીમાં સામો ચચણાટ ઉપજાવે છે ! કંઇક સમજ ! નઠારી સોબત મુકી દે ! સારાની સોબત કર કે કંઈ સારી બુદ્ધિ આવે ! તું અક્કલવાન. ડાહ્યો ને સમજુ છતાં આમ નાદાની કરે છે, એ શું સારી વાત છે ? અને એટલું યાદ રાખજે કે પારકી રાંડ કોઇની થઇ નથી ને થવાની પણ નથી ! હું જાણું છું કે, તું પાછો નઠારી સોબતમાં પડયો છે ! "

આ સાંભળી નટવરનો મિજાસ વળી ગયો ! તે બોલ્યો " અને હું પણ જાણું છું કે મારી વહુએ તને આ બધું આડું તેડું ભેરવ્યું છે ! પણ જા, મને તેની ને તારી કંઇજ દરકાર નથી ! હું મારે આજથી બંગલે જઇ રહીશ, અને તમે સાસુ વહુ ભલે ઘરમાં રહેજો ! તારી પુંજીનું વ્યાજ આવે તેમાંથી તમે તમારું ગુજરાન ચલાવજો, અને હું મારું ફોડી લઇશ ! મને તારી પુંજી નથી જોઇતી. ! "

" મારી પુંજીની હવે તને શાની દરકાર રહે ! " રત્ન લક્ષ્મી બોલી " પણ જો ! આ મારાં વચન યાદ રાખજે કે, આખરે તારી દશા બુરી છે, અરે તુંજ પસ્તાશે ! "

" ભલે પસ્તાઉં ! તું હવે જા અહીંયા ! મારો પિત્તો વધારે તપી જશે તો એમાંથી કંઇ નવું જુનું થય જશે ! માટે તું તારે નીચે જા ! તું મારું નામ દેતી નહીં, ને હું તારું નામ નહીં દઉં ! તારે જોઇએ તેમ તું કર. ને મારે પાલવે તેમ હું કરીશ ! „ આમ કહી નટવર ખુરસી પરથી ઉભો થઇ કુંચીનો ઝુમકો લઇ કબાટ ઉઘાડવા મંડયો, અને રત્ન લક્ષ્મી નીચે ચાલી ગઇ. !

નટવરે પોતાનાં કપડાં અને પોતાની પાસેની પુંજી વગેરેની પેટીઓ ભરી, અને એ ગાડીએ જોડાવી પોતના મહાલક્ષ્મિના બંગલામાં ચાલ્યો ગયો ! સુંદરમતીને આ બધી બીનાની જાણ થતાં તેણીએ રત્નલક્ષ્મી પ્રત્યે કહ્યું " સાસુજી, મેં તમને કહ્યું હતું કે, તમે એમને બોલાવશો તો તમારું પોત ખોશો ! એ મારી વાત આગળ આવી કેની ? ! " સુંદરમતી રડતાં બોલી " હવે એ તો ઘરમાંથી ગયા અને આપણે બૈરાં એકલાં શું કરીશું ? ! આપણું કેમ થશે ! અને જીંદગી કેમ જશે ? !

" તું ગભરા નહીં વહુ. ઇશ્વર કંઇ આથમ્યો ગયો છે ? ! અને આપણો જુનો મહેતો છે તે આપણું કામ કાજ કરશે ! એટલામાં વળી નટવરને એકાદ ઠોકર લાગશે એટલે એની મેળે ઠેકાણે આવશે ! ઠોકર લાગ્યા વગર હવે પાછો હઠે તેમ નથી ! હાલ તો એ ફાટો ફાટો ફરે છે, પણ ભવિષ્યમાં ખચીત એ ખતા ખાશે ! " રત્નલક્ષ્મી બોલી.

" ખતા ખાશે તોપણ આપણાંજ પેટમાં બળશેની સાસુજી ! " સુંદરમતીએ કહ્યું.

" તે તો છેજ તો ! પણ ઉપાય નહીં, ત્યાં કરવું પણ શું ત્યારે ? " રત્નલક્ષ્મીએ જણાવ્યું ' એ છોકરો કોઈનું માનતોજ નથી, અને જેની તેની સામા લડવા ઉભો થાય છે, એટલે પછી કંઈજ ઉપાય રહયો નથી ! આપણાં ને એનાં જેવાં નશીબ ! "

સુંદરમતી ડુસકે ડુસકાં ભરીને રડી પડી ! રત્નલક્ષ્મીએ તેણીને છાની રાખવાનું ઘણુંએ કર્યું પણ તેણીનું રૂદન રહી શક્યું નહીં ! ઘરના ઘાટી બૈયા વિગેરે માણસો પણ ઘણા ઉદાસ થયા, અને આખા ઘરમાં ગ્લાનિની વૃષ્ટિ વરસી રહી !

નટવર બંગલે જતાં રસ્તેથી મંગળને બોલાવતો ગયો. ગાડીમાં પેટીઓ જોઇ તે અચંબો પામ્યો, અને પુછ્યું ' કેમ ભાઇ ! કંઇ ગામ જાયછે કે શું ? ! "

" ના બંગલે જવું છે, અને ત્યાંજ રહેવું છે " નટવરે જણાવ્યું.

" કારણ? મંગળે વિસ્મય થઇ પુછ્યું.

" ઘરની ખટપટને લીધે ! " એમ કહી નટવરે બંગલે આવીને સવિસ્તર બિના કહી સંભળાવી. મંગળ પણ સાંભળીને દિલગીર થયો, અને તેણે કહ્યું " ભાઇ, ગમે તેમ થયું પણ ઘરમાંથી પગ કહાડવો નહોતો ! આ કામ તેં ઘણું અવિચારી કીધું ! ખચીત એમાંથી પસ્તાવું પડશે ! માટે મારી સલાહ તો એજ છે કે, હજી પાછો ગુપચુપ ઘેર જા ! "

" શું નટવર ભમર ચઢાવી બોલ્યો હવે નકો થઇને પાછો ઘેર જાઉં ? એ તું શું બોલ્યો હાથીના દાંત નીકળેલા પાછા પેસે ખરા કે ? ! છટ છટ ! એ વાત હવે કદી બનેજ નહી ! અને એવી વાત મારા મોં આગળ ફરીને કદી કરતો પણ નહીં !

" નટવર ! તું હજી નહાનજ રહ્યો ! તે વગર ફોકટની ઘરમાં લડાઇ ઘાલી ! " મંગળે કહ્યું

"પણ ત્યારે કરવું શું ? ! " નટવર બોલ્યો ' આપણી બધી વાત ફુટી ગઇ તેથી ઘરમાં રોજ કંકાશ થાત ને નકામો રોજનો સંતાપ થાત ! આ તો હવે કોઇનો ડર તો રહ્યોજ નહી હવે જોઇએ તેમ ફરીશું ને ચમન કરીશું હું તો ઓર ખુશી થયો ને પરમેશ્વરનો ઉપકાર માનુછુ કે ઘરમાંથી નીકળવાનો લાગ મળ્યો ! "

" ઠીક ત્યારે ! તુ રાજી થયો છે તો પછી મારે વાંધો લેવાની કંઇ જરૂર છે ? ! મંગળે કહ્યુ.

" પણ મારી તને હવે એટલીજ ભલામણ છે કે અવારનવાર ઘેર તો જતાંજ રહેવુ ! છેક પગ કહાડ ા નહી ! કારણ કે જો પગ ભારી થશે તો પછી મુદલ જઇ શકીશ નહી ને ઘણા દાહાડાનો [illegible] પડશે તો જતાં પગ ઉપડશે નહી !

' [illegible]ારી વાત વાજબી છે અને બનશે તો આજેજ ઘેર કંઇ જણસ લેવાને બહાને જઈશ. નટવરે કહ્યુ" કેમ ઠીક કેની ?

" એ વાત મને ગમી. મંગળ બોલ્યો.

" પણ ત્યારે આજે પેલી તારાને મળવાનુ કેમ કરીએ ? " નટવરે પુછ્યુ.

" હવે તો તેને અહીજ તેડાવની મ રા ભાઇ ! અહીં કઇ કોઇનો ડર થોડોજ છે ! " મંગળે કહ્યું.

" અહીં તો બંદા રાજા છે ! અહીં વળી ડર કોનો ! ! નટવરે જણાવ્યું પણ આજે તો સાંજેજ તેણીને તેડાવીશું. પછી મોડી રાતના પાછી જશે !

" તેમ કર ત્યારે: તે પણ ઠીક છે " મંગળે જણાવ્યું લો ચાલો ત્યારે હવે જઈએ. !

"હા ચાલો હું તને તારે ઘેર મુકતો જાઊં છું પણ તું સાંજે પાછો આવજે તો ખરો." નટવરે કહ્યું.

" જરૂર આવીશ." એમ કહી નટવર ને મંગળ ગાડીમાં બેસી પાછા નીકળ્યા. તે પ્રથમ નટવરે પોતાની પેટીઓ બંગલાના એક ઓરડામાં ભરી, અને ત્યાં રામોશીનો પહેરો રાખ્યો. નટવર મંગળને તેને ઘેર ઉતારીને પોતે પોતાને ઘેર ગયો. ઘરમાં પ્રવેશ કરતાંજ નટવર દમામમાં ને મીજાસમાજ ઉપર ચડી ગયો! સુંદરમતી ને રત્નલક્ષ્મી તેને પાછો આવેલો જોઇ ચકીત થયાં, અને સુંદરમતી તેને આજીજીથી સમજાવવા માટે તેની પાછળજ ઉપર ગઇ.

" કેમ રાંડ, તું વળી શું મોં લઇને મારી પાસે આવી ?! " નટવરે તુચ્છકારથી જણાવ્યું" ચાલ નીકળ અહીથી!"

"પ્રાણનાથ આપ આશું બોલોછો!"

**સુંદરમતી** રડી પડી ને બોલી" આપ મારા જેવી નીદોંશ પર આમ કોપોછો તે ઠીક નહી!"

"અરે જારે રાંડ સખણી! એવા ઢોંગ તો મેં બહુએ જોયા છે! ચાલ નીકળ અહીંથી!" **નટવરે** બીજાસમાં કહ્યું" તુ તારે રસ્તે ને હું મારે રસ્તો!"

"સ્વામીનાથ, તમને મારૂં સોં નથી ગમતુ, પણ આપને માટે મારા પેટમાં જેટલુ બળશે તેટલુ બીજી પારકી રાંડોના પેટમાં નહીજ બળે! તે રાંડોતો માત્ર પૈસા હશે ત્યાં સુધીજ! પછી સામુએ નહી જુઓ" **સુંદરમતી**એ કહ્યું.

"ચાલ ચાલ નીકળ અહીંથી હવે જાણ્યું તારૂ ડહાપણ મોટી સતી થઈને આવી છે તે ઓળખુ છું" **નટવરે** ઉંચા ધુરકાથી જણાવ્યું!

"નાથ! અબળાને આમ તુચ્છકાર નહી કરો! આપ મારી તમામ સેવા ભુલી ગયા, અને આજે મારાપર આવો જુલમ ગુજારો છો, એમાં પરમેશ્વર રાજી નહી હો,! અબળા ની આંતરડી કકલાવો છો શા માટે?!" **સુંદરમતી**એ કકળતાં કહ્યુ.

"વળી બોલતાં બહેકાયે?! ઉભીરહે રાંડ સખણી!" એમ કહી **નટવરે સુંદરમતીને** એવો જોરમાં હડસેલો માર્યો કે તે બીચારી દાદરા પરનાં પગથીયાં પરથી નીચે ગબડી પડી! ધબાકો જબરો થયો માણસો દોડી આવ્યાં સુંદરમતીને ઉંચકી લીધી! **રત્નલક્ષ્મી** પણ ગભરાટમાં પડી! **સુંદરમતીને** એને કંઈ લગ્યું હોય તેને માટે સરીર તપાસ્યું. થોડી વાર **સુંદરમતી** બોલી શકી નહી! પણ પછી સુદ્ધી આવી! **રત્નલક્ષ્મીએ** તેણીને કહ્યું" મેં તને ના કહ્યું હતું કે હવે તારે એની પાસે જવું નહી, તેમ છતાં તું ગઈ! એ મગજના ફાટેલને હાલ બોલાવવોજ જોઈતો નથી! તેને ફાવે તેમ કરવા દે! આખરે એને ઘર વગર છુટકો નથી! અને એ રીસતો એવી ચઢે છે કે, જો નાદાન બચ્ચુ હોતતો લાકડીએ લાકડીએ બઓડી કહાડતી પણ મોટા છોકરાને તેમ થઈ શકે નહી!"

"ના સાસુજી એમનો સ્વભાવ ઘણો ખરાબ છે, માટે તમે તો એમને બોલાવશોજ નહીં **સુંદરમતી** બોલી."

"હું તો એને હવે કદી પણ બોલાવું નહી તો!" **રત્નલક્ષ્મીએ** કહ્યું" પણ તારા બધા દાગીના તે કયાં મુકયા છે?"

"મારા તમામ દાગીના તથા એમના પણ દાગીના નીચે ત્રીજોરીમાં છે. **સુંદરમતી** બોલી.

"ત્યારેતો હરકત નહી નહીતો વળી રાંડોને આપી આવતો!" **રત્નલક્ષ્મી** બોલી.

"હા સાસુજી, એમનો કંઈ વીશ્વાસ રાખવાનો નથી!" સુંદરમતીએ કહ્યુ" હવે એતો બધું રાંડોમાં ઉડાવશે કેમકે, હવેનો એમને કોઈનો પણ ડર ન રહ્યો!"

**રત્નલક્ષ્મીએ** પછી ઘાટી પાસે સગડી સળગાવી **સુંદરમતીને** શરીરે શેક કીધો. અને **નટવર** થોડીક વાર ઉપર બેસી ધબધબ કરતો પાછો દાદર ઉતરી ગાડીમાં બેસી બંગલે ગયો, અને બંગલે જઈ ત્યાંથી મૈયાને તેડવા મોકલ્યો.

પેલી તરફ **મગનને** ઘેર **મોહન** બેઠો છે. **મોહન** પોતાના પર વીતેલી વાત કહી સંભળાવે છે. **મંગળ** તાજુંબ થાય છે. મોહને છેવટે **મંગળને** એટલુંજ કહ્યુ" ખચીત **મંગળ**, હું તને ખરૂ કહુ છું કે, થોડા દહાડામાં **નટવર** ખાખાવીખા થઈ જશે, અને તેની બદલામી તારે શીરજ આવશે તથા લોકમાં એમજ કહેવાશે કે, **મંગળે** એને બગાડયો! અગાઉ એ **મગનની** સોબતમાં હતો, ત્યારે પણ વંઠી ગયો હતો. અને ત્યારે પણ બદલામી **મગનનેજ** આવી હતી! માટે તારે ચેતવું હોયતો ચેતજે! નહીનો જેવી તારી મરજી!'

**મંગળ** થોડી વાર વીચાર કરીને બોલ્યો

"તારી વાત બરાબર છે, અને આજથી હું પણ એને ત્યાં જવાનું પાણી મુકુ છું! જો કે હું કંઈ બદલામીથી તો ડરતો નથી, પણ મને એટલો તો ડર લાગે છે કે તારા પર જેમ ખોટું આળ

ચઢાવ્યું તેમ કોઇ દહાડો મારે માથે પણ કરવામાં એ ચુકે નહી! મારે એવા પાપી ને પ્રપંચીથી વેગળાજ રહેવામાંજ માલ છે! તારી વાત મને તદ્દન વાજબી લાગે છે! આજ પછી એને બારણે કદી પણ જાઉંજ નહી તો!"

"હવે સમજ્યો!" મોહન બોલ્યો!" તું મારા કરતાં નશીબદાર કે બચ્યો! નહીંતો તારા વળી મારા કરતાં બુરા હાલ થાત! કેમકે હું કશામાં નહી છતાં મને આટલું ખરાબ લગાડયું, તો તારી સાથે વાંકું પડે તો તને એ ખરાબજ કરેના!!"

"એમાં શો શક!" મંગળ સમજી ગયો.

"હવે હું રજા લઇશ, અને આજથી એને ઘેર તારે કે મારે બીલકુલ મળવું નહી, એ સીદ્ધાંત તો ખરો કેની!!" મોહને પુછ્યું.

"સાત વાર વળી! હવે કસમ ખાધા કે એને મળવું નહી, તેમજ એને બારણે પણ ચઢવું નહી! પછી કંઈ રહ્યુ બાકી!' મંગળ બોલ્યો, અને મોહન ત્યાંથી તરતજ પાછો પોતાને ઘેર આવ્યો ગયો.

બીયાને નટવરે તારાને તેડવા મોકલ્યો, પણ મંગળ હજી આવેલો નહી હોવાથી બંગલામ બેઠાં બેઠાં એકલા તેને ગમ્યું નહી, અને તેથી તે ગાડી જોડાવી પોતેજ મંગળને ઘેર ગયો. મગળ આ સમયે ઉપર એકલો બેઠો હતો તેની પાસે જઇને નટવરે કહ્યુ વાહ બચ્ચા! હજી સુધી આવ્યોજ કે!! લે ચાલ ઉઠ કપડાં પહેર!

મંગળ વીચારમાં પડયો અને તેને શુ જવાબ આપવો તે વીષે તેનુ મન ગુંચવાયું તો પણ તેણે ધીમે રહીને કહ્યુ" આજે તો માફ કર ભાઇ! આજે મારે કામ છે તેથી અવાય તેમ નથી માટે મને માફ કર!"

"એટલે?" નટવરે ગુસ્સે થઇને કહ્યુ "તારે માટે તો આજ મેં ધક્કો ખાધો, અને હવે તું ના પાડે છે?!"

"પણ મારે કામ છે તેથી અવાય તેમ નથી; નહીંતો ખુસીથી હું આવતે." મંગળે જણાવ્યું-તારી સાથે મારે કંઇ જુદાઇ છે કે ના આવું?"

"ત્યારે તો બસ ઊઠ!" નટવરે જણાવ્યુ" આજે મારે પણ તારૂં કામ છે તેથી આવ્યા વીના ચાલે તેમ નથી આજે પેલી તારા હમણાં આવનાર છે. મેં તેને તેડું મોકલ્યું છે. અને તે હમણાં આવશે પણ ખરી

"તે ખરૂં પણ આજે કોટી ઉપાએ મારાથી આવી શકાય તેમ નથી! મંગળે જણાવ્યુ ઘરમાં મારે ઘણુ જરૂરનુ કામ છે

"જોઇએ તેમ હોય પણ આજે તારે આવવુ પડશે! નટવરે તાણ કરી

"હુ હાથ જોડીને કહુ છુ કે મને માફ કર!" મંગળે કહ્યુ,

"તે નહી બને! નટવરે જણાવ્યું"

"તુ ગમે તેટલુ કરશે પણ આજે અવાય તેમ નથી!" મંગળ બોલ્યો.

"એમ કે!! બહુ માનમાં જાય છે કેમ?! નટવરનો મીજાજ ગયો ને તે વળી વધારે બોલ્યો તને બહુ ચાહુ છુ તેમાં કે વળી ઠીક છે તો આજથી તારે ને મારે છેલ્લી સલામ!

"ભલે તેની મને પરવા નથી! મંગળે કહ્યું!

"હં કે!! ઠીક છે! એમ કહી નટવર ત્યાંથી ઉઠીને ચાલતો થયો અને પાછો પોતાનેજ બંગલે પહોંચ્યો

'મંગળ પણ મોહનને ત્યાં ગયો અને તેને કહ્યુ, મોહન આજે નટવરને પકડવો હોય તો તાલ

આવ્યો છે.

કેમ ? શુ છે ? કેવી રીતે ? ! મોહને તાજુબ થઇ પુછ્યુ

આજે એની રાખેલી તારા બંગલે આવનાર છે માટે જો તુ નટવરની માની પાસે આવે તો એ બાતમી તેણીને પહોચાડી એને મુદ્દા સાથે પકડીયે એમ કરીશુ તો તારા પર નટવરે જે ખોટુ તહોમત મુક્યુ છે તે ઉડી જશે અને નટવરની માતાના મનમાં તારે માટે કંઈ પણ વહેમ હશે તો તે પણ દુર થશે ! કેમ છે વીચાર ? " મગળે પુછ્યુ

હા હા લાગ બરાબર આવ્યો છે, લે ચાલ ઉઠ ! એમ કહી મોહને તરતજ ખીટીએથી ડગલો પાઘડી પહેરી લીધાં અને પછી બને જણા નટવરની માની પાસે પહોંચ્યા.

રત્નલક્ષ્મી તથા સુંદરમતી એકલાં ત્યાં બેઠાં હતાં અને આ બનેને આવતાં જોઇ રત્નલક્ષ્મી ટટાર થઇ અને તેમને માન આપી ખુરસી પર બેસાડ્યા

" માજી નટવરને જો મુદ્દા સાથે પકડવો હોયતો હુ આપને બતાવું તે દાહડે મારા પર ખરાબ આળ મુક્યુ છે ત્યારથી મારૂ અંતઃકરણ ખીન્ન થઇ ગયુ છે" મોહને કહ્યું.

ભાઇ મેં બધીએ વાત જાણી છે અને ખાત્રી થઇ ચુકી છે કે તમને ને વહુને નાહક નટવરે ફજેત કર્યાં છો પણ હશે તમારે કંઇ મનમાં લાવવુ નહીં અન તમે એનો મુદ્દો પકડવાનુ કહો છો તે શી રીતે ! " રત્નલક્ષ્મી બોલી.

" એણે આજે એક રાંડને બંગલે બોલાવી છે ! માટે જો જોવું હોય તો ચાલો ;બતાવું ! " મોહને કહ્યું.

" જોઇને શું કરવું છે ! એ તો છેક હાથથી ગયો છે ! અને એને કોઇ રોકનાર નહીં હોવાથી એ હવે નફ્ફટ સાંઢિયો બની ગયો છે ! હું નજરે જોઉં તોએ સરખું છે, તે નહીં જોઉં તોએ સરખું છે ! " રત્નલક્ષ્મીએ જણાવ્યું " જેણે મૂકી લાજ તેને નાડતું સરખું રાજ ? " માટે હવે મારે જાતે તેની બેઅદબી જોવી, એ કંઇ ઠીક નહીં ! "

" તો ભલે ! હું તો માત્ર તમને ખાત્રિ કરવા માટે કહેતો હતો ? પણ તમારે તેની નિર્લજતા જોવી નથી તો હવે એ વાતની ચોખાચોખ કરીએ કામની નથી ! " મોહન બોલ્યો.

" પણ આજે આ મંગળ કંઇ તેની સાથે નથી ગયો ? ! " રત્નલક્ષ્મીએ કટાક્ષમાં જણાવ્યું.

" એણે પણ આજથી એની સોબત મૂકી છે; કેમકે એનું પણ કહ્યું એ માનતો નથી ! " મોહને જણાવ્યું.

" તે તો મારૂં કહેવુંજ છે કે એ કોઇની શિખામણ સાંભળનાર નથી, અને એના હાથમાં પૂંજી આવી છે તે હવે ધીમે ધીમે ઉરાડી મુકશે ! " રત્નલક્ષ્મી બોલી.

" તે બરાબર છે માજી. " મગને કહ્યું " અમને પણ ઘણું લાગે છે, પણ માનતોજ નથી ત્યાં શું ઉપાય ? ! "

" જેવાં એનાં નસીબ ! " રત્નલક્ષ્મી બોલી.

બાદ મોહન ને મંગળ તરતજ ત્યાંથી ઉઠીને પોતપોતાને ઘેર ગયા, અને રત્નલક્ષ્મીએ સુંદરમતીને કહ્યું " આ બધી વાત સાંભળી કે ? "

" હા સાસુજી; પણ એનો પત્તો તો મેળવવોજ જોઇએ કે કઇ રાંડ છે ! પછી તેની વાત! " સુંદરમતી બોલી.

" ઠીક તો, ભૈયાને મોકલ. " રત્નલક્ષ્મી બોલી.

સુંદરમતીએ તરતજ ભૈયાને બોલાવ્યો, અને તેને કહ્યું " આપણે બંગલે જા, અને

કઇ રાંડ આજે આવી છે તેની ખબર કહાડીને ગૂપચૂપ પાછો આવ. પણ તારી જવાની ત્યાં કોઇને ખબર પડે નહીં, તેની સાવચેતી રાખજે!"

બેચો સુંદરમતીની વાત સાંભળીને તરતજ ઉતાવળે પગલે બંગલા તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૨ મું.



દોહરો—તારા ને નટવર મળ્યાં, વૈભવનો નહી પાર,
છકેલ નટવર છોકરો, નફ્ફટ તારા નાર.

### નીતિનો નાશ!

તારા બંગલે આવી, પણ નટવર બાહાર ગયલો હોવાથી તેણી થોડી વાર અંદર થોભી. એટલામાં નટવર પણ આવી પહોંચ્યો. બંને જણાં ભેટયાં, મળ્યાં, અને ખુશ થયાં.

"તમે કયાં ગયા હતા?" તારાએ પૂછ્યુ.

"હુ મારા મિત્રને બોલાવવાને ગયો હતો." નટવરે જણાવ્યું.

"વળી કયા મિત્રને?" તારાએ પૂછ્યું.

"તે દહાડે તોપખાનાપર જે મારી સાથે હતો તેને." નટવર બોલ્યો.

"તેને ઘેર તમે ગયા હતા?!" તારાએ ચકિત્ થઇ કહ્યું "તમે જાતે ગયા ત્યારે કોઇ માણસનેજ મોકલ્યો હોત તો? હજી તમે મિત્રોથી ધરાતા નથી કે?! પેલા લુચ્ચા મગને તમને આટલી બધી વિતાડી, તોપણ તમે નવા નવા મિત્રો કરતાંજ ફરો છો! એટલુંજ નહીં પણ વળી તમારી ગુપ્ત વાતો પણ તેને કહી દો છો! એક વાર પસ્તાયા, પણ તમે તમારી ભોળાઇ મૂકતા નથીની?! પણ યાદ રાખજો કે, જેનાપર તમે વિશ્વાસ રાખશો તેજ તમને દગો દેશે! આજના કાળમાં કોઇનો પણ વિશ્વાસ રાખવો કામનો નથી!"

"તું સત્ય કહે છે, અને આજથી હું પણ લઉં છું કે, કોઇને પણ હું મિત્ર કરીશ નહીં!" નટવરે જણાવ્યું.

"ત્યારેજ સુખી થશો." તારા બોલી "પણ હવે તો અહીંજ રહેશો કે વળી ઘરમાં જીવ રહી ગયો છે?!"

"ના પ્યારી, હવે તો ઘેર જવાનાં સોગન લીધાં છે; કેમકે આજે ઘેરથી મારી મા ને સ્ત્રી સાથે કજીયો કરીને આવતો રહ્યો છું, એટલે ઘેર જવાની ઇચ્છાજ નથી! નટવર બોલ્યો.

"જોજો, વળી પાછું મન ચળી જશે, હોં!" તારાએ જણાવ્યું.

"હવે મન ચળેજ નહીં તો." નટવરે કહ્યું "આજથી મા કે બાયડીનાં મોં જોવાં હરામ છે! તું મળી એટલે પછી બીજાને મારે શું પોક મૂકવાં છે?! મારૂં તન, મન ને ધન સર્વ તનેજ સોંપુ છું વહાલી! પણ જો, તારે પણ મારી સાથે તેમજ વરતવું પડશે, હોં?!"

"મ્હોટી ખુશીથી! હું પણ અહીંજ રહીશ, અને મારે ઘેર માણસને રાખીશ." તારા બોલી "અને બે ચાર દિવસ ગયા બાદ મારા ઘરની તમામ માલમિલકત અહીંજ મંગાવી લઇશ."

"બસ બસ! મારે એટલુંજ જોઇએ છે! હું પણ મારે ઘેરથી રોકડ માયા પૂંજી તો લેતો આવ્યો છું, અને બીજાં વસ્ત્રાલંકાર લાવી શકાય તેમ નથી; કેમકે તે મારી સ્ત્રીના કબજામાં છે, અને તેનો હક મારા પિતાએ તેણીનેજ સોંપેલો છે."

"તેનું આપણને કામ પણ શું છે?! મારી પાસે, તમે ને હું જીવતા સુધી ખાઇને વાપરીશું તેટલું તો છેજ!" તારા બોલી.

"અને મારી પાસે પણ દસ લાખ રૂપિયા રોકડા લેતો આવ્યો છું." નટવરે કહ્યું.



" જુઓ પ્યારા, આ પુષ્પ કેવું સરસ ખીલ્યું છે! "

"પછી શું છે?! એટલું વાપરીશું તોએ ઘણુ છે!" તારાએ જણાવ્યું.

"ઠીક ત્યારે વહાલી, ચાલો હવે સયન કરીએ; કેમકે નવ વાગી ગયા છે." નટવર બોલ્યો.

"પણ આ ચાંદની રાતની લહેજત લેવાને બગિચામાં ફરિએ તો કેમ?" તારા બોલી.

"હા, મ્હોટી ખુશીથી." કહી નટવર ને તારા તરતજ ઉઠયાં, અને એક બીજાના ગળામાં હાથ નાખી બંગલાના બગિચામાં ફરવા લાગ્યાં.

સુંદરમતીએ મોકલેલો ભગો આજ પ્રસાંગે આવી પહોંચ્યો, અને પોતાના શેઠને આ ચેષ્ટા કરતો જોઇ તાજુબ થઈ સમાચાર લઇ તરતજ પોતાની શેઠાણી આગળ જઇને ઉપલી વાત કહી.

સુંદરમતી ઘણું રૂદન કરવા લાગી. પણ રત્નલક્ષ્માએ કહ્યું "તું હવે રડીને શું કરશે વહુ?! રાંડ તારાએ પાક્રો એને બહેકાવ્યો છે! એ રાંડ હવે ત્યાં મહાલશે, અને આપણે ઘરમાં બેઠાં બેઠાં રૂદન કરીશું! જેવું આપણું નસીબ! મારે પણ પાછલી અવસ્થામાં આ દુઃખ જોવાનુંજ કેની?!"

"સાસુજી, મને તો એમ થાય છે કે, બંગલે જઇને તે રાંડ વેશિયાનું ગળું કાપીનાખું!" સુંદરમતી ક્રોધાવેશમાં બોલી "હાય હાય! મારા પતિની સાથે તે રાંડને મહાલતી મારાથી કેમ જોઇ શકાય?!"

"વહુ! અંગ્રેજનું રાજ્ય છે! ખૂન કરવા જતાં તારે ફાંસીએ જવું પડે! મારે એવી નાદાની કરવીજ નહીં! ધીરજ રાખ! ધીરજનાં ફળ મિઠાં છે, એ કહેવત તું ગોખી રાખ!" રત્નલક્ષ્મીએ એમ કહી સુંદરમતીને ઠંડી પાડી, અને તે રાત્રે તેણી બંને શોક કરતી સુઇ ગઇ.

આણી તરફ તારા ને નટવર બગિચામાં મહાલે છે. એક ગુલાબનું પુષ્પ અતિ સુંદર બહારમાં ખીલેલું જોઇ તારા બોલી "જુઓ પ્યારા. આ પુષ્પ કેવું સરસ ખીલ્યું છે! અને વાડીનાં તમામ પુષ્પો પણ કેવાં સારાં પ્રફુલ્લિત દેખાય છે!"

"પ્યારી તારા, આજે તારા જેવી પ્રફુલ્લિત વદની આ બંગલામાં પધારેલી હોવાથી તને માન આપવાને મારેજ વાડીનાં પુષ્પો પણ વસ્ત્રાલંકાર સજી ખીલી નીકળ્યાં છે! તારાં માન કંઇ જેવાં તેવાં છે! જોની! પુષ્પો પણ તને માન આપે છે, એ કંઇ તારી થોડી ખુબિની વાત છે?!" નટવરે અતિશય હુલ્લાસમાં જણાવ્યું.

"એમ નથી! એ તો આપણી વચ્ચે જે અનહદ પ્રેમ બંધાયો છે, તેની ખુશાલિમાં આ પુષ્પો ખીલી નીકળ્યાં છે. અને આપણી પ્રીતિની રીતિ એ પુષ્પોને પસંદ પડી હે, એમ એમની રીતિથી સમજી શકાય છે!" તારા બોલી.

"પણ વળી હું તો એમ માનું છું કે" નટવરે કહ્યું "આ તારૂં મૂખ જે પ્રકાશિત તેજથી પ્રફુલ્લિત દેખાય છે, તે એટલું બધું તેજસ્વી છે કે, જાણે ખુદ ચંદ્રમાં તારી કાન્તિપર બિરાજ્યા હોયની! અને તે તેજના પ્રતિબિંબ આ પુષ્પોપર પડવાથી આ પુષ્પો પણ તેજ મારતાં હોયની!"

"જો આપ એમ માનતા હોય તો ભલે! પણ તેમજ હોય તો હું વળી એમ માનું છું કે, ચંદ્રમાની ઉપમા તો આપને ઘટે છે; કેમકે ચંદ્ર નર જાતિ છે, અને હું નારી જાતિ છું! માટે ચંદ્રની ઉપમા મને નહીં પણ આપને છાજે છે, અને તેથી એવો અર્થ થાય છે કે, આપનાં ચંદ્ર સમાન વદનનાં કીરણોના પ્રકાશથીજ આ પુષ્પો ખીલી નીકળ્યાં છે!" તારાએ સજ્જડ ભાવ કરી બતાવ્યો.

નટવર વિચારમાં પડ્યો, અને થોડીક વારે હાસ્યરસ મુખારવિંદ રાખી બોલ્યો "પણ જો વહાલી, તુ એમજ માને છે તો હું તારી વાતને માન્ય કરૂં છું; પણ જો આ મોગરાનું પુષ્પ જે ડાળપર બિરાજ્યું છે, તે ડાળ તો તારા તરફ ઝઝુમી રહી છે, અને જાણે તારી સન્મુખ ટગર ટગર

જોતું પુષ્પ ઝુલી રહ્યું છે, અને તે પરથી મને તો એમજ ભાસે છે કે, તારી કાન્તિનીજ એ ખુબી સમજે છે!"

"લો ત્યારે તો આપને મોંઢેજ મારૂં બોલાવું સિદ્ધ થાય છે!" તારાએ આનંદાવેશમાં જણાવ્યું "કેમકે એ પુષ્પ પણ આપનાં ચંદ્ર વદનથી ખીલેલું હોવાથી પુષ્પમાં પણ આપે પ્રવેશ કીધેલો સમજાય છે, અને આપનાં પ્રવેશને આધારે એ પુષ્પ મારા પ્રત્યે પ્રેમનું આકર્ષણ કરી રહ્યું છે, અને તેથી આપનોજ પ્રેમ મારા પ્રત્યે ગતિ કરતો દોડી આવતો હોય, એમ સમજું છું! માટે વહાલા, આ પરથી હવે મારી ખાત્રિ થાય છે કે, આપને મારા પર અતોલ પ્રીતિ છે, કે જે પ્રીતિની સાક્ષી આ પુષ્પ પણ આપે છે! વહાલા! હવે મને એક વાર આ પુષ્પ સન્મૂખજ ભેટો, કે જેથી પુષ્પની મનકામના પણ પૂર્ણ થાય, અને આશા સહ ડોકિયાં કરતું પુષ્પ શાંતિ પામે!"

એમ કહીને તારા તરતજ નટવરને ભેટી પડી, અને અરસપરસ આનંદનાં ચુંબન કીધાં! બાદ બંને જણા બંગલામાં પાછા સંચર્યા, અને એક પલંગપર સયન કરી નીતિભ્રષ્ટનો અખાડો ઝમાવ્યો! નિર્લજ્જેએ લાજની દરકાર કરી નહીં! અનીતિમાં આનંદ માન્યો! આમાંજ પ્રીતિની નીતિ માની રંગ રસ ઝમાવ્યો! મનને ત્રપ્ત કીધાં! નિંદ્રાવશ થયાં!

બીજા દિવસની પ્રભાત થઇ. નટવરને ઘેર શુંદરમતી તથા રત્નલક્ષ્મી મહા વિલાપ કરતી બેઠી છે. શુંદરમતીએ કહ્યું "સાસુજી, હવે એમને સુધારવાનો એક રસ્તો મારા ધ્યાનમાં આવ્યો છે, અને તે એ કે એમની ભેળા ભળી જઇ હું પણ એમની સાથેજ બંગલામાં રહું, અને પછી ધીમે ધીમે પેચ કરીને તારાને ખસેડવાની તજવીજ કરૂં!"

"પણ વહુ, ત્યાં રહીને તારી આંખમાં ઝેર ખમાશે નહીં, અને તારાને જોઇને તું રાત ને દાહાડો બળી જશે, અને તારૂં શરીર લથડી જઇ તું કદાચ હાય અફસોસમાં મરી જશે!" રત્નલક્ષ્મી બોલી.

"મરી જઇશ તો ખેર! અહીં મારા સ્વામિ વિના આમે મરેલા જેવીજ છુંની! સ્વામિ વિનાનું જીવતર મારે વ્યથા છે! માટે જો આપ મને ત્યાં મૂકી આવો તો ઠીક થાય! હું ધીમે રહીને કોઇ પણ પ્રકારે એમને સુધારવાનો રસ્તો કરીશ સાસુજી, અને મારી ખાત્રિ છે કે, એ ઘણુ ભોળા છે તેથી કંઇ તક આવી તો તારાની સાથે તૂટ પડાવવામાં હું ફતેહ પામીશ!" સુંદરમતી બોલી.

"ઠીક ત્યારે, જેવી તારી મરજી! લે ચાલ હમણાંજ! પણ જો વહુ, તારાથી તે રાંડનું ઝેર ખમાશે?!" રત્નલક્ષ્મીએ પૂછ્યું.

"ઝેર ખમાય તેવું તો નથીજ, પણ હું મારી ગરજે હાલ ખમી લઇશ!" સુંદરમતી બોલી

"તને હિમ્મત હોય તો ભલે! ચાલ, ગાડી જોડાવીને જઇએ, અને હજી પણ એ છોકરો માનતો હોય તો તેને એ વાત કહું." એમ કહીને રત્નલક્ષ્મીએ પોતાની ગાડી જોડાવી મંગાવી, અને તેમાં બેસીને સાથે બૈયાને લઇને બંગલે ગયા

આ વખતે તારા અને નટવર, મધ્યમાં ગોઠવેલાં ટેબલપર બેઠાં બેઠાં ચાહ પીતાં હતાં, અને અંદર જેવી સુંદરમતી ને રત્નલક્ષ્મી દાખલ થઇ કે તેવાંજ તેઓ ચોંક્યાં! તારા તેમને જોઇને, ખુરશીપરથી ઉઠીને અંદર ભરાઇ ગઇ! નટવર વિચારમાં પડી ગયો! થોડીવાર એક બીજાની સામું જોયાં કીધું! પણ પછી રત્નલક્ષ્મી બોલી "ભાઇ, આ શું તને સારૂં લાગે છે?! આ તારી પરી જેવી સ્ત્રીને મુકીને આવી એક રખડતી રાંડ સાથે રહેવામાં તને વધારે આનંદ મનાય છે?! એવી વેશિયા જેવી રાંડની સાથે બેસવામાં તારી આબરૂ વધવાની છે કે શું?! એ રાંડ તો નિર્લજ્જ છે, અને આખા ગામમાં પ્રખ્યાત છે!"

"જો મા, મોંમાંથી તપાસીને બોલ! એને ગાળ દેશે તો તારૂં જડબું ભાંગી નાંખીશ!"

નટવરે ગુસ્સામાં જણાવ્યું.

"વાહરે વાહ! ધન્ય છે તારી અક્કલને! દીકરો તો દીવો હઠયો; પોતાની જનેતાનુંજ જડબું ભાંગવા નીકળ્યો છે તો બીજું તું હવે શું બાકી રાખશે!! ખરો સુપુત્ર! જે જનેતાએ દસ માસ સુધી ઓદ્ધારમાં રાખી દુઃખ વેઠી ઉછેર્યો, તેનેજ તું આવાં વેણ વદે છેની?! અરે દીકરા, આ તને શું સુઝે છે?!" રત્નલક્ષ્મી કકળાટમાં બોલી.

"તારે જોઇએ તો મને દસ ગાળો દે! પણ જો આ તારાને એક પણ હલકો સુકન કહીશ તો તારી જીભજ ખેંચી નાંખીશ!" નટવરે કહ્યું.

"હા ભાઇ હા! પોતાની જનેતાની જીભ ખેંચી નાખે એવો તારા જેવો દીકરો આખા જગતમાં તુંજ હશે! નાહાનપણથી તારૂં નર્ક ને મુતર ચુંથી તને ઉછેરને મ્હોટો કીધો, તે માત્ર આટલાજ માટે! ખેર! ઇશ્વિર તને સુખી રાખે! મારો પરમેશ્વર ક્યાં ગયો છે! હું મારૂં ભોગવી લઇશ, અને હું તને કંઈ પણ મારી બાબતમાં કહેવા આવી નથી, પણ આ તારી વહુને માટે હું તો આવી છું, અને એને માટે તને એટલુંજ કહેવાનું છે કે, જ્યારથી તું ઘરમાંથી નીકળ્યો છે, ત્યારથી એ બાપડી ઝુરી ઝુરી મુઝાઇને પોસપોસ આંસુ પાડે છે, અને એનું લોહી બળીને ખાખ થઇ જાય છે!" રત્નલક્ષ્મીએ જણાવ્યું.

"ભોગ એનાં! તેમાં હું શું કરૂં?!" નટવર બોલ્યો.

"ભાઇ, તારી સાથે એનું પાનું પડ્યું છે ત્યારના ભોગ તો છેજ તો! પણ હવે કંઈ નાતરિયા ન્યાત નથી કે એનાથી છુટાશે!" રત્નલક્ષ્મી બોલી.

"પણ ત્યારે એ શું કરવા ધારે છે?!" નટવરે પુછ્યું "એનો શો વિચાર બળ્યો છે?!"

"હું અને એ તારી આગળ હાથ જોડીને પગે લાગીએ છૈએ કે, તું હવે ઘરમાં આવીને રહે!" રત્નલક્ષ્મીએ કહ્યું.

"ઘરમાં?!" નટવરે ગુસ્સો કરીને કહ્યું "નેવનાં પાણી કદી મોભે ચઢતાં હશે કે?! છટ છટ! એ વાત તો મારી આગળ તારે કદી કરવીજ નહીં!"

"ત્યારે આ બાળક વહુને તું રખડાવવાજ માંગે છે કે?! રત્નલક્ષ્મી બોલી.

"એને કમેં રખડશે!" નટવરે જણાવ્યું "અને રખડવાની છે શાની? તું ને એ એકઠાં રહો છો, અને તારી પાસે મનમાનતા પૈસા પણ છે, એટલે પછી તમે તો બંને ખાઇ પીને મઝા કરશો! હવે વાંધો શો રહ્યો, તે કંઇ સમજાવ?!"

"પણ પોતાના ધણી વગર એ એકલીનો અવતાર કેમ જાય!!" રત્નલક્ષ્મીએ જણાવ્યુ "તારે જોઇએ તો દાહાડો આખો અહીં પડી રહે, પણ સાંજના તો ઘરમાં આવીને રહેજે!"

"તે વાત બનવાની નથી!" નટવરે જણાવ્યું.

"ત્યારે તું શું વહુને રડાવવાજ માંગે છે, અને તારી મરજી એનો ભાવ બોળવાનીજ છે?!" રત્નલક્ષ્મી કકલીને બોલી.

એટલામાં સુંદરમતી વચ્ચે બોલી ઉઠી "સાસુજી, જો એમની મરજી હોય તો હું અહીંજ રહું."

'અહીં રહેશે તો મારે વાંધો નથી.' નટવરે કહ્યું 'રોટલા ખાજે ને એક ખુણે પડી રહેજે!"

"ભલે! તેમ તો તેમ!" સુંદરમતીએ કહ્યું.

"પણ જો સાંભળ, અહીં તારે આ તારાના હુકમમાં રહેવું પડશે!" નટવરે કહ્યું.

"રહીશ સ્વામિનાથ!" બિચારી સુંદરમતી બોલી.

"અને એના ટપલા ખાવા પડશે! કેમ છે કબુલ?!" નટવરે જણાવ્યું.

"તમને તેમ સારૂં લાગે તો તેમ કરજો!" સુંદરમતી રડતાં રડતાં બોલી.

"બીજી ત્રિજી વાત કરવી નહીં ! હા કે નાતો જવાબ આપ! નટવરે તતડીને કહ્યું "દરેક પ્રકારે તારાનાં કહ્યામાં તારે રહેવું પડશે !"

"રહીશ પ્રાણનાથ !" સુંદરમતી બોલી.

"અને બંગલામાં તમામ સત્તા પણ તારાનીજ ચાલશે ! તારાથી નોકર ચાકરને પણ કંઇ કહી શકાશે નહીં ! છે કબૂલ ? !" નટવરે પૂછ્યું.

"તેમ તો તેમ !" સુંદરરતી બોલી.

"તારાની ખીજમતમાં પણ તારે રહેવું પડશે ? !" નટવરે જણાવ્યું.

"તમારે ખાતર તેમ પણ રહીશ ?" સુંદરમતી બોલી.

"જો સાંભળ, ટુંકમાં તને એટલુંજ કહેવાનું કે! એક ધાટણની માફક એની આગળ તારે રહેવું પડશે કબૂલ છે ? !" નટવરે પૂછ્યું.

"હા સ્વામિનાથ! આપ જે કહો તે કબુલ છે ! આપ કહેશો તો એની ગુલામડી થઇને રહીશ ! પછી કંઈ બાકી રહ્યું ? !" સુંદરમતી અફસોસ કરતી બોલી !

"બસ ત્યારે હવે રહે ખુશીથી ! મને કંઇ વાંધો નથી !" નટવરે જણાવ્યું.

રત્નલક્ષ્મી નટવરના પ્રશ્નો સાંભળીને ઘણીજ તાજુબ થઇ! અને બિચારી સુંદરમતી જેવી વહુની ગુલામડી જેવી સ્થિતિ જોઇને તેણીને ઘણું લાગ્યુ ! પણ સુંદરમતીની મરજી તેમ થઇને પણ બંગલામાં રહેવાની હોવાથી રત્નલક્ષ્મી કંઇજ બોલી શકી નહીં! અને તે મૌનજ રહી

"ઠીક ત્યારે સાસુજી હવે તમે જાઓ. હું અહીંજ રહીશ ભૈયા સાથે મારાં બે છાયલ માત્ર મોકલજો." સુંદરમતીએ જણાવ્યું.

"વારૂ પણ તું બપોરના ઘેર આવ્યા કરજે. હું ગાડી મોકલીશ." રત્નલક્ષ્મીએ કહ્યું.

"બહુ સારૂં સાસુજી, એ મને રજા આપશે તો આવીશ." સુંદરમતી બોલી.

"મારી રજાની જરૂર નથી ! બંગલાની બહાર જવું હોય તો તારાની રજા લેવા તારે જવું !" નટવરે કહ્યું.

"બહુ સારૂં પ્રાણનાથ !" સુંદરમતી બોલી.

રત્નલક્ષ્મી તરતજ નિઃશ્વાસ મુકીને ત્યાંથી પાછી પોતાની ગાડીમાં બેસીને ઘેર આવી, અને પોતાના પુત્રની આવી અધમ રીતભાત જોઇને ઘણીજ ખેદ કરવા લાગી !

તારા તરતજ બહાર આવી. નટવરે તેણીને કહ્યું "આ મારી સ્ત્રી આજથી અહીં રહેનાર છે, પરંતુ તારા હુકમમાં એને રાખજે, અને જો તારા હુકમનો જરાપણ અનાદર કરે તો એને રોટલો ખાવા આપતી નહીં ! એક ધાટણ તારી સેવામાં સોંપી છે. એમ સમજીને તારે એની સાથે કામ લેવું ! તેમ છતાં જો પછી એ તને નહીં ગાંઠે તો બંગલાના સીપાઇ પાસે બાંધીને એને ચાબકે ચાબકે માર મરાવજે ! સમજી વહાલી ?"

"ઠીક છે વહાલા ! મેં આપની તમામ વાત સાંભળી છે ! અને મારી ખાત્રી થઈ છે કે, તમારી બાયડી કરતાં પણ મને વિશેષ ચાહો છો ! એવોજ પ્રેમ સદા રાખશો, એજ મારી આશા છે ! પણ તમે વળી એને અહીં શું કરવા રાખી ? !" તારા બોલી.

"તારી મરજી ન હોય તો હજી પણ લાત મારીને કહાડી મુકું ? ! જેમ તું રાજી રહે તેમ હું તો કરીશ પ્યારી !" નટવરે જણાવ્યું.

આ સાંભળીને સુંદરમતી વળી ગભરાઇ કે "રખેને પાછી કહાડી મુકશે !" અને તેથી તેણીએ તારાના પગ આગળ નમન કરીને, અને હાથ જોડીને કહ્યું કે "તારા બહેન, હું તમને હાથ જોડીને કહું છું કે, તમે મને રહેવા દો ! હું તમારી આજ્ઞામાંજ રહીશ, અને તમે જેમ ક-

હશે તેમજ કરીશ! માટે મને રહેવા દો તો તમારો મ્હોટો ઉપકાર થશે? હું તમને આજીજી કરીને કહું છું કે મને અહીં રહેવા દો!"

"ઠીક છે તો રહે!" **તારા** બોલી.

**નટવરે** કહ્યું "તારી મરજીમાં આવે તો રાખ! તું જે કહે તે મારે કબુલ છે વહાલી."

"એ બહુ કરગરે છે તો રાખો! હશે!" **તારા** બોલી.

"મ્હોટી મહેરબાની થઈ!" સુંદ**રમતી** બોલી.

"લે ચાલ હવે તું આઘી બેસ! અમારે ખાનગી વાત કરવી છે!" નટવરે સુંદ**રમતી** પ્રત્યે રોષમાં કહ્યું, અને તેથી તે બાપડી તરતજ ત્યાંથી ઉઠીને અંદર ચાલી ગઈ!

હવે બંનેએ હાસ્યવિનોદ કરવા માંડ્યો! **નટવર** બોલ્યો "કેમ વહાલી, હવે મારી બાયડી કેવી સીધી દોર થઈ ગઈ! અને હું પણ કેવો ઉસ્તાદ કે તારી એક ચાકરડી તરીકે તેણીને રાખી! હવે તારૂં માન કેટલું બધું મેં વધાર્યું. હેં?!"

"અલબત! તમે મને ખરા અંતઃકરણથી ચાહો છો, એમાં તો કંઈજ શક નથી! તમારી પ્રીતિ મારા પ્રત્યે અનહદ છે, અને તેને માટે તમારો ઉપકાર માનું છું" **તારાએ** જણાવ્યું.

"વહાલા, એમાં વળી ઉપકાર શાનો?! આપણે બંને વચનાવચનથી એકદિલ થયાં ચઈએ તો તેવાંજ એકદિલથી બંનેએ વર્ત્તવાની બંનેની ફરજ છે." **નટવર** બોલ્યો "પણ જો, મારી વહુ સાથે તું દમામમાંજ રહેજે, હેંકે?! લગાર પણ નરમ મુકશે તો તને એ ગાંઠશે નહીં!"

"બહુ સારૂં વહાલા, હું તેમજ કરીશ." **તારા** બોલી "પણ આજે તો ગરમી બહુજ પડે છે! પવન તો લગારે આવતોજ નથી!"

"મારી બાયડીને બોલાવીને પવન નંખાવ ત્યારે!" એમ કહીને **નટવરે** સુંદ**રમતીને** બોલાવીને કહ્યું "પેલો પંખો લઈને તારાની સામી ઉભી રહીને પવન નાખ!"

"વારૂ પ્રાણનાથ!" એમ કહી સુંદ**રમતીએ** પંખો લઈને પવન નાંખ્યો! બાદ થોડી વારે **તારાએ** કહ્યું "બસ હવે પવન નાખવાની જરૂર નથી! જા અંદર જઈને બેસ!"

સુંદ**રમતી** પાછી અંદર જઈને બેઠી, અને પાછાં **નટવર** ને **તારા** વિલાસ ભોગવવા મંડયાં અને હેત પ્રીતની વાતો કરવી શરૂ કરી!

બાદ ભોજન તૈયાર થયું. **નટવર** ને **તારા** એક બીજાની સાથે સાથે પાટલા નાખી જમવા બેઠાં. સુંદ**રમતી** ઊભી રહી તેમને પખો નાંખતી! ખાઈને ઉઠી રહ્યાં પછી માણસ ચાકરોની પંક્તિમાં સુંદ**રમતીને** રહ્યું સહ્યું ખવરાવ્યું, અને મધ્યાન થયાં એટલે **નટવર** ને **તારા** સયન કરી ગયાં! સુંદ**રમતી** એક ખુણામાં બેઠી બેઠી રૂદન કરતી, અને પોતાના પતિને સુધારવાની યુક્તિ રચતી. પાછલો પહોર થયો કે **નટવર** ને **તારા** એક ગાડીમાં છચોક બેસી ફરવા ગયાં અને બીજા માણસો પણ શહેરમાં ફરવા ચાલ્યા ગયા. સુંદ**રમતી** એકલી બાહારના ઓટલા પર હીંચકે બેઠી, અને તેણીનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી! એટલામાં એક વૈરાગી આવી પહોંચ્યો, જેણે સુંદ**રમતીને** રડવાનું કારણ પુછ્યું, અને તેના જવાબમાં સુંદ**રમતીએ** પોતાનું દુખ દર્શાવ્યું; જે સાંભળીને બાવાએ તેણીને કહ્યું "મારી પાસે હાલ એક જડી બુટ્ટી છે. તે જો તું તારા પતિને કોઇ પણ વસ્તુમાં નાંખીને પાય તો તે તારે વશ થાય! પણ તેમાં એટલું છે કે જો તે પીધાથી તે વશ નહીંજ થાય તો અને તે ગાંડો પણ થઈ જાય! માટે જો તારી ઈચ્છા હોય તો હું તે તને આપું?"

આ સાંભળી સુંદ**રમતી** બોલી "વશ કરવા જતાં મારા પતિ ગાંડા થઈ જાય, એ તો મારે ન જોઈએ! આવા ને આવા જીવતા રહેશે તો બસ છે! ઇશ્વરનો મને આધાર છે, માટે તે

ગારી દહાડો કોઇ વાર પણ ફેરવશેજ ફેરવશે ! એમ જણાવીને તેણી પાછી અંદર ચાલી ગઇ, અને પેલો ઠરગી પણ ત્યાંથી તરતજ ચાલ્યો ગયો.

તારા ને નટવર ફરવા ગયાં તે ચોપાટી પર પહોચ્યાં, અને ત્યાંજ ગાડી એક નાકાપર ઉભી કરાવી એટલામાં પેલી નાયકણ, કે જેની સાથે નટવરે પ્રથમ પ્યાર બાંધ્યો હતો તેની ગાડી પણ આવી પહોચી, અને તેણીએ નટવરની ગાડીની અડોઅડ પોતાની ગાડી ઊભી રખાવી ! નાયકણ ને નટવરની નજર સામસામી અથડાઇ ! બંને હસ્યાં ! નટવરે દાવડું મોં રાખવાનું તો ઘણુંએ કીધું, પણ તેનાથી રહેવાયું નહી ! આ ચેનચાળા જોઇ તારા ચકિત થઇ, અને તેણીનાં મનમાં સજ્જડ વહેમ પેઠો ! તેણીએ નટવરને કહ્યુ " આપણી ગાડી હવે પાછી ફેરવો ! "

" હજી વાર છે. " નટવરે જણાવ્યું.

આથી તારા વળી વધારે વહેમાઈ, અને થોડી વાર વિચાર કરીને બોલી " આ રાંડ કોણ છે વારૂ ? "

" હું કાંઈ ઓળખતો નથી ! " નટવર બોલ્યો.

તારા વિશેષ વહેમમાં પડી, અને મનમાં વિચાર કીધો કે " આ રાંડની સામુ જોઇને એ હસ્યા અને આંખોના અણસારા કીધા ! અને વળી કહે છે કે હું ઓળખતો નથી ! ખચીત એની સાથે એમને સારૂં હશે ! મારે બંગલે ગયા પછી એમને સતાવ્યા વગર છુટકો નથી ! હાલ તો જે થાય તે જોયાં કરવું ! "

સંધ્યાકાળ થયો ! નાયકણ ગાડીમાંથી ઉતરીને એક બાજુના ખુંણા તરફ ગઇ. નટવરે તારાને કહ્યું " તું ગાડીમાં બેસજે, હું લગાર પિશાબ કરીને આવું છું ! " એમ કહીને નટવર પણ તારાની પાછળ જોતો જોતો પેલી નાયકણની પાછળ ગયો ! તારાએ આ તમાસો ગુપચુપ જોયા કીધો ! નટવરે જાણ્યું કે " અંધારામાં તારાથી દેખાશે નહીં " પણ તેણીએ તો તાકી તાકીને જોયું !

નટવરને જોતાંજ નાયકણ બોલી, " આપ બડે અચ્છે આદમી હોજી ! ઉસ દીનસે આજ આપકી ફીર મુલાકાત હુઇ ! "

" મેરી તબીયત બહોત બીમાર હો ગઇથી, ઉસકે બાસતે મેં મેથેરાંન હવાફેર ગયાથા સો આજી મુંબઇમેં પાઉં રખા ! આજ કાલ મેં આપકે પાસ આનેવાલા હું " નટવરે કહ્યું.

" બેશક ! કલ આઓગે ? ! " નાયકણે પુછ્યું.

" જરૂર !! નટવરે જણાવ્યું. " અબ મેં જાતાહું કીઉંકે મેરે સાથ મેરી ઓરત હય સો ઉસકુ શક પડેગા ! "

" વહો આપકી ઓરત હઇ કયા ? ! " નાયકણે પુછ્યું.

" હાં " નટવરે જણાવ્યું.

" તો ફીર ઓરતસેંબી આપ ડરતે હો ? ! " નાયકણે કટાક્ષમાં કહ્યુ.

" દુનિયાકા ડર તો ચાહીએ ? ! " નટવરે જણાવ્યું, અને પછી તરતજ પાછો ગાડીમાં આવીને બેઠો, અને ગાડી ઝટ ચલાવવા કહ્યું. રસ્તે તારા કંઇજ બોલી નહી ! નટવરે તેને ઉલટાવી ઉલટાવી બોલાવવાનું કીધું. પણ તેણી ઉત્તરજ આપે નહી ! નટવર સમજી ગયો કે " તારા વહેમાઇ ગઇ છે ! એમ સમજીને તે પણ પછી મુગો રહ્યો, અને તરત ગાડી બંગલે આવી પહોંચી.

કપડાં બંનેએ બદલ્યાં. નટવર ખુરસીપર બેઠો અને સામી તારા પણ ઉદાસ ચહેરે ખુરસીપર બેઠી. પણ કંઇજ બોલી નહી ! નટવરે થોડી વારે પુછ્યું " કેમ વહાલી, આજે ઉદાસ કેમ જણાય છે વારૂ ? "

" તે તમારૂંજ મન નથી સમજતું ? ! " તારા બોલી.

" એટલે ? ! " નટવરે જાણે જાણતોજ નથી એમ કહી બતાવ્યુ !

"મને શું પુછો છો ?!" તારાએ ડોળા કહાડીને કહ્યુ "મને તમે હવેથી વહાલી કહીને બોલાવશો નહી! વહાલી! જે હોય તેને વહાલી કહેજો!"

"તારા શિવાય બીજી તો કોઈ મારી વહાલી છે નહી ?! નટવરે કહ્યું.

"નથી તે કેમ ?! હું બધું સમજી ગઈ છું એમ નહીં માનશો કે હું નથી સમજી ચોપાટી પર પેલી રાં; મળીતી તે ભુલી ગયા કે ?!! તારા બોલી.

"તે તો નાયકણ હતી! ઓહો! તેમાં તું ઉદાશ થઈ ગઈ કે?! નટવરે કહ્યુ! એને તો મારે સલામ વહેવાર છેજ! એને નાચમાં કે પારટીમાં જઈએ ત્યારે, અને ત્યાં એ નાચવા આવે તેથી લગાર ઓળખે! બીજું કંઈજ નથી!!

"બીજું કંઈ નથી ત્યારે એની પાછળ તમે દોડયાતા તે અમસ્તા કે?" તારા બોલી.

"તે તો હું પિશાબ કરવા ગયો હતો;" નટવરે કહ્યું.

"હા, હા, ખરી વાત! એ બધું નાદાન બચ્ચાને સમજાવો! તમારૂં પાપ હું સમજી ગઈછું! અને હવે મેં તમને ઓળખ્યા કે તમે ખરેખરા કુત્રા જેવા છો" તારાએ મહા મિજાસમાં જણાવ્યુ!

નટવર વિચારમાં પડયો! અને તેણે મનમાં નક્કી કીધું કે! હલ તરત તો કંઈ બોલવું નહી પણ જેમ તેમ કરીને સમજાવી દેવી! આમ વિચારી તે બોલ્યો! વહાલી! તુ નકામી વહેમાયછે 'બૈરાઓ વહેમીજ હશે' એ કંઈ ખોટી વાત નથી તો! લે ચાલ જમી લઈએ! પછી વાત કરીશું ઊઠ હવે!".

"મારે તો ખાવું નથી! તમે તમારે જમો!" તારા રોષમાં બોલી.

નટવરે જાણ્યું કે "હવે એને ગમે તેટલું કહીશ તોપણ એ કંઈ માનશે નહીં માટે હાલ તો કંઈ નહીં બોલતાં હું મારે જમી લઉં! આજે વધારે બોલવામાં સાર નથી!" એમ ધારી પોતે જમીને તરતજ ચુપચુપ સુઈ પણ ગયો!

તારા ધીમે રહીને બાહાર બગીચામાં ગઈ, ત્યાં એ ખુરશી મંગાવી, અને પોતાની પાસેજ સુંદરમતીને પણ બોલાવીને બેસાડી. સુંદરમતી સમજી ગઈ કે "હવે ગરજ પડી છે, ને બાઈનાં માન ઉતારવાનો વખત આવ્યો છે, માટેજ મને લાવણીથી બોલાવેછે!" એમ સમજીને સુંદરમતીએ હવે તારાનો ઘાટ ઘડવાની તક સાંધી!

"કેમ બહેન, તેં બધું જાણ્યું કે?" તારાએ ધીમે રહીને વાત ઉપાડી.

સુંદરમતીએ જવાબ આપ્યો "તને જાણવાની નવાઈ! બાઈ હું તો કેટલાદાડાની એમનાં ઢંગ જાણું! એમને કોઈ સાથે પુરા પાંચ માસ પણ પાધર ગયા નથી! તારા જેવીને મારા જેવી તો કોઈ દશ બીજી હશે! તું એટલોજ વિચાર કર કે પરણેલાના જે ન થયા! તે બીજીના તો ક્યાંથીજ થાય, અરે કોઈ બે ચારતો રાંડો હશે!" સુંદરમતીએ વહેમનો વટોળીઓ ચઢાવવા માંડ્યો! "જેને તેને થોડા દાહાડા રાખીને આખરે પાણીચુ! એ તો શું કરૂં કે હું પરણેલી છુ તેથી છુટાય તેમ નથી! નહીંતો એક દીવસ પણ એમની સાથે રહેવામાં શોભા નથી!"

"હું જો એની એવી ચાલ જાણુત તો કદી આવતેજ નહી! અને હવે કંઈ ઉપાય પણ સુજતો નથી!" તારા ઉદાસ થતી બોલી "આખી દુનીયામાં ફજેત થયાં પછી એને છોડું એ પણ કંઈ ઠીક નહીં!"

"તું એમ વિચારે છે, અને તું કદાચ એને નહીં છોડે! પણ એ ક્યાં તને છોડયા વિના રહેનાર છે! બે કે ચાર દાહડે તારાં પણ ભુડાં હાલજ સમજજે?!" સુંદરમતીએ રંજકસુરી"

હું એને સમજાવીશ તોપણ શું નહીંજ સમજે?!" તારાએ પુછ્યું.

હું તો ધારતી નથી કે સમજે ! " સુંદરમતાએ કહયું " કેમકે એમનો સ્વભાવ એવો છે કે, એક વાર જેની સાથે જીવ ઉંચો થયો તેની સાથે પાછો મળે જ નહીં ! "

" એ પણ ખરૂ; પરંતુ કાલે હું એમને લગાર સમજાવી જોઈશ, અને જો નહીં માનશેતો હું એમનો ત્યાગ કરીને મારે ઘેર પાછી જઇશ! હજી મારૂં ઘર કયાં ગયું છે ! " તારા બોલી.

" ઠીક છે. જેમ તને ઠીક લાગે તેમ કર. મેં તો મને જે એમનો અનુભવ છે. તે તારી આગળ જણાવ્યો. " સુંદરમતી બોલી.

બાદ બંન્ને જણીઓ બંગલામાં ગઇ, અને ત્યાં પોત પોતાને આસને સુતી સુંદરમતી મનમાં ખુશી થઇ, અને તારા શોક રૂપ વહને આખી રાત્રિ વિચારમાંજ રહી !

———(૦)———

## પ્રકરણ ૨૩ મું.

દોહરો—તારા ને નટવર વચ્ચે, પડી તડાતડ તુટ;
તારા છુટી થઇ ગઇ, થઇ હદેહદ ધુત.

ગઇ !

પ્રભાત પ્રકાશી, પ્રથમ તારા ઉઠીને બંગલાના આગલા ભાગના ઓટલા પર ખુરસી ઉપર ઉદાસ ચહેરે બેઠી. થોડી વારે નટવર પણ આવીને તેણીની સામેજ બેઠો. કેટલાક મિનિટ સુધી બંને કંઇજ બોલ્યાં નહીં પણ પછી તારાને રડવુ આવ્યું ! નેત્રો માંથી દડદડ આંસુ પડવા માંડયાં ! નટવરને લગાર દયા આવી, અને તે બોલ્યો " વહાલી નકામો કંકાશ કરી જીવને નાહક શા માટે સંતાપે છે ? ! તું આવી સમજુ ને વિચારવંત છતાં આમ કલેશ કરી વહેમમાં ને વહેમમાં વલોપાત કરે છે એ કંઇ સારી વાત નથી ! "

" ખરૂંજ તો ! તમે મને છેહ દેવાનો ઉપાય કીધો છે અને વિસ્વાસઘાત કરવા જેવું તમારૂં આચરણ મને પ્રત્યક્ષ દેખાય છે તારાને જણાવ્યું.

" હું જાણું છું કે તું કાલ સાંજની વહેમાંઇ ગઇ છે. નટવર બોલ્યો.

" અને હું ગણ સમજી ગઇ છું કે. કાલ સાંજથી તમે મને ખેરવવાની તજવીજ કરી છે ! " તારા બોલી.

" કારણ ? ! " નટવરે પુછ્યું.

" કારણ શું પુછો છો વળી ? ! " તારાએ કહયું " તમે તમારા મનથીજ વિચાર કરોની કે મને મુકીને તમે કદી પણ ભોજન કરતા નહોતા અને કાલે મને પડતી મુકીને ભોજન કીધું એટલુંજનહીં પણ હું ભુખી રહી તેની પણ દરકાર નહીં કરતાં સુઇ પણ ગયા ! આનો અર્થ શું સમજવો ? ! એજ કે હવે તમને મારી દરકાર નથી "

" પણ વહાલી ! મેં તો તને જમવાને માટે ઘણાએ કાલા વાલા કીધા, પણ તું ઉઠીજ નહી એટલે પછી મારે લાચારીથી જમી લેવું પડયું !" નટવરે કહ્યુ.

" પણ મને મુકીને જમતાં તમારે ગળે કોળીયો ઉતર્યાંજ કેમ? ! હેત મન ઉતર્યું ત્યારે કે ની? ! જો મારાપર તમને પ્રથમના જેટલો પ્યાર હોત તો તરત કોળીયો ગળે અટકતો પણ તેવો પ્યાર નહી ત્યારેજ તમે ડમોડમ મોંમાં કોળીયા મુકયાની? ! " તારા બોલી.

" પણ ત્યારે શું મારે પણ તારી ભેળા ભુખે મરવુ જોઇએ? !" નટવરે પૂછ્યું.

" મારૂં એમ કહેવું છેજ નહી. મારૂતો માત્ર એટલુંજ કહેવું છે કે, તમે જો ચાહતે તો મને ગમે તે પ્રકારે જમાડતે! જમાડનારની આગળ જમનારનું કેટલી વાર ચાલી શકે ? ! તમે જો ખરા અંતઃકરણથી મને ચાહતે ને તમારો આગ્રહ ખરેખરો જોતે તો મારે તમારી સાથેજ જમ-

વું પડતે! પણ તમને મારી શી દરકાર કે તમે મને આગ્રહ કરીને જમાડો પુરૂષ નિર્દય, મતલબી ને કઠણ હૈયાના હોય છે, એ વાત તમને બરાબર મળતી આવે છો " તારા બોલી.

" તારા તું ખચીત ખોટો વહેમ લાવી મીથ્યા કકાશનું મોં ઉઘાડે છે! " નટવરે કહ્યું.

" ખોટો વહેમ શાનો વળી? મેં મારી નજરે જોયું તે ખોટું કહેવાયજ કેમ? ! " તારા બોલી

" નજરે શુ જોયું કપાળ? ! એક નાયકણીએ સલામ કરી તેટલા પરથીજ તુ આ બધું તોફાન લઇ બેઠી છે કેની? ! પણ તુ જાણે છે? અમેતો મ્હોટે મ્હોટે ઘેર પારટીઓમાં જઇએ, અને ત્યાં નાયકણીઓ આવે ને અમને જુએ તેથી મળે ત્યારે મોટા ધારીને સલામ કરે ત્યારે તેની સાથે વિવેકની ખાતર મારે સલામે નકી કરવી કે? ! કેવી ગાંડી વાત તુ કરે છે! " નટવર બોલ્યો.

" સલામની વાત ક્યાં છો " તારાએ કહ્યુ " પણ તમે તો વળી તેણીની પાછળ ગુસ પુસ વાતો કરવાને દોડયા! "

" એતો હું તે બાજુએ ગયો. પણ મેં કંઇ તેણીની સાથે વાત ચીત થોડીજ કરી છે? " નટવરે જણાવ્યુ "

" એમ કે? ! " તારા બોલી " અને પેલા ખુણામાં તડાકા કોની સાથે હાંકતા હતા?! "

" તદન ખોટી વાત ! " નટવર બોલ્યો.

" વારૂ ત્યારે તમે કસમપર એટલુ કહો છો કે તે રાંડ તમારી બહેન બરાબર છે?" તારાએ પુછ્યુ.

" નાયકણીને બહેન બરાબર કેમ કહેવાય ?! કેમકે ગમે તેટલી પણ તે વેશીયા! " નટવર બોલ્યો

" પણ તમારી દ્રષ્ટી તેણીના તરફ નીર્મળજ રહીહોયતો બહેન બરાબર કહેવાને શો વાંધો છે હુ તો કંઇ હરકત જોતી નથી !" તારા બોલી

નટવર વાચારમાં પડયો અને હવે શો જવાબ દેવો તેને માટે મનમાં ઘણાંક ઉંધાં ચતાં પાટીયાં ગોઠવ્યાં

એટલે વળી તારા બોલી.

" અરે તમે એ બધુ ભોંઠને સમજાવજો ભોંઠને જો તમે શુદ્ધ હો તો તેણીને બહેન કહેવામાંશુ હરકત છે?! જે પુરૂષ પર સ્ત્રીપર કુદ્રષ્ટી કરતો નથી તેને મનને તો તમામ સ્ત્રી મા બહેન સમાનજ છે પણ તમારી મતીજ કેવી રહેતી નથી અને કુતરા જેવોજ જીવ રાખોછો અને તેજ પ્રમાણે હુ ખાત્રીથી કહુ છુ કે તે નાયકણને ને તમારે સારૂંજ છે અને તેથીજ જવાબ દેતાં આમ ગલ્લા તલ્લાં મારો છો!

" એવા એવા ખોટા વહેમ તુ હવે મુકી દે! બૈરાઓની જાતજ વહેમી હોય છે એ વાત ખોટી નથી! " નટવરે જણાવ્યુ અને લગારે હસી પણ પડયો

" હા હા હસીને વાત ઉડાવો, પણ મારા મનમાંથી વાત જાય તેમ નથી તો! મને કંઈ છેક ભોળી ના સમજતા! ,' તારા બોલી.

" તારે તુ તો ઘણી કાબેલ છે. " નટવરે વળી વધારે હસીને કહ્યું

" એમ હસી કહાડવામાં કશુ વળનાર નથી! મારા મોં આગળ તમારી ગમે તેવી ગુપ્ત વાત પણ છુપાઇ રહેવાની નથી! માટે એબધા ઢોંગ જવાદો હવે અને સાચી વાત કહો કે સમાધાન થાય તેમ થશે નહી ત્યાં સુધી મારા મનમાંથી વાત ડગનાર નથી અને મારો જીવ શાંત થનાર નથી માટે ખરેખરૂ કહી દો! તારાએ જણાવ્યુ.

"તારા હુ નહોતો જાણતો કે તુ આવી સુધરેલા વીચારની છતાં આટલો બધી હદ સુધીનો વહેમ

લાવી આપણી વચ્ચેના પ્રીતીની રીતી તોડશે તારા જેવી ભણેલી ગણેલી અને વળી સુધારાને પસંદ કરનારી સ્ત્રી જો અસલી વીચારની ગમાર સ્ત્રીઓની માફકજ દોરાવાને પસંદ કરે તો ખચીત તારી વીદ્યાને જ્ઞાનને શરમ લાગે! " નટવરે વળી કઈક શાંતતા પુર્વક જણાવ્યુ.

" ખરી વાત! " તારાએ મોં હલાવીને કહ્યુ " તમને જો કુતરાની માફક દરેક સ્ત્રીના ફંદમાં ફરતાં ફરો અને રાંડોને ત્યાં ભટકવાની ખુશી છુટ આપુતોજ હુ સમજુ ને જ્ઞાની ગણાઉ અને ત્યારે જ મારી વીદ્યાને શોભા મળે! વાતતો વાજબી છે " તારા ભમર ચડાવીને બોલી " અરે હજીતો હુ સારી છુ કે તમને નરમાસથી આટલી વાત કહુ છું; પણ જો મારી જગાપર બીજી હોવ તો લ ગાર ખબર પડે! "

" એટલે!! " નટવર પણ ડોળા ધુરકાવીને બોલ્યો " શું તારી જગાએ કોઇ બીજી હોતતો મને ગામમાં પણ રહેવા નહી દેતકે?! હે હે એ તારો દમામ તુ કોને બતાવે છે!! તને ખબર છે કે તારા જેવી તો કોઇ સતર રાંડોને ગજવામાં ઘાલીને ફરૂ છું "

" એતો મે હમણાંજ જાણ્યું અને હવે મારી પણ ખાત્રી થઇ ગઈ કે તમે જે તમારૂ સતા પણ કહેતા હતા તે તદન ખોટુજ હતુ અને તે તમારે મોઢેજ સાબીત થઇ જાય છે! " તારા બોલી

" એ વળી સાબીતને નહી સાબીત શુ કરે છે તે કંઇ મને સમજાતું નથી નટવરે જણાવ્યુ

" શાનુ સમજાય?! " તારા બોલી " પોતાની ભુલ સાબીત થાય ને પાપ ફુટે એટલે પછી સમજાય તે શાનું ? !"

" એ તુ શુ અગડમબગડમ કહેવા માગે છે તેની મને કંઇપણ સમજ પડતીનથી! તુ તારૂ સ્ત્રી ચરીત્ર મારી આગળ વાપરે છે અને મને દાવપેચ બતાવે છે પણ તેમાં તુ ખાત્રી રાખજે કે તારા અવળા દાવપેચમાં હુ કદી બંધાવાનોજ નથી! " નટવરે જણાવ્યુ " તુ જાણે છે? બલબલી ના દાવપેચમાં હુ લેવાયો નથી તો તારા દાવપેચમાં તો વળી લેવાઉ નેઃબંધાઉ કે?! "

" હુ તમને લેવાવા કે બંધાવા માગતી નથી પણ ઇશ્વરજ તેમ કરેછે! ઇશ્વર આગળ પાપ કદી પણ છુપૂ રહેતુ નથી! " તારા બોલી.

" પણ હુ શુ બે વચની થયો તેતો બતાવ? ! " નટવરે કહ્યું "કોઇ પણ વાતની સાબીતી લીધા સીવાય કોઇને માથે તહોમત મુકતાં તુ પોતેજ ક્યાં ડરે છે? ; "

" સાબીતી સ્પષ્ટ છે! તમે મારી સાથે પ્યાર બાંધ્યા છતાં વળી તે રાંડ નાયકેણના પ્યારમાં લપટાણા છો અથવાતો લપટાવાની તજવીજ કરો છો તેતો ચોખ્ખી રીતે સાબીત થઇ ચુક્યુ છે અને તે પણ વળી તમારેજ મોંઢે! " તારા બોલી.

" મારે મોંઢે!! તે ક્યારે વળી? " શુ તે પણ ખોટુજ બકે છે કે?! " નટવરે જણાવ્યુ

" ક્યારે કેમ પુછોછો? હમણાંજ તમે કહ્યું કે બલબલીના દાવપેચમાં હુ લેવાયો નથી ! " તમારાં વચન પરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, તમે બીજીઓના પ્રસંગમાં આવ્યાછોજ ! " તારા બોલી

" એ બધું તારૂં બાલીસ્ટરપણું મારી આગળ ન બતાવ! એતો હુ જાણુ છુ કે; તુ મ્હોટી કાયદાની શેહાણી છો " નટવરે ગુસ્સામાં કહ્યુ.

" ખરૂં કહ્યુ ત્યારે કેવો ચટકો લાગ્યો! આજે સાચા બોલવાનો વખત નથી તો! " તારા બોલી

" પણ હવે બધી પંચાત જવા દે! તારી સાથે ટકટક કરતાં મારૂં માથું ફરી ગયું! તું હવે શુ કહેવા માગે છે તે કહી દે અને છુટકો કર! " નટવર બોલ્યો.

" આમ ઓછે પાટલે બેસો નહી એતો બાયડીનાં લક્ષણ! તારાએ જણાવ્યુ 'મારેતો તમને એટલુંજ કહેવાનું છે કે, મારી સાથે પ્રીતિ બાંધતાં તમે શું વચન આપ્યું હતું તેનું સ્મરણ કરો ! તમે સાફ કહ્યુ હતું કે " હું તને કદી પણ છેહ નહી દઉં! " અને આજે હવે આવું વચન વદ

તાં શરમે નથી આવતી ? ! "

" હું ક્યાં તને છેહ દેવા માગું છું! તું તદન આડુંજ બોલે છે! " નટવરે કહ્યુ " શું તને દુર કરવા કે છોડી દેવાનો ઇરાદો રાખું છું કે તું આમ બોલે છે? ! "

" તમે મોઢેથી તેમ કરવા કહેતા નથી, પણ તમારું આચરણ તેમ બતાવે છે! " તારાએ કહ્યું.

" તારા, તારા દરેક શબ્દ શ્રી વહેમથી ભરેલા છે, અને તેથી હવે તને સમજાવવાનો એ કે રસ્તો મને સુજતો નથી! " નટવરે જણાવ્યું " હું તને ટુંકમાં એટલુંજ કહું છું કે, તારે શું કહેવું છે ને તુ શું કરવા માગે છે તે કહે ને વાતનો છુટકો કર! "

" એ વાટ ટુંકેથી પતે તેમ નથી! એતો જ્યાં સુધી તમારો જીવ બહાર ભટકતો રહેશે ત્યાં શુધી તમારી સાથે દરરોજ મારે માથાફોડજ છે ! ' તારા બોલી.

" એ દરરોજની માથા ફોડ મારાથી ખમાસે નહીં અને હું તને હવે ચોખ્ખું કહુ છું કે, તારે જો આવી ટકટકજ કરવી હોયતો તું તારો રસ્તો શોધી લે!" નટવર બોલ્યો.

" આ તમે શું બોલો છો ! લગાર આપેલાં વચનનો વિચાર કરો ! વિશ્વાસ આપીને દગો નહી દો ! " એમ કહી તારા રડી પડી, અને તેનું હઇયું ભરાઇ આવ્યું.

નટવર થોડી વાર સુધી મૌન્યજ રહ્યો: તેણે મનમાં વિચાર કીધો કે " હવે તો આ રાંડને કોઇ પણ રસ્તે બંગલામાંથી કહાડવી જોઇએ ! નહીતો દરરોજ એ મારો જીવ ખાશે, અને લોહી ઉકાળો કરશે ! ' આમ વિચારી હવે નટવરે તેજ ઉપાય લીધો ! તેણે કહ્યું તારા,આશો કલકલાટ મારે ત્યાં રોજરોજ નહીં પાલવે ! " નટવરે કહ્યું.

" જો તમે કકલાટથીજ ડરતા હો તો ઇશ્વરથી પણ ડરો, અને પર નારીના ફંદમાં પડતા પ્રભુનો ભય રાખો ! " તારા બોલી.

" અરે એસરે ઇશ્વર વાળી ! તું મ્હોટી ભકતાણી છે ને ઇશ્વરથી ડરે છે તો તારા ધણીને રખડતો રાખીને મારી સાથે શા માટે રહી છે ? ! ચાલ બોલ જવાબ દે ! " નટવરે ગુસ્સામાં જણાવ્યું?

" પણ મેં તો તમારા શિવાય કોઇ પણ પર પુરૂષ માટે કસમ ખાધાં છે ! " તારા બોલી.

" ત્યારે હું વળી કયા દહાડાનો તારો પરણેલો ધણી છું ! હું પણ પરપુરૂષજ છુંની ? ! અને મારા જેવા પરપુરૂષ સાથે સંગ કરતાં ઇશ્વરનો ડર તને કેમ ન આવ્યો ? ! " નટવરે તારા ને પેંચ લગાવી પૂછ્યુ.

" પણ મેં આપની સાથે પ્રીતિ બાંધવા એવું જે વચન આપ્યું હતું કે, આપના શિવાય અન્ય પુરૂષ મારે ભાઇ સમાન છે, તે મેં બરાબર પાળ્યું છે, એટલેજ મેં તો પરમેશ્વરને ઓળખેલા ઠરે છે, પણ આપે આપનું વચન ક્યાં પાળ્યું છે ? ! " તારાએ સામો રદિયો આપ્યો.

" એ બધી તારા ડહાપણની વાત જવા દે ! અને એવી ટકટક કરવી હેય તો તું તારે ચાલી જા અહીંથી ! તું એમ જાણતી હશે કે, તું દબાવે તેમ દબાયલો રહુ ! પણ એ વાત મારા જેવા સ્વતંત્ર શુરપુરૂષથી કદી પણ બનનારજ નથી ! મારી મરજીમાં આવશે તેની સાથે પ્યાર બાંધીશ ! મારી પોતાની પરણેલી સ્ત્રીની મેં દરકાર કરી નથી તો તારા જેવીની હું દરકાર કરૂં એમ તું માને છે ? ! બશ, જા અહીંથી ! " નટવરે રોષમાં જણાવ્યું.

" જો તમારે મને કહાડવીજ હોય તો હું પણ તમારા જેવા બેવચની પાસે હવે વિશેષ રહેવા માંગતી નથી ! માટે મેં મારી જે કિમતી માલમતા તમને આપી છે, તે તમામ મને સ્વાધિન કરો, કે પછી મારે અહીં રહેવાની જરૂર નથી ! કેમકે હજી હું એટલી નશીબદાર છું કે મેં મારૂં

ઘર કાયમ રાખ્યું છે, અને આશ્રય લેવાનું તે મારૂં સ્થળ ઇશ્વર કૃપાથી હયાત છે! તમે મને દબાવવા માંગશો પણ હું કદી હવે તમારા તેજમાં દબાવાની નથી! હું કંઇ નાગી ભૂખી નથી! ઇશ્વરે મને ઘણુંએ આપ્યું છે, અને તે જીવીશ ત્યાં સુધી ખાઇશ, તો પણ ખુટનાર નથી! માટે લાવો, મારૂં તમામ જરિયાન ને મારી તમામ વસ્તુ મને પાછી આપો!" તારાએ મહા ક્રોધાવેશમાં જણાવ્યું!

"જરિયાન કેવું ને વાત કેવી! કોણે આપ્યું છે ને કોણે લીધું છે! હું કાંઇ તે જાણુતો નથી!" નટવર બોલ્યો.

"એમ કે?! તમે તમારાં વહાલાંનાં સમ ખાઇને કહો છો?!" તારા બોલી.

"આ શબ્દ સાંભળતાંજ નટવરનો મિજાસ ઘણો કોપાયમાન થયો, અને તત્કાળ ખુરસીપરથી ઉઠીને તારાને ધક્કો મારીને ઓટલાની નીચે નાખીને કહ્યું "રાંડ કમજાત, વહાલાંના કસમ આપવા નીકળી છે, કેમ?!"

તારાને ઘણું વાગ્યું! તેણી પોકે પાડતી વિશેષ રડવા લાગી, અને તે સાંભળીને બંગલાની અંદરના માણસો દોડી આવ્યા! નટવરે તેમને હુકમ કીધો કે એ રાંડને એકદમ બંગલાની બાહાર કહાડો!"

પણ જે નોકરો તારાની ખીજ્મતમાં રહેતા, તેઓની હિમ્મત તેણીને બાહાર કહાડવાની થઈ નહીં, તેથી નટવરેંજ તેણીને ખભેથી ઉંચકીને એકદમ બંગલાની બાહાર હડસેલી બંગલાનાં દરવાજા બંધ કીધા! આથી તારા ઘણી ગભરાઇ, અને તેણીએ વિચાર કીધો કે "હવે અહીં વધારે હોહા થશે તો પોલીસ આવશે ને ફજેતી થશે! માટે હાલ તો અહીંથી ચાલ્યા જવું!" એમ વિચાર કરી આંખો લુછીને ગૂપચૂપ ધીમે ધીમે તેણી ત્યાંથી ઉઠીને આગળ ચાલી, અને એક વિકટોરિઆમાં બેસી પોતાને ઘેર આવી, કે જ્યાં પોતાનો જુનો ઘાટી ઘરમાં રાત દહાડો રાખેલોજ હતો.

આણી તરફ સુંદરમતી ઘણીજ રાજી થઇ, અને તેણીને મનને તો જાણે બંગલામાંથી એક પાપજ ગયું! વળી નટવર પણ મનમાં માનવા લાગ્યો કે "ચાલો પિડા પતી! હવે પેલી નાયકણને ત્યાં જવામાં સંતાપ નથી!" એમ વિચારી તરતજ નાહી ધોઇ ભોજન કરી એક પલંગપર પડ્યો, અને મનમાં કંઇ કંઇ રચના રચતાં પોતાની પત્નિ સુંદરમતીને બોલાવી. સુંદરમતી તો જાણે શાને વાસ્તે આજે સ્વામિનાથે બોલાવી! એમ મકલાતી આવીને ઉભી! વળી પ્રત્યે નટવરે કહ્યું "કેમ, તારો શો વિચાર છે? તારે હવે બંગલામાં રહેવું છે કે ઘેર વિદાય થવું છે?"

"સ્વામિનાથ, મારે જો ઘેર રહેવું હોત તો હું ઘર છોડીને અહીં રહેવાને આવતજ નહીં! માટે હું તો આપની પાસેજ રહીશ." સુંદરમતીએ કહ્યું

"ત્યારે ઠીક; પણ જો હું તને સાફ કહું છું કે, મારી મરજીમાં આવશે ત્યાં રખડીશ, અને મનમાં આવશે ત્યાં જઇશ, અથવા તો દિલ ચાહશે તેને બંગલામાં બોલાવીશ કે રાખીશ! પણ તારાથી ચૂં કે ચાં કંઈજ બોલાશે નહીં! તેમ હોય તો સુખેથી રહે; પરંતુ જો ટકટક કરવી હોય તો તું પણ રસ્તો કાપ કે સંતાપ ટળે!" નટવરે જણાવ્યું.

"પ્રાણનાથ, આપને યોગ્ય ભાસે તેમ કરો, અને હું જો કંઈ પણ વચ્ચે આવું તો લાત મારીને મને કહાડજો! હવે તો થયું?" સુંદરમતી બોલી.

"ત્યારે ખાઇ પીને મઝા કર!" નટવરે એમ કહી ખરે મધ્યાને ગાડી જોડાવી, અને તરતજ પેલી નાયકણને ત્યાં જઇ પહોંચ્યો.



"રાંડ ફેમન્નત, વહાલાંનાં કસમ આપવા નીકળીછે, કેમ?"

**સુંદરમતી** સ્વતઃ સંતાપ કરવા લાગી કે "અરે પ્રભુ! **તારા**ની પિડા તો ટાળી, પણ હવે વળી કોઇ બીજી બલા વળગશે, એમ એમનાં કહેવાપરથી તો જણાય છે! પણ જે કરે તે હાલ જોયા કરવું! પછી પ્રસંગ આવે ત્યારે વાત!" એમ વિચારી **સુંદરમતી** અંદર ગઇ, અને તેણી ભોજન કરવા બેઠી. ભોજન પીરસતાં ભટે **સુંદરમતી** પ્રત્યે બહુ દયા બતાવતાં કહ્યું "**શેઠાણી,** તમારી હિંમત ને ધીરજ જોઇને મને પણ નવાઇ લાગે છે! તમારે ઠેકાણે જો બીજી કોઇ હોય તો રોજ કંકાશ જાગે, અને ફજેતી થાય! પણ વાહરે તમારી ધીરજ વાહ! ધન્ય છે તમને!"

"મહારાજ, મારે માથે એટલી વિતી છે કે, મારા માથાંની તાલ પણ તૂટી ગઇ છે! માટે હવે ધીરજ રાખ્યા વગર છૂટકો નથી! ઇશ્વરપર આધાર રાખીને હું તો બેઠી છું!" એમ કહેતાંજ તેણીની આંખોમાંથી આંસુની ધારા વહેવા માંડી!

"રડો નહીં **શેઠાણી** રડો નહીં! પ્રભુ તમારી ધીરજનો બદલો આપશે. **શેઠ** જોકે હાલ કંઇ સમજતા નથી, અને નાદાની કરે છે, પણ આગળ જતાં **શ્રી શંકર ભોળાનાથ** તમારા જેવા એક સતી શિરોમણી અને સુજ્ઞ સ્ત્રીનું સારૂંજ કરશે! કહેવત છે કે "ધીરજનાં ફળ મિઠાં હોય છે" માટે આપ સમજૂ છો, તેથી જેવી ધીરજ ધરીને બેઠાં છો, તેવીજ કાયમ રાખશો તો આગળ જતાં આપનું રૂડુંજ થશે!" એમ કહી રસોઇઆએ **સુંદરમતી** પર અત્યંત દયા દરશાવી.

**સુંદરમતી** તરતજ જમીને બાહાર આવી, અને શાંતપણે ઉદાસ ચહેરે બંગલાના એક ખુણામાં ઇશ્વરનું સ્મરણ કરતી બેઠી.

એટલામાં **નટવર**ની માતા **રત્નલક્ષ્મી** ઘણે દાહાડે **સુંદરમતી**ને મળવાને માટે અત્રે આવી પહોંચી, અને તેણીની ગાડી અંદર આવતાંજ **સુંદરમતી** ચોંકીને બાહાર જોવા લાગી. પોતાના પવિત્ર સાસુજીને આવતાં નિહાળી **સુંદરમતી** ખુશી થતી પગથિયા સુધી સામી ગઇ, અને સાસુજીને અંદર લઇ આવી.

"કેમ વહુ, **નટવર** ક્યાં છે?" **રત્નલક્ષ્મી**એ પૂછ્યું.

"તે તો કંઇ બાહાર ગયા છે." **સુંદરમતી**એ જવાબ દીધો.

"અને તારી આંખો કેમ રડેલી લાગે છે? કંઇ તોફાન થયું કે શું વળી?!" **રત્નલક્ષ્મી**એ પૂછ્યું.

"મારી બાબતમાં તો કંઇ થયું નથી, પણ **તારા**ને આજ તમારા દીકરાએ બંગલામાંથી કહાડી મૂકી!" **સુંદરમતી**એ જણાવ્યું.

આ સાંભળી **રત્નલક્ષ્મી** ઘણીજ ખુશી થઈ ગઇ, અને તમામ બિના જાણવા માંગ્યાથી **સુંદરમતી**એ તેણીને બનેલી બાબત અથથી ઇતિ સુધી કહી સંભળાવી, જે સાંભળી **રત્નલક્ષ્મી**એ ઘણોજ આનંદ બતાવ્યો, અને તેણીને કહ્યું "હવે વહુ, તારો દાહાડો ભગવાન કરશે તો કરશે! એ રાંડને કહાડી એ તો ઠીકજ થયું! હવે કશી પંચાત નથી!"

"નથી કેમ સાસુજી! પાછા કંઇ બાહાર ભટકવા ગયા છે, અને કોઇ બીજીને બંગલામાં રાખવાના હોય એમ તેમના કહેવા પરથી સમજાય છે! પછી તો જે થાય તે ખરૂં! હું તો મારે ધીરજ રાખીને અને ઇશ્વર પર ચિઠી મૂકીને બેઠી છું! તે કરે તે ખરૂં!" **સુંદરમતી**એ જણાવ્યું.

"ઇશ્વર સારૂંજ કરશે! તું ગભરાતી નહી, અને ધીરજ રાખીને ઇશ્વરનું ભજન કરજે! તે દીન દયાળ તારો દાહાડો ફેરવશે! પણ ત્યાં સુધી તું **નટવર**ની સાથે બીજી કશી ટકટક કરતી નહીં! હાલ તો જે થાય તે જોયા કરજે! પછી વખત આવે ત્યારે વાત!" **રત્નલક્ષ્મી**એ શિખામણ આપી.

"હું પણ તેમજ ઠરાવ કરીને બેઠી છું સાસુજી !" સુંદરમતી બોલી "હું મારાં પતિવ્રતપણામાં સદા દૃઢપણે રહું છું, અને અહોનિશ પ્રભુભક્તિ ને સ્વામીસેવામાં ચિત ચોટેલું રાખું છું, તેથી ઈશ્વર ભવિષ્યમાં મને તેનો બદલો આપશેજ ! પછી તો પૂર્વનાં પાપ વધારે નડે ને મારી આખી જીંદગી આમજ સંકટમાં જાય તો જેવી ઇશ્વરેચ્છા !"

"તારી આ દૃઢતા તને ફળશેજ ! હોય ! ચાર દાહાડા એવા પણ જાય ! પણ ગભરાતી નહી, ને શાંત રહેજે ! હવે હું જઉશ, કેમકે વખત ઘણો થઇ ગયો છે." રત્નલક્ષ્મી બોલી.

"વારૂં સાસુજી, સુખેથી પધારો. પણ આઠ દસ દિવસે આપનાં દર્શનનો લાભ આપ્યા કરજો." સુંદરમતીએ કહ્યું.

"વળી આવીશ." એમ કહી રત્નલક્ષ્મી ઉઠીને ગાડીમાં બેસી ઘેર ગઈ, અને સુંદરમતી બંગલાના અંદરના ભાગમાં ગઇ.

પેલી તરફ નટવર પેલી નાયકણને ઘેર પહોંચ્યો. નટવરને ઉપર ચઢતો જોઈને નાયકણે તરતજ ઉઠીને તેને માન આપ્યું, અને તેણી બોલી "આઇયે સાહેબ, આઇએ હજુર ! કીઉ ? મિજાસ તો બહાલ હય ?"

"હાં ઠીક હય." નટવરે નમ્રતાપૂર્વક ઉત્તર વાળ્યો.

નાયકણે લગાર ટકોરમાં કહ્યું "આજકાલ ઇસ મીસકીનપે કુછ મહરબાનગી કમતી હય ! મહેરબાનગી રખા કરો સાહીબ ! હમ તો આપકે પલ્લે પડે હય, ઓર તુમ તો મુંબી નહીં દીખાતે ! યેહ કયસા જુલ્મકી બાત ? !"

"મેરા બાપકી બીમારી બહોત ચલને લગી, જીસસે મેરેંસે બાહેર જાનાઆના બના નહીં !" નટવરે જવાબ દીધો.

"અયસા ક્યા ? !" નાયકણે કહ્યું "મગર અબ તો આપકે વાલીદ અચ્છી તરાંહસેં હોગે ? !"

"નહીં, વો તો મર ગયે !" નટવરે કહ્યું.

"હાં ! અલ્લાહ ! અલ્લાહ !" નાયકણે લગાર દિલાસો દીધો "જહસી અલ્લાહકી મરજી ! ઇસમે કુછ કીસીકા ઇલાજ નહીં ! મગર અબ તો રોજ મહરબાનગી રખતે જાના !"

"હાં, હાં, અબ તો તુંમ હો ઓર અપન હય ! મેંબી અબ સ્વતંત્ર હું, ઓર મેરે બંગલેમે એકીલા રહેતા હું ! ઓર તુમકુંબી ઉદર આના પડેગા !" નટવરે જણાવ્યું.

"જી હાં તાબેદાર હાઝીર હય !" નાયકણે કહ્યું "મગર આપ બંગલેમેં અકીલે હો સો આપકી ઓરત નહીં હય ? !."

"વો તો હય, મગર ઉસ્કી કુછ મેં પરવા નહીં કરતા ઓર ઉસકા મેરેકું કુછ ડરબી નહીં હય ! મેરા જીવ ચાહે ઉસકું મેં બંગલેમેં બોલાઉં ! વો મેરેકું ક્યા બોલ સકેગી ? !"

"અજી હાં, હાં ! સચ હય ! મરદકે આગે ઓરત ક્યા બોલ સકેગી ? ! મરદ જી ચાહે ઉસકી સાથ મોજ કરે ! ઉસમે ઓરતકું બોલનેકી સત્તાભી નહીં હય ! આપ સચ કહેતે હો સેઠજી ! વાહ ! સુભાન અલ્લાહ ! આપકી અકલકી બાત ઓર હય ! દુસરેકી માફક ઓરતકા ગુલામ આપ નહીં હો. યહ બહોત ઉમદા બાત હય !" નાયકણે ચઢાવીને વાત કરવા માંડી !

નટવરભાઇ હવે વધારે ફુલાયા, અને તે બોલ્યો "મેરી આગે મેરી ઓરતકા રતિભારબી ચલતા નહીં હય, ઓર વો મેરી આગે કુછ બોલબી નહીં સકતી, એસા મેરા દાબ હાય !"

"અયસાઇ ચાહીએ મહેરબાન ! આદમી આપને મનકા મુખ્તયાર હય !" નાયકણે કહ્યું

" મંય આપકી યહ બાતસેં બહોત બહોત ખુશી હો ગઇ હું ! "

" તો અબ ચલીએ મેરે મકાનપર " **નટવરે** કહ્યું " ઉદર મેરી સાથ આવ, ઓર પીછે ચલે આના સમજેના ? "

" બહોત અચ્છા શેઠ સાહીબ ! મગર મેરે પગારકા બંદોબસ્ત હોના ચાહીએ " નાયકણે જણાવ્યું.

" પગાર ? ! " **નટવરે** હસી પડીને કહ્યું " પગારકી બાત છોડ દેઓજી ! મેરા જો હય સો આપકાઇ હય, એસા સમજના ! તુંમેરે ખાતર તો પ્રાણ હાઝીર હય ! લેઓ એ બચન ! " એમ કહી **નટવરે** નાયકણીને વચન આપ્યું.

નાયકણીએ જાણ્યું કે " આવું કુળ વળી કયાં વારમવાર મળનાર છે ! " એમ મનમાં વિચારી તેણીએ કહ્યું "

" કપડાં પહેન લેઓ તો. અબી મેરી સાથ ચાલના પડેગા ! " **નટવરે** કહ્યું.

" જયસા આપકા ફરમાન ! " એમ કહી નાયકણે પોતાનાં વસ્ત્રાલંકાર સજી લીધાં અને પોતાની ચામડી તથા પોતાની એક બીજી સંગિને ઘર સોંપી, પોતે **નટવર**ની સાથે ગાડીમાં બેસીને **નટવર**ને બંગલે ગઇ.

**સુંદરમતી** આ દેખાવ જોઇને ઘણીજ ચકિત થઇ. અને પોતાના પતિનાં આવાં આચરણને માટે અત્યંત ખેદ કરવા લાગી ! પણ તેણી નિરૂપાય હોવાથી તદન મૌન્ય રહી. અને આ નવો વેશ ચૂપચૂપ જોયાજ કીધો !

**નટવરે** નાયકણને પોતાનો આખો બંગલો સાથે ફરીને બતાવ્યો, જે જોઇ નાયકણ ઘણી ખુશી થઈ ગઇ, અને પછી નાયકણ તથા **નટવર** એક સરસ સણગારેલા ઓરડામાં બેઠા ! પાન-સોપારીની તબક ચાલુ થઈ ! નાયકણે પાછા ઉઠવાની રજા માંગી **નટવરે** તરતજ ગજવામાંથી રૂ. ૧૦૦ ની નોટ પાનસોપારી તરીકે આપી, અને પછી રાત્રે તેણીને ઘેર જવાનું વચન આપ્યું તથા પોતાની ગાડી તેણીને પહોંચાડવાને પાછી મોકલી આપી. **નટવર** તેણીને વળાવવા માટે બંગલાનાં બારણાં સુધી ગયો !

**સુંદરમતી** આ સઘળા ચાળા જોઇને દંગ બની ગઇ પણ શું કરે ! ! તેણી જો વચમાં બોલવા જાય તો તેણીનાં વળી વિશેષ બુરાં હાલ થાય ! અને તેથી તેણી મનમાં સમજીને બેસી રહી!

**નટવર** હવે પોતાના બંગલામાં મોજમાં બેઠો, અને ખાવા પીવાની સામગ્રી કરવા ભટને ફરમાવ્યું, અને તે ક્રિયામાં બાઇ ગૂથાયા.

આજથી **નટવર** નાયકણના પ્યારમાં પુનઃ પડયો, અને તેણીને ત્યાંજ અહોનિશ પડી રહેવાનો નિશ્ચય કીધો ! માત્ર સાંજ સવાર ભોજન વખતે બંગલે આવવાનું રાખ્યું ! આ પ્રમાણેનો આરંભ આજ સાયંકાળથીજ થયો ! નાયકણના મોહમાં **નટવર** જ્ઞાન ને ભાન ભૂલ્યો ! ભ્રષ્ટાચારના ભડવેડા ભજવવામાં મણા રાખી નહીં !

---

## પ્રકરણ ૨૪ મું.

---

### દોહરો

**મગન** છુટયો જેલથી, આવ્યો પોતાં દ્વાર;
**ગુલાબ**ને આનંદ વધ્યો, પતિ દર્શન દિલદાર.

**મગન**ની શિક્ષા પૂરી થઇ. જેલમાંથી છૂટો થયો તરતજ પોતાને ઘેર આવ્યો. પોતાના

પતિને આવતો જોઈ **ગુલાબ** તત્કાળ નીચે ઉતરી, અને ઘણે દિવસે પતિનાં દર્શનથી એટલી તો આનંદ પામી કે તેવા આનંદમાં તેણીનાં નેત્રોમાંથી હર્ષાશ્રુ પડ્યાં ! **મગન**નાં નેત્રો પણ તે દેખાવ નિહાળીને ભરાઈ આવ્યાં અને ઘરમાં પ્રવેશ કરતાંજ **ગુલાબ**ને ભેટીને રોવા લાગ્યો ! બંનેજણાં પરસ્પર ઘણીવાર સુધી આંસુ પાડતાં ઉભાં. **મગન**ને છૂટી,, આવેલો જોઈ અડોશી પાડોશીઓ પણ મળવાને દોડીઆવ્યાં. સઉએ તેને ધીરજ આપી " હોય ભાઈ, ગભરાવું નહીં દહાડો કરે તે કોઈ નહીં કરે ! ચડતી પડતી ચાલી જાય છે ! સંસાર એવોજ છે ! ગભરાયાંથી કંઈ વળે ? ! હોનાર વાત કંઈ મિથ્યા ન થાય ! કહેવત છે કે " રાજા દંડે તે આખું ગામ જાણે, પણ દૈવ દંડે તે કોઈ નહીં જાણે ! " માટે એ તો એમજ ચાલે ! હવે શોક ન કરવો. ઇશ્વરે તમને સાંગોપાંગ પાછા ઘર ભેળા કીધા એટલોજ તેનો ઉપકાર માનો ! માટે ચાલો હવે કપડાં બદલી નાખો, ને સ્નાન કરી ભોજન કરો. " એ વિગેરે દિલાસાની વાતો આવેલા મંડળનાં મુખમાંથી નીકળી, અને થોડી વારે તેઓ વિખેરાઈ ગયા. બાદ **ગુલાબે** ગરમ પાણી કરાવી પોતાના પતિને સ્નાન કરાવ્યું, ઘાટી પાસે સાબુથી સઘળું શરીર સાફ કરાવ્યું, અને દાળ, ભાત, શાક, ને કંસાર તૈયાર કરી તે દિવસે **મગન**ને પ્રીતિપૂર્વક ભોજન કરાવ્યું. પણ પીરસ્યું દુરથી; કેમકે જેલમાંથી આવેલાને હિંદુ શાસ્ત્રાધારે પ્રાયશ્ચિત કરાવવું જોઈએ, અને તેથી બીજે દિવસે વિદ્વાન બ્રાહ્મણને બોલાવી પ્રાયશ્ચિત ક્રિયા કરાવી દેહશુદ્ધિ કરાવી, અને એ પ્રમાણે જેલજાત્રાના સંસ્કાર સમાપ્ત કીધાં !

" વહાલી, હવે મને ઘણો પસ્તાવો થાય છે ! મને મારાં કરતૂકનાં ફળ પરમેશ્વરે આપ્યાં ! મેં પ્રથમથીજ અપકૃત્યો કરીને અનેક પ્રકારનાં ખરાબ આચરણોમાંજ વૃત્તિ રાખી, અને તેમાં અનીતિને માર્ગે દોરાતાં ઇશ્વરનો કંઈજ ડર રાખ્યો નહીં, તેનો સ્વાદ પરમેશ્વરે મને મનમાનતો ચખાડ્યો છે ! હવે મારી ખો પણ હું ભૂલી ગયો છું ! " **મગને** પોતાની સ્ત્રી આગળ ઘણો પસ્તાવો કરવા માંડ્યો, અને વિશેષમાં કહ્યું " હું પ્રથમ કેવો હિનભાગ્ય કે તારી શિખામણ પણ મેં કંઈજ લક્ષમાં લીધી નહીં, અને તારા જેવી પવિત્ર અર્ધાંગનાને મૂકીને કૂતરાની માફક બાહાર પર નારીઓમાં જીવીને રખડાવ્યો એટલુંજ નહીં, પણ કંઈ કંઈ કુછંદો કરવામાં મેં મારી આબરૂનાં કાંકરા કીધાં, એમ કહેતાંજ **મગન**ની આંખોમાં આંસુ આવ્યાં, અને તેનું હૃદય ભરાઈ ગયું !

" રડો નહીં સ્વામિનાથ, તમને મારાં સમ છે ! " એમ કહીને **ગુલાબે** પોતાના પતિને છાતી સાથે દાબીને કહ્યું " બનનાર હતી તે બની ! હવે તેનો પસ્તાવો ન કરો ! તમારાં ને મારાં દૈવમાં દુઃખ ભોગવવાનું લખેલું તે ભોગવ્યું. હવે સારી રીતે રહેશો તો આબરૂ ધીમે ધીમે પાછી હતી એના કરતાં સરસ થશે ! માટે હવે રૂદન કરવાનુંજ મૂકો દો ! જૂઓની પેલો તમારો મિત્ર **નટવર** તો હજી પણ સુધરતો નથી અને બાહાર બંગલેજ રહે છે ! તે તો છેક હાથથી ગયો ! તેમાં વળી તેનો બાપ મરી ગયાં પછી તો તે છેકજ વંઠી ગયો, અને બિચારી **સુંદરમતી**ને લગારે સુખ આપતો નથી ! તે પણ આગળ જતાં ઠોકરૂ ખાશે ત્યારેજ પસ્તાશે, અને ત્યારેજ તેને અક્કલ આવશે કે, પોતાની સ્ત્રીને મૂકીને પારકી રાંડોમાં જીવ રાખનાર અંતે કેવા દુઃખી થાય છે ! "

" એ ચંડાળ **નટવરે**જ મને ફસાવ્યો છે અને એનાં તરકટથીજ મારે કેદખાનું ભોગવવું પડ્યું છે તો ! " **મગને** જણાવ્યું.

" હે ? ! એ તમે શું બોલો છો ? ! " **ગુલાબ** ચકિત થઈ બોલી " એ તો તમારો તનબદન મિત્ર થાય, અને એણેજ તમને ફસાવ્યા ? ! "

" વહાલી, એનાંજ બધાં કરમ નડ્યાં ! એણે પેલી રાંડ **તારા**ને ચડાવીને મારાપર ખોટું આળ મૂકાવી મને સજા કરાવી ! " **મગને** જણાવ્યું.

" હાય હાય " **ગુલાબ** હબકીને બોલી " એને તો તમારી ગેરહાજરીમાં મેં ખાસ બોલા-

બ્યો હતો, અને એની પાશે તમારા ખાનગી કાગળપત્રો કઢાવીને વંચાવ્યા હતા !"

"અરરર ! એ તેં શું કીધું ?! **મગન** ચમકીને બોલ્યો "એ કાગળોમાં તો એના હાથની સ્ટાંપની એક ચિઠી પણ હતી ! તે એ હરામખોર રખેને કહાડી ગયો હોય ! લાવ તે પેટી લાવ જોઉં !

**ગુલાબે** તરતજ ઉઠીને પેટી આણી આપી, અને **મગને** કુંચી લઇને ઉઘાડી જોયું તો અંદર **નટવર** વાળી પેલા રૂપિયાની ચીઠી મળે નહીં ! આ જોઈ **મગન** બોલ્યો "હાય હાય ! તે ચિઠી એ ચોરટો લઇ ગયો ! એની પાસે રૂપિયા લેહેણા હતા તે તેમાં લખાવી લીધા હતા, અને તેજ દસ્તાવેજ **તે** કહાડી ગયો !"

"કહાડીને કંઇ લઇ તો ગયો નથી, પણ અહીં બેઠાં બેઠાં તેણે કેટલાક કાગળો ફાડી નાખ્યા હતા. !" **ગુલાબ** બોલી.

"પણ તેં એને ફાડવા કેમ દીધા ?!" **મગને** પુછ્યું.

"મને તો તે મુઆએ એમ કહ્યું કે "એ કાગળો રાખ્યા, ને કોઇના હાથમાં જો ગયા તો ખરાબી થાય તેમ છે !" તેથી હું ગભરાઇ, અને મેં કહ્યું કે, તેમ હોય તો ફાડી નાંખો !" **ગુલાબ** બોલી.

"એ દગલબાજે એમ કરીને પોતાનું કામ કહાડી લીધું !", **મગને** કહ્યું "પણ એ અહી આવ્યો કેવી રીતે ?!"

"તમારી ગેર હજરીમાં મને બધા ગભરાવવા લાગ્યા ને કહેવા લાગ્યા કે, હજી તો સરકારના માણસો આવીને ઘરની જડતી લેશે ! આ ઉપરથી મેં વિચાર કીધો કે, જો તેવું કંઇ થાય, ને કદાચ કોઇ તેવો કાગળ સરકારના હાથમાં આવી જાય તો વળી નવું જાગે ! અને તેથી **નટવરને**, તમારો ખાનગી મિત્ર જાણીને મેં તેને બોલાવીને બધા કાગળો તપાસાવ્યા ! ત્યારે એણે પેટીમાંથી બે ચાર કાગળો કહાડ્યા, અને મને કહ્યું કે, તે રાખવા સલામતી ભરેલા નથી ! તેથી મેં તેને ફાડી નાંખવાનું કહ્યું, અને તે તેણે તરતજ મારી નજર આગળ ફાડી નાખ્યા પણ ખરા !" **ગુલાબે** કહ્યું.

"ત્યારે તો બીજા એવાજ દસ્તાવેજો પણ ફાડી નાખ્યા હશે, એમ તારા બોલવાપરથી જણાય છે !" એમ જણાવીને **મગને** પેટીમાં વધારે તજવીજ કરતાં બીજા કેટલાક તેવાજ દસ્તાવેજો પણ મળ્યા નહીં ! અને તેના તો જાણે હોશ કોસ ઉડી ગયા હોય તેમ તે બોલ્યો "હાય કરમ ! મારૂં તમામ લહેણું ખોટું થયું ! અરે ચંડાળ **નટવર**, તે તો મને ગરદન મારી નાંખ્યો! અરેરે ! પડતી આવી ત્યારે ચોગરદમથી ! મારી પુંજી તો હવે અરધી પણ રહી નહીં ! અરે ભગવાન ! તે મારી કરણીનો બદલો સામટેજ વાળી આપ્યો ! નસીબ તો ચોગરદમથી ફુટી ગયું ! હાય કરમ !" એમ કહીને **મગને** છાતીને માથું કુટી નાખ્યાં ! **ગુલાબે** તેના હાથ પકડી લીધા. અને તેણી બોલી "મરદ થઇને આમ શું કરો છો ! બળી ગયા રૂપીયા ? નશીબમાં હશે તો ઘણાએ રૂપીયાં મળશે ! તમે હો એજ મારે તો લાખ્ખો ને કરોડો રૂપિયા છે ? છાના રહો !" એમ કહી **ગુલાબે** પોતાના પતિને શાંત કીધો.

**મગને** લગાર સુનમુન રહી મનમાં કંઇ કંઈ તરંગો ગોઠવ્યા, અને થોડી વાર રહીને બોલ્યો "ફીકર નહીં એ મને દુઃખી કરીને ક્યાં જવાનો છે ! એને પણ હું બરાબર સ્વાદ ચખાડું ત્યારેજ ખરો !"

"સ્વમિનાથ, ઈશ્વર તેને તેનાં કૃત્યનો બદલો આપશેજ ! પ્રભુ કદી સાંખનાર નથી ! માટે નાહક આપણે શું કરવા નિમિત્ત લેવું ?! જે જેવું કરશે તેવું તે ભોગવશે, એમાં કંઇ શક નથી તો પછી આપણે નાહક દુશ્મનાઇ વધારવાથી આપણા હાથમાં શું આવે તેમ છે ? જુઓ, આજ-

થી તમે એટલુંજ યાદ રાખજો કે, કોઈનું કદી પણ બુરૂ તાકવું નહીં. પોતાના માથાના કાપનારનું પણ ભલુંજ ઇચ્છવું. આટલું યાદ રાખી એજ પ્રમાણે ચાલશો તો તેમાં ઇશ્વર રાજી થશે અને પ્રભૂ આપણું ભલુંજ કરશે!" ગુલાબે જણાવ્યું.

"તે બધી વાત ખરી પણ એ મારા કટ્ટા વેરીનું વેર તો લઉં ત્યારેજ સુખે જંપીને બેસુ! એને હું બરાબર બતાવી આપીશ કે, મને છેડીને કે'લો સાર કહાડયો! ફીકર નહીં બચ્ચાજી, વખત આવે વાત!" એમ કહી **મગને ગુલાબને** પૂછયું "મારી ગેરહાજરીમાં એના કોઇ બીજા નવા મિત્રો થયા છે?"

"હા." **ગુલાબે** કહ્યું 'પેલો **મંગળ** અને **મોહન** એની સાથે ફરતા હતા ખરા."

ઓળખ્યા! તેઓ મને સારી રીતે ઓળખે છે. ઠીક છે. તેમને મળ્યા પછી વાત" એમ કહી **મગન** શાંત રહ્યો અને રાત્રિ થઇ જવાથી **ગુલાબ** ને **મગન** શાંતપણે નિંદ્રાવશ થયાં.

બીજે દિવસે પ્રભાત થતાંજ **મગન** પરવારીને **મંગળ**ને ઘેર ગયો. **મંગળ** તેને જોતાંજ તાજુબ થયો. તે તેણે **મગન**ને પુછયું 'ઓહો! મી૦ **મગનલાલભાઇ** આપ.સાહેબની સ્વારી આજે ક્યાંથી ભૂલી પડી?!'

'તમારી પાસેજ સહજ આવ્યો છું.' **મગને** ઉત્તર આપ્યો,

"હુકમ કંઇ? ફરમાવો?' **મંગળે** જણાવ્યું.

"કેમ હવે આપના મિત્રના શા સમાચાર છે?!" **મગને** ધીમે રહીને વાત ઉકેલી.

"ક્યા મિત્ર ભાઇ?!" **મંગળ** વિસ્મય થઇ બોલ્યો.

"પેલાસ્તો!" **મગને** જણાવ્યું "તમારા **નટવર શેઠ**!"

"હા, હા, હા! ખરા! ખરા!" **મંગળ** લગાર હસીને બોલ્યો "પણ ભલા માણસ, તે મિત્ર તમારા કે મારા? પ્રથમ તો તમારા મિત્ર ને પછી સહેજસાજ વળી મારા!"

"પ્રથમ અમારા ખરા, પણ પાછળથી મારાપર તેણે કેવી વિતાડી છે તે તો તમને ખબરજ છે! પછી મારી સાથેનો સંબંધ તો તેણે તોડયો!" **મગને** જણાવ્યું "અને પછી તમારી સાથે સ્નેહ કીધો! ખરી વાત કેની ભાઇ સાહેબ?!"

"હાજી! એમ હતું તો ખરૂં!" **મંગળે** જણાવ્યું.

"હતું એટલે?! હવે શું નથી?!" **મગને** વાત કહાડવાને પુછયું.

"નાજી!" **મંગળે** ખુલાસો કીધો "હું ને **મોહન**-બંને સાથે એકવાર તેણે દોસ્તી કરી હતી, પરંતુ એક બાબતમાં તેણે અમને દગો દીધો તેથી **મોહન**ને ઘણુંજ માઠું લાગ્યું, અને તે દિવસથી અમે બંનેએ તેનો સંબંધ છોડયો!"

"પણ કોઇવાર મિલાપ તો થશે?" **મગને** કહ્યું.

"નહીં, કદી નહીં!" **મંગળે** જણાવ્યું. "અમારે તેની સાથે હવે સલામ વહેવાર સરખો રહ્યો નથી તો મિલાપ તો ક્યાંથીજ થાય! જો કે તે અમને રસ્તે કદાચ મળે છે, તો પણ અમે એક બીજાની સામું જોતાં નથી, અને આડી નજર કરીને પસાર થઇએ છીએ! તો પછી કોઈવાર મિલાપ થવાની તો વાતજ કયાં રહી! અરે! મોં જોવાનો વહેવાર રહ્યો નથી!"

"હં! એટલું બધું બગડયું છે!" **મગને** જણાવ્યું'. તમારી સાથે એણે દોસ્તી બાંધી છે, એવી વાત મારે કાને આવી, ત્યારેજ મેં તો ભવિષ્ય બાંધ્યું હતું કે, એ દોસ્તી સાડાત્રણ દાહડાનીજ રહેશે! કેમકે એની રીતભાત ને સ્વભાવથી હું ઘણો વાકેફ હોવાથી એટલું તો કહી શકુ છું કે, કોઇની સાથે પણ એને લાંબો વખત સંબંધ રહી શકશેજ નહીં! એના જેવો લુચ્ચો, ઠગ, કપટી, રંડીબાજ ને અધમ સખસ મેં બીજો કદી પણ જોયોજ નથી! અને તેથી કોઇપણ સારો માણસ એનાં સંબંધમાં આવ્યા પછી પુરા પાશેરા બાર માસ પણ સ્નેહમાં રહી શકે તેમ નથી! તેવુંજ

મને વિત્યું હતું, અને તેવુંજ તમને પણ વીતી ચુક્યું છે! એટલે એની ખરાબ રીતિ નીતિને માટે મારે વિશેષ સાબિતી આપવાની હવે જરૂર રહી નથી! તમે પોતેજ એને પારખી લીધો હશે કે એ કેવો માણસ છે, અને એનામાં કેટલું પાણી છે!"

"અરે ભાઇ, કાંઇ બોલોજ ના!" **મંગળે** કહ્યું "મારા કરતાં તો વળી **મોહનને** એનાપર ઘણો ધિક્કાર છે!"

ત્યારે તો એવા માણસને કોઇ પણ પ્રકારે લગાર બદલો મળે તેમ કરવું જોઇએ!" **મગને** સુચના કરી.

"અલબત! મને તો એનાપર એટલી બધી દાઝ છે કે, જો કોઇ પણ રીતે હાથમાં આવે તો બરાબર સુંઠનો સ્વાદ ચખાડું!" **મંગળે** કહ્યું.

"હું પણ તેવાજ દાવમાં છું યાર! પણ તમે જો મને મદદ કરો તો કાલે સવારે એ હ. રામખોરની રેવડી લુટાવી દઉં!" **મગને** જણાવ્યું.

"એમ જો થઇ શકતું હોય તો હું જે મદદ જોઇતી હોય તે આપવાને તૈયાર છું! કેમકે એના કાળાં ધોળાં હું પણ કેટલાંક તો જાણું છું!" **મંગળે** જણાવ્યું "અરે કહેશો તો એનાં કુકર્મ મુદ્દા સાથે ઉઘાડાં પાડી એનું નાક કાપીને એના હાથમાં પકડાવીશું!"

"એમ થાય ત્યારે તો તાલજ ઝામે! એ તો સત્તર આના ને બે પઈ જેવું થાય!" **મગન** બોલ્યો "પણ તમારી ને મારી સાથે તમારા પેલા **મી૦ મોહનલાલ** ભળે તો વધારે સારૂં!"

"ઓ યસ! મ્હોટી ખુશીથી! હમણાંજ તેઓ ઘણું કરીને આવનાર છે, અને અહીં આવે તો તેમને પણ આપણામાં સામિલ કરી લેવામાં કાંઇ વાંધો આવશે નહીં!" **મંગળે** જણાવ્યું.

"ત્યારે તમે એ **નટવર**નાં ક્યાં ક્યાં ગુપ્ત કર્મ જાણો છો?! **મગને** એમ કહીને જાણવા માંગ્યું.

"અરે ઘણાંએ જાણું છું! અને તે એવાં છે કે, જો જાહેરમાં આવશે તો **નટવરને** ઝેર ખાઇને મરવું પણ પડશે!" **મંગળે** કહ્યું.

એટલામાં તો **મોહન** આવી પહોચ્યો. **મગનને** જોઇ તે ચકિત થયો, પરંતુ તેઓ બંને વચ્ચે વહેવાર તો હતોજ, તેથી અન્યોઅન્ય ખબર અંતર પૂછી વિવેક ઠીક કીધો! બાદ **મંગળે** અથથી ઇતિ સુધી જે જે વાત પોતાને **મગન** સાથે થઇ હતી તે **મોહનને** કહી સંભળાવી. **મોહને** બરાબર લક્ષ દઇને સાંભળી, અને સાંભળ્યાં પછી થોડી વાર વિચાર કરવા લાગ્યો, ને ડોકું હલાવી બોલ્યો "**મી૦મગનલાલભાઇ**, તમે તો શેઠલોક છો, અને અમે તો સાધારણ માણસો છીએ, તેથી આપને અમે કંઈ પણ વિશેષ કહેવાને કે સલાહ આપવાને લાયક નથી! તેમાં પણ વળી દુનિયાનો ધારો એવો છે કે ગરીબનું ડહાપણ મૂર્ખતપણામાં ખપે છે! અને તેથી અમારી અક્કલ ગમે તેટલી ઉમદા હશે તોપણ આપ કદાચ અમને બેવકૂફ કે અકલનાં બારદાનજ માનશો! તેમ છતાં આપે અહીં સુધી પધારવાની તસ્દી લીધી છે, તેને માટે આપનો ઉપકાર માની આપને કઇ કહું તે પહેલાં આપની પાસે હું બે હાથ જોડીને એટલુંજ માંગી લઉં છું કે, જો કંઇ વધારે ઓછું બોલી જવાય તો માફ કરશો!" એમ જણાવી **મોહને** વાત લંબાવતાં કહ્યુ "ઠીક ત્યારે, હું આપને એમ પૂછું કે **નટવર** આપણો એક વાર મિત્ર હતો ખરો કે નહીં?"

"અલબત!" **મગને** જણાવ્યું.

"અને આપણે એની સાથે અનેક વાર ખાધું, પીધું, મોજ કરી, અને એક બીજાના વિશ્વાસે આપણે બધા અરસપરસ વર્ત્યા કેની?" **મોહને** તદબીરથી સવાલ કીધો.

"ઓફકોર્સ" **મગને** જણાવ્યું.

" એક વાર એવો સબંધ સાંધ્યા પછી, આપણે હવે જો નટવરના ખૂણામાં રહીએ, ને તેની અપકીર્તી કરવામાં ભાગ લઇએ તો આપણે વિશ્વાસઘાત કરેલો ગણાય કે નહીં ? " મોહને પૂછ્યું.

" એમાં વિશ્વાસઘાત શાનો ! છટ નોનસન્સ ! " મગને લગાર આંખોના ભમર ચઢાવીને જવાબ દીધો " એણે આપણી સામા જે ચાલ ચલાવી છે. તેનો બદલો કહેવાયજ કેમ ? ! "

" સાહેબ, આપ ભુલો છો ! " મોહને ધીરે રહીને જણાવ્યું " બૂરા બૂરાઇ બતાવે ને ભલા ભલાઇ બતાવે ! તે બૂરો હોવાથી તેણે પોતની બૂરાઇ બતાવી, પરંતુ આપણે જો ભલાજ હોઇએ તો આપણે આપણી ભલાઇજ બતાવવી જોઇએ ! અને તેની બુરાઇનો બદલો આપણેતો શુ આપી શકવાના છીએ, પણ તે પરમ કૃપાળુ પરમેશ્વર તેનો બદલો આપવાને શક્તિમાન છે ! તે કામ તે સર્વ શક્તિમાનનું છે, પરતુ આપણું નથી ! અને તેનું કામ આપણે બજાવી શકીએ તેમ પણ નથી ! માટે એવી અયોગ્ય બાબતમાં હું તો કદી ભાગ નહીં લઉં, ને આ મારા મિત્ર મંગળને તેમજ આપને પણ હું ખાસ ભલામણ કરૂં છું કે, આપણે આપણા શતરૂનું પણ કદી બુરૂં કરવાની ઇચ્છા નહીં રાખવી ! તેમ કરીશું તોજ આપણી ભલાઇ ઇશ્વિરને ત્યાં જમા થશે, અને તેથી આપણે ઓર સુખી થઇશું "

મગન થંડો થઇ ગયો ! કંઇ ઉત્તર રહ્યો નહીં ! તોપણ નટવરનું વેર વાળવાનો વિચાર તો તેનાં મગજમાંથી ખસ્યોજ નહીં, પરંતુ મોહનની ગંભીર શિખામણ આગળ તે વિશેષ બોલી શકયો નહીં, અને માત્ર એટલુંજ કહ્યું કે " ઠીક ત્યારે જેવી આપ સાહેબોની મરજી ! હું તો હવે રજા લઇશ ! "

" પણ મારી વાત આપનાં ધ્યાનમાં ઉતરી કે નહીં ? " મોહને તેનો હાથ પકડીને પૂછ્યું.

" નહીં સાહેબ ! માફ કરજો ! હું તો તમારા વિચારથી વિરૂદ્ધ છું ! " મગને કહ્યું.

" ત્યારે આપ મુખત્યાર છો ! આપને યોગ્ય લાગે તેમ કરે, પરંતુ અમે બંને તો તેમાં ભાગ નહીં લઇએ ! " મોહને કહ્યું.

મંગળ ચૂપ રહ્યો, અને મગન " સાહેબજી " કહીને ત્યાંથી પાછો પોતાને મકાને ગયો.

" કેમ મંગળ, મેં ઠીક કહ્યું કેની ? " મોહને પાછળથી પૂછ્યું.

" બહુ સારૂ કહ્યું ભાઈ. હું તો પ્રથમ એની વાતમાં સામિલ થયો હતો, પરંતુ એટલામાં તમે આવી પહોચ્યા, ને તમે જે વાત કહી, તે સાંભળીને મારા વિચાર પણ તદન બદલાઇજ ગયા ! " મંગળે કહ્યું.

" એ બહુ સારૂ થયું ! " મોહને જણાવ્યું " જેની સાથે એક વાર બેઠા ઉઠયા, તેની સાથે ન બન્યું તો છેટા રહેવું, પરંતુ તેની વિરૂદ્ધ દુસ્મનાઇ બતાવવી અથવા તેનાં ખુણામાં ઉભા રહેવું, એ તો નીચ ને પાજી માણસનું કામ છે ! "

" બરાબર છે ભાઇ ! તમારી વાતને હું તદન મળતો આવું છું ! " મંગળે કહ્યું.

" આપણે તો બેઠાં બેઠાં જોયાં કરવું, અને ઇશ્વર તેનો બદલો બાહારોબાહાર આપશેજ ! " મોહને જણાવ્યું.

" એમાં કંઇજ શક નથી ! " મંગળ બોલ્યો " પણ મગન તો પોતાનું ધાર્યું કરવાનોજ ! તેને તમારી વાતની કંઇજ અસર થયલી જણાઇ નથી, અને તેથીજ તે એકદમ ઉઠીને ચાલ્યો ગયો ! "

" હશે ! તે તેવું કરશે તો પસ્તાશે ! " મોહને જણાવ્યું " લે ચાલ હવે કોર્ટમાં જઇએ.

" હા ચાલો. " એમ કહી મંગળે કપડાં પહેર્યાં, અને પછી બંને જણા પોતાનાં કામસર કોર્ટમાં ગયા.

મગને પોતાને ઘેર જઇને પોતાની પ્રિયાને બનેલી વાત કહી. ગુલાબે પણ જણાવ્યું "સ્વામિનાથ, ત્યારે હવે એ વાત પડતી મૂકોની! નટવરનાં પાપનો ઘડો ભરાશે એટલે એની મેળે ફૂટશે ને સપડાશે!"

"અરે તે પહેલાં તો હું એને કંઇ કંઇ ફેજે પહોંચાડીશ. ને એની દશા એવી બુરી કરાવીશ કે, એ પણ એનાં મનમાં સમજશે કે "મગન પણ માથાનો મળ્યો ખરો!" હું શું એને આમજ છોડી દઇશ કે?!" મગને ચીડવાઇને જણાવ્યું "અરે તું જો તો ખરી કે એનાં કેવાં ભૂંડાં હાલ કરૂં છું! એને આ મારા પગ આગળ નમાતું નહીં તો મારૂં નામ મગન નહીં! ગમે તેમ પેંચ કરીશ, ગમે તેને હાથ પર લઇશ. અને જોઇએ તેટલા પૈસા ખરચીશ, પણ એને તો બરાબર સ્વાદ ચખાડીશ ત્યારેજ નિરાંતે બેશીશ!" મગને મૂંછો આમળવા માંડી!

"સ્વામિનાથ, હવે શા માટે એવી જંજાળમાં પડો છો?! તમારે શું?! જવા દોની એ પિડા! તેનાં કર્મ તે ભોગવશે!" ગુલાબે જણાવ્યું.

"તું એમાં નહીં સમજે!" મગને જણાવ્યું "હું મને જે યોગ્ય લાગશે તેમજ કરીશ! ઠીક છે! જોઉં છું! હવે એની વાત કરૂં છું!"

"જેમ આપની મરજી!" કહી ગુલાબ હવે શાંત રહી.

પાંચ વાગ્યા. મગન નિત્યના નિયમ પ્રમાણે ચોપટી ફરવા ગયો. ચોપટીપર નટવર પણ નાયકણને લઇને ફરવા આવ્યો છે. નટવર ને મગનની નજર એક થઇ! નટવરે મગનને જોતાંજ મૂંછ આમળી! મગનનું મોં ઉતરી ગયું! નટવર લગાર હસ્યો! મગનના તનમાં ઇર્ષાથી જ્વાળા સળગી ગઇ! પણ તે ત્યાંથી આઘો ખસ્યો, તોપણ આગળ જોતો જાય. ને પાછળ જોતો જાય! નટવર પણ તેમજ! નટવર ખુશ થતો જાય, ને મગનનું વિશેષ પાકતું જાય! આગળ ચાલતાં નટવર ને નાયકણ બાગમાં ગયાં, અને મગન તેમને જોતો દૂરની એક જગાપર ઉભો! પાછળથી તે પણ બાગ તરફ વળ્યો. અને બાગમાં પેઠો. નટવર ને નાયકણ એક બાંકડાપર બેઠાં હતાં, અને મગનને જોતાંજ તેઓએ એક બીજાનાં ગળામાં હાથ નાંખી મગનની ઇસ્કેલબાજી કરી તેને ચીડવતાં હોય, તેવું ડોળ બતાવવામાં બડાઇ માની! મગનથી આ દેખી શકયું નહીં! નટવરપર તેનો મિજાસ ઘણો ખીજવાયો! હાથમાં લાકડી હતી તેનાથી તેને "ફટકાવી નાંખવો! એટલે સુધી તેનું મિજાસી મગજ ઉસ્કેરાયું! પણ ધીરો પડયો! ગરમ મગજને ધીરજ રૂપી નીરથી શાંત કીધું! પોતે ગુન્હો કરવા કરતાં તેનેજ ગુન્હામાં લાવવાની તજવીજ કરવાનો નિશ્ચય કીધો! પણ તે માટે કેવે રસ્તે કામ લેવું, તેનો વિચાર ને તર્ક વિતર્ક તેજ ક્ષણે શોધવા મંડયો! એટલામાં નટવર ને નાયકણ ત્યાંથી ઉઠીને બાહાર નીકળી ગાડીમાં બેસી ચાલતી પકડી ગયાં!

મગન પણ તરતજ ગાડીમાં બેસી ઘેર આવ્યો. અને તેનું મોં ઉદાસ જોઇ ગુલાબે તેને પૂછ્યું. "કેમ નાથ, આજે આપનું વદન ઉદાસ કેમ છે?"

"આજે ચોપટીપર મારા શત્રુને જોતાંજ મારૂં મગજ તપી ગયું છે, અને પિત્તો ઉકળી આવ્યો છે!" મગન બોલ્યો.

"કોને? નટવરને?! એ આજે ત્યાં આવ્યો હતો!!" ગુલાબે પૂછ્યું.

"હા, અને વળી એક નાયકણને સાથે લઇને!" મગને જણાવ્યું.

"હશે! તેમાં તમારૂં શું ગયું! તે હલકો પડશે!" ગુલાબ બોલી.

"પણ મને જોઇને તે પાછો મારી સામું હસવા લાગ્યો! એટલુંજ નહીં, પણ જાણે મને ટાંણો મારતો હોય તેવા રૂપમાં મારી સામું મૂંછો મરડવા મંડયો! મગને જણાવ્યું.

"ત્યારે એની સામું જોવુંજ નહોતું!" ગુલાબે જણાવ્યું.

" એટલે ?! તે શું મુંબઇનો **ગવરનર** કે હાકમ છે કે શું ?! તેના જેવા એક 'લોફર' થી શું બ્હી જઇશ ?! છટ! છટ! તેમ કદી નહીં બને! અરે એનેજ એક વાર નમાવીને નીચું જોવડાવીશ ત્યારે જંપીશ! તું શું મને સમજે છે! એના જેવા બાયલાઓને તો ગજવામાંજ ઘાલીને ફરૂં છું!" **મગને** કહ્યું.

" પણ ત્યારે ઉદાસ શા માટે થાઓ છો ?!" કરવું હોય તેમ કરજો! નકામા દિલગીર શું કરવા થાઓ છો?!" **ગુલાબે** જણાવ્યું.

" હું ઉદાસ કે દિલગીર દેખાઉ છું, પરંતુ હું મારા મનમાં તેને માટે ઘાટમાંજ છું, અને તેના ઉપાયોની રચના મનમાં ને મનમાં રચું છું!.બરાબર રચના રચીને તે વેરીનું વેર વાળવાને તત્કાળ તૈયાર થઇશ, ને એને ખેદાન મેદાન કરીશ!" **મગને** કહ્યું.

**ગુલાબ** આ વખતે પણ શાંત રહી! કારણકે તેણી સમજી ગઇ કે, " હાલ એમની સાથે વિશેષ બાપણુ કીધાથી એ વળી મારા પર છેડાઇ પડશે! માટે ચુપજ રહેવું!" એમ વિ[illegible]ી તેણી કંઇ પણ બોલ્યા વગર નીચે ગઇ, ને તરતજ થાટીને ઉપર મોકલી **મગનને** નીચે જમવા તેડાવ્યો.

**મગન** તરત ધોતિયું બદલી નીચે ગયો, ને જમીને થોડી વારમાં પાછો ઉપર આવ્યો, ને ઉદાસિ ને વિચારમાં હમેશ કરતાં ઘણો વહેલો સુઇ પણ ગયો!

## પ્રકરણ ૨૫ મું.

—:o:—

દોહરો.

**નટવર** નવરંગી થઇ, નાંખ્યા તન મન ધંન!
નાયકણે નજરકવિયો, જરતું થયું ભજંન!
નટવર નાખ્યો!



**ના**યકણીનો દહાડો ઉઘડયો! નાયકણીને **નટવર** ફળ્યો! **તારા**નાં છુટાં પડ્યાં પછી **નટવર** રાત ને દહાડો નાયકણીને ત્યાં પડી રહે તો! તેણીનું રાંધેલુ ખાતો મદિરાપાનમાં ચકચુર! મોજ શોખમાં શુર! પ્યારમાં પડયો પુર! અંતે ગયું નુર! કારણ કે નાયકણીએ પ્યારમાં તેને ખુબ લપટાવ્યો! વાર તહેવારે મોં માગ્યા પૈસા ને ભાંતભાતની ભેટ સોગાદો કરવામાં **નટવરભાઈ** ઓલાદોલા બન્યા! **શ્રાવણ** માસમાં **બળેવનો** દહાડો હતો. નાયકણીએ તે દિવસે પોતાની બીજી સખીયો ( નાયકણીઓ ) ને સ્વદ્વારે બોલાવી ગરબો ગવરાવ્યો. અને તેમાં ' વરના બાપ ' તરીકે **નટવરભાઇને** મધ્યમાં બેસાડયા! **નટવર** ખુબ ખીલ્યો. સોનાનાપ્યાલાની લાહણી વહેંચી! અને તે શિવાય બીજી ભેટ સોગાદો ને ઇનામો પધારેલી ઉમરાવજાદીઓ ( ! ) ને આપવામાં **નટવરે** કસર કરી નહીં! એકજ રાતમાં લગભગ દસ હજાર પુરા કીધા! દારૂની ધુમ મચાવી રાત તો લ્હેર ને આનંદમાં પસાર કરી! પ્રભાત સુધી ગરબાનો રંગ ઝામેલો રહ્યો! અને આઠ વાગ્યાને સુમારે સઘળી રાંડો પોતપોતાને ઘેર સંચરી! તેમાં એક ગોવાગરણ નાયકણી નમુનાદાર હતી! તેણી રૂપે રંગે **નટવર**ની નાયકણ કરતાં દસ દરજ્જે સરસ હોવાં ઉપરાંત કોયલ કંઠથી ગાવામાં તે કુશળ હોવાથી **નટવર** પ્રત્યે તેણી ચાળાચસ્કા ચલાવી **નટવર**ને મોહ જાળમાં લપટાવી લીધો! લાહણી વહેંચતી વેળા તેણીને ચાહીને સોનાના બે પ્યાલા આપ્યા! **નટવર**ની નાયકણી આ સઘળું જોઇ રહી, અને વહેમાઇ પણ ખરી! વાત તો વીફરી.

વહાલા વાંચનાર! આ પ્રસંગે આ બંને નાયકણીનાં નામની ઓળખાણ મારે તમને કરાવવી જોઇએ. **નટવર**ની ખાસ રાખેલી આ મુસલમાન નાયકણીનું નામ **દિલજાન** હતું, અને ગોવાગરણ

નાયકણીનું નામ ગંગા હતું. દિલજાનની વય હાલ પચીસેક વર્ષની હતી, જ્યારે ગંગાની વય આશરે સત્તરેક વર્ષની હતી. દિલજાન ગમે તેટલી રૂપાળી ને કદાવર છતાં ગંગાનાં રૂપ રંગ આગળ તે ઢંકાઇ જતી હતી, અને તેથી ગંગાપર, નટવર જેવા નવરંગીનું ચિત્તં વિશેષ વિટળાય, એ તો કુદરતીજ હતું!

ગરબો ખલાસ થયાં પછી, અને સર્વ નાયકણીઓ ગયા પછી દિલજાને નટવરને પુછ્યું

"કીઉંજી આજકી ખુશાલી કયસી હો ગઇ?!"

"ઘણીજ સરસ! અને તેમાં પણ :પેલી ગંગાનું ગાનું તો મારી નજર આગળથી હજી સુધી ખસતુંજ નથી દિલજાન!" નટવરે ખુલ્લું કહી દીધું!

"જી હાંજી! બડી તોફા! બહોત ઉમદા!" દિલજાને તારીફ કીધાં પછી ધીમે રહીને મરો મકયો "મગર વ્હો તાલ સુરકો અચ્છી તરાંહસે નહીં જાનતી શેઠજી!"

"અરે નહીરે બધી બાબતમાં કાબેલ છે, અને તેમાં વળી રૂપ રૂપનો તો કટકો! અમારા શાસ્ત્રમાં ઇંદ્રની અપ્સરા જેને કહે છે તેવીજ મને તો ગંગા જણાઇ! ખચીત!" નટવરે હદ ઉપરાંત તારીફ કરી!

દિલજાન સમજી ગઇ કે "આ શેઠ ગંગાપર મોહી પડયા છે!" તેથી તેણીએ ગંગાની નિંદા કરવી શરૂ કરી "મગર શેઠજી, ગંગામેં એક દુરગુન હય!"

"તે શું!" નટવરે જાણવાની જીજ્ઞાસા જણાવી!

"વ્હો એક બચન કભી નહી રખતી! ઉસ્કા એક શેઠ હય, મગર ઉસ્કી સાથભી બચનસે ચલતી નહીં હય!" દિલજાને વળી ફાંચડ મારી!

"એમ કે પણ મારે તેની શી પંચાત છે!"

નટવરે ઉપરથી તો આમ જણાવ્યું, પરંતુ અંદરથી ખુશી થયો કે, "જ્યારે ગગા એવીજ છે, ત્યારે તો તેણીને ત્યાં પહોંચવાને હવે કંઇ વાર લાગવાની નથી!" તો પણ રંગી નટવરે દિલજાનને કહ્યું "ગંગા ને તમે બંને સાથે રહેતા હો તો કેમ?"

"દિલજાનની ખાત્રિ થઇ કે "નટવર શેઠનું મન ચળ્યું છે, તેથી હવે તે મને મુકીને જરૂર ગંગાને ત્યાં ભરાશે, એમાં તો શક નથી!" આમ સમજીને દિલજાને હવે નટવરને ફસાવવાની તજવીજ કરી! તેણી બોલી "જીહાં! આપકી મુરાદ અયસી હય તો મંય રાજી હું! આપકી મુરાદ બરલાના વ્હો મેરી ફર્જ હય! મગર આપકી ખ્વાહશ મુબારીક હોનેકા એકહી રસ્તા હય!"

"તે શું?!" નટવરે આતુરતાથી પુછ્યું.

"આજ આપ રાતકુ ગંગાકે વ્હાં જાઓ, ઓર પહેલે ઉસસે મન મીલાઓ, ઓર મીઠી મીઠી બાતોસેં ઉનકા દીલ ખેંચ પીછે આપ ઉસકુ મેરી સાથ રહેનેકુ સમજાઓ! અયસી તજવીજ લગાઓગે તો કામ પાર પડેગા!" દિલજાને જણાવ્યું.

"પણ તે મારૂં કહ્યું માનશે?" નટવરે પુછ્યું.

"આપ ઉસકું બડી લાલચ દીખલાઓગે તો એકદમ આપકુ તાબે ફરમાન હો જાયગી?!" દિલજાન બોલી "ઓર પીછે વ્હો મુજે પુછનેકુ આયગી! ઉસી બખત મયે ઉસકુ કહુંગી કી નટવર શેઠ બડે અસરાફ ઓર બડે ધનવાન શેઠ હય, ઓર ઉસકા કહા માનનાહી ચાહીએ! અયસા બોલુંગી કે વ્હો ઝટપટ મેરી સાથ આકર રહેગી! ઓર પીછે આપ ઓર વ્હો દોનોકા મિલાપ બડી મઝેસેં હો જાયગા!"

નટવરના મગજમાં આ વાત ઉતરી! તે" બોલ્યો,, ઠીક છે ત્યારે તો આજેજ હું તેને ઘેર

જઈશ ! પણ રાતના કેટલે વાગે જાઉં ? ”

“ દશ બજે ” દિલજાને જણાવ્યું ” કીંઉકી ઉસ બખત ઉસકા શેઠ ભી નહીં હોગા ! ઔર આપકું બાત કરનેકા બખત મીલેગા ! ”

“ બસ ! બસ ! પહેલા નંબરની વાત ! ”

નટવર હરખાઇ ગયો ! અને થોડી વારે પોતાને બંગલે ગયો.

બાદ દિલજાને તે ગંગાને તાબડતોબ તેડાવી મંગાવી ! તેણી આવી ! દિલજાને તેણીને સમજાવીને કહ્યું ,, દેખ ગંગા, આજ એક બડા શિકાર હાથ કરનેકા લાગ આયા હય ! સો મેં તેરકું બચન દેવે ઔર જો મિલે ઉસમે આધા હિસ્સા મેરા રખે તો મેં તદબીર બતાઉં ! ”

ગંગાએ જાણ્યું ” એ તો સોનાથી પીળું ! ,, તેથી તેણી બોલી ” બડી ખુશીસે ! ”

“તો એક કામ કરના:–વ્હો મેરા શેઠ, જો આજ ગરબા સુનનેકાકું આયેથે ઔર જીનને વ્હો સોનેકા જામ દિયેથે વ્હો આજ તેરે મકાનપે રાતકું બરાબર દશ બજે આને વાલે હય ! વ્હો આવે જબ તેરે શેઠકું બી ઉંદરી એક કોઠડીમેં છુપા રખના ! ઔર મંય ભી વ્હોઇ કોઠડીમેં છુપી રહુંગી ! પીછે વ્હો મેરે શેઠકું બનાકર ઔર સુકા દમ દે કર ઉસકી પાસે જો હોવે સો છીન લેકર નગદ રૂપયેકી ચિઠ્ઠી લીખા લેના ! વ્હો સભીમે મેરા ઔર તેરા બરાબર ભાગ ! કીંઉ હય મંજુર દિલજાને પુછ્યું.

ગંગાલગાર વિચારમાં પડી, અને થોડીક મિનિટ થોભીને પુછ્યું ” એ તેરે શેઠ ચિઠ્ઠી લીખ દેંગે ? ! ,,

“ હાં ! એકદમ ! ” દિલજાન બોલી.

“ ઔર કદાચ જો પોલીસકું બોલાવે તો કયા કરના ? ! ” ગંગાએ કહ્યું.

“ નહીં ! નહીં ! વ્હો અયસા હિમ્મતવાલા નહીં હય ! દિલજાન બોલી.

“ મગર કદી પોલીસકું બોલાવે, એસાઈ માનો ! તો પીછે કરના કયા ? ! ,, ગંગા બ્હીધી!

“ ઉસ બખત પોલીસકા આદમીકું કુછ લાલચ બતાકર ઔર દુસરી તજવીજ કરકે સમજા દેંગે ! દિલજાને જણાવ્યું.

“ ઓ ઝુંમા તું મેરે શીર ! ” ગંગા બોલી.

“ હાં, હાં મેરે સીર ! અબ કુછ કહના હય ? ! ” દિલજાને હિમ્મતથી કહ્યું “ તેરે શેઠકું સમજાના કે નટવર આવે જબ વ્હોભી આપને સાથ દમ કરનેમે હઠે નહીં ! વ્હે બાત બરાબર હોના ચાહીયે ! ”

“ વ્હો તો મય સચ કર રખુંગી ! ઔર મેરેકું અબ રજા હય ? ” ગંગા બોલી.

“ ઠીક હય, આના. મગર દેખ ગંગા, બડી ઉસ્તાદીસેં કામ લેના, હં ! ગફલતી જરાભી હોના નહીં ચાહીએ ! ” દિલજાને ટોકી ટોકીને જણાવ્યું.

“ કુછ ફિકર નહીં ! તુમ નિરાંત રખના ! સબ કુછ અચ્છા હોગા ! ” એમ કહીને ગંગા તરતજ ઉઠીને પોતાને મકાને પાછી ફરી, અને મકાને જઇને પોતાના શેઠને બોલાવી તમામ વાત સમજાવી, જે સાંભળતાં તે પણ ચકિત થયો, અને નટવરનું નામ લેતાં તેને પણ ચડસ લાગ્યો કે “ ઠીક તાલ આવ્યો હ ! એ ભલભલાના ઘર મારતો ફરે છે, પણ હવે એને આજે બરાબર બનાવી નાખું ત્યારે હું પણ ખરો ! સજ્જડ લાગ મળ્યો છે ! ” એમ તે શેઠ કે જેનું નામ નવલશા હતું, તેને પણ ખુમારી ભરાઇ આવી !

આણી તરફ દિલજાન પાસે બપોરના વળી પાછો નટવર આવ્યો, અને પૂછ્યું “હું કદાચ ગંગાને ત્યાં જાઉં, અને જો કદાચ તેનો શેઠજ ઓચિંતો આવી પડે તો મારે શું કરવું ? !” નટવરે આ વખત ગુજરાતી ભાષામાંજ કહ્યું; કેમકે ઉરદુ તો તે ભાંગું તુટું જાણતો હતો.

"વ્હો રાતકું દસ બજે પીછે તો કભીભી વહાં જાતા નહીં હય!" દિલજાને કહ્યું.

"એ સચ હય. મગર કદાચ આભી પડે! તો પીછે મેરા કયા હાલ?! મેં ઉસકુ કયા જુવાબ દઉં?! ઓ તો મેરેકું મારનેકુઇ લગે! ઓર બડા બખેડા હો જાવે! ઉસ બખત મેં તો પોલીસકુ બોલ ઉંગા" નટવરે જણાવ્યું.

"નહીંજી શેઠ નહીં! પુલીસકું બુલાનેસે કુછ સાર નહીં નીકલેગા!! ઇસમે તો નાહક તુમેરી ફજયતી હો જાયગી!" દિલજાને જણાવ્યું.

"તો કયા મેં એસાઇ બેઠ રહું?! નટવરે પૂછ્યું.

"ઉસકી શેઠ આને વાલા તો નહીં! મગર શાયદ આ પડે તબ ચુપગીસે આપ નમસ્તાઇ બતા દેના ઓર હાથ પાવ જોડકે ઓર ઉસકું સમજા ભૂલાકે વહાંસે નીકલ જાના!" દિલજાન બોલી.

"ઉસમેં તો મેરા નાક કટ જાવે!" નટવર બોલ્યો.

"નાક કાયકા કટે શેઠજી! નાયકીનકે વહાં જાના ઓર ઇજતકા ડર રખના, વ્હો બાત કુછ બનનેવાલી હય ભલા?! ઇસ્કકે બાસ્તે નાક તો કયા, મગર શીરભી કટ જાય તો કયા હુવા?!" દિલજાને રંગ ચઢાવ્યો "ડરને કયા હોજી! જો હોને વાલા હય સો હોયગા! મગદ એક બાર ગંગાકે હાથકા પાન તો ખા લેના! પીછેકી બાત પીછે!"

નટવર સમજી ગયો ને છાપરે ચડયો! તે બોલ્યો "એભી ઠીક હય! તુમ સચ બોલતે હો! મરદાઇ કરના ઓર ડરના કાયકું! જો હોગા સો હોગા! મગર આજ ઉસકા દિવાનખાના દેખું ઉસમે શક મત સમજના!"

"વાહ મેરે રંગિલે સરદાર! વાહ મેરે શેઠ! શાહબાશ! શાહબાશ!" કહીને દિલજાને તેનો ખરેખરારસ પરણી સકે ચઢાવ્યો!

નટવર હવે ત્યાંથી ઉઠીને વળી પાછો પોતાને ઘેર આવ્યો, અને રાતના દસ વાગ્યા પછી દિલજાનનાં કહ્યાં પ્રમાણે ગંગાને મકાને પહોંચ્યો. આ સમયે ગંગા દિવાનખાનામાંજ બડો ભપકો કરીને બેઠી હતી! હાથમાં સતાર ચાલી રહી હતી, અને સમીપે ચાંદીનું પાનદાન પણ પડેલુંજ હતું! એક બાજુપર ઉરતાદ તાલ આપતો હતો. અંદરના ઓરડામાં તેણીનો શેઠ નવલશા તથા દિલજાન ચૂપકીદીથી સંતાઇને બેઠાં હતાં.

નટવર રોપમાં ને રોપમાં ઉપર આવ્યો. નટવરનો ભપકો પણ ઓરજ હતો! તેણે ઇંગ્લિશ ડ્રેસ પહેર્યો હતો, અને કદાચ એચિંતો ખપ પડે તો તેને માટે પાકીટમાં પચીસ હઝાર રૂપિયાની નોટો રાખી હતી! નટવર જેવો ઉપર દિવાનખાનામાં દાખલ થયો કે તરતજ ગંગા ગુજરાતી ભાષામાં બોલી ઉઠી "આવો શેઠજી! પધારો પધારો! ઘણી મહેરબાની ઓળખાણ સાચવી રાખી ખરી! આહા! ખરા મહોબત કરવા લાયક છો! હું તો તમને જોઇને એટલી બધી ઘેલી બની જાઉં છું કે આહા! આ મારૂં તન, મન, આપનાપર ખુરબાન કરૂં છું બસ! બસ! બસ! મેં તમને બરાબર મહોબત કરવા લાયક પારખી લીધા!"

"અને હું પણ પારખી શકયો છું કે તારૂં દિલ મારા પર અનહદ છે!" નટવરે આનંદમાં આવીને કહ્યું.

"ગરબામાં આપની મારા પર પ્રીતિ જોતાંજ મેં તો આપને માટે ઉમદા વિચારો બાંધ્યા હતા, અને આપનાં દર્શનની એટલી તો અતુર હતી કે, આપ જો આજ નહી પધારતે તો આવતી કાલે પ્રભાતમાં તેડું મોકલતે! પણ ઇશ્વરે મારી આશા ને ઉમેદ આપને મોકલીને પારજ પાડી છે! આપ જેવા મારા માનવંત ને પ્રેમી શેઠને વિશેષ તો શું વદું!" ગંગાએ અનહદ હેત બતાવ્યું!

"તારો પણ ભાવ છે તો ભગવને મારાં હૃદયમાં પણ અહીં આવવાને પ્રેરણા કરી, અને

હું પણ તારો ભાવ જોઇનેજ આવ્યો છું ! " નટવરે જણાવ્યું.

" પણ શેઠજી, તમારી દિલજાન જો આ વાત જાણશે તો ? ! " ગંગા બોલી.

" જાણે તો જાણે ! " નટવર બોલ્યો " પણ હું તેણીને ચેતાવીનેજ તારી પાસે આવ્યો છું, અને તને વાત કરવા માંગું છું ! "

" ફરમાવો મહેરબાન ! " ગંગાએ જણાવ્યું.

" મારો વિચાર એવો છે કે, આજથી તારે મારો પગાર લેવો, અને દિલજાનની સાથેજ તારે રહેવું ! તારો જે કંઇ ખરચ હશે ને થશે તે આપવાને હું તૈયાર છું ? " નટવરે જણાવ્યું

" ઓ હો ! તેમાં તે શું મ્હોટી વાત છે ! આપનો મારા પર પૂર્ણ ભાવ છે તો મારી પણ ફરજ છે કે, આપ જેમ કહો તેમ મારે કરવું ! અરે આપને ખાતર કુવામાં પડવાને પણ તૈયાર છું ! " ગંગાએ સફાઇ ચલાવી.

" ત્યારે ક્યારે ત્યાં આવીને રહેશે ! " નટવરે પૂછ્યું.

" તમે કહો તો અત્યારે ! " ગંગાએ કહ્યું.

" ત્યારે તો ઘણુંજ સારૂં ! " નટવરે જણાવ્યું " ચાલ ઊઠ મારી સાથેજ ! મારી ગાડી તૈયાર છે, તેમાં બેસીને તું ને હું સાથે જઇએ ! "

" પણ અહીં સુધી આવ્યાં છો ત્યારે એક ચીજ તો સાંભળો ! " ગંગા બોલી.

" મ્હોટી ખુશીથી ! તારૂં મધુરૂં ને માયાથી ભરપૂર વચનામૃત્ત સાંભળવાને મારૂં મન હાઝર છે ! " નટવરે જણાવ્યું

ગંગાએ ગઝલ ઉપાડી ! નટવર તાન મારવા મચ્યો ! ગઝલ પૂરી થઈ ! નટવરે વળી બીજી ચીજ ચલાવવાને કહ્યું, પણ ગંગાએ કહ્યું " મારાં એકેકાં ગાયનનાં એકેક હઝાર રૂપિયાં પડે છે, શેઠજી ! "

" અહ ! તેમાં શું મ્હોટી વાત છે ! એકને બદલે બે હઝાર ! એક હઝારની તો હું બીડી વાળીને પીઉછું ! " નટવરે બડાસ મારી !

" તે કેવી રીતે ? ! " ગંગાએ ચકિત્ થઇ પૂછ્યું.

" કેવી રીતે ? ! લે જો ! " એમ કહી નટવરે ગજવામાંથી નોટનું પાકીટ કહાડીને તેમાંથી એક હઝારનો કટકો લઇ તેમાં થોડોક તમાકુ મૂકી બીડી વીંટાળી અને તેને સળગાવી બીડીની માફક પીવા મંડી ગયો !

" હાં ! હાં ! અરે શેઠજી, એ શું કરો છો ! " ગંગા ચમકીને બોલી. અને નોટની બીડી પીતો જોઇ તેણીનો જીવ કપાઈ ગયો !

" એ તો તને બતાવું છું કે. એક હઝારની બીડી કેમ પીવાય છે ! લે જોઇ લે ! હવે તો સમજ પડી કેની ? ! ! " નટવરે કહ્યું.

ગંગાએ ચુપચુપ પાકીટ લઈ લીધું, અને નોટનું બંડલ ઉપાડીને પાસે બેઠેલા ઉસ્તાદના હાથમાં આપ્યું. જેણે ઝટપટ કબાટ ખોલીને અંદર મુકી દીધું !

નટવર નોટો શોધવા મંડયો ! એટલામાં ગંગાએ સીસોટી વગાડી ! ઓરડામાંથી નવલશા નીકળી આવ્યો, અને તેણે બાહાર આવતાંજ નટવરને ધપ્પે ધપ્પે મારવા માંડયો !

" અરરર ! આ વળી કોણ છે ? ! હાય હાય ! એ ગંગા ! આને લગાર કહે તો ખરી ! લગાર એને પકડી રખ ! " નટવર કકલવા લાગ્યો !

" હરામખોર નફ્ફટ ! કઇ તારી મા બહેનનાં ઘરમાં ઘુસ્યો છે ! શરમ નથી આવતી ? ! મારો પગાર ખાનારીનાં મકાનમાં તું કોને પુછીને આવ્યો ? ! બોલ રાંડના પાજી ! " એમ કહી નવલશાએ તેને એવો તો મારવા માંડયો કે નટવરના હોસ ને કોસ ઉડી ગયાં !



"ભચ્યાજી, લાખ રૂપિયા આપે છે કે હજી વધારે મેથીપાક ખાવો છે ?!"

ગંગા ! ઓ ગંગા ! " નટવર કરગરીને બોલ્યો ' આ તારા શેઠને સમજાવ ! જો તું કહે તો તને પગે પડું ! પણ મને બચાવ ! "

" એક લાખ રૂપિયા આપો તોજ છુટકો થાય તો ! " ગંગા બોલી.

"મારા પચાસ હઝાર તો લઇ લીધા ને વળી એક લાખ બીજા જોઇએ છે ?!" નટવરે કહ્યું.

" કોણે તારા રૂપિયા લીધા છે, મુઆ લુચ્ચા ? ! " એમ જણાવી ગંગાએ પાસેનું એક ખાસડું ઉપાડીને નટવરના માથામાં એવું તો માર્યું કે, નટવરના માથામાં મ્હોટું ઢીમણું થઇ આવ્યું !

" બચ્ચાજી, લાખ રૂપિયા આપે છે કે હજી વધારે મેથીપાક ખાવો છે ? ! " નવલશાહે એમ કહી પાંસળામાં બે મુક્કા એવા તો જોરમાં લગાવ્યા કે નટવરથી બુમ પાડી દેવાઇ !

'ઓ ભાઈ સાહેબ, મારી પાસે હાલ રોકડા નથી તે ક્યાંથી આપું?!' નટવર રડીને બોલ્યો.

" રોકડા નથી તો ચિઠી લખી આપ ! " એમ કહેતાંજ ગંગાએ ખડિયો, કાગળ, કલમ ને રીસીટ સ્ટાંપ લાવીને રજૂ કીધા ! નવલશાહે તે નટવરની પાસે મુકયાં, અને તેની પાસે રૂ.૧ લાખની ' પ્રોમીસરી નોટ ' લખાવી લીધી ! બાદ નટવરને છુટો મૂકયો, તોપણ જતી વેળા ગંગા તેનાં મોંપર થુંકી ! નટવર દાઝભેર નાહઠો, ને નીચે આવી ગાડીમાં બેસી તરતજ દિલજાનને ઘેર પહોંચ્યો !

દિલજાન, જે ગંગાને ત્યાંજ ઓરડામાં છુપાઈ રહી હતી, તે બાહર આવી, અને ગંગાને કહ્યું " અચ્છી બાઝી હાથ કી ! અબ રોકડે રૂપયે પચાસ હઝાર જો તુંને પહલે લીયે હય સો ઓર યહ એક લાખ મીલકે દેઢ લાખ હુએ ! ઉસમે આધા હિસ્સા મેરા હુવા, ઓર હો આધે હીસ્સેકે રૂપયે પૈને લાખ મેરે હુવે ! વ્હો મેરે હિસેકે બદલ મંય યહ પચાસ હઝાર રૂપયે નગદ લે કર હાથે ઉઠાતી હું ઓર યહ ચિઠી જો એક લાખકી રહી એ સબ તેરી ! "

ગંગા વિચારમાં પડી, ને બોલી " એ ચિઠીસે મેરેકું રૂપયે મીલેગા કયા ? ! "

" બડી સહલાઇસે ! ઇસમે કુછ બડી બાત નહીં ! એકદમ રૂપયે મીલ જાયગે ! કયુંકી વ્હો બહોત પયસેવાલા હય ! ઉસલીયે આજ કે આજ તુઝે રૂપયે ભેજ દેગા ! " દિલજાને સમજાવી પટાવીને જણાવ્યું.

" જદ તો ઠીક હય ! પચાસ હઝાર લે કર તેરા હાથ ઉઠા લે ! " ગંગા બોલી, અને પચાસ હજાર રૂપિયાનું બંડલ કબાટમાંથી કહાડીને દિલજાનને હવાલે કીધું. જે લઇ દિલજાન તરતજ પોતાને મુકામે પાછી ફરી. ત્યાં આવીને જૂએ છે તો નટવર દિલજાનની રાહ જોતોજ બેસી રહ્યો ! દિલજાન ઉપર ગઇ ! નટવરને પૂછયું " કીઉ શેઠ, આપ કીતની રાતકું કહાંસે ? ! "

" પેલી રાંડ ગંગાને ત્યાં ગયોતોની ! " નટવર બોલ્યો " પણ મુઇ એ રાંડ કમજાત ! તેં મને એને ત્યાં કયાં મોકલ્યો ! જઇને હું તો પસ્તાયો ! "

" કયું ભલા ! ! કાયકુ પસ્તાયે ? ! આપકી સાથ ઉનને બાત નહીં કી કયા ? ! " દિલજાને જાણી જોઇને પૂછયું.

" વાત તો કરી, પણ એવી ન ! " નટવર અચકાતો બોલ્યો.

" મગર કુછ અપમાન તો નહીં કીયા ? ! " દિલજાને પૂછયું.

" નહીરે ! અપમાન શું કરે ? ! અપમાન કરે તો પગમાંથી એક ખાસડું કહાડીને નહીં મારૂં કે ? ! એવી રાંડ મને અપમાન કરવાની હિમ્મત કરશે કે ? ! " નટવરે તોપ મારી !

" ગાના સુનાયા યા વ્હોભી નહીં ? " દિલજાને પૂછયું.

" તે તો બધું થયું ! પણ અહીં આવીને રહેવાની ના પાડી ! " નટવરે જૂઠાણું ચલાવ્યું.

" કયું ભલા ? " દિલજાન બોલી.

"તેણે મને કહ્યું કે, તમે જો મને ચાહતા હો તો મારે ઘેર આવો, ને મને પગાર આપીને રાખો, પણ દિલજાનને ત્યાં તો હું નહીં આવું !" નટવરે જણાવ્યું.

"તો ફીર અયસા કરો !" દિલજાન બોલી.

"છટ ! તને મૂકીને હું એને ત્યાં કદી પણ જાઉં કે ? ! એવી રખડતી રાંડોતો મુંબઇમાં ઘણીએ છે ! પણ મારે તેમને શું રડવી છે ? !" નટવરે ઉશ્વાસ હાંકી !

"મગર વ્હો આપકું ચાહતી હય યા નહીં ?" દિલજાને પૂછ્યું.

"ચાહે છે તો ઘણું.એ ! અરે ! એટલે સુધી તે મને ચાહે છે કે, મને ત્યાંથી ઉઠવા પણ દેતી નહોતી ! પાંચ દસ વાર તો પાનની પટ્ટીઓ કરીને મને ખવાડી, અને આખરે તેણીના ના કહેવા ઉપરાંત જ્યારે હું ઉઠયો ત્યારે તેણીની આંખોમાં પ્રેમનાં અશ્રુ ભરાઇ આવ્યાં ! અહાહાહા ! દિલજાન ! શું તેણીનો મારાપર પ્યાર ! કંઇ કહેવાપીજ વાત નહીં !" નટવરે ગાડું ચલાવ્યું.

"જી હાં ! ક્યું નહીં ! આપ કુછ કમતી હો ! આપકેપે સારે મુંબઈકી નાયકીન ફીદા ફીદા હયજી ! આપકી બાત કયા કહના !" દિલજાને પણ બાઇને છપ્પનમે છાપરે ચઢાવ્યા, ને કહ્યું "આપ વહાં કબ જાઓગે ?"

"હાલ તો કંઈ જવાનો વિચાર નથી !" નટવરે જણા યું.

"ક્યું ભલા ? ! વ્હો આપકુ ચાહતી હય. ઓર આપ ઉનકે વહાં નહીં જાઓગે તો ફીર ઉનકા ચાલ કયસા રહેંગે ? !" દિલજાને જણાવ્યું,

"મને કંઇ તેણીની દરકાર નથી !" નટવરે જણાવ્યું.

'યહ બાત ભલા રહી !' દિલજાન બોલી "મગર આજ મુઝે પચીસ હઝાર રૂપયે ચાહીયે!"

"તે વાસ્તે ? શું કામ છે ?" નટવરે પૂછ્યું

"એક હીરેકા નીખલસ લેના હય !" દિલજાને જણાવ્યું.

"કાલે આવીશ ત્યારે લેતો આવીશ !" નટવર બોલ્યો.

"જુરૂર !" દિલજાને પૂછ્યું.

"હા, હા, જરૂર !" કહીને નટવરે તેણીને વચન આપ્યું, અને બીજી ત્રિજી વાતો કરીને તે રાતનો તે અંદરથી ઉદાસ હોવાથી પોતાને બંગલે પાછો ફર્યો. રસ્તામાં તેને બહુ બહુ વિચારો થયા, અને ગંગાના ઘરમાં પોતે લુંટાયો તે વિષે ઘણો પરિતાપ કરવા લાગ્યો ! તેમાં વળી દિલજાને રૂ. ૨૫ હજાર માંગ્યા છે, તેને માટે પણ તેનો જીવ ચચવ્યો, પરંતુ દિલજાનનો સુકન પાછો નહીં ફેરવવામાં તે વડાઇ માનનો હોવાથી તે રકમ તેણીને આપવા માટે તેણે નિર્માણ કીધું, અને બંગલે આવીને સુતો,

બીજે દિવસે પ્રભાત થતાંજ પચીસ હજાર રૂપિયા લઇ દિલજાનને ત્યાં ગયો, ને રૂપિયા ગણી આપ્યા ! દિલજાન ખૂશ ખૂશ થઇ ગઇ, અને બોલી "બડી મહેરબાની કી શેઠજી !"

"એમાં મહેરબાની શાની વળી ! તારે માટે જે કહે તે હાજર કરૂં !" નટવરે કહ્યું.

"વ્હો તો મુંઝે અચ્છી ખાત્રિ હય !" દિલજાને જણાવ્યું "મગર આજ મેરેંકુ એક મેરી બહન હય ઉસકે વ્હાં જાના હય ઉસ લીયે આપ અચ્છે દાગીને મેરે લીયે લે આઓ ! સાંમકું મેં આપકું પીછે હવાલે કરુંગી !"

"હા હમણાં લાવી આપુ છું ! પણ કેવા દાગીના જોઇએ છે !" નટવરે પૂછ્યું.

"મંય કયા જાનું ભલા કે આપકે પાસ કોનસે દાગીને હય !" દિલજાન બોલી.

"ત્યારે હું એક કામ કરૂં છું ! ઘેર જઇને દાગીનાની મારી મ્હોટી પેટી છે તેજ અહીં ગાડીમાં લેતો આવુ છું. તેમાંથી તને જે પસંદ પડે તે પહેરજે ! કેમ, એ વાત ઠીક કેની ?" નટવરે પૂછ્યું.

"જઇ તો બડી મહેરબાની!" દિલજાને જણાવ્યું.

"**નટવર** તરતજ ઉહાને પેટી લેવાને બંગલે ગયો, અને તેટલામાં **દિલજાને** પોતાના માણુસોની પાસે એક ઓરડામાં તમામ કિમતી સામાન ભરાવીને પેક કરાવવા માંડયો! એટલામાં **નટવર** ગાડી ફેંકતો પેટી લઇને પાછો આવ્યો, અને **દિલજાન**ની પાસે દાગીનાની પેટી ઉઘાડીને મૂકી! **દિલજાને** ખુશાલી બતાવી, ને બોલી "ઠીક હય શેઠજી! અબ મૈં જાનેકે બખ્ત ઇસમેસે જો જીનસ ચાહયેગી વ્હો પહનુંગી! ઔર કલ સબેરમેં આપ આ કર યહ પેટી સંભાલકે પીછે લે જાના!"

"ઠીક છે! કાલે નહીં તો ચાર દહાડા રહીને લઇ જઇશ! તારે ત્યાં રહેશે, તોપણ મારૂં મકાન છે કેની?!" નટવરે જણાવ્યું "હવે હું રજા લઉ છું! કેમકે હજી હું નાહ્યો પણ નથી! સાંજે પાછો આવીશ!"

"મગર સમકું તો મુઝે બહનકે વહાં જાના હય!" **દિલજાને** જણાવ્યું.

"પણ રાત। તો ભળશેની?!" **નટવરે** પૂછ્યું.

"રાતકુંભી શાયદ વ્હો મુઝે ખીંચતાન કરકે રખે તો પીછે કલ દુપેરકું મેં ઇદર પીછે આવુંગી!" **દિલજાને** જણાવ્યું.

"તો કાલે બપોરે હું આવીશ!" **નટવરે** જણાવ્યું.

"જી હાં! બડી મહેરબાની! બંદીકું મઆફ કીજયે શેઠજી!" **દિલજાને** કહ્યું.

"કંઇ ફીકર નહીં! હવે હું તો જાઉં છું!" કહીને **નટવર** ઉતરી પોતાને બંગલે પાછો ગયો.

બાદ **દિલજાને** તમામ કિમતી ચીજો, વસ્ત્રાલંકાર, તેમજ રોકડ નાણું, અને **નટવરે** આપેલી દાગીનાની પેટી વગેરે પેક કરાવ્યું, અને બીજો થોડો ઘણો રાચરચીલો જેમનો તેમ પડતો મેલી પોતાના માણુસોને લઇને **દિલ્હી** તરફ રાતની ગાડીમાં રવાના થઇ ગઈ! **નટવરનો** માલ ખૂબ પચાવ્યો! **નટવર** નાહી ગયો!

બીજે દિવસે બપોરે **નટવર** વાયદા પ્રમાણે **દિલજાન**ના બંગલાની ઉપર દિવાનખાનામાં ગયો! જૂએ છે તો જાણે કોઇ ચોર ઘુસીને લૂટી ગયા હોય તેવું દેખાયું! તે ગભરાયો! "હાય હય" કરવા લાગ્યો! અંદર ને બાહર જોવાને દોડાદોડ કરી રહ્યો! તે સમજી ગયો કે "જરૂર રાંડે દગો દીધો! રાંડ તમામ જસુસો લઇને ભાગી ગઇ!" આમ સમજી **નટવર** તદ્દન હંફલો ફાંફો બની ગયો! લગભગ એક લાખ રૂપિયાના દાગીના પેટીમાં હતાં! એક લાખની ચિઠી ગંગાને લખી આપેલી! પચાસ હઝર ગંગાએ રોકડા લઇ લીધેલા! અને પચીસ હઝર **દિલજાન**ને આપેલા! તે બધાં મળીને સામટા પોણાબે લાખ રૂપિયા માત્ર ચોવીસ કલાકમાં નાહી ગયા! પોણા બે લાખપર પાણી ફરી વળ્યું! તેમજ અગાઉ પણ લાખો રૂપિયા ઉડાવેલા! એટલે **નટવર**ની પૂંજી તો લગભગ અરધી પુરી થઇ ગઈ! તે ઘણો પસ્તાયો, ને હાથ પગ અફાળવા લાગ્યો, તેમજ તદ્દન રડવા જેવો થઇ ગયો! અને "આ બધાં કારસ્તાન **મગનનાંજ** હોવાં જોઇએ!" એવો તેને પાકો શક ગયો! આખરે **દિલજાન**નાં મકાનમાંથી નિરાશ થઇને **નટવર** રડતી સુરતે પાછો પોતાને બંગલે ગયો, અને જતાંની સાથે કપડાં ઝટપટ કહાડી ઓરડાનાં બારણાં બંધ કરીને અંદર પલંગપર સુઇ ગયો! ઉદાસિ ઘણી થઇ જવાથી ઉંઘ તો આવેજ શાની! પાએક કલાક આળોટયો, ને પછી પાછો બેઠો થયો! ચીરૂટ સળગાવી! અને ચીરૂટ પીતાં પીતાં વિચાર કરવા લાગ્યો "રાંડ નાયકણે નહવરાવ્યો! એ પણ માથાની મળી! પણ એ બધાં કારસ્તાન પેલા લુચ્ચા મગનનાંજ હશે! કેમકે એને મેં તે દહાડે ચોપાટીપરે ખાજવ્યો હતો. એને નાયકણુને સાથે મને જોયો હતો, તેથી એણેજ મારી નાયકણને ઉડાવી હશે, અથવા પ્રપંચ કરી ભગાડી હશે! પણ હવે એ રંડનો પત્તો ક્યાંથી મળે! જો પો-

લીસને ખબર કઇ તો કદાચ પત્તો મળે તો ખરો ! પણ તેમાં મારી ફજેતી થાય, ને મ્હોટા મ્હોટા ઓમાં મારી મશ્કરી પણ થાય ! માટે પોલીસને તો ખબરે કરવામાં માલ નહીં !" એમ વિચાર કરતો વળી કેટલીક વાર સુન્ય થઈ બેઠો ! વળી પાછો વિચાર કરતાં મનમાં બોલી ઉઠયો "ફીકર નહીં ! હજી મારી પાસે ચર લાખ રૂપિયા રોકડા છે ! તેટલા જો સાચવીને રાખીશ, તો પણ હું જીવીશ ત્યાં સુધી સુખેથી ખાઇ પીને મઝા કરીશ ! અને ગંગાએ જે એક લાખની ચિઠી લખાવી લીધી છે, તેને હું કંઇ પત કરનાર નથી ! કેમકે તે જો મારાપર ફરિયાદી માંડશે તો કોરટ તરફ જ વિચાર કરશે કે "એટલા બધા રૂપિયા એક નાયકણી ધીરે, એ નહીં બનવા જોગ છે !" એમવિચાર પહોંચાડી તેણીની ફરિયાદનું ફીંતરૂં ઉરાડી નાંખશે ! એટલે પછીએ લાખ રૂપિયા કંઈ કહાડવા પડશે નહીં ! માટે આપણે તે રાંડને કંઇ આપનાર નથી ! તેમ તેણીને બારણે આપણે પાછો પગ મૂકનાર નથી કે ઉઘરાણી કરી શકે અને મારે બંગલે જો તેણીની ઉઘરાણી થશે તો જે આવશે તેને લાત મારીને બારણામાંથી બાહાર કહાડીશ ! બસ ! એમજ હવે તો કરવું પડશે !" એમ તરંગ બાંધતો નટવર વળી સૂનમૂન બેઠો, ઓરડાનાં બારણાં ઉઘાડયાં, ને પાણી મંગાવી મોઢું સાફ કીધું ને શાંત મગજે આગલા હોલમાં બેઠો.

**સુંદરમતી** સમજી ગઇ કે "આજે એ ઉદાસ છે !" પણ તેની કંઇ બોલી શકી નહીં ! કેમકે જો તેણી પૂછવા જાય તો તેણીને **નટવર** તરત ધુતકારી કહાડે, એમાં પણ કંઈ શક નહોતો !

હાલ તરત તો **નટવર** નાયકણીનાં લફરાંમાંથી છૂટયો ! તોપણ **સુંદરમતી**પર તેનો પ્રેમ નહીં તે નહીંજ ! તેણીની સામું પણ તે જોતો નહીં ! બાહાર વિશેષ ફરવા હરવાનું મૂકી દીધું ! આખો દાહાડો ને રાત બંગલામાંજ રહે ! અને તેથી **સુંદરમતી**ને કંઈક આશા થઈ કે "હવે સુધરી જશે !" પરંતુ શા શા કારણથી **નટવર** બાહાર જતો નથી, તેની ખબર તે બિચારીને નથી!

---

## પ્રકરણ ૨૬ મું

### દોહરો

તારા તન મન તરફડે, ગૃહે કરે રૂદંન !<br>પર પુરૂષના પ્યારમાં, ગળ્યું બળ્યુ તન મન !

### તારાનું શું થયું ?



ટવરને બંગલેથી નીકળેલી **તારા** પોતાને ઘેર આવી, ઘરમાં ઘાટી **રામો** ઓટલાપર બેઠો હતો અને નકામો હોવાથી પોતાના બીજા ઘાટી મિત્ર સાથે ગપાટા મારી "હા-હા ! હી હી !" કરી રહ્યો હતો ! **તારા**ને આવતી જોઇ **રામો** ચમકયો ! ઓટલા પરથી એકદમ ઉઠી ગયો ! બારણું ઉઘાડ્યું ! **તારા** ઝટ ઉપર ચઢી ગઇ, અને એક કોચપર પડી હુસ્કે હુસ્કાં ભરીને રડવા લગી ! **રામા**એ પુછ્યું 'કેમ બહેન, આમ રડો છો શા માટે ? ! અને ઓચિંતા કયાંથી આવ્યા ? !"

**તારા**નું રૂદન રહી શકયું નહીં ! તેનું રડવાનું જારીજ રહ્યું ! અનહદ અફસોસ કરતી કંઇ કંઇ દુઃખ યાદ લાવીને રડવા માંડી ! "અરે ભગવાન, દુનિયામાં વિશ્વાસઘાત કરનારનું શું ભલુ થશે ? !" **તારા** બોલી.

"બહેન, તમારાં રૂદનનું કારણ કંઇ સમજાતું નથી ! શું **નટવર શેઠ** સાથે તમને તકરાર થઇ ? !" **રામા**એ પુછ્યું.

"મુઓ ! શેઠ શાનો ? !" **તારા** બોલી "એ તો મુઓ ખાટકીની જાતનો છે !"

"કારણ ? !" **રામો** અચંબો પામી બોલ્યો "આપનો તનબદન પ્રાણપ્યારો હતો, અને

આજે આમ બોલો છો તેની કંઇ મતલબ સમજાતી નથી! શું તમારી વચ્ચે કંઇ ખટપટ થઈ, અને તેથી તમે ઘેર ચાલ્યા આવ્યા?!" તારાએ તેને વિતેલી વાત રામાને કહી અને પોતે ઘણા પસ્તાવામાં પડી, ને થોડી થોડી વાર થોભીને રડવાજ લાગી!

"બહેન તમે રડો નહીં! એ લુચ્ચા નટવરે તમને ખરેજ દગો દીધો!" રામાએ કહ્યું "અના કરતાં વિશેષ દગો કર્યો?! જેને તમે તમારૂં તન, મન ને ધન—સર્વસ્વ અર્પણ કીધું! જેને માટે તમે તમારા સગા વહાલાંઓનાં અકારા થયા! અને જેને માટે તમે તમારી કીર્તિને કલંક લગાડ્યું! તેમજ જેને માટે તમારા પરણેલા પતિની ઘણુ દરકાર કરી નહીં તેણે અંતે તમને દગો દીધો! તમને રવડાવ્યાં! અને તમારી જીંદગી ખરાબ કરી નાખી! અફસોસ!" રામો એટલુ બોલતાંજ રડી પડ્યો! અને વળી બોલ્યો "બહેન! હવે તમે ગભરાઓ નહીં! 'દગો કોઇનો સગો નથી' એ નક્કી માનજો! એણે જે વિશ્વાસઘાત તમારી સાથે કીધો છે, તેનું ફળ પરમેશ્વર એને આપશેજ! માટે હવે તો થઇ તે થઈ! તમે શાંતપણે, અને નિવૃત્તિથી પ્રભુને યાદ કરો!"

"પણ રામા, હવે આ દુનિઆમાં મારૂં કોણ છે?!" તારા એમ બોલતાંજ એકાગ રડી પડી, અને બોલી "મને હવે કોણ સંઘરશે, ને કોને આધારે હું જીવીશ! દુનીઆમાં પણ હું શું મોં બતાવીશ,અને મારૂં શું થશે?!" વળી તારા પોકપોક મુકીને રડી!

રામાને ઘણું લગ્યું, અને તે પણ રડતી આંખે બોલ્યો! "બહેન, તમે સમતા રાખો! ગભરાઓ નહીં! પ્રભુ ધીરજનાં ફળ મિઠા આપશે! તમારૂં કોઇ નથી, પણ ઇશ્વર તો છે કની?! માટે ગભરાઓ નહીં! ઇશ્વર તમને સાહ્ય થશે, અને તમોં અભાગાનો અવાજ તેજ સાંભળશે! ધીરજ ધરો!"

"અરે પણ હવે મારો અવતાર કેમ જશે!" તારા બોલી "એ મુવા નટવરને લીધે મેં દરેકને દુસ્મન કીધા! મારા સ્વામિનો પણ અનાદર કીધો! અને પેલો મગન મને ગમે તેટલો ચાહતો, તો પણ તેનો પણ તુચ્છકાર મેં કીધો! અને નટવરપર મેં મારી જીંદગીનો આધાર રાખ્યો પણ તે કપટી કાળોટિયાએ મને દગો દીધો!" તારા તદ્દન નિરાશ થઈ!

"ફીકર નહીં! કુગો દઇને તે દુષ્ટ કયાં જનાર છે! તમે હવે મારી અકુકલે ચાલજો! અને પછી જોજો કે એ પાપી દગલબાજ નટવરની કેવાં હાલ કરૂં છું એને હું કોઇ પણ પ્રકારે ફસાવું ને ખરાબ કરૂં તેજ મારૂં નામ રામો ખરો!" રામાએ ગુસ્સો કરીને કહ્યું "અરે બહેન, જો તમે રજા આપતા હો તો એને બંગલે જઇને એને ઠાર કરી નાખું, અને એની ખો ભૂલાવી દઉં! પછી સરકાર જોઇએ તો મને ફાંસીએ લટકાવે તો ભલે!"

"રામા એવું સાહસ કદી કરવું નહીં! એમ કીધાથી આપણા હાથમાં શું આવ્યું! એ તો ઇશ્વર એનો બદલો વાળી આપશે!" તારા બોલી "જે ફરજ પરમેશ્વરની છે, તે આપણે બજાવીએ તો પછી પરમેશ્વરપર કોઇએ આધાર રાખવાજ ખોટા ઠરે. માટે તું એવું અવિચારી કામ કરતોજ નહીં!"

"બહેન, તે વાત ખરી! પરંતુ આપની સાથે ચંડાળે જે ચાલ ચલાવી છે, તે જોતાં તો એને જીવતોજ રહેવા દેવો નહીં જોઇએ!" રામો બોલ્યો.

"ઇશ્વરજ એની કરણીનો બદલો એને નક્કી આપશે!" તારાએ જણાવ્યું "પણ હવે મને લાગે છે કે, પેલો મગન એના કરતાં સારો હોવો જોઇએ! તે બિચારાને નકામો મેં ફસાવ્યો, ને નાહક કેદની સજા કરાવી! મૂઆ નટવરની અક્કલે ચાલીને મેં પ્રપંચ કરી તેના પર તરકટ રચ્યું, અને જુઠાં કસમ ખાધાં, એટલુંજ નહીં પણ મુઆ નટવરને લીધેજ મારે કોરટનાં બારણાં પણ જોવાં પડયાં!"

"તે તો ખરૂંજ તો ! હરામખોર નટવરને લીધે તમારે કેટલું વેઠવું પડ્યું, અને નહીં કરવાનું કર્મ તમારે હાથે કીધું !" રામો બોલ્યો "પણ તે વેળા તો તમે નટવરના પ્યારમાં આંધળા બીન થઇ ગયા હતા, એટલે પછી હું શું કરૂં ! હું તો ત્યારેજ જાણતો હતો કે, બહેન આ ખોટું કામ કરે છે !"

"ત્યારે તે વેળા તેં મને એકદમ ચેતાવી કેમ નહીં ? !" તારાએ કહ્યું.

"બહેન, તે વખતે જો હું કંઇ બોલતે તો તમે મને હડધુત કરી નાંખતે, અને મારા પર કોપ કરતે! કારણ, તે પ્રસંગ એવો હતો કે, તમે માત્ર નટવરનેજ જોઇ રહ્યા હતા" રામો બોલ્યો.

"હા ભાઇ, તે વખતે તેમજ હતું ! પણ હવે મગન કોઇ રસ્તે હાથમાં આવે તેમ બને ખરૂં ? !" તારાએ પૂછ્યું.

"વળી આપ બીજાનાં ફંદમાં ફસાવાને તૈયાર થયા છો કે ? !" રામાએ કહ્યું.

"પણ મગન કંઇ નટવર જેવો જણાતો નહોતો! નટવર તો મૂઓ લુચ્ચો !" તારા બોલી.

"કેમ જાણ્યું કે મગન પણ દગલબાજ નહીં હોય !" રામાએ કહ્યુ.

"મગન મને ચાહતો ઘણો હતો તો !" તારા બોલી.

"ત્યારે નટવર ક્યાં ઓછો ચાહતો હતો ? ! એ તો બધાએ ચોરના ભાઇ ઘંટી ચોર ! પર પુરૂષ કોઇના થાય નહીં ને થશે નહીં !" રામાએ જણાવ્યુ.

"ના, ના, રામા, એ મગન એવો લાગતો નથી !" તારા બોલી "અને એને હાથમાં લેવાની મારી મતલબ એ છે કે, નટવરનો એ કટ્ટો વેરી છે; તેથી એને જો તું મેળવી લઇશ તો તો નટવરને એ બરાબર પૂરો પડશે, અને નટવરનો ઘાટ એ ઘડશે પણ ખરો !"

"એ વાત ખરી છે બહેન." રામાએ કહ્યુ "એને હાથમાં રાખ્યાથી નટવરને ખરાબ કરવાનો દાવ ઠીક મળશે ! અને મને પણ એકજ ઉમેદ છે કે, કોઇ પણ પ્રકારે નટવરને પુરો તો કરવોજ !"

"પણ મગન કેવી રીતે હાથમાં આવે ? !" તારા બોલી "એક વાર એને આપણે ફસાવ્યો છે, તેથી હવે હાથ આવવો મુસ્કેલ છે ! અને એને હવે બોલાવવા જઇશું, તોપણ એ આપણો વિશ્વાસ પણ કરશે નહીં તો !"

"તેનીજ તજવીજ કરૂં છું." રામાએ કહ્યું "મગન રોજ ચોપાટી પર ફરવા જાય છે, માટે ત્યાં હું એને કોઇ પણ પ્રકારે મળીશ, અને યુક્તિથી એને મેળવી લઇ બધી વાત કરીશ ! બાદ શું થાય છે તે પછી વાત !"

"હા, હા ! રામા, એ તદબીર ઠીક છે ! તેં પણ અચ્છી જુક્તિ શોધી કહાડી ! આજે તું એ રસ્તો લે, અને જરૂર ચોપટી પરજા ! કોઇ પણ પ્રકારે મને મળે તો પછી તરત હાથ પર લેતાં કંઇ વાર નથી !" તારાએ જણાવ્યું.

"તે બધું હું કરી આપીશ ! તમે ધીરજ રાખો ! સઉ સારૂંજ થશે !" એમ કહી રામો ઘરમાં કચરો કહાડવા તથા સાફ કરવામાં રોકાયો.

તારા વિચારનાં વમળમાં ઘેરાતી કેટલીક વાર સુધી કોચ પરજ પડી રહી, અને થોડી વારે રામો. પરવારીને પાસે આવ્યો, ને બોલ્યો "બહેન, હવે તમે કંઇ જમવાનું કરી લો. ને ખાઇને બે ઘડી નિરાંતે સૂઓ."

"રામા, મ.રાથી આજે ખવાશે નહીં !" તારા બોલી "કેમકે ઘરમાં તદન અવડ જેવું છે, અને રસોડું પણ સાફ કરવાનું હશે, તેમજ હાલ તરત રાંધનાર ભટ પણ મળી શકનાર નથી!"

"બહેન, ભટ તો હમણાં ને હમણાં કયાંથી મળે ? ! પણ રસોડું વગેરે તમામ મેં ધોઇ

નાંખ્યું છે, અને હવે માત્ર તમારે સગડી પર એ તપેલી મૂકી દેવાની છે. હું દેવતા સળગાવી આપું છું તે પર તમે તમારે માટે કંઇ કરી લો, અને હું તો વીશીમાં જમી આવીશ. ” રામાએ જણાવ્યું.

“ પણ મારાથી આજે ખવાશે નહીં ! પેટ તો બોજતું લાગ્યું છે ! એ કંઇ છોડનાર છે ! મારે આજનો દાહાડો એ બધી માથાકૂટ કરવાની નથી ! ” તારા બોલી.

“ ત્યારે બજારમાંથી તમારે માટે કંઇ મંગાવો તમે કહો તે લઇ આવું ? ” રામાએ જણાવ્યું

“ મને કંઇ ખાવાનું મનજ નથી ! ” તારા બોલી “ જીભે કંઇ ભાવજ થતો નથી ! ”

“ જલેબી ભાવશે ? તાજી જોઇને લાવું ? ” રામાએ પૂછયુ.

“ ના, ના ! ”

“ અંહં ! ”

“ ઍાક ! ”

“ છટ ! ”

“ છ છ છ છ છ ! ”

“ થુ–થુ–થુ ! ”

“ નહીં રે ! ”

“ ના ભાઇ ના ! ”

“ બળ્યાં ભજીયાં ! ”

“ ત્યારે મેહેસુર લવું ? ”

“ દુધીનો હલવો ? ”

“ માવો ? ”

“ બરફી ? ”

“ બદામનો હલવો ? ”

“ ગોપાપુરી ? ”

“ સેવ મમરાં ? ”

“ ભજીયાં ! ”

“ કચોરી ? ”

આ વસ્તુનું નામ સાંભળતાંજ તારા લગાર વેચરમાં પડી, અને કચોરીપર લગાર ભાવ જણાવ્યો ! તેથી રામાએ જાણ્યું કે “ કચોરી કંઇક ભાવશે ખરી ! ” એમ જાણી તે બોલ્યો “ હા, હા, કચોરી લાવવા કો બહેન ! એ લગાર તમને ભાવશે ”

“ પણ કચોરી તો **હનમાનગલી**માંથી લાવે ત્યારે ! કેમકે ત્યાંના જેવી બીજે બનતી નથી ! બીજાઓ બનાવે છે, પણ તેવી સ્વાદિષ્ટ થતી નથી ! ” તારાએ જણાવ્યું.

“ **હનમાનગલી**માંથી લાવું ત્યારે ! ” રામો એમ કહીને બેઆની લઇ **હનમાનગલીમાં** કચોરી લેવા ગયો.

તારાએ મોં ધોઇ સાફ કીધું, અને નાહીને, કોઇ દાહાડો તો નહીં, પણ આજે પાંચ માળા ફેરવી પ્રભુનું નામ લીધું ! એટલે રામો કચોરી લઇ આવ્યો, અને તેમાંથી તારાએ ચાર પાંચ ખાઇને બાકીની રામાનેજ આપી દીધી, જે રામો ખાઇ ગયો, અને પછી વીસીમાં જમવા ગયો. દરમ્યાન તારાએ પોતાનું કબાટ ઉઘાડયું, અને તિજોરી ખોલી અંદર પોતાનો રાખેલો માલ દાગિના વિગેરે તપાસી જોયાં, અને કબાટમાં પણ થોડી ઘણી ઉથલપાથલ કરી નાંખ્યું, અને એટલામાં રામો જમીને પાછો આવી પહોંચ્યો.

“ રામા હવે લગાર મારે માટે ચાહ કરે તો ઠીક, કેમકે ભૂખ મરી ગઇ છે, પણ લગાર કરશે તો જીવ ડોહોળાતો મટશે. ” તારાએ કહ્યું “ અને પછીતું જલદી ચોપટીપર જા ! ”

“ બહુ સારૂં બહેન. ” કહીને રામાએ ચાહ કરવા માંડી.

તારા હીંચકાપર બેઠી એટલામાં સામે બારણેથી નટવરની માતા રત્નલક્ષ્મીની નજર પડી બંનેની આંખો સામસામી અથડાઇ, અને રત્નલક્ષ્મી જાણે તારાને જોઇને બળી જતી હોય હોય તેવો ક્રોધ રત્નલક્ષ્મીએ તારા પ્રત્યે બતાવ્યો ! તારા તે સમજી ગઇ, પરંતુ તેણીએ આડી આંખ કરી નાંખી.

તારાનું મન ભ્રમિત રહ્યું ! મગનને મેળવી લેવા માટે તેણીનાં અંતઃકરણમાં ઉછાળા

માર્યાં, અને એટલામાં રામો ચાહ લઇને આવ્યો. ચાહ તારાએ પીધી, અને વાસણ પડતાં મૂકાવી રામને કહ્યું " હવે તોતું ઝટ ચોપાટીપર ચાલ્યો જા, અને કોઇ પણ પ્રકારે મગનને સમજાવી આજે ને આજે અહીં તેડી લાવ ! "

" પણ બહેન, તે અહીં કદાચ આવવાને ના પાડે, ને બીજે કોઇ સ્થળે મુલાકાતનું રાખે તો તમે આવશોની ! " તારાએ પૂછ્યું.

" તને જેમ ઠીક લાગે તેમ કરજે ! મારે તો કોઇ પણ પ્રકારે તેને મળવું છે ! તારા બોલી " સારે હવે હરકત નહીં. " રામો એમ કહી માથે ટોપી મૂકી તરતજ ચોપાટી તરફ ચાલ્યો

હવે તારા ઘરમાંથી સાંકળ દઇને દિવાનખાનામાંજ બેઠી, કે કોઇ આવે તો સંભળાય તારાએ મગનને કેવી રીતે મેળવી લેવો તેનો વિચાર ગોઠવવા માંડયો ! મનમાં વિધ વિધ વિચારના વંટોળીયા વિંટળાયા ! તારા અરધી ગાંડી બની ! મગનપર જખરૂં જોર તૂટી પડ્યું.

" બસ ! જો મગન અહીં નહી આવશે તો હું એને ઘેર સામી જઇને મળીશ ! તેમ કરીશ, પરતુએ દુષ્ટ, દગલબાજ ને વિશ્વાસઘાતક નટવરને જરૂર ફસાવવાની ! " એમ બોલતી તારા ઘડીકમાં બેઠી થાય, ને ઘડીકમાં આડી પડે !

પાંચ વાગી ગયા છે. ચોપાટીપર સેહેલાણીઓની ઠઠ્ઠાંઅમી છે. પંચરંગિ સ્ત્રી પુરૂષો વિધ વિધ વેશમાં આવતાં જણાય છે. કેટલાક ચોપાટીપર ફરે છે, અને કેટલાકો પથ્થરના બાંકડા પર બિરાજેલા જોવામાં આવે છે. યુરોપિયનો પોતાની મડમોનાં ગળામાં હાથ નાખી ગીટપીટસીંટપીટ કરતાં ફરે છે ! ફિરંગિઓ ને ફિરંગણીઓ સંધ્યાકાળ ફરવા આવેલા છે ! તેમાં " ભપકા ભારી ને ખીસાં ખાલી " જેવા પણ કેટલાક પારસીઓ પત્રાજી મારતાં ને બડી બડી વાતોમાં " હા હા " ને " હી હી " કરતાં ગંમત કરે છે પારસણોનો ઠાઠ ઓરજ છે ! ભાતભાતની સાડીઓ ને ફ્રિશિયારી ફેશન ' ના પોલકા, અને વિલાયતી બૂટના ભપકા ભારી છે ! દરિયાનાં ઉછળતાં મોજાના પવનના સપાટાના શરમાં માથાની સાડી સડસડાટ ઉડઉડ કરે છે ! એક હાથે સારીની પાટલી પકડીને અને બીજે હાથે માથા પર સાડી ગોઠવેલી રાખવાને મિસિસ પારસીઓ ઘણી ખંત રાખે છે આંખે ચસ્માની ખોટ પણ જણાતી નથી, અને કેટલીક સુધારાની ટોચપર ચઢેલીઓ તો વળી માથે ટોપી મૂકેલી દેખાય છે ! પછી તે ખરી પારસણ લેખે ઓળખાય કે યાહુદન હોય, તેની પરીક્ષામાં બીજાઓ આંગળીની ઇશારતથી વાકેફ થવાને વધારે રસ માને છે, અને આ સુધરેલી પારસણો–મડમડીઓની બહેનોને જોઇને જેમ ચકિત્ થાય છે, તેમજ તેમની નિંદા કરી ઘડીક હાસ્ય વિનોદની ચકચાર ચલાવવાને પણ બીજાઓ ચૂકતા નથી ! તેમાં વળી કેટલાક ઠોલિયા ને લફંગાઓ તો તે નાજૂકડીઓનાં અંગને અથડાતા પસાર થવામાં વિશેષ આનંદ ને ઉત્તમતા માને છે ! અને એવા લફંગાઓની પણ મુંબાઇમાં કયાં ખોટ છે ! દગળે ઢોળ !

હિંદુઓમાં સુધરેલાં કુટુંબેનો બહાર ચોપાટી પર ઓછો જણાતે નથી ! પારસી ને પારસણો જેમ ગોરા સાહેબોની બરાબરી કરવાને શીખ્યા છે, તેમ કેટલાક હિંદુ યુવાનો ને યુવતીઓ પારસી ને પારસણોની દેખાદેખી કરવાને, અને દુનીઆદારીનાં મેદાનમાં સુધારાની મશ્કરી કરાવવાને મેદાન પડયાં છે ! કેટલાક હિંદુઓ યુરોપિયન ડ્રેસમાં જાણે ફીરંગી કે સાહેબોનાં ' બુટલેસ ' સમાન જોવામાં આવે છે, તેમજ કેટલીક હિંદુ રંગીલી–છબીલીઓ જાણે પારસણમાં પરખાવાને મથન કરતી માલમ પડે છે ! માથાનાં વાળ કાપીને કાબરચીતરા ગુચ્છાથી જાણે વાપરણો દેખાતી હોય, એમ બુઢ્ઢાઓ બોલે છે ! કપાળે કંકુની ટપકી કરે તો રખેને કપાળની કીર્તિને કલંક લાગી જતું હોયની ! તેમ કપાળ જોતાં તો જાણે એમ સમજાય કે, છતે ધણીએ રંડાયલી ! ગમે તેવી પૈસાવાળાનાં ઘરની પણ હાથમાં કાચની બંગડી શીવાય બીજું કંઇજ નહીં ! આવી તેમની રમુજી રચના નીરખીને અન્ય ઠઠ્ઠાખોર ઠોલિયાઓ તેણીઓની ઇરકેલબાજી કરવામાં મણાં રાખતા નથી !

કિનારાપર ગાડીઓની હાર પણ લાંબી ઉભી છે. કેટલીક બે ઘોડાની, કેટલીક એક ઘોડાની, અને ભાડુતી વિકટોરીયા પણ છે. તેમાં કેટલાકો લાંબા ટાંટીયા કરીને હવા ખાતા પડયા છે ! કેટલાકો ગાડી નીચે ઉતરીને ઉભા છે ! અને કેટલાક પગે ચાલીને પસાર થતાં પોતાની ગાડીઓને પોતાની પાછળ લેવડાવે છે. એ લાગમાં બીજી બાજુએ આવેલી રેલ્વે લાઇનપરથી એક લોકલ ટ્રેન દોડતી પસાર થઇ ! કેટલાક ઘોડાઓ ચમક્યા ! ગાડીઓ એક બીજાની સાથે અથડાઇ ! અને ચોપાટીપર ઘોંઘાટ થઇ રહ્યો ! પણ તેટલાથીજ વાત અટકી, અને પછી શાંતિ થઇ રહી.

રામો આવીને કિનારાના નાકા પર ઉભો. થોડીક વાર આસપાસ નજર કરી, પણ મગન કંઇ જણાયો નહીં, અને તેથી રામો રાહ જોતોજ ઉભો. એટલામાં મગનની ગાડી આવી. તે નીચે ઉતર્યો અને ચોપાટીની પગથીપર ચાલવા લાગ્યો. રામો ચુપચુપ તેની પાછળ ચાલ્યો, અને એમ કરતાં ચોપાટીનું વાલકેશ્વર તરફનું નાકું આવ્યું. મગન પાછો વળ્યો, અને તેટલામાં તેની નજર રામા તરફ પડી. તે તો ગભરાયો કે " વળી કંઈ તારાએ આને મારી વેતરાણ કરી મને પાછો ફસાવવાનેજ મોકલ્યો છે કે શું બલા ! "

પણ રામાએ તેને નમીને સલામ કરી, અને તે કંઇ બોલવા જતો હતો, એટલામાં મગનેજ તેને પુછ્યું " કેમ બચ્ચા, તુ અહીં ક્યાંથી ? ! "

" સાહેબ, તમને મળવાનેજ આવ્યો છું. " રામાએ ઉત્તર આપ્યો.

મગન આ સાંભળી ચમક્યો, ને કહ્યું " વળી કંઇ તારી નીચ કોશીશ અજમાવવા આવ્યો છે કે, હરામખોર ? ! "

" નારે સાહેબ, હવે તે દહાડા ગયા ! હવે તો તમે મારી વાત સાંભળશો તો તમારા તમામ વિચાર બદલાઇ જશે ! " રામાએ કહ્યું.

" એટલે ? ! " મગને તાજુબ થઇ પુછ્યું " તું પેલી તારાને ત્યાં હવે નથી કે શું ? ! "

" ત્યાંજ છું સાહેબ. " રામો બોલ્યો.

" હું ઉં ઉં ! " મગને માથું હલાવીને જણાવ્યું " તેમાંજ વળી કંઇ નવું તરકટ કરવા માટે મારી પાસે આવ્યો છે કેમ ? ! યુ રાસ્કલ ! તે દહાડે તો તેં ને તે રાંડે મળીને મને ફસાવી નાંખ્યો, પણ તું યાદ રાખજે, અને તારી તારાને પણ કહેજે કે, હવે તો પાંજરામાંથી વાઘ છુટ્યો છે ! માટે હવે જોજો તમારા હાલ કરૂં છું તે ! એક વાર પ્રપંચ ને તરકટનો બદલો જો બરાબર ચખાડુ નહીં તો હું મારા બાપનાં બીજનો નહીં ! હવે તમે મારા મોંમાંથી ક્યાં છટકવાનાં છો !" મગને એમ કહી વિકાળ ડોળા કહાડી ખુબ જોરમાં દાંત કચકચાવ્યાં !

રામાએ હાથ જોડી કહ્યું " મગન શેઠ આપ ગભરાઓ નહીં; એવું કંઇજ નથી ! "

" હા ! હા ! ખરી વાત ! મારાં ગ્રહ ગામ ગયાં નથી તો કે વારે વારે તમારા પ્રપંચનો ભોગ થઇ પડીશ ! હવે તો મારા પ્રપંચનાભોગ થઇ પડશે ! યાદ રાખજે ! જો આ માઇનો પૂત જીવે છે તો તારા ને તારી તારાના હાડકાં એવાં તો ભંગાવું કે, એ વરશે પણ ખાટલામાંથી નહીં ઉઠો ! " મગને મુછ પર હાથ ફેરવતાં જણાવ્યું " હવે કંઇ આ બંદો છોડે તેમ નથી તો ! સાપને છંછેડીને ક્યાં જશો ? ! "

" મગન શેઠ, તમે લગાર મારૂં કંઇ સાંભળશો કે નહીં ? ! " રામાએ કહ્યું.

" હવે કોનાં ભોગ લાગ્યાં હોય કે તારૂં સાંભળે ! " મગને જણાવ્યું " હવે તો તને વેગળેથીજ નમસ્કાર ! "

" પણ મારી હકીકત તો જરા સાંભળો મહેરબાન ? ! " રામો બોલ્યો.

" શું કહેવું છે ? બોલ ! " મગને કંટાળીને કહ્યું

" જુઓ મહેરબાન, નટવરની સાથે તારાને તુટ પડી છે ! " રામો બોલ્યો.

" જહાનમમાં ગયો નટવર, ને ગટરમાં અઇ રાંડ તારા ! મારે તેમને શું પોક મુકવાછે ! મારી આગળ તેમની વાતજ કરતો નહીં ! મગન બોલ્યો.

" અરે સાહેબ, લગાર ધીરા પડો ! વાત તો સાંભળો ! " રામાએ નમનતાઇથી જણાવ્યું.

" તેથી તું શું કહેવા માંગે છે ! " મગને કહ્યું.

નટવરની સાથે તારાને સજ્જડ વેર બંધાયું છે, અને તે વેર વાળવાને માટે તેઓ રસ્તો શોધે છે ! અને હું જાણું છું કે, તમારે પણ નટવર પર વેર છે, માટે જો તમે તેમને મદદ કરો તો નટવરની રેવડી લુટવાને વિલંબ લાગે નહીં ! "

મગન વીચારમાં પડયો, અને તેનાં હૃદયમાં આ વાત ઉતરી નહી, તેથી તે બોલ્યો " એ તું કોને સમજાવે છે ! તે રાંડ નટવરના બંગલામાં તો રહે છે, અને વળી મને સમજાવે છે કે, તેઓ વચ્ચે વેર બંધાયું છે ! અરે જારે લુચ્ચા ! ફાંસીયા ! એમ કરી વળી કોઇ પ્રપંચમાં મને ફસાવવા આવ્યો છે કે સુવર ! નીકળ અહીંથી ! "

" શેઠ, તમે જરા ધીરજથી મારી વાત સાંભળશો કે ઉપલેકજ મને ઉડાવી દેશો ? ! " રામાએ સમજાવીને કહ્યું " આજ સુધી તો બંગલેજ સાથે રહેતા હતા, પણ આજેજ તેમની વચ્ચે તકરાર થઇ, અને તે એટલી બધી હદ સુધી કે તારા બહેન ત્યાંથી રડતાં રડતાં ઘેર પાછા આવ્યા છે, અને હવે તમનેજ યાદ કરે છે ! વળી તમને ખરાબ કરાવવામાં પણ નટવરનોજ હાથ હતો, અને તેની શીખવણીથી તારાએ તમારા પર આટલો ગજબ ગુજાર્યો હતો ! તેમાં તારાનું અંતઃકરણ રાજી તો નહોતુંજ, પણ નટવરના પ્રેમમાં અંજાઇને અને ભોળવાઇને તમારી પર તરકટ રચવામાં તારા સામીલ રઇ ! પણ હવે તે વાતનો તેમને ઘણો પસ્તાવો થાય છે, અને તમને કોઇ પણ પ્રકારે તે મળવા માંગે છે ! "

મગનને હવે કંઇક વાત મનાઇ, પરંતુ તેણીને ઘેર જવાને તો તેની મરજીજ થઇ નહી ! પણ તેણે જણાવ્યું " એમજ જો બન્યું હોય, અને તે જો મને મળવા આતુરજ હોય તો હું તને કહુ ત્યાં તેણીને તું લઇ આવ ! પણ તેણીને ઘેર તો હું કદી આવીશ નહી ! કેમકે તારી વાત વીશે મને હજી શક છે, અને એક વાર મેં જે ખત્તા ખાધી છે, તેથી હવે ત્યાં આવવાને મારૂં મન કબુલ કરતું નથી ! માટે તેણીને જો સાત ફેરા ગરજ હોય તો હું કહુ ત્યાં તેડીને આવ ! "

" શેઠ, હવે તમારે ગભરાવા જેવું કશું નથી ! લગાર મારા ગરીબ પર વીશ્વાસ રાખો ! હું તેમને કંઇ પણ આંચ આવવા નહી દઉં ! " રામાએ જણાવ્યું.

" તને પણ હું ઓળખુ છું કે, તુ વળી ચોરનો ભાઇ ઘંટીચોર છે ! " મગને ડોકું હલાવીને કહ્યું " માટે જો તેણીને મારી મુલાકાત કરવીજ હોય તો આજે આઠ વાગે તેણીને લઇને તું આ ચોપાટીના બાગમાંજ આવજે અને હું પણ ત્યાં એ સમયે આવીશ "

" વારૂં તેમ તો તેમ ! હવે છે કંઇ ? ! " રામાએ કહ્યું.

" તો ભલે ! આઠ વાગે બરાબર સાથે લઇને આવજે ! " મગને જણાવ્યું.

" ઠીક, બહુ સારૂં. અત્યારે હું હવે રજા લઉં છું. " રામાએ કહ્યું.

" હા જા; પણ મને ફોગટ ફેરો નહી પડે, હોં કે ? " મગને જણાવ્યું.

" નક્કી આવીશું; અને તમે પણ જરૂર આવજો. " એમ કહી રામો ત્યાંથી પાછો ગયો.

મગનનાં મનમાં કંઇ કંઇ તરંગ ઉઠયા ! તારાની બાબતમાં તેને ઘણો શક ગયો ! તેણે ધાર્યું કે " રખેને વળી કંઈ નવું તરકીટી તટ ગોઠવવાની યુકતી તે રાંડ કરતી હોય ! " એમ મનમાં બાંધણી બાંધતાં વળી વીચારજ કીધો કે ફીકર નહી ! એક વાર મળે, પછી તેણીની વાતપરથી જે હશે તે ઝટ સમજાશે ! કપટ કરશે, તો પણ વાતમાંથી હુ પારખી લઇશ, અગર તેણી

ના હાથ દસ્તાવેજ લઇને કામ પાડીશ ! " એમ વીચાર કરી પોતે પણ પોતાને ઘેર ગયો અને અને ઝટ વાળુ કરીને પાછો કપડાં પહેરી તઇયાર થયો.

" કેમ સ્વામીનાથ, આજે વળી રાતના પાછા કયાં જાઓછો ? ! " ગુલાબે ચીતાતુર ચહેરે પુછયું

" લગાર ચોપાટી પર એકની મુલાકાત લેવાની છે તેને માટે જાઉછું. " મગને જણાવ્યું.

" વળી પાછું તમે મુલાકાત લેવાનું શરૂ કીધું ! ! " ગુલાબ શોકાતુર વદને પ્રાણમાં બોલી " આટલી બધી ખંત્તા ખાંધી, અને મુલાકાતોની મોકાણને લીધે તો બધા ખરાબિ કરી ! તોપણ મુલાકાતોનો પીછો છોડતા નથી ! હવે તમને મારે શું કહેવું ? ! હજી વળી કંઇ વિપદુઃખ ભોગવવાની હોંસ બાકી રહી ગઈ છે કે શું ? ! "

" તું ગભરા નહી વહાલી ! હવે કોઇ બીજા ફંદમાં ફસાઉં તેમ નથી તો ! એ તો પેલા નટવરનો ઘાટ ઘડવાને માટે બધી તજવીજ કરૂં છું ! " મગને જણાવ્યું.

" પણ તેનો ઘાટ ઘડવા જતાં કંઇ તમારો ઘાટ ઘડાઈ જાય નહી, તેની ખુબ સંભાળ રાખજો, ને પાકો વિચાર કરીને પગલાં ભરજો ! કેમકે સરકારના કાયદા કપરા છે ! " ગુલાબ બોલી.

" તે વાતની તારે હવે કંઇજ ચીંતા કરવી નહીં ! એક વાર ફસાયો કંઇ વારે ઘડીએ ફસાવાનો નથી ! હવેતો સો ગળણે ગાળીને પાણી પીશ ! સમજી કેની ? " મગને જણાવ્યું.

" સો ગળણે ગાળો કે બસેં ગળણે ગાળો ! પણ નબળો દહાડો હોય તો નબળું થતાં કંઇ વાર નહીં લાગેતો ! આપણાં ગ્રહ ભાગ નબળાં હોય, ત્યારે તો ડાહ્યા થઇને ચુપ ચુપ ઘરમાંજ બેસવું વધારે સારૂં કે પંચાત નહીં ! " ગુલાબે કહ્યું.

" નહીં, નહીં, તું ફીકર નહીં કર ! તારે હવે મારે માટે કશી ચીંતા નહીં રાખવી ! ચોગરદમ વિચાર કરીનેજ કામ કરીશ ! " મગને કહ્યું.

" તમે જાણો ત્યારે ! " ગુલાબે કહ્યું ' પણ વહેલાં આવજો ! "

" હમણાં આવું છું ! " એમ કહી મગન ચોપાટી પર જવા માટે ઝડપમાં ઘેરથી નીકળી પડયો.

ચોપાટી પરથી નીકળેલો રામો ઉતાવળે ડગલે તારા પાસે આવ્યો. તારાએ રામાને ઘરમાં જતાંજ પુછયું " કેમ રામા, સિંહ કે શિયાળ ? "

" બહેન. કામ ફતેહ છે ! અને હવે તમે જલદિ પરવારી લો; કેમ કે ચોપાટીના બાગમાંજ મળવાનું નક્કી કીધું છે. સાયંકાળ થઇ છે, અને રાતના આઠ વાગે આપણે ત્યા પહોંચવું જોઇએ. મગન પણ તેજ વખતે ત્યાં આવશે, અને પછી આપણી મુલાકાત થશે." તારાએ કહ્યુ

" હા બહેન; અને હવે તમે પરવારી લો. " રામો બોલ્યો.

તારાએ તરતજ વસ્ત્રાલંકાર સજ્યાં, અને ભપકો કીધો તો ખરો, પરંતુ તેમાં સુધરેલી સાદાઇ વિશેષ હતી ! શરીરે' ઝુલ મુકેલું પેલકું,' અને એક રેશમી સાડી પહેરી, અને કાને એક સાધારણ કીંમતનું એરિંગ લટકાવ્યું. હાથમાં માત્ર કાચની એકેકી પાટલીજ પહેરી, અને પગમાં બુટ ને મોજાં તો ખરાંજ ! એટલો સાધારણ ભપકો કરીને તારા સુમારે સાડાસાતને સમયે ઘેરથી રામાની સાથે નીકળી, અને બારણાં વચ્ચે પોતાના ભૈયાને બેસાડયો તથા દાદરને દરવાજે તાળું દીધું, અને બીજાં બારી બારણાં,પણ બંધ કીધાં.

મગન આઠ વાગ્યાની અગાઉ બાગમાં આવીને આમ તેમ આંટા ખાય છે, અને તારાની રાહ જાતો નજર ફેર્વ્યા કરે છે. એટલામાં તારા આવી. તેણીને જોતાંજ મગને તેણીને ' શેકહેન્ડ,

કરી કહ્યું " ઓહો ! તારા, કેમ છે ! ખુશીમાંતો છે ની ? "

" હા, આપતો ખુશીમાં છો ? " તારાએ સામો વિવેક કીધો.

" ઓ બસ ! " મગને કહ્યું " અને વળી તને જોઇને વિશેષ ! "

તારાએ પછી રામાને ઇશારત કરવાથી રામો ખસી ગયો, અને તારા તથા મગન ત્યાંથી થોડેક જઇને એક બાંકડા પર બેઠાં. કે જેથી કોઇ એકદમ જોઈ શકે નહી ! "

" તારા. તારો નટવર શું કરે છે ? " મગને વાતનો પ્રારંભ કીધો,

" મારો નટવર ? ! " તારાએ કહ્યું.

" અલબત ! " મગને કહ્યુ " એકવાર નહીં પણ સાતવાર ! "

" ત્યારે તમારો નહીં કે ? ! " તારાએ પુછ્યું.

" મારો હતો ત્યારે હતો, પણ હવે મારો નહી ! " મગને જણાવ્યું.

" ત્યારેતો મારોએ હતો ત્યારે હતો, અને હવે મારો પણ નથી ! " તારા બોલી.

', મને તો રામાએ માત્ર એટલુંજ કહ્યું કે. તમો બંને વચ્ચે તકરાર થઇ છે ! પણ તકરાર શા માટે થઇ, તે કંઈ તે બોલ્યો નથી ! " મગને જણાવ્યું.

" તકરાર થવાનું કારણ માત્ર એનો કુતરા જેવો સ્વભાવ ! " તારા બોલી.

" એટલે ? ! તે શું વળી ? ! " મગને પુછ્યું.

" **મગનલાલ**. તમે બધું જાણીને મારે મોઢે તમે બધો પાંચડો પડાવો છો ! પણ મને કહેતા શરમ લાગે છે ! તો પણ ઇશ્વરે તેવો વખત આપ્યો, ત્યારે મારે કહ્યાં વગર ચાલતું નથી ! " તારા લગાર આંખમાં આંસુ આણીને બોલી,

મગનને તારાપર દયા આવી. તેણે પોતાના ગજવામાંથી રૂમાલ કહાડીને તારાની આંખોલુછી નાખી, અને તે બોલ્યો " તારા રડ નહીં ! શાંતિ રાખ ! હુંતો તને પ્રથમથીજ કહેતો હતો કે, એનો જીવ બહાર ભટકતો છે, એ કુતરાની માફક ઠેકાણે ઠેકાણે એ ભટકે છે ! પણ તારાં મગજમાં ખરી વાત ઉતરી નહીં ! હવે પસ્તાઇને શું કરશે ? ! "

" **મગનલાલ**, હું એના વિશ્વાસપર ભોળવાઇ, અને છેક સુધી હું એમજ જાણતી હતી કે, માત્ર મારા પરજ એને પ્યાર છે ! પણ જેવા અમે ફરવા ગયાં, ત્યાં એક નાયકણ એને મળી અને તે વખતથીજ એનું ચીત ચળ્યું. એ મારા પર તીરસકાર બતાવીને મારી સાથે લડી પડયો અને બંગલામાંથી ધક્કો મારીને મને કહાડી મુકી ! " તારા આમ કહેતાં વળી રડી પડી !

મગને તેણીને ધીરી પાડી, અને કહ્યું " તનેતો હમણાંજ ખાત્રી થઇ કે નટવર બાહાર લટો છે, પણ હું તો એને અમસથી ઓળખું છું અને એની નસે નસ સારી પેઠે જાણું છું !"

" પ્રથમથીજ જો હું એના પ્રપંચ જાણતી હોત તો હું એની સાથે કદી પણ પ્યારમાં પડતે નહીં, ને મારો ભવ બગડતે નહી! હવેતો હું આમથીએ રવડી ને આમથી એ રવડી ! એની મહોકાણમાં મેં મારા પતીનું ઘર પણ ખોયું, અને હવે હું રવડી ગઇ ! તારા રડતી બોલી " હવે મારો અવતાર તો મારી યુવાવસ્તાયેં બહારનો બગીજ ગયોની ? ! "

" તું ગભરા નહીં ! સઉ સારૂં થશે ! તારો વર સ્વતંત્રદાસ મારો પરમ મિત્ર છે, અને તે મારા હાથમાં છે ! માટે તેને સમજાવવાની તજવીજ હું કરીશ ! " મગને જણાવ્યું.

' પણ તેમની સાથે હવે મારૂં મન મળવું મુશ્કેલ છે ! ગમે તેટલો મીલાપ થાય, તો પણ અંતરના આમળા કદી છુટે છે ? ! " તારાએ જણાવ્યું.

" તારા વર સાથે તું ઉપલેક સબંધ રાખજે, અને પછી તો હું છું કેની ? ! " મગને જણાવ્યું " હું તને પ્રથમથીજ ચાહુ છું, અને તારા પ્રત્યે મારો પૂર્ણ પ્રેમ છે, પરતુ દીલગીર છુ

કે તે મારા પર ધીક્કાર બતાવીને માત્ર નટવરની અક્કલે ચાલી ઓર મને ખરાબ કીધી. ને મારી આબરૂને એબ લગાડી, એટલુંજ નહી પણ હું દુનીયામાંથી ઉખડી જાઉં એટલી હદ સુધીનો પ્રપંચ ચલાવી મને હેરાન હેરાન કરી નાખ્યો !"

" મગનલાલ ! એને માટે હવે મને ઘણો પરતાંવો થાય છે, અને હું આપની પાસે માફી માગું છું ! હવે તે આમજો આપ નહીં રાખતાં, મારા પર દયા અને મમતાથી મહોબત રાખો એટલીજ મારી વીનતી છે !" તારાએ હાથ જોડીને કહ્યું.

" તારા ! હું કપટી નથી. આ માગ પેટમાં તારે લીધે આમજો રહે તેમ નથી; અને હું સમજુ છુ કે, તું માત્ર નટવરની દોરવેલી દોરાઈ છે ! અને તેથી તેને માટે તારા પર મને કંઈજ ગુસ્સો નથી, પણ માત્ર નટવર પર મને ઘણો ધીક્કાર છે, અને તેને કોઈ પણ પ્રકારે જોઈ લેવાના વીચારમાં છુ !" મગને જણાવ્યું.

" મારો વીચાર પણ તેવોજ છે, અને તેથીજ હુ આપની મુનોકામ ચાહતી હતી ! માટે કોઇ પણ પ્રકાર એ મુઆ કપટી ઠગારાની ખબર લેવાય તો ઠીક !" તારા બોલી.

" તે બધી તજવીજ હુ કરીશ. અને મારી ને તારી હોંશ પુરી કરીશ ! પણ તુ વળી વખત આવતાં પાછી ફરી બોલાય નહી, અને વળી પછી નટવરને મળી જાય નહીં, તેની ખાત્રી મને કેમ થાય ?" મગને જણાવ્યુ.

" આપ કહો તે ખત્રી આપુ !" તારા બોલી " આપ કહો તેવા કસમ ખાઉ ! અગર આપ કહો તેમ કરૂં !"

" કસમપર તો મને બીલકુલ વીશ્વાસજ નથી !" મગને કહ્યું.

" ત્યારે આપ જેમ ફરમાવો તેમ કરવા હું તૈયાર છું !" તારા બોલી.

" જ્યારે એમજ છે ત્યારે તો તું મને લખી આપ !" મગને કહ્યું.

" હા, મ્હોટી ખુશીથી ! આપ કહો તેમ લખી આપું !" તારા બોલી.

" તું મને એવી મતલબનું લખી આપ કે " મારા શિવાય આજ પછી કોઇની સાથે પણ તારે પ્યાર બાંધવો નહીં, અને હું જે કરૂં તે તારે કબુલ કરવું, ને હું કહુ તેટલુંજ તારે કરવું, અને જીવતાં સુધી મારી આગ્નામાં રહેવું !" એ મતલબનું લખી આપે તોજ હવે તો તારા સાથે સંબંધ સાધું ! તે શિવાય મને વિશ્વાસ આવે નહીં તો !" મગને જણાવ્યું " મેં તારી સાથે કદી પણ એવી ચાલ ચલાવી છે કે, મારા પરથી તને વિશ્વાસ ઉઠી જાય ? ! અને તેં તો વિશ્વાસ નહીં રાખવા જેવુંજ કીધું છે ! માટે માત્ર તારેજ લખી આપવાની ફરજ છે !"

" ભલે ! તેમ તો તેમ ! આપ મને ખરડો કરી આપો, અને તે પર હું સહી કરી આપું !" તારા બોલી.

" લે હમણાંજ ખરડો કરી આપુ છું ! " એમ કહી મગને ગજવામાંથી કાગળ ને પેન્સીલ કહાડીને બાગના એક ફાનસ પાસે જઇ નીચે પ્રમાણે ખરડો તૈયાર કીધોઃ-

" મારા પ્યારા મગનલાલ,

આપનાપર મારો પુર્ણ વિશ્વાસછે; અને આપની સાથે મારે જે સંબંધ થયો છે તેથી હું આપને મારો પ્યાર અર્પણ કરૂં છું, અને આપની આગ્નામાં જીવતાં સુધી રહેવાને હું બંધાઉં છું, એમ નક્કી માનશો, અને આપના સિવાય બીજા કોઇની સાથે પણ હું સંબંધ રાખીશ નહીં, એમ હું આ લખીને આપને ખાત્રિ કરી આપું છું. ટુંકમાં આજથી હું આપનીજ છું."

ઉપર પ્રમાણે લખીને, મગને, તારાને વાંચવાને માટે કાગળ આપ્યો, અને તારાએ વાંચીને કહયું

" એમા એમ લખ્યું છે કે ,, અગરથી હું આપનીજ છું. ,, ત્યારે સાથે વળી એમ પણ જણાવોની કે " તમે પણ મારાજ છો.

એમ લખવાને મને કશો વાંધો નથી, પણ એનો ભાવાર્થ અંદરજ સમાઇ ગયો છે, માટે એમ લખવાથી વિશેષ કંઇ લાભ નથી ! " મગને કહ્યું.

" ત્યારે તે લખવાની જરૂર નથી. લો હું સહી કરી આપું છું. " એમ કહીને તારાએ તરત પેન્સીલથીજ તે પત્ર પર સહી કરી આપી, અને પછી મગને તે પત્ર લઇને પોતના ડગલાના ગજવામાં મુક્યો.

" પણ મગનલાલ, હવે તમે પાછા મને ક્યારે મળશો ? " તારાએ પૂછ્યું.

" હું વળી બે ચાર દાહાડા પછી મળીશ; કેમકે તારા વરને હવે મારે તજવીજથી સીસામાં ઉતારવો પડશે, અને કોઇ પણ પ્રકારે તે તને બોલાવે, તેવું કરવું પડશે ! ,, મગને જણાવ્યું.

" હું તેમને ઘેર જઇને રહું, તેના કરતાં મારા ઘરમાંજ તેઓ આવીને રહે, તેમ કરવું જોઇએ ! ,, તારા બોલી.

" તે પણ તજવીજ ધીમે ધીમે હું કરી આપીશ ! " મગને જણાવ્યું.

" પણ તેની સાથે જો મારે રહેવાનું થશે, તો પછી તમારાથી મારા ઘરમાં કેવી રીતે અવાશે જવાશે ? ! " તારા ચિંતા કરતી બોલી.

" તેની તો કંઇ હરકત નથી; કેમકે સ્વતંત્રદાસ સાથે હુ એવી દોસ્તી સાંધી રાખીશ કે, તેની ગેરહાજરીમાં પણ તારી પાસેજ રહીશ, અને તે તો રોજ નોકરીએ જશે, એટલે આખો દાહાડો હું ને તું ઘરમાં મન મુજબ મઝા કરીશું ! આપણને પુછનાર કોણ છે ? "

" એ પણ બરાબર ! ,, તારા બોલી " ત્યારે હવે આપણે જઇશું ; કેમકે રાત ઘણી ગઇ છે, અને વધારે મોડું થશે તો વળી પોલીસ રખે પંચાતી કરે ! "

" હા ચાલો. ,, એમ કહી બંને ઉઠતાંજ મગને ગુપચુપ તારાના ગાલપર ચુંબન કીધું, અને તે પરથી તારા હસીને બોલી " વાહ ! હવે તમે સખણા રહેવાના નહીં કે ? તમને પણ અટકચાળુ સુઝ્યું કે ? '.

" એ તો આપણા પ્રેમના પ્રારંભની નિશાની કહેવાય ! " મગને જણાવ્યું.

" ઠીક ! તેમ તો તેમ ! પણ વળી પાછા જેમ બને તેમ જલદી આવજો, અને હવે તો ઘેરજ પધારજો. " તારાએ કહ્યું.

" મ્હોટી ખુશીથી. " મગને કહ્યું.

એટલામાં રામો પણ પાછળ પાછળ ચાલ્યો આવ્યો, અને બાહાર નીકળી મગન પોતાની ગાડીમાં બેસીને ઘેર ચાલ્યો ગયો, અને રામો તથા તારા પણ ગાડીમાં બેસી પોતાને ઘેર સંચર્યાં.

## પ્રકરણ ૨૭ મું.

**દોહરો**—રવિવાર રળીયામણો, મીત્રો મળીયા ખાસ;
મીત્ર શીખ આપી ખરી, સમજ્યો સ્વતંત્રદાસ;

### ચોકઠુ બેઠુ !

રવિવારનો નવરો દિવસ છે બપોરના અગીઆર વાગી ગયા છે. સ્વતંત્રદાસે પોતાના એક મિત્ર સી૦ ચંદુલાલને પોતાને ઘેર આજે બોલાવ્યો છે, કે જેને જે મિત્ર મુંબાઇના એક

એક સોલિસિટરને ત્યાં મેનેજીંગ કલાર્ક તરીકે ઘણી બાહોશી ધરાવે છે, અને સ્વભાવે ઘણો સાદો, સરળ સારી સમજ શક્તિ ધરાવનાર, દરેકને સારી સલાહ આપનાર સત્યવાદી સદપાત્ર પુરૂષ છે. તે આ સમયે સ્વતંત્રદાસના બોલાવ્યા પ્રમાણે અત્રે આવ્યો છે.

" કેમ ચંદુલાલભાઇ, હવે મારી સ્ત્રીનાં સંબંધમાં તમારો શો વિચાર છે ! " સ્વતંત્રદાસે પોતાના તે માનવંત મિત્ર પ્રત્યે પુછ્યું.

" બઇ ફ્રેન્ડ ! " ચંદુલાલે જણાવ્યું „ કોઇ પણ પ્રકારે એ બાબતનો નિકાલ ઘર મેળે આવે તો વધારે સારૂં; કેમકે કોર્ટનાં કામ ઘણાં કારાં છે ! ત્યાં તો પુરાવાપર મ્હોટો આધાર રહેલો છે ! વખતે ધાર્યુંએ થાય અને વખતે બાજી બગડી પણ જાય સરકારના કાયદા ઘણા ચીત્ર છે, અને તે સાથે તેમાં અનેક પાઇન્ટસ' રહેલા છે ! માટે મારો વિચાર તો એજ છે કે, એ બાબત કોઇ પણ પ્રકારે ઘર મેળે પતાવો તો વધારે સારૂં ! "

" પણ ઘર મેળે પતાવવાનો રસ્તો રહ્યો નથી ! " સ્વતંત્રદાસે જણાવ્યું „ ઘર મેળે પતાવતાં છેટો તો કદાચ એજ આવે કે મારી પત્નિને ઘરમાં રાખવી ! „

" તેમ થાય તેમાં પણ શું ખોટું છે ? " ચંદુલાલે કહ્યું.

" ખોટું કેમ નહી ? ! " સ્વતંત્રદાસે જણાવ્યું „ મારી સ્ત્રીને મારે ઘેર નહીં રાખવી એતો મુળ મારી તકરારજ છે તો ! "

" શું તમારે બીજી સ્ત્રી પરણવી છે ? ! „ ચંદુલાલે પૂછ્યું.

" અલબત—હારતો ! „ સ્વતંત્રદાસે જણાવ્યું.

" અને પછી જુની સ્ત્રી ભરપોસણનો દાવો તમારીપર માંડશે તો ? ! „ ચંદુલાલે પુછ્યુ.

" તેટલા માટે તો તેમને પુછું છું કે, કોઇ પણ પ્રકારે તે રાંડ સંતાપી નહીં શકે, અને હું બીજી સ્ત્રી સહેલાઇથી કરી શકું તેવો કંઇ ઇલાજ બતાવો ! " સ્વતંત્રસે જણાવ્યું.

" એહ નો, નો ! „ ચંદુલાલે ડોકું હલાવી કહ્યું " એવો અવળો રસ્તો લેવો મુનાસબ નથી ! "

" ત્યારે શું તમે એવી સલાહ આપો છો કે, તેણીને મારે ઘરમાંજ રાખવી ! „ સ્વતંત્રદાસે પુછ્યું.

" એક વાર નહીં, પણ સાત વાર ! „ ચંદુલાલે આગળ વધી જણાવ્યું " તમે તેણીની સાથે હિંદુશાસ્ત્ર વિધિ માંગો છો એ કેમ બને ? ! આપણાં લોકમાં કંઇ છુટાછેડા કરવાનો ધારો નથી ! પછી તમે તેણીને છુટી કરીજ કેમ શકો ! માઇ ડીયર ફ્રેન્ડ ! જે કરો તે બહુંજ વિચાર કરીને કરજો ! વગર વિચાર્યું પગલું ભરશો તો પસ્તાશો ! "

" પણ એવી અનીતિવાન ને પર પુરૂષ સંગે ભટકનારી સ્ત્રીને હું મારા ઘરમાં રાખું ? ! એ તમે શું બોલોછો ચંદુલાલ ? ! આજે તમારી અક્કલ ક્યાં ગઇ છે ? ! સ્વતંત્રદાસે કહ્યું.

" સ્વતંત્રદાસ, હું તો તમને સારી સલાહ આપીશ, અને તમારો સંસાર સુધરે તેવીજ વાત વદીશ ! " ચંદુલાલે કહ્યું .. જુઓ ભાઇ, તમે તેણીને માટે „ નારી—અનીતિવાન " નું વિશેષણ વાપરો છો, પરંતુ સાબિતી શી ? ! તમે નજરોનજર તેણીને તેવી નિર્ખિ છે ? "

" પણ તેણીએ પેલા લુચ્ચા રંડીબાજ નટવર પર જે ' પ્રેમી પત્ર , લખ્યો છે, તેથી શું તેણીની ખરાબ ચાલ સાબિત થઇ શકતી નથી ? ! સ્વતંત્રદાસે લગાર તપી જઇને પુછ્યું.

" માઇ ફ્રેન્ડ, આકળા નહીં થાઓ, શાંતપણે વિચાર કરો ! " ચંદુલાલે જણાવ્યું " તેણીના તે પત્ર ઉપરથી એવું સાબિત થઇ શકતુંજ નથી કે, તેણી અનીતિવાન હોઇ ભ્રષ્ટ થઇજ ચુકી છે ! "

"ત્યારે શું સાબિત થાય છે ? !" સ્વતંત્રદાસે ભમર ચઢાવી પૂછ્યું.

"તેપરથી તો માત્ર એટલું માલૂમ પડે છે કે અવળે માર્ગે દોરવાને તેણીનાં મનમાં ઉછાળા મારે છે ! અને તેને માટે તેણી મનમાં નબળા ઘાટ ઘડી નબળા રસ્તા શોધવાની પ્રેરવી કરે છે ! પણ હજી તેણીની મરિયાદા મૂકાઇ નથી, એટલું તો તે પત્ર પરથી કહી શકાશે !" ચંદુલાલે સમજાવીને કહ્યું.

"વારૂ તેમ તો તેમ !" સ્વતંત્રદાસ બોલ્યો "પણ તેણી નઠારી છે, એ તો ખરૂં કેની?"

ચંદુલાલનું મગજ લગાર ચઢી ગયું હોય તેમ કહ્યું સ્વતંત્રદાસ ! તમે આવા વિદ્વાન થઇ હજી પણ મારી વાતનો મુદ્દો સમજ્યાનથી ! તેણી નઠારી છે, એમ તો સાબિત થતુંજ નથી; પરંતુ માત્ર તેણી પોતાનાં મનમાં નઠારા સંકલ્પ કરે છે, એટલુંજ સિદ્ધ થાય છે !"

"અને એવા નઠારા સંકલ્પ કરનારી સ્ત્રીને તમે રાખવાને સલાહ આપો છો કેમ ? !" સ્વતંત્રદાસે કહ્યું.

"તેમાં શું ખોટું છે !" ચંદુલાલ બોલ્યા "તેણી નાદાનીને લીધે, અને સારી સંગતિની ગેરહાજરીમાં કદાચ નબળી મનોવૃત્તિ કરે તો તેણીને સુધારવી, એ તમારી ફરજ છે !"

"અરે ! ચંદુલાલ એ તમે શું કહો છો ! ઠેઠ ભટકતા વિચારની સ્ત્રી ! જેણીનું અંતઃકરણ નબળા વિચારોના કાટથી કટાઈ ગયું હોય તેણી તે વળી સુધરી શકતી હશે ? !" સ્વતંત્રદાસે કહ્યું.

"શા માટે નહી સુધરે ?" ચંદુલાલે સહજ પાણી જણાવ્યું "કટાઈ ગયલી વસ્તુને પણ જો કોપરેલ તેલથી સાફ કરીએ તો તે સાફ થઇ જાય છે ! તેવીજ રીતે તમે તેણીને પાસે રાખી હંમેશાં સારી શિખામણ આપો, સારી નીતિવાન સ્ત્રીઓના સંગમાં તેણીને રાખો અને પછી જૂઓ કે તે પ્રકારે તેણીની કટાયલી મનોવૃત્તિ સુધરે છે કે નહીં ! તમે જાણો છો સ્વતંત્રદાસ, કુમળા છોડને જેમ વાળીએ તેમ છો છે ! માટે જો તેણીને હાલમાંજ સુધારાની પ્રેરવી કરશો તો તે સુધરી શકશે. Taming of the Shrew ની વાર્તા Lamb's Tales નાં પુસ્તકમાં વાંચી છે તે તમે ભૂલી ગયા ? ! તેમાં બતાવેલી સ્ત્રી કેવી સુધરી ગઇ, તે તમે નથી જાણતા ? ! પતિને સુધારવી, એ પતિની ફરજ છે ! માટે કોર્ટમાં જવાના વિચારો છોડો, અને હાલા થઈ તેણીને સારી રીતે સદ્બોધ ને સત્સંગ આપતા રહો અને પછી તમનેજ જણાશે કે, તેણી સુધરી! અરે ! તમેજ મને કહેવા આવશો કે "મારી સ્ત્રી તો હવે ઘણી નીતિવાન થઇ ગઇ !"

એ વાત હું માન્ય કરૂં છું, પણ મૂળ વાંધો નથી ! તેણી મારે ઘેરજ આવતી નથી ! તેણી તો મને પોતાને કહે છે કે 'તમે મારે ઘેર આવીને રહો!" એમ બંને?! સ્વતંત્રદાસે જણાવ્યું.

"તેમ તો તેમ ! તેમાં પણ શું ખોટુ છે ? !" ચંદુલાલે જણાવ્યું.

"એટલે ? !" સ્વતંત્રદાસે વળી મગજ ફેરવી જણાવ્યું "તમે શું ઘેરથી એવોજ ઠરાવ કરીને આવ્યા છો કે, મારા દરેક વાત તોડવીજ પાડવી ? ! સાસરાના ઘરમાં મારે જઇને રહેવું એ મને શરમાવા જેવું નહીં ગણાય? ! શું હું હીણકમાઉ ને ભુખે મરતો છું કે ત્યાં જઇને રહુ ?! ઇશ્વરે મને મારા હાથ સલામત આપ્યા છે, અને મારૂં ગુજરાન સહેલાઇથી કરવાને હું પૂરતો શક્તિમાન છું ! એ તો જેમના હથ પગ ભાંગી ગયા હોય, અને જેઓ નિર્વાહ કરવાને અશક્ત હોય તેઓનું એ કામ છે ! મારૂં એ કામ નથી !"

"હેંહેંહેં !" મી૦ ચંદુલાલે હસીને કહ્યું 'સ્વતંત્રદાસ તમારી અક્કલ આજ અંજાઇ કેમ ગઈ છે ! તમે જે બોલો છો, તે આખરે વૃથા ઠરે છે ! તેનું કારણ માત્ર એજ છે, કે, તમે બોલતા અગાઉ કંઈ પણ લાંબો વિચાર કરતા નથી, અને તેમ કર્યા શિવાય મનમાં એકદમ અમુક

ઠરાવ પરજ આવી જાઓ છો ! જે બોલવું ને જે કંઇ ઠરાવ કરવો, તે પહેલા દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરવો, એજ વિદ્વાન પુરૂષનું કામ છે ! મારા વહાલા મિત્ર, સાસરામાં રહેવું, એ શરમ ભરેલુ ગણાય પરંતુ તે કેવા પ્રસંગે, અને કઇ સ્થિતિ વચ્ચે ? જો તમારા સાસુ સસરા હયાત હોય અથવા તો જો તમારા સાળા કે બીજા તેમનાં સંબંધીઓ તમારા સસરાંમાં હોય, અને તેવી સ્થિતિમાં જો તમારે ત્યાં જઇને રહેવાનું હોયતો બેશક તે યોગ્ય ગણાય નહી ! પણ તમે જાણો છો કે ત્યાંતે તમારાં સ્ત્રી સિવાય બીજું કોઇ નથી ! અરે ! ખરૂં રહું તો તમારા સસરામાં વારસ તરીકે તમેજ છો ! કેમકે તમારી સ્ત્રી ત્યાંના કુલ માલિક રહ્યા છે, અને તેમનું જે છે તે તમારૂંજ છે, એટલુંજ નહીં પણ તેમની પૂંજી સાચવવી, એ ફરજ તમારી છે ! માટે એવા પ્રસંગો જોતાં તમે ત્યાં જઇને રહો તો તેમાં તમને કોઈ પણ પ્રકારે શરમાવા જેવું છેજ નહીં !

સ્વતંત્રદાસ સ્થિર થઇ ! તે વિચારમાં પડી ગયો, પણ સમજ્યો ! અને થોડી વાર મનમાં અનેક ઉથલપાથલ કરી બોલ્યો " ત્યારે શું મારી સ્ત્રીનાં આમંત્રણ વગરજ મારે ત્યાં જવું ? !

" નહીં, તેમ તો નહીંજ ! " ચંદુલાલે જણાવ્યું " તેમ કરવાને હું હા પાડી શકતો નથી ! તેણી તમને બોલાવે તોજ તમારે જવું, એ યોગ્ય ગણાશે "

" પણ તેણીતો મારો ભાવે પુછતિ નથી ! સ્વતંત્રદાસે કહ્યું,

" ને બાબતની તજવીજ આપણે કરીશું, અને તમને તેણી બોલાવે તોજ જવુ તેવી યુક્તિ હવે ચલાવીશું, કોઇ આપણા મિત્રને તેણીની પાસે મોકલીશું, અને ધીમે રહીને રસ્તો લાવીશું. " ચદુલાલે જણાવ્યુ " ભાઇ, આપણા હિંદુ સંસારનાં બંધારણ વિચિત્ર પ્રકારનાં છે! માટે બહુ સંભાળીને સંસારી ખટપટનો નીકાલ લાવવાનો છે ! ઉતાવળ કરીએ, અને તમે કહેતા હતા તેમ જો ત્વરિત કોર્ટમાં ચઢીએ, તેમાં પરિણામે આપણને પસ્તાવુંજ પડે ! વળી લોકમાં બંનેની ફજેતી થાય તે જુદી ! અને કદાચ એમ સમજો કે કોર્ટમાંથી છૂટા છેડા મેળવ્યા ! પણ પછી જો તમારી સ્ત્રી નિર્લજ થઈ ભીંડીબજાર કે વ્હાઈટ સ્ટીટમાં દુકાન માડીને બેસે તો પ્રથમ તો તમનેજ નીચું જોવું પડે ! કેમકે જતાં આવતાં લોકો તેણીના તરફ આંગળી બતાવીને કહેકે " પેલા સ્વતંત્રદાસની આ સ્ત્રી !" એટલે થઇ ચુકયું ! તમારા નામને નામોશી લાગે ! તેના કરતાં ગમે તેમ કરીને સંસાર નભાવવો. એજ સમયાનુંસાર ગણાય, અને તેમાંજ સોભા પણ સમાયલી રહે. "

" પ્રિય ચંદુલાલ, તમારી સલાહ ઉત્તમ છે હુંતો ઉતાવળીયો માણસ છું, તેથી ઉતાવળમાં કેટલીક વાર મારાથી સઘનું અવસવ થઇ જાય છે, અને જો તમે નહી હોતતો આ બાબતમાં પણ તેમજ થઇ જાત ! મારી ન્યાતમાં પણ મારા ઉતાવળિયા ક્રમથીજ મારી સ્ત્રીની ફજેતી મેં કરાવી અને તેણીનો પહેલો પત્ર મેં ન્યાતમાં સાજનામાં છ ચોક ઉઘાડો કર્યો ! તે વખતે જો તમારો વિચાર લેતે તો આજે તેને માટે જે પસ્તાવો થાય છે, તે કદી પણ થાતજ નહીં ! પણ ખેર ! હવેતો જે થયું તે થયું ! " સ્વતંત્રદાસે પસ્તાવો કીધો.

" પ્રિય મિત્ર ! આપણાં વડીલોની કહેવતછે કે " ઉતાવળાસો બ્હાવરા, ને ધીરા સો ગંભીર. " માટે હંમેશાં હરેક કાર્ય ધીરજથી શાંત મનોવૃત્તિ રાખીને કરવું કે પસ્તાવું નહીં પડે!" ચંદુલાલે શિખામણ આપી.

" યસ. યુ આર કવાઇટ રાઇટ." સ્વતંત્રદાસે જણાવ્યું.

" લો ત્યારે હવે મને રજા છે ? " ચંદુલાલે ઉઠવાનું કર્યું.

" બેસોની ભાઇ જવાય છે. આજેતો રવીવાર છે. આજે કયાં કોર્ટ જવું છે કે આમ ઉતાવળ કરો છો ?! અત્યાર શુધી તો મગજને તસ્દી આપી, પણ હવે લગાર પાન સોપારીતો ખાઓ. પછી ચાહે પીને સાથેજ નીકળીએ બીજે કંઇ જવું છે?" સ્વતંત્રદાસે પુછ્યું.

" જવુ તો કંઈ નથી. ઘેર લગાર વાંચવાનું છે, એજ કામ છે!" ચંદુલાલે જણાવ્યું.

' વંચાશે મારા ભાઇ! વાંચવાનું તો રોજનું છે આઠ દહાડે રવિવારે તો લગાર નિવૃત્તિ રાખવી કે નહીં ? " સ્વતંત્રદાસે જણાવ્યું.

" ઠીક ત્યારે લો બેઠા !" ચંદુલાલે એમ જણાવી માથાપરની પાઘડી ઉતારીને નીચે મુકી.

" સ્વતંત્રદાસે પછી પાનની રકાબી લઇને પાન સોપારી કરવા માંડયાં, એટલે ચંદુલાલે લગાર મશ્કરીમાં જણાવ્યું, જુઓ ભાઇ, બાયડી હોતતો આ પંચાતી તમારે હાથે કરવી પડતે ?!"

" હા, હા, ભાઈ! તમે બાયડી વાળા છો તેથી અમારી મશ્કરી કરો ! પણ તેવો વખતે આવશે! અને તે વખત લાવવો તમારા હાથમાં હવે છે કેની!" સ્વતંત્રદાસે ટકોર કીધી.

" આવશે! આવશે! હવે તેવો વખત પરમેશ્વર કરશે તો જલદીજ આવશે!" ચંદુલાલે જણાવ્યું.

" અરે ચંદુલાલ હવે તો ખચીત મને હાલતાં ને ચાલતાં સ્ત્રી યાદ આવે છે! જુઓની આ પેલું ધોતીયું કેટલા દિવસ થયા ફાટી ગયું છે, પણ ઘરમાં કોઇ બૈરૂં નહીં તેથી કોને કહું કે સીવી આપે! હાથમાં સોઇ લઇને બેશું તો વઝે! પણ એવું એવું કરતાં હવે આળસ આવે છે દોસ્ત! હવે તો થાક્યો! બાળપણથીજ વહીતરૂં કરવા માંડયું છે, અને યુવાવસ્થામાં હાલ જ્યારે ખાઈ પીને આનંદ ભોગવવાનો વખત છે, ત્યારે મારે કરમે સ્ત્રીનુ સુખ નથી ? માટે કોઇ પણ પ્રકારે હવે તો તેણીનો મેલાપ થાય તેમ કરો તો સારૂં યાર!" સ્વતંત્રદાસે જણાવ્યું.

" હા ભાઇ હા, ખરી વાત!" ચંદુલાલે ટુચકો મૂક્યો. " અત્યાર સુધી તો તમારા મનમાં એવો વિચાર હતો કે, એ બાયડીને હવે કદી ઘરમાંજ ઘાલવી નહીં, અને હવે તેણીને મળવાને તલપાપડ બની ગયા છો! સ્ત્રીની મોહીની એવીજ છે, બાપુ!"

" બનાવો ભાઈ બનાવો! તમે નહીં બનાવશો તો તમારાં છોકરાં બનાવશે ?! " સ્વતંત્રદાસે હસીને જણાવ્યું, પણ હવે મારૂં ક્યારે કરશો તે તો જરા જણાવો!"

" હવે જે વખત જાય છે, તેમાં તજવીજ કરી આપુ છું! આટલાં વર્ષ સબુરી પકડી તો થોડા રોજ વધારે કહાડી નાખો ભાઇ! ઉતાવળે આંબા પાકતાં નથી! અને એટલી બધી ઉતાવરજ હોય તો વગર તેડે તેણીને ત્યાં જઇને સલામ ભરો!" ચંદુલાલે વળી મશ્કરી કરી!

" ઠીક! ઠીક! હજી પણ બાકી હોય તો બે બોલ વધારે સંભરાવો! સ્વતંત્રદાસે કહ્યુ.

એટલામાં મગન આવી ચઢયો. તેને ઉપર આવતાંજ સ્વતંત્રદાસે કહ્યું" ઓહો! તે દાહાડાના હજી આજે આવો છો કે ભાઇ સાહેબ?! તમે પણ વાયદો ઠીક પાળ્યો! ખુબ છો યાર!"

'ભાઈ એમજ ચાલે છે! કામના રોકાણને લીધે અવાયું નહીં, તેને માટે તમારી પાસે માફ માંગું છું! મગને જણાવ્યું.

સ્વતંત્રદાસે મગનને પોતાની પાસેજ બેસાડયો, અને પછી ચંદુલાલ સાથે તેની ઓળખ કરાવતાં કહ્યું " આ મારા એક મિત્ર છે, અને મારે સાસરે એમનો પગરવો છે."

મગન આ સાંભળી ગભરાયો કે" વળી કંઈ મોહોકાણ છે કે શું ?!"

પણ એટલામાં તો ચંદુલાલ બોલી ઉઠયો

"જ્યારે એમજ છે, ત્યારે તો એમનીજ મારફતે તમારા ' વાઇફને, કહેવરાવોની! એઓ તમારા મિત્ર છે તેથી તમારૂં કામ મ્હોટી ખુશીથી કરી આપશે, એમ હું ઉમેદ રાખું છું"

" ઓ યસ! એઓ મારે માટે કંઇ પણ કરવાને પાછા હઠે તેમ નથી," સ્વતંત્રદાસે કહ્યું.

" ત્યારે તો બસ, એમનેજ તે કામ સોંપો " ચંદુલાલે જણાવ્યું.

"ફરમાવો! સેવક હાજર છે!" **મગને** ડરતાં ડરતાં કહ્યું.

**ચંદુલાલે** પછી **મગનને** વાત સમજાવતાં જણાવ્યું "જૂઓ **મી૦ મગનલાલ** આ **મી૦ સ્વતંત્રદાસ**ની સ્ત્રી વચ્ચે એમને જે ખટપટ ચાલે છે, તેનો નિકાલ તમે વચ્ચે પડીને આણી આપો!"

"મ્હોટી ખુશીથી! આપ કહો તેવી રીતે તેણીને કહેવાને હું તૈયાર છું!" **મગને** જણાવ્યું.

"કોઇ પણ પ્રકારે એ પતિ પત્નિમાં સમજુતી થાય તેમ કરો!" **ચંદુલાલે** કહ્યું "હવે **તારા**ની વય પણ કંઈ નાહાની નથી! તેણીને જો તમારા જેવા સારી શિખામણ આપશે, અને તેણી માનશે તો બંનેને લાભ છે! તમે જાણો છો કે, **સ્વતંત્રદાસ**ના ઘરમાં પણ કોઇ નથી, અને તેમના ઘરમાં પણ કોઈ નથી! જે છે તે એ માત્ર બેજ છે! તો પછી હવે કલેશ શા માટે જોઇએ?! હવે તો મળી સમજીને બંનેએ સાથે રહી સંસારસુખ ભોગવી આનંદમાં રહેવું જોઇએ."

"અલબત! તમારી વાત તદન યોગ્ય છે, અને તમે જો કહેતા હો તો હું **તારાને** કહુ?" **મગને** જણાવ્યું "પણ જુઓ મહેરબાન, તારાના ઘરમાં હવે માત્ર તેણી એકલીજ છે, અને તેણીના પિતાની પુંજી પણ પુષ્કળ છે, અને તે પુંજીનું રક્ષણ તો કરવું જોઇએ; માટે જો સ્વતંત્રદાસ સાસરાના ઘરમાંજ રહે તો મારા વિચાર પ્રમાણે વધારે સલામતિ ભરેલું થાય!"

"તમારૂં કહેવું યોગ્ય છે; પરંતુ **તારા**ના કહ્યા વિના એમનાથી ત્યાં કેમ જવાય?!" **ચંદુલાલે** કહ્યું.

"તે ખરી વાત છે અને તેને માટે હું એમ ધારૂં છું કે, તેણીનો પગ અહીં **સ્વતંત્રદાસ**ને તેડવા આવતાં ઉપડશે નહીં, માટે તમે જો કહેતા હો તો તેણીના હાથનો એક વિનયયુક્ત પત્ર એમનાપર મોકલાવું, અને તે પત્ર આવ્યા પછી એમને લઇને હું પોતે ત્યાં જાઉં, અને મુકી આવું આ વાત તમને કેમ લાગે છે?" **મગને** કહ્યું.

"તમારા એ મત સાથે હું મળતો થાઉં છું, અને **સ્વતંત્રદાસ** પણ એ વાત યોગ્ય માનશે, એવી હું આશા રાખુ છું." **ચંદુલાલે** જણાવ્યું.

"જેમ તમો બંને ભાઇઓની મરજી." **સ્વતંત્રદાસે** કહ્યું.

"ઠીક ત્યારે હવે હું હમણાં ત્યાં જાઉં છું, અને તેણીના હાથનો પત્ર લખાવીને લઇ આવું છું પછી કેમ?! **મગને** જણાવ્યું,

"યસ, યસ, યસ, કવાઇટ રાઇટ!" **ચંદુલાલે** જણાવ્યું અને પછી મગન ચાલતો થયો.

"લો ભાઇ, આ ચોકઠું ઠીક બંધ બેસી જશે! ધારતા હતા તે રસ્તો ઇશ્વરે ઘેર બેઠાંજ પાર પાડયો! હવે તમે તે પત્ર આવે કે **મગનલાલ**ની સાથેજ ત્યાં જજો, ને ગુપચુપ ત્યાંજ રહેજો પછી હું વળી નવરાસે મળીસ હવે તો તમને ધીરજ વળીની?!" **ચંદુલાલે** જણાવ્યું.

"ઓહ! થેંક યુ!" **સ્વતંત્રદાસે** કહ્યુ "આ બાબતમાં મુખ્ય ઉપકાર તમારો માનવાનો છે, કે તમે મને સારી સલાહ આપી."

"એ તો દરેક મિત્રની ફરજજ છે કે. એક બીજાને સારી સલાહ આપવી." **ચંદુલાલે** કહ્યું, અને પછી તે ત્યાંથી "સાહેબજી" કહી વિદાયે થયો.

પેલી તરફ **મગન** બારોબાર **તારા**ની પાસેંજ પહોંચ્યો, અને જતાં વાર બંને ભેટી પડયાં! **તારા** ઘણી ખુશી થઇ ગઇ, અને તેણીએ પુછ્યું "કેમ, આપ ઓચિંતા આ વખતે કયાંથી! જુઓની મારાં શરીરના દેદાર! ચોટલોએ ઓળ્યો નથી, ને હમણાંજ લગાર સુઇને ઉઠી છું!"

"તેની હરકત નહીં. પણ તારા પોતાના કામને માટેજ અત્યારે હમણાં આવું છું. તેની સાથે વાતચીત થતાં તે અહીં આવીને રહેવાને ખુશી છે, પરંતુ માત્ર તારી તરફના આમંત્રણની તે

રાહ જુએ છે! માટે તું એક પત્ર લખી આપ, એટલે હુંજ તેને પહોંચાડું, અને મારી સાથે આજે ને આજે તેને લઇને અત્રે પાછો આવું છું! લે ચાલ હવે તું જલદી પત્ર લખી કહાડ! શું લખવું તે તો તને આવડેજ છે! માત્ર તેને વિનય સહ અત્રે આવવા માટે લખ, અને પછી તો હું ચોઢથી તેને સારૂં લાગશે તેવી રીતે જે મારે કહેવાનું છે તે કહીશ." મગને કહ્યુ.

તારા આ સાંભળી ઘણી ખુશી થઇ, અને તરતજ ટેબલનું ખાનું ઉઘાડી એક સારો 'નોટ પેપર' ને 'કવર' કહાડીને તેણી બોલી "બોલો, તમે કહો તેમ લખું!"

"મેં તને કહ્યુ તેટલી મતલબ માત્ર આવવી જોઇએ. એમાં હવે મને શું પુછે છે?! તને ક્યાં આવડતું નથી?!" મગને જણાવ્યું,

'ઠીક તો; હું લખીને તમને વંચાવું છું" એમ કહી તારાએ તરતજ લખવાનું શરૂ કીધું અને થોડી વારમાં પત્ર લખી કહાડી નીચે પ્રમાણે મગન સમક્ષ વાંચી સંભળાવ્યો:—

પરમ પુજ્ય પ્રાણનાથની ચરણરજ
સેવામાં.

વિનંતી કે, લગન પછી આપનાં પવિત્ર દર્શનનો લાભ બિલકુલ મળ્યો નથી. તેમજ પત્ર લખવાનો પણ આ પહેલોજ પ્રસંગ છે! આપ સમજો છો કે, આપણે બંને યુવાવસ્થાના પુર બહારમાં આવ્યા છીએ, તેમ છતાં આપણો સંસારિક સુખ સાફલ્ય કરવાનો સમય અદ્યાપિ પર્યંત દુરજ રહ્યો છે, અને તેને માટે મને ઘણો અફસોસ ઉપજે છે! કમભાગ્યે મારા પિતાજી સ્વર્ગવાસી થયા છે, અને તેથી મારા મકાનમાં માત્ર હુંજ છું, અને તેથી આ ભવ્ય મકાન મને ખાવા ધાય છે! વળી આપ પણ આપના નિવાસમાં માત્ર એકલાજ છો તેથી આપને પણ એકલો અવતાર દુઃખદાયક થઈ પડયો હશે, એમાં શક નથી! માટે કૃપા કરી આપ હવે ત્વરિત્ અત્રે પધારી મારૂં ઘર પાવન કરી આ નમ્ર ને આજ્ઞાંકિત અબળાનો એળે જતો અવતાર ઉગારશો! આપ જાણો છો કે, મારાં પિતાજીની પુંજીની વારસ માત્ર હુંજ છું. અને મારી પુંજી તે આપનીજ પુંજી છે, માટે કૃપા કરી આપ અત્રે પધારી આપણો સંસાર શરૂ કરશો. આપ ભાડાના ઘરમાં રહો, અને આ ઘર ઉજડ રાખવું તેના કરતાં આપ અત્રે પધારી નીવાસ કરો, એ વિશેષ સુગમ છે. હવે આપના શિવાય મારે બીજું કોણ છે? તેમજ આપને પણ મારા શિવાય બીજુ કોણ છે? તો શા માટે આપણે બંનેએ દુઃખી જીંદગી ભોગવવી?! માટે આપની દાસીની આ નમ્ર વિનંતી સ્વીકારી આ પત્ર વાંચી તરત અત્રે પધારવાની કૃપા કરશો તો મારી અને આપની જીંદગી સાફલ્ય થવાનું સુખ પણ સંપ્રાપ્ત થશે, અને આપણો સંબંધ સચવાયલો રહેવાની સાથે સર્વ દુઃખ દુર થશે, એવી આશા છે, છે. હવે વિશેષ લખવાની રાહ જોશો નહીં, એજ પ્રાર્થના છે.

લી૦ આપની
આજ્ઞાંકિત્ ચરણરજ દાસી
તારાના
દંડવત પ્રણામ આપની સેવામાં સ્વીકારશોજી.

"કેમ બરાબર છે કે વિશેષ લખવું છે?" તારાએ પુછ્યું.

"બસ! બસ! બસ! પહેલા નંબરનો પત્ર છે!" મગને જણાવ્યું "પણ જો તારા, વળી એવું ન થાય કે "ગરજ સરી કે વૈદ્ય વેરી!" હું આ બધું ચોકઠું બેસાડી આપું છું, તે એટલાજ માટે કે આપણા વચ્ચેની પ્રીતિ વિશેષ દૃઢ થાય, પરંતુ તારૂં કાર્ય સિદ્ધ થયા પછી—એટલે તારો પતિ તને મળ્યા પછી એવું ન થવું જોઇએ કે, તું મને પછી ભુલીજ જાય!"

"વહાલા મગનલાલ, આપણી પ્રીતિ નિરંતર સચવાયલી રહે, અને તમને ને મને લોકો

ફજેત નહીં કરે. તેને માટે તો આ બધી તજવીજ ચાલે છે, એ શું તમે ભુલી જાઓ ના ? ! મારા પતિ મારી સંગે રહ્યા પછી તમે રાત ને દહાડો અહીં પડી રહેશો, તો પણ લોકોમાં આ પણી નિંદા થશે નહીં, પણ ઊલટું એવું કહેવાશે કે "એ તો એના ધણીના મિત્ર છે તેથી આવે જાય છે ! એટલે પછી તમે ને હું, નિડરપણે મ્હાલીશું; અને મારા પતિની સાથે તમારે પૂર મિત્રતા છેજ, તેમજ તમો જાણો છો કે તે ભોળા અને વિશ્વાસુ છે, તેથી તમારા પર તેમનો કદી પણ અણવિશ્વાસ થનારજ નથી !" તારાએ આગળ વધી ખાત્રી આપી "અરે તમે જોશો કે, મારા પતિને પડતો રાખીને તમારીજ પ્રીતિ સાચવવાને હું ચુકીશ નહીં ! આ મારાં વચન યાદ રાખજો !"

"તારા, મારી ખાત્રિ તો છેજ કે, તું તારૂં વચન પાળશે, પરંતુ મને શક માત્ર એટલોજ કે, તારા પતિની પ્રીતિ થયાં પછી તું મારી પ્રીતિની દરકાર કરશે કે નહીં ! ?" મગને કહ્યું,

"એ શક તમે રાખોજ નહીં: તમે જાણો છો કે, પ્રથમથીજ મેં મારા પતિની દરકાર નહીં કરતાં માત્ર નટવરનીજ દરકાર રાખી હતી ! તેજ પ્રમાણે હવે પણ મારા પતિની દરકાર નહીં કરતાં માત્ર તમારીજ દરકાર રાખીશ !" તારાએ કહ્યું "એ તો માત્ર લોકલાજને ખાતર, અને લોકોને બતાવવાને ખાતર મારા પતિને ઘરમાં રાખવા માંગું છું ! તે તમે સારી પેઠે સમજો છો. છતાં આમ વેહેમના વમળમાં પડયા છો ? ! માટે જાઓ ગૂપચૂપ તેને અહીં તાણી લાવોની કે સંતાપ મટે ! પછી તમે છો, ને હું છું ! તેને તો ઘરમાં એક ખુણે નાંખી મૂકીશ ! તેની સાથે સ્ત્રી ચરિત્ર અજમાવતાં કેટલી વાર ! તમો નિશ્ચિંત રહો ! જે થાય છે તે આપણા લાભમાંજ છે ! કોઇ વાતે ડરવાનું નથી ! મારા પતિ મારા સ્વાધિનમાં આવ્યા કે પછી આપણે આપણું ધારેલુંજ કર્યા કરવાનાં !"

"ઠીક ત્યારે હવે હું જાઉં છું, અને તેને મારી સાથેજ તેડી લાવું છું. વળી હું તેને એવી યુક્તિથી સમજાવીશ કે, તને મારી દેખરેખ નીચેજ સોંપે !" મગને જણાવ્યું.

"એ સત્તર આનાની વાત !" તારા બોલી 'પછી કોઇ રીતે ડરવાનું રહેશે નહીં !"

"એ તો હું બધી યુક્તિ કરીશ !" મગન એમ કહીને સ્વતંત્રદાસને ઘેર જવા નીકળ્યો.

તારાએ રામાને બુમ પાડી. રામો નીચે કામ કરતો હતો, તે ઉપર આવ્યો, અને તેને તારાએ કહ્યું "રામા, મારા પતિ આજે આવનાર છે માટે—',

"હેં ? !" રામો ખુશી થઇ બોલ્યો "ચાલો ત્યારે મ્હોટી ખુશીની વાત ! ભલે ભગવાન ! એ દાહાડો કયાથી ! હવે તમારી જીંદગી સફળ થયલી સમજજો બહેન ! એ વાત તો મને બહુજ ગમી ! ',

"પણ જો, તું ભોળવાઇને તેની આગળ કંઇ પણ વાત કહી દેતો નહીં !" તારાએ જણાવ્યું "અને પેલા મારા પ્રાણાધાર મગનલાલ વિષેની પણ વાત ફોડી દેતો નહીં હોં કે ? !"

"હજી મગનલાલ સાથે પણ સંબંધ રાખવો છે બહેન ? !" રામાએ તાજુબ થઇ પૂછ્યું.

"હાસ્તો ! એ તો મારા હૈયાના હાર !" તારા બોલી "એની કૃપાથી તો આવો સારો સમય આવ્યો છે ! માટે એને તો હું મરતાં સુધી છોડીશ નહીં !"

રામાનું મન આ સાંભળી કચવાયું, અને બોલ્યો "બહેન, ઇશ્વર જ્યારે તમારા પતિને મેળવી આપે છે, ત્યારે પછી મગન જેવા ભામટાનું શું કામ છે ? !"

તારાનો મિજાસ ગયો ! તે બોલી "મૂઓ છોકરો ! ખબરદાર જો વધતું ઓછું બોલ્યો છે તો ! તું એ વાતમાં શું સમજે ! તું તારે હું કહું તેટલું કર્યા કરજે ! તારી સલાહની મને જરૂર નથી ! મારે કેમ કરવું, તે બધું હું સારી રીતે સમજુ છું ! તારે વધારે ઓછું બોલવાની

વી જરૂર ? ! ”

રામો સમજી ગયો કે “ બહેન હજી બુરી ટેવ છોડતાં નથી, અને તેથી ભવિષ્યમાં હજી પણ વધારે પસ્તાશે, એમાં કંઇજ શક નથી ! માટે મારે તો જે કહે તે ગૂપચૂપ કર્યા કરવું ! વળી ઠોકર ખાશે ત્યારે ઠેકાણે આવશે ! ” એમ વીચાર કરી તે બોલ્યો ‘ બહેન, જેવો તમારો હુકમ ! આપ મને જેમ ફરમાવશો તેમ હું તો કરીશ ! ”

“ બસ ત્યારે મારૂં તને એટલુંજ કહેવું છે કે, મારા પતિ આગળ તારે કંઇ પણ ગુપ્ત વાત જાહેર કરવી નહીં ! અને તે તને કંઇ પણ પૂછે તો તારે માત્ર એટલુંજ કહેવું કે “ મને કશી વાતની ખબર નથી ! ” એ શિવાય બીજી કંઇ પણ વધારે વાત કરવી નહીં ! ” તારાએ ફરમાવ્યું.

“ જેવી તમારી આજ્ઞા ! ” એમ કહીને રામો પાછો નીચે ઉતરી ગયો.

તારાએ પછી સૌભાગ્ય શણગાર સજ્યો, અને હંમેશનાં કરતાં વધારે ભપકો કરવાના વિચારથી વસ્ત્રાલંકાર તદન નવાજ પહેર્યા, અને પછી પોતાના પતિના પધારવાની રાહ જોતી બારીમાંજ ઉભી રહી.

સ્વતંત્રદાસને ઘેર મગન આવ્યો, અને પેલો પત્ર તેને આપ્યો. સ્વતંત્રદાસે પત્ર વાંચી જોયો, અને તે ખુશી થયો.

“ કેમ, બરાબર છેની ? ” મગને પૂછ્યું.

“ ઓ યસ. ઇટ ઇઝ ઑલરાઇટ. ” સ્વતંત્રદાસે જણાવ્યું.

“ ત્યારે હવે ચાલો, આપણે સાથેજ જઇએ. એક બાકસમાં તમારૂં જોખમ હોય તે મૂકી લો, અને તે સાથેજ લઇને ચાલો. બીજો સરસામાન કાલે મંગાવી લઇશું; કેમકે આજે તો હવે વખત રહ્યો નથી, મગને કહ્યું.

“ શું આજથીજ મારે ત્યાં રહેવાનું ઠર્યું છે ? ! ” સ્વતંત્રદાસે જણાવ્યું.

“ હાસ્તો વળી. હવે મૂહુર્ત પૂછવા કોને જવાનું છે ! ‘ મુલતવી રાખવાનાં માઠાં ફળ ’ એ કહેવત તમે ભૂલી જાઓ છો કે ? ! ત્યાં રહેવાનો તમામ બંદોબસ્ત નક્કી થઇ ગયો છે, માટે પાછા આવવાની શી જરૂર છે ? ! ” મગને જણાવ્યું.

“ પણ મગનલાલ, મારી સ્ત્રીની પાસે હવે પેલો નટવર તો આવતો નથીની ? ” સ્વતંત્રદાસે પૂછ્યું.

“ નહીં ! કદી નહીં ! ” મગને જણાવ્યું “ અને તમે એક કામ કરજો. ત્યાં ગયાં પછી તમારી સ્ત્રીને તમે એવી આજ્ઞા કરજો કે, તેણી મારી સલાહ પ્રમાણે વર્ત્તે. એટલે પછી ધીમે ધીમે હું તેણીને એવી શીધી બનાવી દઇશ કે માત્ર તમારી આજ્ઞામાં ને તમારી સેવામાં તેણીનું અંતઃકરણ લાગશે, અને તમારો સંસાર સુધરી જશે. ”

“ તેમજ કરીશ; કેમકે એને તમારા જેવા સારા સલાહ કારનીજ જરૂર છે, અને મારી ખાત્રીછે કે, તમે તેણીને સદબોધ આપી સારી રીતે સન્માર્ગપર લાવી શકશો. ” સ્વતંત્રદાસે કહ્યું,

અરે ભાઇ સાહેબ, આટલું કામ કરતાં મને નવનેજા પાણી ઉતરાવ્યાં છે તો ! ” મગને જણાવ્યું

“ હું પણ એમજ માનું છું કે, તમે જો ન હેત તો તેણી આ રસ્તા પર કદી આવતે નહીં, સ્વતંત્રદાસે જણાવ્યું.

“ અને હજી પણ રસ્તા પર લાવતાં મારે કંઇ કંઇ કરવું પડશે ! ” મગને જણાવ્યું “ અને ત્યાં સુધી મારી તમને એટલીજ સલાહ છે કે, તમે એને કંઇજ બોલશો નહીં, અને એ જેમ કરે તેમ કરવા દેજો મારા કાબુમાં તમે એને સોંપશો તો હું એને યુક્તિથી ઠેકાણે લાવી નાંખીશ. ”

" મારો પણ એજ વિચાર છે. હવે ત્યાં ગયા પછી વાત." એમ કહી સ્વતંત્રદાસે પોતાનું તમામ જોખમ એક પેટીમાં ભરી લીધું, અને તે પછી તે અને મગન નીચે ઉતરી પડયાં. બારણે એક મજબુત તાળું મારી પડોશીને સોંપણ કરીકે " લગાર બારણું તપાસતાં રહેજો. " બાદ બંને જણા તારાને ઘેર પહોંચ્યા.

તારાએ તેમને આવતાં બારીમાંથી જોયાં, અને અત્યંત હરખાતી દિવાનખાનામાંથી દાદર આગળ જઇને ઉભી દાદરપર બંનેને ચઢતાં જોઇનેજ તારા બોલી " આવો પ્રાણનાથ પધારો "

મગન આગળ, ને સ્વતંત્રદાસ પાછળ, એમ બંને જણા ઉપર આવ્યા અને દિવાનખાનામાં બેઠા. બાદ મગને ધીમે રહીને તારાને કહ્યું " આ તારા પતિની તનમનથી સેવા કરજે, એમની આજ્ઞામાં રહેજે, અને એઓ તારી તરફથી સદા સુખી રહે, એવું તારૂ વર્તન રાખજે. કે જેથી તમો બંનેનું ભવિષ્ય સુધરે ને તમારો સંસાર સરે ! "

" અને મારી તને ખાસ ભલામણ છે કે, આ મારા મિત્ર મગનલાલની આજ્ઞામાં તારે રહેવું અને એમની સલાહ માન્ય કરવી; કેમકે એઓ આપણા બંનેના ખરા અંતઃકરણના સુભેચ્છક છે, અને આજે આપણા બંનેનો મિલાપ થયો, તે પણ એમનાંજ રૂડાંવાનાંથી છે. માટે પ્રથમ તો એમને તું નમન કર ! "

" મ્હોટી ખુશીથી ! " તારાએ એમ જણાવી મગનને બે હાથ જોડી નમી, પછી બોલી

" પ્રાણનાથ એઓ આપણાં બંનેના શુભેચ્છક છે, અને પ્રથમથીજ એઓ મને ઉતમ સલાહ આપતા આવ્યાં છે, પણ મારાં હીનભાગ્યે મને અવળુંજ સુઝયું, અને અત્યાર સુધી આપનો વિયોગ રહ્યો.

" તને તારી તકસીર માટે પસ્તાવો થાય છે, એજ તને સારી બુદ્ધિ થયેલી સમજાય છે, માટે હવેથી એમનાજ સલાહ સ્વીકારી એમની આજ્ઞા પ્રમાણે વર્તજે, કે જેથી ભવિષ્યમાં સારૂંજ થશે, અને આગળ જતાં એમને યાદ કરશું ! " સ્વતંત્રદાસે જણાવ્યું.

" હવે બધીવાત પડતી મુક, અને એમને માટે ભોજનની તૈયારી કર. " મગનને તારા પ્રત્યે કહ્યું.

" ભોજન તૈયાર છે, અને ભટ નહીં હોવાથી મેં મારે હાથેજ બનાવ્યું છે, " તારા બોલી.

" એ વળી વધારે સારૂં ! " મગને કહ્યું " મુહુર્તમાં તું તારા હાથનું ભોજન તારા પુજ્યને પતિને જમાડશે, તેથી ઇશ્વર તારી પતિભક્તિને માટે તારા પર પ્રસન્ન થશે, અને તારૂં શ્રેય કરશે ! "

" પણ મી૦ મગનલાલ, આજે આપણે બંને સાથેજ ભોજન કરીશું સ્વતંત્રદસે જણાવ્યું.

" મારે ઘેર રાહ જોશે ! " મગને જણાવ્યું, " આજનોજ કયાં મેળ છે ? હજી ઘણાએ દાહાડા છે ? „

" નહીં આજે તો તમને મારી સાથે લઇને બેસીશ ! " સ્વતંત્રદાસે કહ્યું.

"હા હા, પ્રાણનાથ, એમને જવા નહીં દેતા ! આજને શુભ દાહાડે એમને સાથેજ રાખો ! „ તારાએ કહ્યું ' અમને મુકીને જમવામાં આપણી લાયકી નહીં ! „

" ત્યારે ! જેવી તમારી ઇચ્છા ! હું કયાં તમરાથી જુદાઈ જાણું છું!" મગને જણાવ્યું.

બાદ તારાએ ભોજનવાસમા જઇ પાટલા ગોઠવી ભાણાં પીરસ્યાં, અને બંનેને સાથે બેસાડી આનંદ સહ જમાડયા અને પછી જમીને હદતાજ તૈયાર કરેલી પાનની પટીઓ આપી, જે લેતાંજ મગને તેણીની આંગળી દાબી ! તારા આંખની ઇસારતે કરી ગુલાબિ હસને ચહેરે જમવાને નીચે ચાલી ગઇ, અને પછી મગન પણ સ્વતંત્રદાસની રજા લઇને ઘેર જતાં નીચે ઉતર્યો નીચે ઉત-

ત્યાંજ તારાએ કહ્યું " કેમ હવે ક્યારે પાછા મળશો ? "

" કાલે તારા પતિ નોકરીપર જશે, એટલે બપોરના હું જરૂર આવીશ " મગને કહ્યું.

" જરૂર ? " તારાએ કહ્યું.

" નક્કી ! એમાં વળી કહેવું પડે ? ! " એમ કહી મગન સ્વગૃહે સંચર્યો.

તારા જમીને ઉપર આવી, અને રાત્રિ થઇ જવાથી થોડીક વાર પછી પતિ પત્નિ શયન કરી ગયાં.

## પ્રકરણ ૨૬ મું.

### દોહરો.

મગન મચ્યો મન કામમાં લાગ્યો તારા સંગ
તરકટ તટ ઊભાં કરી, કંઇક ઝમાવ્યા રંગ !

### મગનને મઝા !—ભટજીનો ભવેડો.



સ્વતંત્રદાસનો સંસાર શરૂ થયો પણ, તે સંતોષકારક તો નહીજ ! તારાનું ચિત્ત સ્વપતિ તરફે નહીં ચોંટતાં પર પુરૂષપર તેનો મોહ રહ્યા કીધો, અને નટવર સાથે ખટપટ થયાં પછી હવે મગન સંગે તેણીએ પ્રીતિ બાંધી ! સ્વતંત્રદાસ સાથે મગને મજબુત મિત્રતા કરી લીધી, અને તેનો મગનને એટલો બધો વિશ્વાસ હતો કે, તેની ગેરહાજરીમાં પણ તારા પાસે મગન એકાંતમાં બેસી મઝા મારતો, અને બંને મળી નીતિનું નિકંદન કહાડતાં ! સ્વતંત્રદાસની જાણમાં આ ભવેડો બિલકુલ નહોતો !

સ્વતંત્રદાસ સરકારી નોકરી બજાવવા ઘણો ખંતિ અને બુદ્ધિશાલી હોવાથી ધીમે ધીમે તેનો પગાર વધતો ગયો, અને દર માસે રૂપિયા હેંશી મળતા હતા અને ફક્ત ત્રણ વર્ષની મુદતમાં એટલે પગારે તે પહોંચ્યો હતો ! સ્વભાવે શાંત અને નમ્ર હોવાની સાથે પ્રમાણિક અને શુદ્ધ બુદ્ધિનો હતો, અને ગમે તેટલું ઇંગ્રેજી ભણ્યા છતાં ઇશ્વરપર તેની આસ્તા અચળ હતી. વળી તે પોતાના નામ પ્રમાણે સ્વતંત્ર વિચારતો હતો, અને સાસરાની દોલતપર જીવવા કરતાં પોતના બાહુબળથી પેદા કરી ચમન કરવાનું તેને વિશેષ પસંદ હતું તેના મિત્રોએ તેને અનેક વાર કહ્યું કે ભાઇ, હવે લાખો રૂપિયાની પૂંજીપર તું બેઠો છે, અને ગાડી ઘોડે ફરવાનું છે છતાં નોકરી શા માટે કરે છે?!" આનો જવાબ તે એટલોજ દેતો કે " સાસરાની દોલતપર હું તો મારી સકમાઇથી નર્વાહ કરવામાંજ શોભા સમજુ છું ! " આ તેનો જવાબથી તેના મિત્રો તાજુબ થતા, અને આખરે તેઓ તેને ધન્યવાદ આપતાં !

સ્વતંત્રદાસ દસ વાગે બરાબર નોકરીપર દરરોજ હાઝર થતો, અને છેક પાંચ વાગ્યા પછી આવતો. જતી વેળા ટ્રામમાં બેસી જતો, અને પાછા ફરતાં દરિયા કિનારાનો પવન ખાતો પગે ચાલતોજ ઘેર આવતો. અને તેથીજ તેની તબિયત ઘણી સુખકારી રહેતી. સાયંકાળે ઘેર આવી વાળુ કરી પોતાના માનીતી (!) મિત્ર મગન સાથે કેટલીક વાર ગપ્પા મારતો અથવા કોઈ દાહાડો તે, મગન અને તારા પાના રમતાં, અને તેમ કરતાં વખતે તો અરધી રાત્રિ પણ થઇ જતી ! અને જ્યારે બનતું, ત્યારે મગન પણ તે રાત્રિ ત્યાંજ સુઇ રહેતો !

દરરોજ સ્વતંત્રદાસ નોકરીપર ગયા પછી તરતજ મગન તેને ઘેર આવતો, અને તારાની સંગે તે બેસતો ઉઠતો ! બંને મઝા મારતો ! તારાના ઘાટી રામાને આ વાત પસંદ ન હોવાથી એક દીવસે મગન આવ્યો, અને તારાની સંગે અમનચમનમાં બેઠો હતો, એટલામાં તારાએ બા-

રણાં બંધ કીધાં, અને રામાને ધાંટો પાડીને જણાવ્યું "રામા, કોઈને ઉપર આવવા દેતો નહી!"

"વારૂં બહેન." કહી રામાએ નીચેથી ઉત્તર વાળ્યો.

તારાએ રસોઈ કરવાને નવો ભટ રાખ્યો હતો, જેનું નામ વરણશંકર હતું, તેણે રામાને પુછ્યું "રામા, શેઠાણી ઉપર કોની સાથે એકાંતમાં ગપ્પાં મારે છે ? !"

"મને ખબર નથી." રામાએ જવાબ દીધો.

વરણશંકર સમજી ગયો કે "આમાં કંઈ પોકળ છે !' વળી તેને ખબર હતી કે "મ્હોટાનાં ઘર, તે ભુતનાં દર !" અને તેણે ઘણેખરે મ્હોટે ઘેર નોકરી કરી હતી, જ્યાં તેને મ્હોટાની સ્ત્રીઓની કુચાલ માટે પુરતો અનુભવ મળ્યો હતો, અને ઘણાખરાં મ્હોટાંનાં ઘરની નારીઓ લંપટપણામાં નામદારી (!) પામેલી હોય છે, એમ તે સમજતો હતો, તેથી તેને તારાની બાબતપર વહેમ ગયો કે "આ પણ તેવીજ !" અને તે પરથી તેની દાનત તારા તરફ બગડી ! અગર જો જે જે ઘેર તે રસોઇ કરવા રહ્યો હતો તે તે ઘરમાંથી તેની નઠારી નજર માટેજ તેને પાણીચું મળ્યું હતું, અને કેટલેક ઠેકાણે તો તેને તેની પાપી દ્દષ્ટીને માટે મેથીપાક પણ મળ્યો હતો, તોપણ હજી તેની તે ટેવ ગઇ નહોતી ! અને તે ટેવને લીધેજ તારા તરફ પણ એની નજર બગડી ! પણ હવે તારાને કેવી રીતે ફોસલાવવી તે વિષે તેણે ઘાટ ઘડવા માંડયો ! તેણે પ્રથમ તો એવો વિચાર કીધો કે "તારા જેના પ્યારમાં પડી છે, તેનેજ પ્રથમ તો દુર કરવો જોઇએ, અને તેમ કીધા પછી તારાને મેળવી લેવામાં હું ફાવીશ !" એમ વિચાર કીધો. પરંતુ તારા કોની સાથે ઉપર ગપ્પાં મારે છે, તેની તેને ખબર નહોતી, અને તેથી તે જોવાને માટે બીજે દાદરેથી ઉપર ગયો, અને અગાશીની બારીની શટમાંથી તેણે તારા ને મગનનો તમાશો જોયો ! મગનને તેણે ઓળખ્યો, અને તે મગનને માટે જાણતો હતો કે "તે ખરેખરો લુચ્ચો છે ! એને છેડવો ઠીક નથી !" એમ તરંગ બાંધતો તે નીચે ઉતર્યો. તેને ઉતરતાં રામાએ જોયો, અને તેથી તેણે પુછ્યું "કેમ મહારાજ, ઉપર શું લેવાને ગયા હતા ?"

"અગાશીમાં કોહોળ તપવાને મુકયું છે, તેથી તડકો છે કે નહીં તે જોવાને ઉપર ગયો હતો !" ભટજી મહારાજે અડાવ્યું. !

"એમ કે ? ઠીક !" રામો સમજી ગયો કે બ્હામણો જુઠું સમજાવે છે, પરંતુ જરૂર ઉપર તમાસો જોવા ગયો હતો !" અને તેથી તેણે વળી ભટને પુછ્યું "પણ આટલી બધી વાર કેમ લાગી મહારાજ ? ! તડકો જોતાં આટલો બધો વિલંબ થાય કે ? !"

"લગાર અગાશીના તડકામાં ટહાડ કહાડવાને ઉભો હતો !" ભટજીએ વળી ગોઠવ્યું. !

"બહુ સારૂં મહારાજ !" રામો બોલ્યો.

વરણશંકર વિચારમાં પડયો, અને તે પણ સમજી ગયો કે "આ રાંડનો મારી મતલબ સમજેલો જણાય છે !" એમ સમજી તેણે રામા પ્રત્યે કહ્યું "રામા, આપણા શેઠાણી ઉપર બારણાં બંધ કરીને કોઇ સાથે વાતો કરે છે.?!"

"હશે ! તેમાં તમારે ને મારે શી પંચાત !" રામાએ જણાવ્યું.

"ના, ના, હું તો તને અમસ્તો પુછું છું." વરણશંકરે કહ્યું "જોની, આપણા શેઠ તો ઘરમાં છે નહીં, અને શેઠાણી પર પૂરૂષ સાથે આમ એકાંત. વાસ કરે છે, એ વાત જો શેઠ જાણશે તો આપણનેજ પહેલાં તો તતડાવશે કે "તમે મને વાત કેમ નહીં કરી ? !" સારે આપણો વાંક નીકળશે, એને આપણે તેમાં સામિલ છૈએ, એમ શેઠ માની લેશે !"

"તમે તમારૂં કામ કરોને મારા ભાઈ ! એવી ખાનગી કુથલીમાં આપણે માથું મારવું નહીં તો ! મહારાજ, મ્હોટાનાં કામમાં ભળીએ તો વચમાં આપણી ભાખરી પર આફત આવે !

આપણે શું! શેઠ જાણે અને શેઠ ના જાણે!" રામાએ એમ જણાવી વાત ઉડાવી!

વરણશંકરની હવે પુરેપુરી ખાત્રિ થઇ કે ' કાનમાં કાળું છે ખરૂં! પણ હવે એ લુચ્ચા મગનને કેવી રીતે ખસેડવો?!" એ વાતના વિચાર કરતાં મનમાં યુકિત રચવા લાગ્યો કે "કોઇ પણ પ્રકારે શેઠને કાને વાત જાય તેમ કરવું, અને પછી એ હરામખોરને ઘરમાંથી આવતાં બંધ કરવો! અગર તેમ નહી તો જ્યારે શેઠની સાથે કોઇ વાર જમવા બેસે ત્યારે એનાં ભાણામાં ઝેર ભેળવવું! પણ તેમ કરતાં જો કદાચ પકડાઉં તો ફાંસીએ જવું પડે! માટે તેમ તો નહીંજ કરવું! કોઈ બીજો રસ્તો શોધી કહાડીશ! ઠીક છે! વખત આવે વાત!" એમ મનમાં પાટિયાં ગોઠવતો હતો, એટલામાં તારાએ બારણું ઉઘાડયાં, અને ભટને બુમ પાડી. તે ઉપર ગયો. તેને તારાએ કહ્યું "બે જણ જેટલી ચાહ તૈયાર કરીને લાવ."

"જી સાહેબ!" કહી ભટ પાછો નીચે ઉતરી પડ્યો

"તારા, આ ભટ તો મહા સેતાન છે, હોં!" મગને જણાવ્યું.

"તમે શાપરથી જાણ્યું?!" તારાએ પૂછ્યું.

"હું એને ઘણાં વર્ષથી ઓળખુ છું, અને જ્યાં ગયો છે ત્યાં એણે ઘર માર્યું છે! અને એની નઠારી નજરને માટે તો એણે કેટલેક ઠેકાણે સખત માર પણ ખાધો છે!" મગને કહ્યું.

"એમ છે કે?! ઠીક ત્યારે તો! હવે એ મૂર્ખની વાત છે!" તારા બોલી.

"એવો નઠારો માણસ તેં ક્યાંથી રાખ્યો?!" મગને પૂછ્યું.

"શું કરૂં! કોઇ ભટ મળતો નહોતો, ને મારે હાથે રસોઇ કરવી પડતી હતી તેથી એ અજાણ્યાને હાલ તરત રાખી લીધો છે! પણ હવે તમે મને ચેતાવી છે તો બીજો ભટ મેળવીને એને પેન્ડો પકડાવીશ!" તારાએ જણાવ્યું.

"મારી તને સખત ભલામણ છે કે જેમ બને તેમ જલદી એને ઘરમાંથી કહાડજે, નહીંતો એ એવો નઠારો છે કે, કદાચ આપણી ફજેતી કરશે!" મગને કહ્યું.

"તમારા ભાઇ આવે કે તરત તેમને વાત કરીને બીજાને રાખી લઇશ, અને એ મૂઆને રજા આપીશ!" તારા બોલી.

એટલામાં ભટે ચાહના બે પ્યાલા આણ્યા, મગન તથા તારાના હાથમાં એકેકો આપ્યો. બંનેએ રકાબિમાં ચાહ રેડીને ફુંકો મારી પીવા માંડી, અને સામસામાં બંને જણાં પીતાં પીતાં હસ્યાં! વરણશંકરે આ રંગ જોયો, અને તે પણ લગાર હસ્યો!

"કેમ મહારાજ, ઉભા છો કેમ?! જાઓ નીચે જાઓ!" તારાએ મિજાસમાં જણાવ્યું.

મહારાજ તરતજ નીચે ઉતરી ગયા, અને હવે તો તેની પૂરી ખાત્રિ થઇ કે "બંને વચ્ચે કાળું છે, એમાં કંઇજ શક નથી!"

"તારા, આ ભટ્ટો આપણને સમજી ગયલો લાગે છે! કેમકે એ હરામખોર અહીં ઉભો ઉભો હસતો હતો!" મગને ચિંતાતૂર બની જણાવ્યું.

"હા, મને પણ લાગે છે કે, આ મૂઓ આપણો સંબંધ જાણી ગયો છે!" તારા બોલી "પણ હવે નવો ભટ મળે ત્યાં સુધી બોલવાની જરૂર નથી! જો હમણાં બીજો મળે તો હમણાં એને કહાડી મૂકું!"

"હવે આજનો દહાડો નિરાંત રાખ, અને બનશે તો કાલે ને કાલે કોઇ મારા ભરોસાનો માણસ મેળવી આપીશ!" એમ કહી મગને ચાહ પી લીધી, અને પછી તારાને ગૂપચૂપ ચુંબન કરી ઘેર ગયો.

તારાએ વરણશંકરને ઉપર બોલાવી કહ્યું "મહારાજ, અત્યારે દુધ, પુરીને એ શાક કરજો."



"બેહેન, હવે તો કંઈ સમજે તો સારું!"

"વારૂંજી!" વરણુશંકરે જણાવ્યું "પણ ભાત વગર ચાલશે?"

"ભાતની કંઇ જરૂર નથી!" તારા બોલી.

'શેઠને ભાત વગર કેમ ચાલશે?" વરણુશંકરે પુછ્યુ.

"તેમને તો ચાલશે!" તારા બોલી.

વરણુશંકરને હમણાં લગાર હસવું આવ્યું, અને તે કંઈ બોલવા જતો હતો, એટલામાં તારાએ કહ્યું "કેમ મહારાજ, કંઇ હસવું બહુ આવે છે?!"

"ના શેઠાણી, એ તો અમસ્તું!" વરણુશંકરે વળી હસી પડીને નીચું મોં ઘાલ્યું!

"અમસ્તું તે હોય?! કારણ વગર હસવું આવે કે? એ તો તમે બોલતા નથી!" તારા હસીને બોલી 'મારા સમ, તમે કેમ હસ્યા? બોલો તો ખરા?"

"કંઈ નહીં અમથો!" વરણુશંકર એમ જણાવી નીચે ઉતરી પડ્યો.

રામો ઉપર આવ્યો, અને તારાની પાસે આવીને બોલ્યો "બહેન, હવે તો કાંઇ સમજો તો સારૂં,!"

"કેમ શું છે વળી?!" તારાએ પુછ્યું.

"જુઓ બહેન, તમારે માથે ત્રિતવામાં કંઇ બાકી રહી નથી! નટવરની સોબતમાં પડ્યા પછી તમે ઘણી ખત્તા ખાધી છે! અને હવે વળી મગનની સોબતમાં પડ્યા છો! એનું પરિણામ પણ શું આવશે તે કહી શકાતું નથી! માટે સમજો તો સારૂં છે! નહીંતો આગળ જતાં પસ્તાશો! અને પછી માથે હાથ દઇને રડશો!" રામાએ જણાવ્યું.

"મગન તારી આંખમાં ખુંચ્યો છે. કેમ?!" તારા મિજાસમાં બોલી "તને લાલાને બહુ પંચાત છે તો! તું એ વાતમાં શું સમજે?!"

"ખરી વાત બહેન! મારામાં તો સમજ નથી! પણ ખાત્રિથી માનજો કે, આનું પરિણામ સારૂં તો આવશેજ નહી! જો આ વાત શેઠ જાણશે તો વળી તમારાં કેવાં હાલ થશે, તેનો કંઇ વિચાર કીધો છે કે?!" રામાએ જણાવ્યું.

"શેઠ શી રીતે જાણશે?! શેઠને કોણ કહેનાર છે?!" તારાએ પુછ્યું,

"બહેન, તમે જાણો છો કે હું તો શેઠને કદી કહું તેમ નથી, પણ પેલો ભટ કહાગ કહી દેશે તો પછી શું કરશો?!" રામાએ જણાવ્યું.

"ભટ?!" તારા તાજુબ થઈ બોલી "એને એ વાતની ક્યાંથી ખબર થશે?!"

"બહેન તમે તો ભોળા છો ભોળા! મગનને આવતો જતો જુએ છે તે શું તે સમજી શક્યો નહીં હોય કે?! અરે એ તો બધું સમજી ગયો છે, અને મને પુછપરછ પણ કરતો હતો!" રામાએ કહ્યું.

"એમ કે!! હાય હાય! ત્યારે તો ભોગ મળ્યાં!" તારા વિચારમાં પડીને બોલી "તેમાંજ તે મુઓ ઉપર ચાહ આપવા આવ્યો, ત્યારે ઉભો ઉભો હસતો હતો! હવે મને સમજાયુ!"

"તેથીજ મારે કહેવું પડે છે કે, હવે તો કંઇ સમજીને ચાલો!" રામો બોલ્યો.

"પણ હવે એ મુઆ બ્હામણાનું શું કરવું?! એને રજા દઉં?" તારાએ પુછ્યું.

"નારે બહેન! રજા આપશો તો એ વળી તરત બાહાર વાતો કરશે, ને ફજેત કરશે,!" રામો બોલ્યો.

"ત્યારે એનું હવે કરવું કેમ?!" તારા ગભરાઇ.

"એને હું સમજાવીને ઠેકાણે રાખીશ. પણ તમે મગનને હવે મુકો!" રામો બોલ્યો.

"રામા, તે વાત કદી બનનાર નથી! ગમે તો પ્રાણ જશે તો ભલે! પણ મગનને તે

હું કદી નહીં છોડું, નહીં છોડું ને નહીં છોડું !" તારાએ હઠ પકડી જણાવ્યું.

"બહેન, ઇશ્વરે તમને તમારો પ્રાણપતિ મેળવી આપ્યો છે, અને હવે તમારે નિરાંતે ખાઇ પી આનંદ કરવાનો સમય મળ્યો છે ! તેમ છતાં **મગન**નો સંગ રાખી મુકવાને માટે આટલી બધી હઠ પકડો છો, એ વાત મને તો ઠીક લાગતી નથી ! પછી તો તમે મ્હોટાં છો ! તમને ઠીક લાગે તે ખરૂં ! હું તો માત્ર કહેવાનો સારિગત છું !" **રામા**એ જણાવ્યું.

"**રામા**, અંદરની વાત તું જાણતો નથી. મને મારો પતિ મળ્યો એ વાત ખરી છે; પરંતુ તેને મેળવી આપવામાં માત્ર **મગન**નીજ મહેનત છે ! એનાંજ રૂડાવાનાં છે ! અને એની સાથે મારે વચનાવચની થયાં છે, તેથી **મગન**ને તો મારાથી જીવતાં સુધી મુકાશે નહીં !" **તારા**એ કહ્યું.

"ત્યારે તો જેમ તમારી મરજી !" એમ કહી **રામો** નીચે ઉતરવા જતો હતો એટલામાં **તારા**એ તેને પાછો બોલાવી કહ્યું "પણ હવે ભટને હાથપર રાખવો જોઇએ, કે જેથી એ ફજેત કરે નહીં !"

"એને લગાર લેભ આપશો તો એ કંઇ બોલશે નહીં !" **રામા** કહ્યું.

"ત્યારે તુ એને ઉપર મોકલ." **તારા**એ જણાવ્યું, ને **રામો** નીચે ગયો.

ભટ તરતજ ઉપર આવતાં **તારા**એ તેને કહ્યું ' મહરાજ, જોજો, તમારાપર મને પૂરતો વિશ્વાસ છે, માટે આપણા ઘરની કંઇ પણ વાત બાહાર જવા પામે નહીં, તે વાત બરાબર ધ્યાનમાં રાખજો !"

"અરે એ તો તમે આશાજ નહીં રાખતા !" **વરણશંકરે** જણાવ્યું "હું એ વાનમાં તો બરાબર ભણેલો છું !"

"તે કેવી રીતે ?!" **તારા**એ પૂછ્યું.

"કેવી રીતે તે વળી એમ કે હું મારા જૂના શેઠને ત્યાં નોકરીએ હતો, ત્યાં મારે શેઠાણી સાથે સ્નેહ થઇ ગયો, અને તેમ કેટલાક દિવસ તો ચાલ્યું !" **વરણશંકરે** કહ્યું.

"વારૂં પણ પછી ?" **તારા**એ પૂછ્યું.

"અમારા સંબંધની વાંત ઘાટીએ ફોડી દીધી, અને ખરે બપોરે ઘોડાંને ચાબકે ચાબકે તે શેઠે મારો વાંસો ખોખ । કરીને **મહાલક્ષ્મી**ના બગલામાંથી કઢાઢયો ! અરે ! એ તો શુ પણ એવા તો અનેક સંસ્કાર મારાપર વિતી ગયાં છે, અને એવાં પાપે કરીને તો મારા ભૂંડાં હાલ થયાં છે ! તો પણ બંદો એવો ઉસ્તાદ છે કે, હજી જયાં ત્યાંથી છટકવાજ પામ્યો છે !" **વરણશંકરે** વડાઇની વાતો વદી !

"વાહરે મહારાજ ! તું પણ બડો ફિરંદો જણાય છે ! તારાં પરાક્રમ તો બધાં મેં આજે જાણ્યાં ! આટલા દાહાડા તો હું એમ માનતી હતી કે, ભટ બિચારો કશામાં સમજતો નહીં હશે ! પણ હવે મેં જાણ્યું કે તું જેટલો બાહાર નથી, તેટલો અંદર છે !" તારા બોલી.

"પણ એ બધાંની સાથે મારામાં બીજી એક ખુબી છે તે જાણો છો ?" ભટે જણાવ્યું "ગમે તેમ થાય અરે ! જોઇએ તો મારો પ્રાણ જાય, પણ જેની સાથે મારે પ્યાર થયો હોય તેને કદી પણ ફસાવું નહીં ! હું પોતે જોઇએ તો ફાંસીએ જાઉં તે કબૂલ કરૂં ! પણ તે સામા માણસને તો અછત બચાવી લઉં !" ભટજીએ પોતાની સફાઇ જણાવવા માંડી " તેમજ તમે પણ એટલું નક્કી માનજો કે, તમારી ગમે તેવી ગુપ્ત વાત હશે, તો પણ તે જીવતાં સુધી કોઇને કાને જવા દઇશ નહીં ? પણ તેની સાથે એટલુજ જોઈએ કે. તમારે પણ મારાપર પુર્ણુ રાખવો જોઈએ !"

"અલબત ! એ તો જોઇએજ ! તારાંને મારાં અંતઃકરણ ઐક્ય હોય તોજ બંનેનાં કામ

સવાય!" તારા બોલી પણ "હવે તને છેલ્લું એટલુંજ કહેવાનું કે, મારી ખાનગી વાત કોઇ પણ જાણી શકે નહીં તેની તજવીજ તારે રાખવી!"

"કબુલ! એક વાર નહીં પણ સાત વાર કબુલ!" ભટે કહ્યું "પણ તમારે પણ મારી એક વાત માન્ય કરવી જોઇશે!"

"તે શું વારૂં?!" તારાએ પુછ્યું

"તે હું આપને પછી કહીશ, કેમકે હવે શેઠને આવવાનો વખત થયો છે, માટે જલદી રસોઇ કરી નાખું! પછી નિરાંતે આપને હું જણાવીશ!" વરણશંકરે કહ્યું, અને પછી તે નીચે રસોઇ કરવા ચાલ્યો ગયો.

તારા સ્વતઃ વિચાર કરવા લાગી કે "આ મુઆ બ્હામણાનાં જાણવામાં મારૂં પોકળ આવ્યું છે, એ બહુ ખોટું થયું છે! એ ઘણો લુચ્ચો અને બારેવાટ જણાય છે! અને તેથી એને સાચવવો ઘણો મુશ્કેલ થઇ પડશે! એ જો લગાર પણ કોઇ વાર દુખાશે તો મને ચવટે ચઢાવશે, અને મારા જીવને મહા સંતાપ થશે! માટે મગનની સાથે એની બાબતમાં કંઈ મસલત કરીને એને દુર કરવો પડશે" એમ વિચાર કરતી તારા થોડી વાર મનમાં કંઇક તરંગ ગોઠવવા લાગી, અને વળી મનમાંજ બબડવા મંડી "પણ એને ઘરમાંથી કહાડવામાં તો માલ નથી! કેમકે ઘરમાં રાખવાથી એ હાથમાં રહેશે, અને હુ જેમ કહીશ તેમજ કરશે! માટે હવે તો તેમજ કરીશ!" એમ વિચાર કરતાં પાંચ વાજ્યા અને પોતાના સ્વામીને આવવાનો સમય જાણી તેની નીચે ઉતરી, અને ભટની સામા રસોઇની સમજ પાડવાને બેઠી, ભટ પણ તેણીને પોતાની સામી બેઠેલી જોઇ ખુશી થઇને કંઇ કંઇ ટાહેલાં કરવા મંડયો!

થોડીવારમાં સ્વતંત્રદાસ આવ્યો. તે ઉપર ચઢ્યો, અને તેની પાછળ તારા પણ ગઇ,સ્વતંત્રદાસે કપડાં કહાડી હાથ મોં ધોઇ સાફ કીધાં, અને પછી તારાએ ચાહ મગાવી, જે સ્વતત્રદાસે પીધી.

"આજે હજી મગનલાલ કેમ આવ્યા નથી?!" સ્વતંત્રદાસે પુછ્યું.

"એમનો આવવાનો હજી વખત થાય છે સ્વામિનાથ. હમેશાં આપનાં આવ્યા પછીજ એ ઓ આવે છે, અને જો કોઇવાર વહેલા મોડા નીકળી આવે છે, તો નીચેથી પુછે છે કે 'ભાઇ ઘરમાં છે કે!' ત્યારે હું ના કહું છુ એટલે તેઓ બાહારોબાહાર નીચેથીજ ચાલ્યા જાય છે, અને એમ છતાં હું બોલાવું છું, તો પણ આવતા નથી! અને કહે છે કે "ભાઇ આવશે ત્યારે આવીશ' આ મુજબ જણાવી આપની ગેરહાજરીમાં તો એ કદી ઉપર પગજ મુકતા નથી! તેનું શું કારણ હશે વારૂં!!" તારાએ પ્રપંચમાં પુછ્યું.

"તેનું કારણ એજ કે તે ઘણો ડાહ્યો, સમજુ ને નીતિવાન છે, તેથી મારી ગેરહાજરીમાં તે તારી સંગે બેસવાનું યોગ્ય ધારતો નહીં હશે" સ્વતંત્રદાસે સમજાવ્યું,

"ત્યારે તેઓ શું મને નઠારી ધારતા હશે, ને તેથી મારા બોલાવ્યાથી ઉપર આવતા નહીં હોય?!" તારાએ પેંચ લડાવ્યો.

"તેમ નહીં, પરંતુ કોઇ પણ સ્ત્રી સંગે એકાંતમાં કે તેણીના પતિની ગેરહાજરીમાં બેસવું નહીં એ શશ્નનો નિયમ છે, અને તેથીજ તે તારી પાસે પણ મારી ગેરહાજરીમાં આવતો નથી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"એ પરથી તો એમ સમજાય કે, તેઓ બહુજ ઘરમશીળ ને નિતિનિપુણ હોવા જોઇએ" તારા બોલી.

"અલબત! તે તેવોજ છે, એમાં કઇંજ શક નથી! હું તો એટલે સુધી કહું છું કે, તેના જેવો સત્યવાદી સારો સલાહકાર. પરોપકારી ને એક મારગી પુરૂષ મારી જાણમાં બીજો ભાગ્યેજ

હશે!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ત્યારે તો બહુજ સારૂં થયું કે, એવા પુરૂષની સાથે આપે મિત્રતા બાંધી છે!" તારા બોલી "ઇશ્વર એનો સાથેનો સ્નેહ સદા સાચવી રાખે!"

"એની સાથે મારે એટલો બધો સ્નેહ છે, અને અમો બંને વચ્ચે એટલી બધી ઐક્યતા છે કે, તે આ જીંદગીમાં તો કદી તુટવાનો સંભવજ નથી!" સ્વતંત્રદાસ બોલ્યો.

"ભલે ભગવાન!" તારા બોલી, 'સારાની વાતજ સારી!"

એટલામાં નીચેથી રામો ભોજનની તઇયારી થયાની ખાતમી કહેવા આવતાં તારા ને સ્વતંત્રદાસ તરતજ નીચે ઉતર્યાં, અને બંને સાથે પાટલા ઉપર જમવા બેઠાં! ભટે ભાણાં પીરસ્યાં, અને વારાફરતી ગરમાગરમ છમણુ પીરસ્યા કીધું, પરંતુ પીરસતાં પીરસતાં ભટની નજર માત્ર તારા તરફજ વળગેલી રહી, અને કોઇ કોઇ વાર તો તારા તરફ મોં મલકાવી હસતો પણ ખરો! આ તેની સ્વતંત્રદાસે કેટલીક વાર જોઇ! સ્વતંત્રદાસ ચેત્યો! તેની કુદૃષ્ટી તે પામી ગયો! અને જમીને ઉઠતાં છેલ્લે જ્યારે વરણશંકરે લગાર વધારે હસી પડી તારા પ્રત્યે આંખ મારી, ત્યારે તે જોતાંજ સ્વતંત્રદાસે ભટજીના માથાપરે એવી તો જબરી ધોલ લગાવી કે ભટજી તો ત્યાંના ત્યાંજ શટક થઇ ગયા! તારા પણ ચમકી! તેણી સમજી ગઈ! અને ઝટ રસોડાની બાહાર નીકળી પડી! એટલે સ્વતંત્રદાસે ભટને એક જોસમાં હડસેલો મારીને રસોડાની બાહાર કહાડ્યો, અને કહ્યું "હરામખોર, કોની સામું ચાળા ચસકા કરતો હતો?! શરમ નથી આવતી?! એ તો તારી મા બરાબર! એની સામું કુદૃષ્ટિ આંખે અંધાપો આવશે, અને કીડા પડશે! જા! નરકકુંડના અધિકારી નીકળ મારા ઘરમાંથી!"

આ સાંભળી ભટ ગભરયો ને "બ-બ બ-બ-બ" કરતો હતો, એટલામાં સ્વતંત્રદાસે વળી એક તમાચો મારી તેને ત્યાંથી હડસેલીને બાહાર હાંકી કહાડ્યો, અને ભટજી પલાયન થયો! તારા ને સ્વતંત્રદાસ ઉપર ગયાં, અને સ્વતંત્રદાસે કહ્યું "એવા પાપી પાજીને એક મિનિટ પણ ઘરમાં રાખથો જોઇએ નહીં!"

"સ્વામિનાથ જમતાં જમતાં મને પણ શક તો ગયોજ, અને હું તેજ વખતે આપને કહેવા જતી હતી; પરંતુ મેં જાણ્યું કે, ખાતાં કહીશ તો એમનો જીવ ખાટો ગશે અને ખાવાનું ધુળ થશે! માટે મેં કહ્યું નહીં!,' તારા બોલી,

"નહીં, નહી! એવા કુતરાને તો તેજ ક્ષણે લાત મારીને કહાડવા જોઇએ!" સ્વતંત્રદાસે જણાવ્યું "એવા અજાણ્યાતુ માણસને આજ પછી કદી ઘરમાં રાંખવો નહી હવે કોઇ ભરોસાદાર માણસ મળે ત્યારેજ રાખીશું! બધું ખમાય પણ હાથનો ને નજરનો ખરાબ ખમી શકાય નહીં! માટે તને ટોકી ટોકીને કહું છું કે, હવે જેને રાખે તેની બાહારથી બરાબર તપાસ મેળવીનેજ રાખજે"

"બહુ સારૂં પ્રાણનાથ! અને હવે તો આપ છો, એટલે આપ પોતેજ તજવીજ રાખજો. અમને બૈરાંઓને એમા સમજ ન પડે!" તારા બોલી.

"ઠીક છે, હુંજ મેળવી લઇશ. અગર મગનલાલને કહીશ તો તે મેળવી આપશે." સ્વતંત્રદાસે જણાવ્યું.

"હા, હાં! અમને આપ કહેશો તો કોઇ ખબરદાર ને ચોખ્ખા માણસને શોધી કહાડશે!" તારાંએ કહ્યું.

એટલામાં નીચેથી બારણું ખખડ્યું. મગનલાલ આવ્યા. સ્વતંત્રદાસે ઉઠીને 'શેકહેન્ડ' કરી તેને પોતાની પાસે બેસાડ્યો. બાદ વાતચીત કરતાં ભટજીના બનેલાની બિના તેને જણાવી! તે સાંભળી મગન અંદરથી સમજી ગયો કે "ચાલો પાપ ગયું!" પણ ઉપરથી બોલ્યો કે 'તમે

તેને એકદમ કહાડી મુકયો તેથી હવે તમને રસોઇની અડચણ પડશેની ? ! ”

“ તેની હરકત નહીં ! અડચણ ભોગવી લેવાશે: પરંતુ નબળી નજનો માણસ તો એક પળ પણ નભાવાય નહીં ! ” સ્વતંત્રદાસે જણાવ્યું “ માટે તમને ભલામણ કરૂં છું કે, તમે તમારા ભરોસા લાયકનો કોઈ માણસ મેળવી આપજો ! ”

“ બહુ સારૂં મ્હોટી ખુશીથી. આજે યા કાલે તપાસ કરીને હું મોકલી આપીશ. ” મગને જણાવ્યું.

“ મ્હોટી મહેરબાની માય ડીયર ! ” સ્વતંત્રદાસે કહ્યું, અને પછી પોતે દિશાએ જવા માંટે નીચે ગયો, તે કહેતો ગયો કે “ મી૦ મગનલાલ બેસજો હું હમણાં આવું છુ. ”

“ ભલે, બેઠો છું. આપ જઇ આવો. ” મગને કહ્યું. અને નીચે ઉતરવા પછી મગને ધીમે સ્વરે તારાને જણાવ્યું “ એ ભામગાનો પગ નીકળ્યો, એ ઠીકજ થયું ! ”

“ હા. એ તો મને ઘણુંજ ગમ્યું ! ’ તારાએ પણ ધીરે સાદે જણાવ્યું.

તારાને પછી મગને પોતાની પાસે બોલાવી, અને ખોળામાં બેસાડી તેણીના કોમળ ગાલ પર ચુંબન કરી ચેષ્ટા કરતા માંડ ! એટલામાં નીચેથી સંડાસનું બારણુ ખખડયું ! સ્વતંત્રદાસ બાહાર નાકળ્યો, અને ઉપર આવે તેટલામાં તારા પુનઃ પોતાને અસલ સ્થાનકે ગોઠવાઇ ગઇ, અને જાણે કંઇ બન્યુંજ નથી, તેમ મૌન્યતામાં નીચી નજર રાખી સાધવી સતી પણે બેઠી !

“ હાં ત્યારે મી૦ મગનલાલભાઇ, બીજી કંઇ નવી જૂની ? ” સ્વતંત્રદાસે ઉપર આવતાંજ પૂછયું.

“ હાલ તો કાંઇ નથી ! તમે કહો તે ખરૂં ! ” મગને જણાવ્યું.

“ લો ચાલો ત્યારે પાનાં રમીયે ! ” સ્વતંત્રદાસ બોલ્યો.

“ આપણે બે જણમાં પાના કેમ રમાશે ? ! ત્રણ જણા હોય તો રમાય, ” મગને જણાવ્યું.

“ ત્રિજા આ તમારાં ભાભી છે કેની ? ” સ્વતંત્રદાસે કહ્યું.

તારા આ સાંભળી મનમાં ખુશ થઇ, પણ ઉપરથી જાણે શરમાઇ ગઇ હોય તેવું ડોળ ઘાલી લૂગડાનો છેડો ખભાપર ઢાંકી દઇ નીચું મોં કરી બેઠી ! આ જોઇ સ્વતંત્રદાસે તેણીનો હાથ હલાવી જણાવ્યું “ શરમાય છે શા માટે ? ! મગનભાઇ આપણા ઘરનાજ ગણાય ! એમની વળી શરમ કેવી ? ! ચાલ આવી જા, આપણે ત્રણે રમીએ । ”

“ મને તો નથી આવડતું ! ” તારા એમ કહી જરા ભાવ ખાવા લાગી, અને હજી પણ શરમાતી હોય એમ જણાવ્યું .

“ અરે ! આવી તે શરમ ! છટ નૉનસેન્સ ! એ રીત મને પસંદ નહીં ! મારા મિત્રની શરમ તારે કદી રાખવી નહી ! નાઉ ગો આન ! સામી આવીને બેસી જા ! અમથી ઢોંગ ના કર ! હું જાણું છું કે તને રમતાં આવડે છે ! ”

“ પણ—” તારા હજી પણ માન ખાવા લાગી !

“ એ પણ ને બણ રહેવા દે ! તને સો વાતની એક વાત કહી કે, મગનભાઇની શરમ રાખવી નહીં ! ચલ ઝટ કર ! બેસી જા ! ” એમ કહી સ્વતંત્રદાસે તેણીનો હાથ પકડીને પોતાની સામા બેસાડી !

પાના સ્વતંત્રદાસેજ ચીપ્યાં. તારા પાસે કપાવ્યાં. ચોકડીનો હુકમ થયો, અને પાના રીતસર વહેંચ્યાં. બાદ રીતસર રમત ચલાવી ! એટલામાં તારાએ લાલ બદામની રાણી નાંખી, અને પછી મગને તેજ રંગનો બાદશાહ નાંખ્યો, અને સ્વતંત્રદાસે હલકું પાનું નાંખ્યાથી મગને હાથ લઇ લીધો, જે પ્રસંગના દેખાવથી તારા ને મગન પાનામાં મોં રાખીને, અને સ્વતંત્રદાસ ન દેખે તેવી રીતે બંને જણાં સામસામાં હસ્યાં ! પણ તે માત્ર થોડીજ પળ !

તે પછી તારાનો ચીપવાનો વારો આવ્યો, અને મગને કાપ્યું, અને તેમ કરતાં તેણે તારાની આંગળી દબાવી ! એટલે વળી તેણી હસી ! પરંતુ આ પ્રસંગનું હસવું સ્વતંત્રદાસે જોયું, તોપણ રમતના રંગમાં હસી છે, એમ તેને જણાયું, અને પોતે તેણીને પૂછ્યું "કેમ, આ વખતે ખુબ તડાકો છે તેમાં હસે છે કે ?"

"તડાકો શાનો સ્વામિનાથ ?! મારે તો માંગ આપવાની ને કેની ! તેથી રહેવાનું શું ધુળ?! બધુંએ આપવામાં જતું રહેશે ! અને વળી મને તો ગોઠવતાંએ બરાબર આવડતું નથી !" તારાએ જણાવ્યું.

"લાવ ત્યારે હું ગોઠવી આપું ?" સ્વતંત્રદાસે પુછ્યું.

"નહીં ! એ વાત નહીં બને ! જેની બાજી હોય તેજ ગોઠવે !" મગને કહ્યું.

"હશે ત્યારે ! મને મારે આવડશે તેમ ગોઠવીશ !' એમ કહી તારાએ પાના ગોઠવ્યા, અને મગને તેણીની પાસેથી માંગ લીધી, અને પછી પાછાં પાના ટાળી ટાળીને આપ્યાં, અને રમત પુરી કરી.

"હવે તો માફ કરો ભાઇ, રાત થઈ છે; માટે ઘેર જઇશ." બાજી પુરી થતાં મગને કહ્યું.

"એક બાજી રમીને જવાય છે મારા ભાઇ! આમ ઉતાવળ શું કરો છો!!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ના ભાઇ, હવે બેસાય તેમ નથી !" એમ કહી મગન પાઘડી માથે મુકીને "ગુડબાઇ" કરી દાદર ઉતરવા લાગ્યો.

"પણ હવે પેલા ભટને માટે જેમ બને તેમ તાકીદે તજવીજ કરજો; હોંકે ?" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ઓ યસ મ્હોટી ખુશીથી !" કહેતાં મગન નીચે ઉતરી સ્વગૃહે સંચર્યો.

"સ્વામિનાથ, આજે પાનામાં ગમ્મત ઘણી આવી !" તારા બોલી.

"પણ તને તો પેલા નટવરે શિખવ્યું હશે, એટલે સારૂં આવડે તેમાં શી નવાઇ ! !" સ્વતંત્રદાસે આગલી વાત યાદ કરી કટાક્ષ કીધો,

તારાનુ મોં ઉતરી ગયું, ને તે બોલી "પ્રાણનાથ, તે મુઆનું નામજ મારી આગળ દેશો નહીં ! બળ્યું તેનું મોં !"

"એ તો હવેજ એમ કહેવાય છે તો !" સ્વતંત્રદાસે જણાવ્યું "તેવારે તો તે હૈયાનો હાર હતો !"

"સ્વામિનાથ, એવાં વચનોથી હવે મને બાળો નહીં ! જે બન્યું તે બન્યું ! નાદાનીની કમ સમજમાં નર્ક ખવાઇ ગયું, અને તેને માટે મેં આપની પાસે વારંવાર માફ માંગી છે ! છતાં તેજ વાતનું આપ સ્મરણ કરી મને મહેણાં મારો છો, તે સાંભળી મારો આત્મા બળીને ખાખ થઇ જાય છે ! માટે મને માફ કરો ! અને મારાપર દયા લાવી તે વાતનું સ્મર્ણ કરાવો નહીં !" તારા એમ કહી રડવા જેવી થઈ!

"અરે ઘેલી, એ તો તને લગાર હસું છું ! તેમાં આમ ઉદાસ શાની થાય છે ! એકલાં બેઠાં હસીએ બોલીએ નહીં તો વખત પણ કેમ જાય ?!" એમ કહી સ્વતંત્રદાસે તેણીને પોતાની છાતી સાથે દાબીને શાંત પાડી.

"સ્વામિનાથ, જો તમારા મિત્ર મગનલાલે આપણા વચ્ચેનો સંબંધ નહીં સંધાવ્યો હતો તો ખચિત આપણો સંસાર શોકરૂપ જતે, અને તેમાં પણ તમે મરદ પડયા, તેથી તમને સો એટલું બધુ. દુઃખ નહીં લાગતે, પરંતુ મને ખચીત રિબાઇ રિબાઇને મરવું પડતે! ઇશ્વર, એ પરગજુ મગનલાલનું ભલું કરો!" તારા બોલી.

"વહાલી! ભલું કરનારનું સદા ભલુંજ થશે.!" સ્વતંત્રદાસે જણાવ્યું "લે ચાલ હવે સુઇ જઇએ; કેમકે રાત્રિ ઘણી વિતી ગઇ છે.!,'

"પધારો પ્રાણનાથ." **તારા** બોલી.

બંને જણાં સાથે ઉઠી પાછળના સયનવાસમાં જઇ સુતાં.

## પ્રકરણ ૨૯ મું.

———(:o:)———

**દોહરો,—મગન** મચ્યો મહાનંદમાં **તારા** તેમાં લીન;
**સ્વતંત્રદાસ** સમજ્યો નહીં, વિશ્વાસે આધિન.

**"ભણ્યા પણ ગણ્યા નહીં.!"**

આજે સ્વતંત્રદાસ ધારા પ્રમાણે પોતાની ઓફીસમાં ગયો, અને તે પછી સુમારે અગીઆર વાગે **મગન** બની ઠનીને **તારા**ની પાસે આવ્યો. **તારા** તરતજ જમીને ઉપર હીંચકે બેઠી હતી, અને મોમાં પાન ને સોપારી ચાવતી ખુશીમાં હીંચકા ખાતી હતી, એટલામાં **મગન**ને ઉપર આવતો જોઇને તેણી બોલી "આવો! આવો! પધારો મારા પ્રીતમ!"

"કેમ, એકલાં બેઠાં બેઠાં શું થાય છે?" મગને પુછ્યું.

હજી હમણાંજ જમીને ઉપર આવી, અને પાન ખાઇને આપને સંભાર્યા કે, હમણાં આવતા હશે! એટલામાં તો તમે પધાર્યા પણ ખરા! **તારા**એ એમ કહી **મગન**ને પોતાની પાસેજ હીંચકાપર બેસાડ્યો.

"ઠીક ત્યારે તો!" મગને કહ્યુ "પાન ખાઇ રહ્યા પછી હું સાંભર્યો, કેમ?! પાન ખાતી વખતે તો મને યાદ નહીં કીધોની?!"

"જાઓ, જાઓ!" **તારા** લાડમાં બોલી "તમને તો મશ્કરીજ કરવાની ટેવ પડી છે!"

"**મગન** હસીને **તારા**ને વળગી પડ્યો, ને ચુંબન કીધું! તેણી પ્રત્યે તે બોલ્યો "પ્યારી તને જોતાંજ મારા અંતઃકરણમાં એવો તો પ્રેમ છુટે છે કે, જો આ સમયે હું પોતે કવિ હોત તો ખચીત કંઇ ઓરજ સંગારની કવિતા ગાઇ મારાં હ્રદયનો ભાવ તને સંભળાવત!"

"તે હું માનું છું! આપની પ્રીતિ મારા પ્રતિ કરતાં તો શું પણ મારા પતિ કરતાં પણ એકવાર જે મને વિશેષ વહાલો હતો, તે **નટવર** કરતાં પણ વધારે હું જોઉં છું, અને તેથીજ હું પણ આપને જોઇને આટલી બધી લીન થઇ જાઉં છું!" તારા બોલી.

"ખરખર છે વહાલી!" મગને કહ્યું અને તેથીજ હું પણ આપને જોઇને આટલી બધી લીન થઇ જાઉં છું" **તારા** બોલી

"બરાબર છે વહાલી!" મગને કહ્યુ "અને ઇશ્વિર આપણો સ્નેહ સાચવી રાખે કે બસ"

"આપણા બંનેનો ભાગ્ય હશે તો તેમજ થશે!" **તારા**એ જણાવ્યું "પણ વારૂ હુ, આપને પુછું છું કે, આપ તો મને **તારા** કહીને બોલાવો છો, ત્યારે હું આપને કયે નામે બોલાવુ?"

"હેં હેં હેં!" મગને હસીને કહ્યું "કયે નામે તો શું વળી? મારૂં નામ હોય તે નામ દઇને"

"તે તો મને શરમ લાગે! આપણાં વચ્ચેનો સંબંધ જોતાં આપનું નામ દઇને હું બોલાવું એ તો નહીં બને!" **તારા**એ કહ્યુ.

"અંહ! તેમાં તે શું છે વહાલી?! પારસીઓ ને અંગ્રેજોમાં સ્ત્રી પુરૂષો એક બીજાનાં નામો દઇને બોલાવે છે એટલુંજ નહીં, પણ પેલા સુધારાવાળા કેટલાક કાયસ્થો, નાગરો, કપોળો વગેરે ભણેલાં ગણેલાઓ પણ પતિ પત્નિનાં નામ દઇને બોલાવે છે તો! આપણે તો એક બીજાનાં

નામ દઇને બોલાવતાં લગાર પણ અચકાવું જોઈતું નથી !" મગને જણાવ્યું.

"આપનું નામ દેવામાં મને કંઈ આપણા હિંદુ જુના રીવાજની દરકાર નથી; પરંતુ નામ દઇને બોલાવવામાં હું તોછડાઈ ભરેલું માનું છુ, માટે જો એક ખાસ નામ શોધી આપો તો તે નામે આપને બોલાવું !" તારાએ કહ્યું.

"ત્યારે તું મને માત્ર 'વહાલા' કહીને બોલાવજે !" મગને જણાવ્યું.

'એ પણ મને અનડું લાગે છે !" તારા બોલી "કંઈ બીજો સરસ શબ્દ શોધી કહાડોની તો !"

"ઠીક ત્યારે 'વહાલા' નહીં તો 'અળખામણા' કહીને બોલાવજે !" મગને આંખો મીંચીને મશ્કરીમાં કહ્યુ.

"જાઓ ! જાઓ !" તારા હસી પડીને બોલી "હાલતાં ને ચાલતાં મશ્કરી શિવાય તમને તો બીજો કશો ધંધોજ દેખાતો નથી ! બળ્યું ! આમ શું કરતા હશો બોલોની કયા નામે બોલાવું'

મગને થોડીક પળ વિચાર કરીને જણાવ્યું "હા, હા. ખરી વાત ! 'ડીયર' કહીને બોલાવજે !"

"એવું તે નામ !" તારાએ નાપસંદગી બતાવી કહ્યું "કોઇ સરસ રંગિલું નામ બતાવોની !"

"અરે-તારીની !' મગન કંટાળીને પરમ પ્રેમમાં બોલ્યો "આવી આવાં સુંદર નામ પણ તને પસંદ પડતાં નથી, ત્યારે તારે માટે તો હવે મારે શબ્દકોશ શોધવો પડશે ?"

"પણ કોઇ એવું નમ શોધી કહાડો કે જે દેતાંજ મોંમાં પાણી પાણી છૂટી જાય, ને મોંમાંથી ખસેજ નહીં !" તારા બોલી.

[illegible] ઘણો વિચારમાં પડી ગયો. કંઈ કંઇ નામોનું અવલોકન કીધું, પરતુ તેવું રસીક નામ એકે [illegible] નહીં ! આખરે ઘણા શબ્દો સંભારતાં તેણે કહ્યું "ત્યારે 'જેન્ટલમેન' શબ્દ તને ઠીક લાગે [illegible]"

"ઓય ઓય !" તારા હસીને બોલી "જો કેવીનો શબ્દ શોધ્યો ! એ શબ્દમાં તે શા રામ બળ્યાં છે ! એ તો પેલા સુરતી લાલીઆઓ હાલતાં ને ચાલતાં બોલે છે ! લગાર શાંત મગજે વિચાર કરીને કોઇ છટાદાર ને મધુર નામ શોધી કહાડો !',

"તોબા ! તોબા !" મગને જણાવ્યું "તારી પરીક્ષાં આગળ તો મારો શબ્દ ભંડાર પણ ખુટી ગયો !"

"તમે આવા વિદ્વાન ને ભણેલાં ગણેલા થઇને આમ કંટાળો છો શું ? !" તારા બોલી.

"ત્યારે તુંજ કોઇ નામ પસંદ કરની !" મગને જણાવ્યું "તારાં મન ગમતું નામ શોધી કહાડશે તો તેથી વધારે સંતોષ પામીશ !"

"મારામાં જો એટલી બધી શક્તિ હોત તો વળી તમને શું કરવા કહેત ? !" તારા બોલી,

"ત્યારે એક કામ કર ! મને માત્ર 'મિસ્ટર' કહીને બોલાવજે !" મગને જણાવ્યું.

"એ શું વળી ? !" તારા વિસ્મયતાપૂર્વક હસીને બોલી "એ નામ તો જાણે લૂખુંપાખું લાગે છે ! 'મિસ્ટર' ? ! છટ ! એમાં તો કંઈ મિઠાસજ આવતી નથીને ! એના કરતાં તો 'ડીયર' શબ્દ વધારે સારો લાગે છે !"

મગન ઘણા ઉંડા વિચારમાં પડયો, અને વળી કંઇ કંઇ સ્મર્ણ કરતો બોલ્યો "ત્યારે એમ કર, તું મને માત્ર 'લાલ' કહીને બોલાજે ! કેમ આ નામ તો તને પસંદ પડ્યુંની ?"

તારા થોડી વાર વિચાર કરીને બોલી "વહાલા, એવો અડબંગ શબ્દ તમને છાજે ? !

'લાલ' તો મશકરી ભરેલો શબ્દ લાગે છે! અને તેમ છતાં જો 'લાલ' કહીને બોલાવું તો જાણે તમે કોઇ મહારાજના 'લાલ' હો, તેવો અર્થ પણ ઉડે છે!" એમ કહેતાં તારા હસી પડી!

મગન હવે ઝડપમાં બોલી ઉઠ્યો "હા, હા, ખરી વાત! લે હવે બરાબર બંધબેસતું નામ યાદ આવ્યું! હું તને તારા કહીને બોલાવીશ, અને તું મને 'ચન્દ્ર' કહીને બોલાવજે! કેમ, આ નામ કેવું ફાંકડું છે?!"

"નામ તો ફાંકડું છે. પણ એ નામથી બોલાવતાં જો કોઇ સાંભળશે તો હસી પડશે!" તારા બોલી.

"ત્યારે તો હવે માફ કર! હવે તો આપણે થાકયા, ને માથું પણ પાકી ગયું! વળી કોઇ બીજું નામ પછી શોધી કહાડીશું!" મગને કહ્યું.

"પણ હમણાં મારે તમને કયે નામે બોલાવવા?!" તારાએ પૂછ્યું.

"આટલા દાહાડા બોલાવતી હતી તે નામે વળી!" મગને કહ્યું.

"ત્યારે હું એક કામ કરીશ! બીજું નામ શોધી કહાડો ત્યાં સુધી 'પ્રાણ' કહીનેજ બોલાવીશ! કેમ, ઠીક કેની?" તારા બોલી.

"એ પણ ઠીક છે." મગને કહ્યું "લે ચાલ ત્યારે, આજે આપણે 'સ્ટીમ લૅાન્ચ'માં બેસીને પાલવાપરથી ફરવા જવું છે."

"મારા પતિ જાણશે તો?!" તારા બોલી.

"તેને ખબર પડવા નહીં દઇશું." મગને જણાવ્યું "કેમકે તે નોકરીએથી પાછા ફરશે તેટલામાં તો આપણે પાછા ઘેર આવી પણ પહોંચીશું! એટલે પછી તે શી રીતે જાણી શકશે?!"

"ત્યારે તો ઠીક!" તારાએ કહ્યું, અને પછી તેણીએ સારાં લૂગડાં કબાટમાંથી કહાડીને પહેર્યાં, અને ધાડીને બારણાં સોંપી મગન સાથે તેણી ગાડીમાં બેઠી, અને બને જણાં પાલવાપર આવ્યાં, કે જે સમયે આશરે મધ્યાનનો એક વાગી ગયો હતો. બંદરપર ગાડીમાંથી ઉતરીને મગને ગાડીવાળાને ત્યાંજ થોભાવી રાખવાનું કહ્યું, અને પછી એક સરસ 'સ્ટીમ લૅાન્ચ' બાડે કરી બંને અંદર જઇ 'કેબીન'માં બેઠાં. અનેક ગપ્પા ચલાવ્યાં, અને પાણીમાં છેક લાંબે નીકળી ગયાં! ગમ્મતમાં કોઇને ભાન રહ્યું નહીં કે, કેટલા વાગ્યા હશે! પણ ઘણી વારે તારા ચમકીને બોલી ઉઠી "હાય, હાય,! જૂઓ તો ખરા, કેટલા વાગ્યા છે?!"

મગને ગજવામાંથી ગડિયાળ કહાડીને જોઇને જણાવ્યું "સાડા ત્રણ થઇ ગયા છે!"

"અરરર! હવે કેમ થશે?! તમારા ભાઇ પાંચ વાગે તો ઘેર આવે છે! અને આપણે તો તેમની પછી પહોંચીશું! પછી તેમને હું જવાબ શું દઇશ, અને આપણાં શા હાલ થશે?! ચાલો હવે જલદી પાછા ફરો!" તારા બોલી ઉઠી.

"ગભરા નહી! તેને સમજાવવો મારા હાથમાં છે! તું શું કરવા ગભરાય છે?! સ્વતંત્રદાસને સમજાવી દેતાં શી વાર! અંહ! બીહીએ છે શું કરવાને?! મારી સાથે તને લાગ્યો છું તે શું તને આંચ આવવા દઇશ?!" એમ જણાવી મગને 'લૅાન્ચ'ને પાછી ફેરવાવી, અને વળી બોલ્યો "વહાલી, પાંચ વાગતામાં તો બંદરપર આપણે જઇ પહોંચીશું, અને ત્યાંથી દસ મિનિટમાં ઘેર પહોંચીશું, એટલે તારા વર કરતાં વહેલીજ તને પહોંચાડીશ. કેમકે તે તો ફરતો ફરતો છેક છ વાગ્યાને સુમારે ગેર આવે છે!"

"પણ બંદરપર પહોંચતાંજ છ તો વાગશે!" તારા બોલી.

"નારે ના, આંવતાં વાર લાગી તેટલી જતાં વાર નહીં લાગશે તો!" મગને જણાવ્યું "કેમકે જતાં પવન સાનુકૂળ છે."

"ત્યારે તો સારૂં." તારા બોલી "આપણે ખચીત નાદાની વાપરી છે!"

"ચાલો હવે થઈ તે ખરી! તારો પતિ મારા કબ્જામાં છે, એટલે કોઇ વાતનો વાંધો નથી તો!" મગને જણાવ્યું.

"મને લાગે છે કે, એમની નોકરી મૂકાવી દઇએ તો ઠીક થાય!" તારાએ કહ્યું.

"કંઇ કારણ?! તેમ જો કીધું તો પછી એ આખો દાહાડો ઘરમાંજ રહેશે, ને પછી આપણાથી આમ મઝા મરાશેજ નહીં! એ તો નોકરીએ જાય છે તોજ આપણે તેની ગેરહાજરીમાં આમ મોજ મારીએ છીએ!" મગને જણાવ્યું "અને નોકરી કરે છે તેથી ગેરફાયદો શું છે?!"

"હા, એ પણ ખરી વાત કહી!" તારા બોલી "એ નોકરીએ લાગેલાજ કામના! વળી નવરા પડે તો આપણી ખણખોંચ કરે! અને નોકરી છોડાવવાને હું તો એટલા માટે કહેતી હતી કે, મારા આટલા પૈસા પ્રમાણે એ નોકરી કરે છે તેથી લોકમાં નઠારૂં દેખાય છે!"

"એમાં નઠારૂં શું દેખાય છે?! મ્હોટા મ્હોટા પૈસાવાળાઓ શું નોકરી નથી કરતા કે!! અને તેથી શું તેમનું ખોટું દેખાય છે અથવા તો તેમની આબરૂને હીણપત લાગે છે કે?! એમ તો કદી સમજતીજ નહીં!" મગને જણાવ્યું.

"ઠીક ત્યારે તો એ નોકરી કરે છે તેજ ભલું છે!" તારા બોલી "પણ હજી કિનારો આવતાં કેટલી વાર છે?"

"ઓ સામે દેખાય છે! હવે પાંચ દસ મિનિટમાં ઉતરીશું!" મગને કહ્યું, અને તેપરથી તારાએ પણ સામે નજર કરતાં કિનારો જણાયો.

સ્વતંત્રદાસ પાંચ વાગતાંજ ઓફીસમાંથી ઉઠયો, અને ઓફીસમાંના એક મિત્ર સાથે તે પણ પાલવાપર ફરવા આવ્યો. ત્યાં મગનની ગાડી જોઇ તે તરતજ ગાડી પાસે આવ્યો, અને ઘોડાવાળાને પૂછ્યું "અલ્યા, ગાડીમાં કોણ આવ્યું છે?"

"શેઠ આવેલા છે, અને તેમની સાથે આપના ઘરમાંથી શેઠાણી પણ આવેલા છે" ઘોડાવાળાએ જવાબ દીધો.

સ્વતંત્રદાસ લગાર વિચારમાં પડયો ને તેણે પૂછ્યું "અને તારી શેઠાણી પણ સાથે છે કે!"

"નાજી." ઘોડાવાળાએ કહ્યું "ફક્ત મારા શેઠ ને તમારા ઘરમાંથી આવેલા છે."

આ સાંભળી સ્વતંત્રદાસ વિસ્મય થયો, ને વળી પૂછ્યું "તેઓ કયાં ગયા છે?"

"બોટમાં બેસીને ફરવા ગયલા છે." ઘોડાવાળાએ કહ્યું "હમણાં આવતાં હોશે."

"ઠીક ત્યારે, હું ગાડીમાંજ બેસું છું. તેઓ આવશે એટલે સાથેજ જઇશું." એમ જણાવી પોતાના સોબતીને રજા આપી પોતે મગનની ગાડીમાં બેઠો, કે જે ગાડી ઉઘાડી નહોતી, પણ બંધ 'બ્રુમ' હતી.

સ્વતંત્રદાસ ઘણા ઉંડા વિચારમાં પડયો કે "મગનલાલ આજે મારી પત્નિને લઇને એકલો કેમ ગયો હશે! અને તે પણ મને જણાવ્યા વગરજ શું કારણ હશે! કંઇ પણ પ્રયોજન તો હશેજ! તે વિના એઓ મારે કાને વાત નાંખ્યા વગર એકદમ કદી જાય નહીં!" આ પ્રમાણે તે વિચાર કરતો હતો. પરંતુ એ શિવાય તારા કે મગનની નીતિને માટે તો તેને કશો શકજ ગયો નહીં!

બંદરપર તારા ને મગન ઉતર્યાં, અને એક બીજાનાં ગળામાં હાથ નાખીને ઉપર ચઢયાં. સ્વતંત્રદાસે આવીજ સ્થિતીમાં તેમને જોયાં, અને તેમ જોવા છતાં તેને હજી પણ તેમની નીતિ વિરૂદ્ધ તો વિચાર થયોજ નહીં, પરંતુ તે મનમાં મુંઝાવા લાગ્યો કે "આ પ્રમાણે એક બીજા સાથે



" એકબીજાનાં ગળામાં હાથ નાખીને ઉપર ચઢ્યાં!! "

વળગીને એ લોકો શા માટે આવતાં હશે ?! એમ કરવાની એમની મતલબ શું હશે ?!" આમજ વિચાર કરતો, પરંતુ બીજો કોઇ પણ પ્રકારનો શક તેને થતો નહીં!

એટલામાં તે બંને તેવીજ રીતમાં ગાડી આગળ આવ્યાં, અને ગાડીમાં સ્વતંત્રદાસને એ-ઠેલો જોઈ તેઓ સ્તબ્ધ થઇ ગયાં! પણ મગનને જાણે ડોળ એવું બતાવ્યું કે, કોઇ વતે તે અચકાયો કે ગભરાયોજ નહીં હોય! મગને તરતજ સ્વતંત્રદાસને પુછ્યું "કેમ ભાઈ, તમે અહીં ક્યાંથી ?!"

"મારી ઑફીસમાં એક સોબતી સાથે આજે આણી તરફ આવી લાગતાં તમારી ગાડી દીઠી, અને તમારા ઘોડાવાળાને પુછી જોતાં તેણે કહ્યું કે તમે દરિયામાં ફરવા ગયા છો, તેથી મેં વીચાર્યું કે હવે આવશે એટલે સાથેજ જઇશું, અને તેથી હું ગાડીમાં બેઠો." સ્વતંત્રદાસે જણાવ્યું.

"એ તો ઠીક કર્યું. તમારે નકામા પગ ઘસડતા જવું પડતે, તેનાં કરતાં આ તો ગાડીમાં સાથે જઇશું." મગને જણાવ્યું, અને પછી પોતે ગાડીમાં ચઢયો. સ્વતંત્રદાસ સામી બાજુએ બેસી ગયો! આ જોઇ મગને જણાવ્યું "આપણે બંને બાજુએ બેસીશું, ને તમારાં પત્ની સામા બેસશે."

"ના, ના, આ 'સીટ' સાંકડી છે, તેથી એમને બેસતાં ફાવશે નહીં!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"પણ ત્યારે એમ કરો, કે તમે ને તમારાં પત્ની અહીં બેસો ને હું સામો બેસીશ." મગને કહ્યું.

"નહીં! અમે અહીં બેસીએ ને તમને સામા બેસાડીએ, એમાં અમારી લાયકી નહીં! તમે ને મારી પત્ની આમ બેસો, અને હું સામો, બેસીશ!"

"એ તો ભાઇ ખોટું જણાય!" મગને કહ્યું.

"એમાં ખોટું શું છે?! તમે મારા ભાઈ જેવા છોની?! અને તમારી સાથે તમારાં ભાભી બેસે તેમાં ખોટું શું લાગે?! નોનસન્સ! એવા વહેમ શા કામનાં!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"મને તો શરમ લાગે પ્રાણનાથ!" તારા સતી થઇ બોલી.

"એમાં શરમ શાની?! એ કંઇ લોક છે કે શું?" બેસી જા!" સ્વતંત્રદાસે જણાવ્યું.

તારા તેમની આજ્ઞા પરથી મગનની સાથે બેઠી, અને પછી ગાડી ચલાવી.

"કેમ ભાઇ, આજે ઓચીંતા તમારાં ભાભીને લઇને કયાં નીકળી પડ્યા હતા?!" સ્વતંત્રદાસે હવે પુછ્યું.

"એટલે એમ થયું ભાઇ," મગને યુકતીપુર્વક ચોકઠું ગોઠવ્યું, અને તારાનો ધીમેથી પગ પણ દાબ્યો "આજે બપોરે એકાએક તમારાં સ્ત્રીની તબીયત બગડી આવી, અને તેપરથી તરતજ મને તેડવા મોકલ્યો. હું તમારે ઘેર ગયો મને કંઇક હિસ્ટીરાયા જેવું જણાયું, અને તેથી હું ગભરાયો, ને કોલનવોટર મંગાવી આખે શરીરે લગાડ્યું! એટલે એઓ શુદ્ધીમાં આવ્યા! પછી મને કહેવા લાગ્યા કે "ગભરાશો નહીં! મને તો એમ વારંવાર થઇ આવે છે!" તોપણ હું ગભરાયો, ને તમને તેડવાને આવતો હતો! પણ એમણે જણાવ્યું કે "તમે એમને તેડવા જશો તો એ ગભરાઇ જશે, ને એમની તબીયત પણ બગડી આવશે!" એટલે હું અચકાયો, તોપણ એમણે મને સુચવ્યું કે "મને જ્યારે આમ થઇ આવે છે, ત્યારે તરતજ દરીયાની હવા ખાઉં છું તો તરત રોગ સમાઇ જાય છે! માટે મને દરીયાની હવા ખાવાને તાબડતોબ લઇ જાઓ તો શાંતી થાય!" એટલું કહેતાંજ મારી ગાડીમાં એમને અહીં લઇ આવ્યો, અને દરીયામાં બે ત્રણ કલાક હવા ખવરાવી, જેથી કરીને હવે એમના જીવને આરામ લાગે છે!"

"હા સ્વામીનાથ, હવે તો મને ઠીક લાગે છે!" તારાએ ટાપસી પુરી!

"મગનભાઈ, તમે બહુ સારૂં કીધું! મને તેડવા આવતે તો હું જરૂર ગભરાતે! કેમકે

મારૂં હૃદય નરમ ને કાચું છે! તેમજ વળી તેટલો વખત એઓ જો તેવીજ દુઃખદાયક સ્થીતીમાં રહેતે તો એમની તબીયત કદાચ વધારે ખગળ થઇ જાત!" સ્વતંત્રદાસે કહ્યું.

"અને તેથીજ મેં પણ આપને તેડવા જવાની એમને ના કહી પ્રાણનાથ!" તારા તરતજ બોલી ઉઠી.

"ઘણું યોગ્ય કીધું વહાલી!" સ્વતંત્રદાસે કહ્યું "પણ હવે તો તમારી તબીયત ઠીક છે?"

"હા સ્વામીનાથ, હવે મને ઠીક લાગે છે." તારા બોલી.

"પણ નબળાઈ ગઇ નથી તો!" મગને એમ જણાવી, બંદરપરથી એક બીજાંને ગળે હાથ નાંખવાના સંબંધમાં હવે ખુલાસો (!! કરવા પાટિયાં ખોકડી કહ્યું "બંદરપર ઉતરતાં ઉતરતાં તો એમને ત્રોગો આવી ગયો હતો! પણ એ તો સારૂં થયું કે, એમનો હાથ મારા ગળામાં નંખાવી, મેં મારો હાથ એમના ગળામાં લઇ, ધીમે ધીમે અમે અહીં સુધી આવ્યાં!"

"એમાં પણ તમે ઠીક અક્કલ વાપરી મી૦ મગનલાલ! તેમ નહીં કીધું હોત તો એઓ કદાચ પડીને પથ્થરપર કુટાઇ જાત, ને માથું ફુટીને લોહી નીકળત!" સ્વતંત્રદાસે તેને ઓર સાબાશી આપતાં જણાવ્યું "ભઇ, મિત્રો હો તો તમારા જેવા પરગજુ હોજો! જો આજે તમારે ને મારે સ્નેહ સંબંધ નહીં હોત તો આ મારા પ્રાણપ્રિય પતિ જરૂર જુદીજ અવસ્થાએ પહોંચત!"

"પણ ભાઇ, ગળામાં હાથ નાંખતાં ને નંખાવતાં મને તો એટલો બધો ભય પેઠો કે, જો કદાચ કોઈ જુએ તો અમારે માટે શું ધારે?! ખચીત ન છુટકે ડરી ડરીને મારે તેમ કરવું પડ્યું!" મગને સમજાવી દીધું.

"તમારે ભય રાખવાનું કંઇજ કારણ નહોતું મગનભાઇ! તમારૂં ને મારૂં મન સ્વચ્છ ને એકત્ર છે, તો લોક જખ મારે છે! હું તો તમારી આવી સમયસુચકતા તથા તમારી મારા પ્રત્યે આવી પવિત્ર લાગણી માટે તમારો ઘણો ઉપકાર માનું છું!" સ્વતંત્રદાસે કહ્યું.

"પ્રિય મિત્ર! તમે સમજુ, વિદ્વાન ને વિચારવંત છો તેથી સવળોજ અર્થ કરો છો, પરંતુ તમારે બદલે જો કોઈ બીજો અજ્ઞાન હોય તો અવળોજ અર્થ લે, અને મારી ગમે તેટલી પવિત્ર સેવા છતાં તે મારો અવગુણજ ગ્રહણ કરે!" મગને સફાઇ બતાવી!

"એ તો મુર્ખનું કામ છે! આપણા જેવા ભણેલાઓ માટે એવા વિચાર છેજ નહીં! જ્યાં જીવ મળ્યો ને મિત્રભાવ હોય, ત્યાં બુરા વહેમ રાખવા, એ તો અભણનું લક્ષણ છે! હું તો તમારી આ રીતને માટે ઓર તમારો ઉપકાર માનું છું!" સ્વતંત્રદાસે કહ્યું.

"ઓહ નો! એમાં ઉપકાર જેવું કશું કીધું નથી, પરંતુ મેં માત્ર મારી ફરજ બજાવી છે!" મગને ડાવકાઇથી જણાવ્યું!

"એ તો તમારી લાયકી છે!" સ્વતંત્રદાસે કહ્યું.

એટલામાં ઘર આવ્યું. સ્વતંત્રદાસ ને તારા ગાડીમાંથી ઉતર્યાં, અને મગનને પણ આગ્રહ કરીને ઉપર લઇ ગયા તથા નીચેથીજ સ્વતંત્રદાસે ઘોડાવાળાને કહ્યું કે "ગાડી ઘેર લઇ જા, ને ઘેર કહેજે કે મગનભાઇ અહીં જમનાર છે; અને રાત્રે રહેવાના પણ અહીંજ છે, માટે ફીકર કરશો નહીં, અને વળી કહેજે કે સહવારે ચાહ પીને પછી આવશે."

"ના, ના, ભઇ, માફ કરો! મને ઘેરજ જવાદો!" મગને ભાવ ખાધો!

"કદી નહીં બને!" સ્વતંત્રદાસે ઘોડાવાળાને પાછું કહ્યું "બસ, તું તારે મેં કહ્યું છે તેમ ઘેર જઇને કહેજે!"

"ઠીક ત્યારે!" મગને ઘોડાવાળા તરફ ફરીને કહ્યું "કહેજે ત્યારે ભાઇ!"

"વારૂજી." કહીને ઘોડાવાળો ગાડી લઇ ગયો.

ત્રણે જણાં ઉપર આવ્યાં. કપડાં બદલ્યાં, અને તારાએ ભટને કહીને ચાહ કરાવી, કે જે ભટ મગનેજ આણી આપ્યો હતો. તેણે ચાહ તૈયાર કરી રામા સાથે ઉપર ત્રણ પ્યાલા મોકલ્યા, જે ત્રણે જણાએ પીધી.

"મગનભાઇ, તમે ભટ તો સારો મોકલ્યો છે હોં! સ્વતંત્રદાસે જણાવ્યું.

"હા, હોંશીઆર છે! મેં એના હાથની રસોઈ ખાધી છે, અને મારી ખાત્રિનો હોવાથીજ મેં એને મોકલ્યો છે. વળી સ્વભાવે પણ શાંત ને ડરેલ છે.' 'મગને જણાવ્યું.

"જેવો માણસ જોઇતો હતો તેવોજ મળી ગયો છે! થેંક યુ!" સ્વતંત્રદાશે સભ્યતા બતાવી.

થોડીવારે રસોઈ તૈયાર થતાં ત્રણે જણાં નીચે જમવા ગયાં, અને ત્રણે સાથેજ જમીને પાછાં ઉપર આવ્યાં એટલામાં સ્વતંત્રદાસને માટે એક નવું કામ જાગ્યું! પડોસના ઘરમાં એક વણીકપુત્ર કોલેરામાં મરણ પામ્યો! તેનો કુકવો થતાંજ ત્રણે જણ બારીએ જોવા આવ્યાં. અને જોતાંજ ચકિત થયાં!

"ચાલો! કામ જાગ્યું!" સ્વતંત્રદાશે જણાવ્યું "સ્મશાન જવું પડશે ને આખી રાત ખરાબ થવું પડશે!"

"કેમ? ગયા વિના નહીં ચાલે કે?" મગને પુછ્યું.

"ના ભાઈ! જવુંજ પડશે! પાટાપછેડીસમાં કંઇ છુટકો થાય?! જમવાનું હોય ને ન જઇએ તો ચાલે, પણ આવાં કામમાં તો અવસ્ય જવુંજ પડે!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ઠીક ત્યારે!" મગને કહ્યું "આજે તો તમે પિંડામાં પડયા!"

"કેમ કરીએ?! સંસારમાં રહ્યા તે કંઇ ચાલે!!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"પણ મારી તબિયત ઠીક નથી તેથી તમે નહીં જાઓ તો સારૂં!" તારાએ સુચના કરી.

"વહાલી, તારી તબિયત બગડેલી હોવાથી તુંએ કુટવા ન જાય ને હુંએ સ્મશાન ન જાઉં તો ખોટું લાગે!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ત્યારે મારી પાસે કોણ?" તારાએ કહ્યું "તમે જશો ને કદાચ મારી તબિયત રાતમાં બગડી આવશે તો મારા શા હાલ?!"

"આપણા મગનભાઇ છે કેની?" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ના, ના, ભાઇ, તમારી ગેરહાજરીમાં તો એકલો હું નહીં રહુ!" મગન બોલી ઉઠયો!

"તેમાં શું હરકત છે?! હુએ જાઉં ને તમે પણ જાઓ તો પછી એમની પાસે પણ કોણ?! માટે તમારે તો રહેવુંજ પડશે! તમે આવા સુધરેલા વિચારવાળા થઇને આમ ડરો છો કેમ?!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"જુઓ ભાઇ, ડરીને ચાલવામાંજ માલ છે! વખત છે! તમનેજ કંઈ વહેમ આવે તો આપણી મિત્રતામાં ખલલ પડે! માટે સ્ત્રીના સંબંધમાં તો ડરીનેજ ચાલવું કે કદી પણ કલેશ જાગે નહીં! સ્ત્રી અગ્નીરૂપ છે, માટે એનાંથી તો વેગળાજ રહેવામાં માલ છે! જ્યાં મિત્રતાનો સંબંધ થયો ત્યાં પછી સ્ત્રી ને દ્રવ્યની બાબતમાં દુરજ રહેવું જોઇએ!" મગને ખુબ સતાપણું બતાવીને કહ્યુ!

"નોનસન્સ! મને તમારાપર કેટલો વિશ્વાસ છે તમે નથી સમજતા?!" સ્વતંત્રદાસે જણાવ્યું "મિત્રનો સંબંધ ભાઇ કરતાં પણ વિશેષ હોય છે! ત્યારે એમ સમજો કે, તમારે સ્થળે મારો સગો ભાઇ હોય, અને તે જો મારી સાથેજ રહેતો હોય તો મારા પત્નિને તેને સોંપીને હું કદાચ બહાર જાઉં તો તે અયોગ્ય ગણાય ખરૂ?! તમે પણ કેવી ઘેલી વાત કરો છો!"

"ઠીક ત્યારે બાઇ તમારી મરજી એમજ છે તો હું રહેવાને વાંધો લેતો નથી!' મગને જણાવ્યું "પણ એકલાં એને કેમ ગમશે?"

સ્વતંત્રદાસે કહ્યું "તમેં બંને સોગટાંબાજી રમજો, એટલે વખત વિતી જશે, અને પછી હું પણ આવી પહોંચીશ!" એમ જણાવી ધોતિયું ઓઢી તે નીચે ઉતરી ગયો' અને મરણ પા. મેલાને લઇ જવાને જમા થયલા ડાઘુઓની સાથે બેઠો, અને પછી થોડી વારે સઘને "રામ બોલો બાઇ રામ" કહેતાં લઇ ગયા.

તારા ને મગનને મોજ મળી! તેઓ ઘણા ખુશ થતાં બેઠાં ને તારા બોલી "વાહરે વહાલા, તમે પણ આજે ખુબ અક્કલ વાપરી! દરિયામાં ફરવા જવા વિષે તથા આપણે એક બીજાનાં ગળામાં હાથ નાંખીને ચાલ્યા તે બાબતમાં પણ તમે મારા પતિને બડી ચતુરાઇથી સમજાવી દીધા! તમારા સમ, હું તો એવી ગભરાઇ ગઇ હતી કે ન પુછો વાત! મેં નકકીજ માન્યું કે, હવે મારા પતિને આપણી બાબતમાં સજ્જડ વહેમ જશે, ને જરૂર ભોગ ફરી વળશે, ને કોણ જાણે શુએ હાલ થશે! કેવી યુકિત કરવી તે મને તો કંઇજ સુઝી નથીં! અરે! હું તો ધ્રુજીજ ગઇ! કેમકે એક રસ્તો બચવાને મને જણાયો નહીં! પણ ધન્ય છે તમારી અકલને કે તમે બરાબર યુકિત રચીને તેમને મનમાનતી રીતે સમજાવી કહાડયાં! ખુબ કરી, વહાલા ખુબ કરી! કહેવત છે કે 'મહોબત કરવી તો શાણાની કરવી!' જો આવે પ્રસંગે નટવર હોય તો વહાણુજ ડુબાડે ને ખરાબિ કરી નાંખે! પણ તમે તે તમે!"

"પ્યારી, સમય વર્ત્તે સાવધાન ન રહીયે તો ઘણુજ બગડે તો!" મગને જણાવ્યું.

"પણ હવે કોઇ એવો રસ્તો શોધી કહાડો કે એ નોકરીએ જાય, ત્યારે પણ તમે મારી પાસે નિડરપણે રહી શકો, અને એ જાણે તો પણ હરકત થાય નહીં! અરે એજ તમને કહે કે "મારી પ્રીયા પાસે મારી ગેર હાજરીમાં તમારે રહેવું!" એવો કંઇ ઇલાજ કરવો જોઇએ, કે જેથી કોઈ પણ વાતનો વાંધો રહે નહીં" તારાએ કહ્યુ.

"તેની તદબીર પણ કરીશ" મગને જણાવ્યું "તારા પતિ રમશાનેથી આવે કે તે વાત હું તદબીરથી ઉકેલીશ! પણ જો તું તો એમજ બતાવજે કે તું ખરેખરી પવિત્ર છે, ને પર પુરૂષની સાથે પરિચય પાડવાને રાજી નથી! ઉપરથી આમ આડંબર બતાવતી રહેશે તોજ તારી ઉત્તમ નીતિને માટે એને માન રહેશે!"

"વારૂં પ્રાણ! તેમાં મને શિખવવું પડે તેમ નથી! એટલું તો મને આવડશે!" તારા બોલી.

"ત્યારે હવે સોકટાંબાજી કહાડ!" મગને જણાવ્યું

"બળી ગવાં સોકટાંબાજી! એ ઘડી આનંદમાં બેસીને ગમ્મત તો કરીએ! તારા બોલી.

"એક કામ કર! સોંકટાબાજી કહાડને માંડીએ, અને થોડાંક સોકટાં જાણે બાજી ચાલતી હોય તેવી રીતે ગમે તેમ ખાનાઓમાં ગોઠવી રાખીયે, અને નકિક બાજી ચાલતી હોય તેવુંજ કરી રાખીએ એટલે પછી એ આવો પહોંચે તો એમ જણાય કે, બાજીજ રમે છે" મગને તદબીર બતાવી!

"એ પણ ઠીક છે!" એમ કહી તારાએ સોકટાંબાજી પાથરીને બાજીપર સોકટાં યુક્તિપુર્વક ગોઠવી દીધાં, ને પાસા પણ પાસેજ રાખ્યા! અને પછી મગનની સંગે રસરંગમાં બેઠી!

"પણ પ્રાણ, મારે તમને શું નામ દઇને બોલાવવા, તે તો પછી તમે નકકી કીધુંજ નહીં જો!" તારા બોલી.

"જેમ બે લાવે છે તેમજ તું બોલાવ્યા કર! 'પ્રાણ' કહે છે, એ પણ મઝાનું લાગે

છે!" મગને જણાવ્યું.

"પણ મને તો એ નથી ગમતું! એક સરસ શબ્દ શોધી કહાડોની તો "તારાએ કહ્યું,

"સરસ શબ્દ?" મગને વિચાર કરતાં કહ્યું! "સરસ શબ્દ મને એક લાગે છે! અને તે એ કે 'જાની' કહીને બોલાવજે!"

"શું જાની!" તારા કટાણું મો કરીને બોલી "કેવું ગોઝું નામ લાગે છે! તમે પણ શું! કોઇ ફાંકડુ નામ આપો તો સારૂં!"

"ત્યારે તો માત્ર 'ડીયર' શબ્દ મને સઉથી સરસ ને રસીક લાગે છે!" મગને કહ્યું અને હું તને અંગ્રેજી થોડુ ઘણું શિખવવા માંગુ છું તેથી 'ડીયર શબ્દ વાપરશો તો તને તે વિશેષ સ્વાદિષ્ટ લાગશે! હું તને હવે ખાસ ભલામણ કરૂં છું કે 'ડીયર કહીનેજ મને બોલાવજે! અગર જો એ શબ્દ હાલ શરૂઆતમાં તને મિઠાશ નહીં આપશે, પરંતુ તને લગાર અંગ્રેજીનું જ્ઞાન થશે, ત્યારે તુંજ કહેશે કે 'ડીયર' શબ્દ સર્વોતમ છે!"

"શું ત્યારે મને અંગ્રેજી શીખવશો?!" તારા ખુશી થઇને બોલી.

"ઓ યસ!" મગને જણાવ્યું "અને તે એવી રીતે કરીશ કે, તારા પતિની આજ્ઞા લઇને! અને તે બહાને પછી સવારથી સાંજ સુધી હું તારી પાસેજ રહીશ, અને તેમ કરવાને તારો પતિજ મને કહેશે! એટલે તને અંગ્રેજી આવડશે પણ ખરૂં, અને વળી આખો દાહાડો આપણે સાથે રહેવાને પણ ડર રહેશે નહીં! સમજીની?!'

"એ પણ ઠીક વાત છે!" તારાએ જણાવ્યું "પણ અરે! તમને હવે એક વાત પૂછ-વાની રહી છે! અને તે એજ કે, તમે મારે ત્યાં રાતના પણ રહો છો તેથી તમારા ઘરમાં તમારી સ્ત્રી તમને પુછશે તો શું કહેશો?!"

"હજી સુધી તો પુછ્યું નથી, પણ હવે કદાચ પુછશે તો કહીશ કે, સ્વતંત્રદાસ સાથે મારે દોસ્તી છે તેથી રહું છું!" મગન બોલ્યો.

"પણ તમારી સ્ત્રીને વહેમ નહીં પડશે?!" તારાએ પુછ્યું.

"વહેમ પડશે તો હું ક્યાં તેણીથી ડરૂં છું! મારો ધાક એવો છે કે, મારી સામું તેણી ચૂં કે ચાં બોલીજ શકે તેમ નથી!"મગને કહ્યું.

"ત્યારે તો સારૂં." તારા બોલી,

બાદ થોડી વાર અનેક ગપ્પાં મારતાં તેને નિંદ્રા આવી ગઇ! એક સોફા કોચપર બંને જણાં સુઇ ગયાં, અને એટલામાં સ્વતંત્રદાસ સ્મશાનેથી આવી પહોચ્યો! રામાએ બારણું ઉઘા- અને સ્વતંત્રદાસ ઉપર આવ્યો! બંનેને સંગે સુતેલાં જોઇ તે પહેલાં તો કંઇક ચોંક્યે, અને તારાનાં અંગવસ્ત્રનું નિંદ્રામાં ઠેકાણું નહીં રહેલું તે તેણે બરાબર દીઠું, અને થોડીક વાર વિચારમાં ઉભો! બાદ તેણે તારાને ઢંઢોળી ઉઠાડી! તેણી ચમકીને ઉઠી, અને તેની સાથે મગન પણ ચમ-કીને ઉઠ્યો! બંને હાંફલાં ફાંફલાં બન્યાં, પણ સ્વંત્રતદાસ બોલ્યો "ગભરાઓ નહીં! ડરો છો શા માટે?!"

"ભાઇ, મારી એક તકસીર થઇ છે." મગને જણાવ્યું "માફ કરજો ભાઇ! એવું બન્યું કે બીજી રમતાં તમારા પત્નિને નિંદ્રા આવવાથી તેઓ કોચ પર સુતાં, અને હું એકલો જમીનપર પડ્યો! એટલામાં મારો વાંસો તપી આવવાથી હું ઉંઘાકળો ઉઠ્યો, અને મેં જાણ્યું કે, આ કોચ ખાલીજ છે! એમ ધારીને હું ઉપર સુઇ ગયો! પણ મને ઉંઘતી આંખોમાં ભ્રાંતિ રહી નહીં કે, તમારા પત્નિ ઉપર સુતાં છે! કેમકે મેં કંઇ આંખો ઉઘાડીને જોયું નહોતું, તેથી આમ બન્યું છે, માટે માફ કરજો ભાઇ! આપના મનમાં કંઇ બીજો વિચાર લાવશો નહીં!"

"ઓહ નો!" સ્વતંત્રદાસે આ ખુલાસો સંતોષકારક માનીને કહ્યું "એ તો બનવા જોગ છે મી૦ મગનલાલ! માટે તમારે કંઇ ગભરાવું નહી! અજ્ઞાન ને વહેમી માણસ સમજે નહીં, પરંતું હું બરાબર સમજું છું કે, તમે ઘણા શુદ્ધ છો! તમારા જેવાને માટે મને એવો વહેમ આવેજ નહીં! જ્યાં સ્નેહ સંબંધ થયો, ત્યાં વળી વહેમ કેવા! એવા વહેમના ભંડાર તો મુર્ખ માણસ હોય! આપણા જેવા 'એજ્યુકેટેડ' ને એવા વહેમ શા વાળી?!"

"ભાઇ, કેટલીક વાર એવું બને છે કે, ગમે તેવો દૃઢ માણસ પણ વહેમનો ભોગ થઇ પડે છે!" મગને જણાવ્યું.

"તે તેવા અવીચારીની બાબતમાંજ બને! આપણે તે ઉપર લક્ષ આપવાનું નથી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ત્યારે હવે તમે સુઇ જાઓ!" મગને જણાવ્યું "કેમકે ચાર વાગી ગયા છે!"

"હવે ઉંઘવાથી ઓર તબિયત બગડશે, માટે નાહીને ચાહે પીને જલદી જમી લઇએ, ને પછી નિરાંતે ઉંઘ કહાડીશ! ને આજે તો ઓફીસમાં રજાની ચિઠી લખી મોકલીશ! આજે ઓફીસ જવાય એમ નથી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"એ પણ બરાબર છે." મગને જણાવ્યું.

તારા તરતજ નીચે ગઇ, ને ભટને ઉઠાડી ચાહે કરવા કહ્યું તથા રામાને ગરમ પાણી કરવા ફરમાવ્યું. તે પછી સ્વતંત્રદાસે સ્નાન કીધું, અને ચાહે પી આઠ વાગ્યાની અંદર ત્રણ જણાએ ભોજન પણ કરી લીધું, અને દસ વાગે રામા સાથે ઓફીસમાં રજા માટેની ચિઠી લખી મોકલી.

"ભાઈ, હું ધારૂં છું કે તમારા પત્નિને ઇંગ્લિશ શિખવો તો ઠીક કે કોઇ વાર પબ્લિક મીટિંગમાં એમને ભાગ લેવામાં સારી રીતે સમજ પડી શકે." મગને જણાવ્યું.

હું એ વાતને મળતો છું; પરંતુ કોઈ પુરૂષ શિક્ષક તો રાખવાની મારી સલાહ નથી, અને સ્ત્રી શિક્ષક રાખતાં પૈસા ઘણા બેસે, માટે કેમ કરવું?" સ્વતંત્રદાસે કહ્યું.

"તમે જો કહેતા હો તો હું એમને દરરોજ આવીને થોડું શિખવ્યા કરૂં." મગને જણાવ્યું.

"ત્યારે તો સોના કરતાં પીળું! તમેજ એ કામ માથે લો તો મને વધારે સંતોષ થાય!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"કાલથી હું પોતે બપોરના આવતો જઇશને એમને શિખવીશ." મગને જણાવ્યું.

"તમારી આવી લાગણીને માટે હુ તમારો ઉપકાર માનુ છું." સ્વતંત્રદાસે કહ્યું.

"પણ મારાથી તો અંગ્રેજી નહીં શિખાય! એ કેમ આવડે?! મારી જીભ નહીં ચાલે!" તારાબોલી.

"અરે શિખતાં એની મેળે આવડશે, અને મગનભાઇ તમને ઘણી સહેલાઇથી શિખવી શકશે." સ્વતંત્રદાસે જણાવ્યું.

"પણ અટપટી ભાષા મને કેમ મોંઢે ચડશે?!." તારાએ કહ્યું

"તને હાલ એમ લાગે છે, પરંતુ શિખવા માંડશે ત્યારે કઠણ નહીં લગશે!" સ્વતંત્રદાસેકહ્યું.

"જેવી આપની આજ્ઞા ત્યારે?" તારા બોલી.

મગન પછી તરતજ ઉઠીને ઘેર ગયો. અને સ્વતંત્રદાસ ઉંઘ કહાડવા માટે પલંગપરજઇને સુતો '.ભણ્યા પણ ગણ્યા નહીં' એ કહેવત સ્વતંત્રદાસને લાગુ પડી! વિશ્વાસમાં વહાણ બુડયું છે, એ વાતની ગમ સ્વતંત્રદાસને કંઇજ રહીં નહીં!!!

---

# પ્રકરણ ૩૦ મું.

દોહરો.

ગુલાબ ચિંતામાં પડી, કરવા લાગી શોક;
પતિ તણાં ઢંગ જોઇને, મૂકે ઘરમાં પોક !

## નવો કંકાસ !




ડાગાળાએ ઘેર આવીને ગુલાબને સંદેશો કહ્યો કે " શેઠ આજે રાતના સ્વતંત્રદાસ શેઠને ઘેર જમવાના છે, ને ત્યાંજ રહેવાના છે, માટે વાટ જોશો નહીં, અને કાલે સહવારે ચાહે પીને આવશે. એ મારી સાથે કહેવરાવ્યું છે. "

" રાતના પણ ત્યાંજ રહેવાનાછે ? ! " ગુલાબે ગભરાઇને પુછ્યું.

" હા બાઈ સહાબ. " ઘોડાવાળાએ ડોકું હલાવી જણાવ્યું.

" ઠીક ! ઠીક ! હવે સમજી ! " એમ કહી ગુલાબે ઘોડાવાળાને જવાની રજા આપી.

ગુલાબ મનમાં મહા ખેદ કરવા લાગી ! ઘોડાવાળાનાં ગયાં પછી તેણીએ પણ ખાધાંપીધાં વિના માત્ર પશ્ચાતાપ કરવા માંડયો ! ચુલ્હાપરની રાંધી રસોઇ જેમની તેમ પડી રહી ! ચુલ્હામાંનું બળતણ છાંટવાની વાત પણ રહી ગઇ ! શાકની તપેલી બળતા ચુલ્હાપર રહેવાથી શાક ચચણીને થોડું ઘણું બળી પણ ગયુ ! ગુલાબ તો રડતી ને શોક કરતી દિવાનખાનામાં એક ખુરસીપર બેઠી, ને અનેક વાતોનું સ્મર્ણ કરતી રૂદન કરવા લાગી ! આપણ જે દુઃખદાયક બનાવો બનેલા તેનો વિચાર કરતાં તે તમામ તેણીનાં અંતઃકરણમાં તાજો ચચણાટ કરતા થઇ પડયા, ને મહા ખેદ કરવા લાગી ! " હવે કેમ થશે ! વળી વિશેષ જિંદગાણી શી શી વીતશે ! હજી કર્મમાં શું શું લખ્યું હશે ! કેમ કરીશ ! " વિગેરે વિમાસણમાં તેણી એટલી તો ગ્લાનિ પામી કે તેનું વર્ણન કરવું અશક્ય છે ! આખી રાત્રિ એમજ પસાર થઇ, અને પ્રભાત થયાં પછી છેક દસ વાગતાંને સુમારે મગન ઘેર આવ્યો, અને ગુલાબનો ચહેરો જોતાં વારનેજ તેણે ધાર્યું કે " દાથરો ચઢયો છે ! " તોપણ તેણે ગુલાબને પુછ્યું " કેમ વહાલી, આમ સુનમુન કેમ બેઠી છે ? રસોઇ કરીને ખાધું કે નહીં ? આજે શાક શાનું કીધું છે ? હું તો જમીને આવ્યો છું, પણ તું ભુખી છે કે જમી ?"

" મારે હવે જમીને શું કરવું છે ? ! બળી ગયું જમવાનું ! પેટને ભાડું કોને માટે આપવું છે ? ! " ગુલાબ એમ બોલતાં રડી પડી, ને ડુસકે ડુસકાં ભરાવા લાગી !

" કંઇ કારણ ? ! " મગન તેણીનાં શોકનું કારણ સમજી તો ગયોજ હતો, તોપણ અમસ્તુ પૂછયું " શું થયું વહાલી ? ! "

" શું તમારે લીધે મારે પણ શી શી આફત વેઠવી પડી છે, તેનો કંઇજ વિચાર થતો નથી ! અને થયું તે તો વેઠયું ! પણ હજીએ કયાં જંપીને બેસો છો ને બીજાને બેસવા દો છો !" ગુલાબ બોલી " તમે તમારી ટેવ મુકતાં નથી, અને મારી ખાત્રિ છે કે, હજી પણ દુઃખી થશો ને સામાને દુઃખી કરશો ! "

" આટલું બધું બોલવાનું કંઇ કારણ સમજાશે ! " મગને વળી જાણી જોઇને પુછ્યું " બોલ તો ખરી ? વળી કંઇ વહેમાઇ કે શું ? ! "

" વહેમાઇ છું તેમાં શું ખોટું છે ? ! મારો વહેમ કંઈ ખોટો નથી તો ! " ગુલાબ બોલી " હવે તમને મારે કેટલા ટોકવા ને શું કરવું ? ! "

" પણ કંઇ વાત ? ! કંઇ વિચાર ? ! " મગને પુછ્યું વાતનો મુદો સમજાય તો તને ખુલાસો કરૂં કેની ! "

" બળી ગયો તમારો ખુલાસો ! ખુલાસો કરી કરીને તો આગ લગાડી, ને આજ" સુધી હોળી ખડકાઇ ! ગુલાબે જણાવ્યું.

" પણ ત્યારે મને તારા અંતરની વાત કેમ સમજાય ? ! મનમાં રાખી મુકે તે શું હું પરમેશ્વર છું કે તારા મનનો ભેદ જાણી શકું ? ! " મગને કહ્યું.

" તમે બધુંએ જાણો છો ને બધુંએ સમજો છો ! એ તો એમ કહીને અજાણ્યા થઇને મારી આગળ સતાપણાનું ડોળ ધાલો છો તે હું સારી પેઠે સમજું છું તો ! તમે જાણતા હશો કે હું હાથેલી ચાંદ બતાવું છું. પણ એ વિદ્યા પ્રપંચ ને છળકપટની બાજી હવે મારાથી અંજાણી રહી નથીની ! ગુલાબે જણાવ્યું.

" હું તારાં પોતીકાં સમ ખાઇને કહુ છું કે મને તારાં ભેદની કંઇજ સમજ પડતી નથી" મગને ખોટાં સમ પણ ખાધાં !

" મારાં સમ ખાવા તો સહેલજ છે તો ! " ગુલાબ બોલી " હું મરીશ તેમાં તમને કયાં દુઃખ થવાનું છે ! હું મરીશ તો મારા જીવથી જઇશ ! પણ એ દાહાડો એ કયાં છે ! મોત આવતું હોય તો સારૂંજ તો કે દેખવાનું નહીંને દાજવાનુંએ નહીં ! હું તો ઘણુંએ માગું છું કે, કાલે મોત આવતું હોય તો અત્યારે આવે ! પણ મારા જેવી દુખિયારીનાં મોત કયાં બળ્યાં છે ! "

" વહાલી ! આ બધું બોલવું મિથ્યા છે ! જ્યાં સુધી તું મનનો ખુલાસો કરતી નથી ત્યાં સુધી તુ જેટલું બોલે છે તે બધું નાંખી દેવાનુ છે ! " મગને જણાવ્યું " તારાં અંતઃકરણમાં શું છે, તે મને કહે તો તે વિષે હું તને કઇ વાત કરૂં ને વિચાર કરૂં! પછી તારે જે બોલવું હોય તે બોલે તો તે યોગ્ય ગણાય ! "

" હું તમને શું કહુ ! તમારી મતિજ બદલાઇ ગઇ છે, તો મારૂં કહેવું કહાવવું પણ કંઇજ કામ આવે ? "ગુલાબે જણાવ્યું.

તેં કેમ જાણ્યું કે કામ નહીં આવે ? ! " મગને જણાવ્યું " મનમાં ભીંત ચણીને મનમાંજ તે ગબડાવી પડે. એ શા કામનું વારૂં ? ! "

હું તમારી ટેવ જાણું છું કે, ગમે તે યુક્તથી એવી ઉથાલાવો નાંખશો, ને એવો અતંરપટ અડાવી દેશો કે મારી વાત તો મા ં મોંમાંજ રહી જશે! એટલે હવે તમારી આગળ વાત વદવામાં પ્રયોજન શું રહેશે ? ! " ગુલાબ બોલી.

" એજ તારી મ્હોટી ભુલ છે તો ! તું મારે માટે જે વિચાર બાંધી બેઠી છે, તેજ પાયા વગરના છેની ? " મગનેજણાવ્યું.

" એ તો તમે બોલશોજ નહીં ! તમે યાદ કરો કે, અગાઉ જ્યારે તમે રાંડ તારાની ખટપટમાં પડયા હતા ત્યારે પણ મેં તમારૂં ધ્યાન ખેંચ્યું હતું, અને તે વખતે મારો વહેમ ગમે તેટલો ખરો છતાં તમે મને ઉડાવવામાં બાકી રાખ્યું નહોતું ! તેમ છતાં આખરે મારો વહેમ આગળ આવ્યો હતો, અને મારી ખાત્રી થઈ હતી કે તમે મને નક્કી ઉડાવીજ હતી ! ત્યારે હવે પણ તમે મને જરૂર ઉંધું ચતું સમજાવશોજ, એમ મને મનાય એમાં શી નવાઇ વારૂં ? ! ચાલો જવાબ દો ! એક વાર તમારા જુઠાણાને માટે મારી ખાત્રી થઇ ચુકી છે, તો હવે તમે સત્યજ કહેશો, એ મને મનાયજ કેમ ? ! " ગુલાબે જણાવ્યું.

" ગઇ ગુજરી વાત તું નહીં સભાર ! તે તો બનનાર હતું તે બન્યું ! માણુસ જાત ભુલ કરવાને સરજેલો છે ! મગને જણાવ્યું.

" પણ એક વાર ભુલ કીધાં પછી પણ જો તેવીજ ભુલ કરે તો ? " ગુલાબે પુછ્યું.

" બીજી વાર ભુલ કરે તો તેના જેવો ગધેડો બીજો કોઇજ નહીં ! " મગને જણાવ્યું.

“ એમ ખરૂં કેની ? ! ” ગુલાબે કહ્યું “ ત્યારે તમે તો બીજી વાર ભુલ કરવાને કેમ તત્પર થયા છો ? ! ”

“ શાની ભુલ ? ! કઈ ભુલ ? !” મગને પુછ્યું.

“ કઇ તે એજ રાંડ તારાની ! ” ગુલાબે વાતનો ભેદ ખોલી દીધો !

“ એટલે ? ! ” મગને તાજુબ થઈ પુછ્યું “ એમાં ભુલ કઇ આવી ? ! ”

“ ભુલ નહીં તો શું વળી ? ! ” ગુલાબે ચીપીને કહ્યું “ જે રાંડની મોહે કાણુમાં તો તમે આટલું સંકટ સેસ્યુ ! અને જેની પંચાતમાં તમે આખા શેહેરમાં ફજેત થયા ! તેજ કમજાત રંડાની સોબતમાં તમે પાછા પડયા છો ! એવું નામ બીજી વારની ભુલ નહીં તો શું ? !”

“ હેં હેં હેં હેં હેં ! ” મગને હસીને જવાબ દીધો “ હવે તારાં મનનો મેલ મને સમજાયો ! ઘેલીરે ઘેલી ! વાતમાં તો કંઇ માલે દેખાતો નથી ! તેમાં વળી આટલી બધી વાર સુધી તારો ને મારો જીવ બાળ્યો તે ફોગટમાં ! શું મ્હોટી વાત ને શું વાતમાં વિસાત ? !”

“ તમારા મનને તો એ વાતમાં કશો માલ સમજાતો નથી, પરતુ હું તો એને મ્હોટો પહાડ સમજુ છું, એટલુંજ નહીં પણ હું તો એમ માનું છું, કે ભવિષ્યનાં ભયંકર સંકટની મેખ એમાં સમાયલી છે, અને પ્રથમ જે દુઃખ થયું હતું તે પણ એજ વાતમાંથી કે કોઇ બીજી વાતમાંથી ? ! ” ગુલાબે પુછ્યું.

“ તે વખતની વાત જુદી હતી વહાલી ! તે વખતે તો તારાના પ્યારમાં હું લપટાયો હતો, અને હવે તેમાંનું કશું નથી ! ”. મગને ખુલાસો કીધો.

“ તેમાંનું કશું ન હોય તો તમે તેને ઘેર જાઓ આવો શા માટે, અને રાત પણ તેને ઘેર શું કરવા રહો ? ! એ બધું ઉંધું શા માટે સમજાવો છો ? ! હું શું ધાન ખાઉં છું કે ઘાંસ ખાઉં છું ? ! જો તમારે તારામાં જીવ નહીં હોય તો તે રાંડને ઘેર તમારે પગ શા માટે મુકવો જોઇએ ? ! ચાલો મને જવાબ દો હવે ! ” ગુલાબે બરાબર પુછ્યું.

“ તેણીનો પતિ મારો પરમ મિત્ર છે, અને તેથી ત્યાં જવા આવવાનો પગરવોર ખ્યો છે ! ” મગને વાત ઉડાવી !

“ એવી રંડાના પતિ સાથે મિત્રતા રાખવાની શી મતલબ ? ! ” ગુલાબે પૂછ્યું.

“ એટલે ? ! ” મગન બોલ્યો “ તે રાંડ નઠારી તેમાં તેણીના પતિએ પાપ કીધાં કે ? ! વાહ વાહ ! એ પણ ખાસી વાત ! ”

“ તેમ મારૂ કહેવું નથી ! મારા કહેવાની મતલબ માત્ર એટલીજ છે કે એવાના ગરમાં પગ રાખવો, એ અગ્નિમાં હાથ ઘાલવા બરાબર છે! જતાં આવતાં એ રાંડનો પાસ લગ્યા વગર રહેજ નહીંતો ! માટે એના પતિ સાથે પણ વહેવાર નહીં રાખ્યો તો શું અટકી પડવાનું છે ? ! ” ગુલાબે જણાવ્યું.

મગન લગાર વિચારમાં પડયો, ને ધીમે રહીને બોલ્યો “ જો વહાલી, હવે તને ખરેખરી વાત કહું ? તેણીના પતિની સાથે સ્નેહ રાખવાની મુળ મતલબ એટલીજ છે કે, પેલા લુચ્ચા નટવરનો તે કટ્ટો વેરી છે, અને તારા તે લુચ્ચાની નાગી ઉઘાડી તમામ તમાંમ વાત જાણે છે ! અને નટવરપર મારે કેટલું કહું વેર છે, તે પણ તું સારી રીતે જાણે છે ! તેથી કરીને ..તારા અને તેણીના પતિ સ્વતંત્રદાસની સાહાયતા લઇ નટવરનું વેર વાળવાની વેતરણ હું કરૂં છું, અને તે કારણને માટેજ સ્વતંત્રદાસ સાથે સ્નેહ સાચવી રાખવાની મને જરૂર પડી છે ! એ સિવાય તેમ ત્યાં જવા આવવાને બીજો સબબ કંઇંજ નથી; માટે વહાલી, તું તારાં મનમાથી આડો અવળો વહેમ કહાડી નાખ, અને ખાહારનો કજીઓ ઘરમાં ઘાલવાનું માંડી વાળ ! ”

" એમ કરતાંજ આગ લાગે તો ! એવાં કારણને લીધે તમે તારાને ત્યાં જતા આવતા થયા કે પછી ધીમે ધીમે મોહોબત પણ થાય ને તેણીની પ્યાર જાળમાં લપટાઇ જાઓ. સ્રીનો પ્રસંગજ મહા બુરો છે પ્રાણનાથ ! જૂઓની નટવરને લીધે તમે તારાના મોહમાં પડતા હતા કેની ?! અને પાછળથી કેવાં કડવાં પરિણામ આવ્યાં ?! તે વેળાએ જો એ રાંડની પંચાતીમાં તમે પડત નહીં તો કેદખાનું ભોગવવાનો વખત આવત ખરો કે ?! " ગુલાબે જણાવ્યું.

" તે વખત બીજો હતો ! તે વખતે તો તારા સ્વતંત્ર હોવાથી સ્વેચ્છાથી રખડી શકતી હતી, પરંતુ હવેતો તેણીને માથે તેણીનો પતિ વાઘ જેવો બેઠો છે, ને તે ભણેલો, ગણેલો ને ખરો ચબરાક છે, તેથી તારાની ગમે તેટલી ખરાબ નિષ્ટા થાય, અથવા તો તારા પર કોઇની ખરાબ નિષ્ટા થાય, તો પણ કોઇનું કાંઇ વળે તેમ નથી ! સ્વતંત્રદાસ એવો છે કે, માણસનાં પગલાં પારખી જાય છે, અને નબળી નજરનો માણસ જરા પણ જો જણાયતો તેને ઘરમાં પેસવ દે તેમ નથી ! સમજે છે કે તે ?!" મગને ઉલટપાલટ વાત અડાવી !

" પણ એતો કહેવત છે કે " ચોરની ચાર ને જોનારની બે ! " સ્વતંત્રદાસ તે કમ! ક્યાં ડીંગડાં મારશે, ને કેટલે ઠેકાણે નજર રાખશે ?! તે રાંડ છકેલી છે, ને તેણીને નર્ક ખાવાની ટેવ પડેલી છે તેથી ધણીની નજર ચુકાવીને પણ તે રાંડ રવડશે ને કાળું કરશેજ !" ગુલાબે કહ્યું.

" પરંતુ સ્વતંત્રદાસ આગળ તેમ ચાલે કિંચિત્ પણ સંભવ નથી !" મગને કહ્યું.

" અરે બેસો છાના માંના ! કહેવત છે કે "રહેતો આપથીને જાયતો સગા બાપથી !" એ ટેવ એવી બુરી છે કે, કોઇના રોકેલા કોઇ રહી શકેજ નહીં ! " ગુલાબ બોલી " શું સ્વતંત્રદાસ ચોવીસે કલાક તારાને તપાસતાંજ બેસી રહેતા હશે કે ?! તેઓ શું નોકરી ને બીજા કામ સર બહાર નહીં જતા હોય ? ! શું તેઓ તેણીને પાંચ મિનિટ પણ વિલી નહીં મુકતા હોય ?! અરે એતો શું, પણ નઠારી સ્રીઓ પોતાના પતિની દેખતી આંખોમાં ધુળ નાંખીતાને ફાવી શકે છે ! ધણી બિચારો તેણીની પાછળ ક્યાં ક્યાં ભટકવા જતો ફરે ?! તે દહાડે પેલા બાળાના સંડાસમાં સાંકળ દેવાઇ હતી, અને બઠવેડો પકડાયો હતો તે તમે નહોતો જોયો ?! એમને એમજ સમજી રાખવું ! માટે જો તમે સાચા હો, જો તમારી બુદ્ધિ દઢ રાખવા ઇચ્છતા હો, અને જો તારા તરફ તમારી મતિ મલીન થઇ નહીંજ હોયતો સારો રસ્તો એજ છે કે, તમે એ રાંડનું ઘર એક દમ તજો અને સ્વતંત્રદાસની દોસ્તી ઉપર આગ લગાડો ! આપણને તેઓનું શું કામ છે ?! અને તમે નટવરપર વેર વાળવાનું બહાનું બતાવો છો. તે જો કે મારા માન્યામાં તો આવતુ નથી તો પણ કદાચ તમારી વાત સત્ય હોય, એમ માનું ! તેમ છતાં તેમ કરવાની પણ તમારે શી જરૂર છે ?! નટવરનું વેર વાળવાને ઇશ્વરમાં શું ઓછી શક્તિ છે કે, તમે ઇશ્વરની સત્તાની લગામ ચલાવવા નીકળ્યા છો ?! પરમેશ્વર તેનો બદલો યોગ્યપણે આપવાને સમર્થ છે, અને તેમાં તમારૂં ધારેલું શું થનાર છે ?! કોઇનું ભલું કે બુરૂં કરવાનું ગુમાન માણસ ભલે ધરાવે, પરંતુ તે તો ઇશ્વિરને હાથ છે, અને તેનીજ ઇચ્છાનુંસાર કંઇ પણ બને છે ને બનસે ! મારે હું તો આપને હાથ જોડીને એટલીજ નમ્ર અરજ કરૂં છુ કે, તમારે એ રાંડને ઘેર બીલકુલ જવા આવવાનો પ્રસંગ રાખવો નહીં ! અને તેમ છતાં જો રાખશો તોનક્કી પસ્તાશો ને દુઃખી થશો !" ગુલાબે સમજાવીને કહ્યું.

" તું ગમે તેમ સમજાવ, પણ મારાં મનમાં નટવરપર જે ઉભરો છે, તે તેનાપરનું વેર લીધાં શીવાય કદી પણ સમાય તેમ નથી, અને ત્યાં સુધી સ્વતંત્રદાસને ઘેર ગયા વગર હું કદી અટકનાર પણ નથી ! તે સિવાય તારે બીજું જે કહેવાનું હોય તે કહે !" મગને ચોખ્ખું કહી દીધું.

" અરે વહાલારે ! આ તમને વળી વાંકું થવાની નિશાની છે ! યાદ રાખજો કે મારી અબળાની અગમચેતી નહીં માનતાં તમારૂં ધાર્યુંજ કર્યા કરશો તો આ બાબતમાં તો ખચીત એવી

ઠોકર ખાશો કે આખી જીંદગી સુધી ઉઠવા પામવાના નથી ! " ગુલાબે જણાવ્યું.

" બેસ, બેસ, છાનીમાની ! હવે જાણ્યું તારૂં બધું ડહાપણ ! અક્કલ તો બધી જાણે તારામાંજ ભરી છે તો ! " મગન બોલ્યો.

" ખરૂં કહુ છું ત્યારે ખીજવાઈ જાઓ છો ! " સાચા બોલી સાસરે ન સમાય ! એમાં કંઇ ખોટું નથી તો ! પણ મારે શું ! મારે તો જે કહેવું હતું તે કહી દીધું ! હવે તમારે પાલવે તેમ કરો ! તમે મુખત્યાર છો ! મને તો મારાં કર્મમાં લખ્યું હશે તેમ બનશે ! નશીબમાં વધારે દુઃખ ભોગવવાનું હશે તો વળી ભોગવેજ છુટકો છેની ! તમારે પાલવે બંધાઇને મેં ક્યારે સુખ ભોગવ્યું છે કે, વળી ભોગવાશે ? !" ગુલાબે કકલતાં કહ્યું.

" એ બધી કોલાકચ ને મહેણાં ઓઠાં છોડી દે ! નહીંતો એમાંથી ફળ સારૂં નહીં આવે ને આખરે રડશે ને મારાં નામનો છેડો વાળશે ! " મગને કહ્યું.

" એવુંજ કરવાના તો ! બીજું બુતારૂં શું બળ્યું છે ! " ગુલાબે ગરમાટમાં કહ્યું.

" કેમ રાંડ સંખણી ! બોલતાં બેહેંકી કે ? ! નથી બોલતો ત્યાં સુધી કેમ ? ! યાદ રાખજે કે જો ઝાઝી જીભ ચલાવી છે તો પેલા નટવરે જેમ સુંદરમતીના હાલ કીધા છે, તેવાજ તારા પણ હું કરીશ ! " મગને મિજાજ ફેરવીને જણાવ્યું.

" એ તો હું પણ જાણુંજ છું તો કે નબળો માટી બૈરી પર શુરો ! " પારકી રાંડો જેમ નચાવે તેમ નાચે ! અને ઘરની બાયડી આંખના પાટા જેવી લાગે !" ગુલાબે આગળ વધીને મનમાં ખરૂં લાગ્યું તે કહી દીધું !

" પરમેશ્વરને ખાતર હવે મુંગી મરીશ ? ! તું બોલે છે ને મને કાળ છુટે છે ! અને તારૂં મોં જોતાંજ મારૂં મગજ તપી આવે છે ! " મગને ડોળા કહાડી જણાવ્યું.

" તપેસ્તો ! કાં નહી તપે ? ! બાહાર જીવ ભટકતો થાય એટલે પછી ઘરની બાયડીનું મોં ન ગમે એમાં કંઈ નવાઈ નથી તો ! " ગુલાબ રડતી ગઇ ને બોલતી ગઇ !

મગનનો મિજાજ ગયો તેને ગુલાબનાં વેણ ઘણાં સાલ્યાં ! જો કે તેણીની વાત તો વાસ્તવિક હતી, તોપણ તારાના મોહમાં પડેલો હોવાથી ગુલાબ જે કંઇ મિઠું કહેતી તે પણ તેને તો કડવું ઝેર જેવુંજ લાગતું ! ગુલાબનાં અતિ આકરાં વેણ શ્રવણ કરતાંજ તે ખુરશીપરથી ઉઠયો ને ગુલાબને ખુરસી પરથી ઉઠાડીને કહ્યું જા રાંડ કમજાત અહીંથી જા ! નહીંતો હમણાં કંઇ નવું જુનુ થઇ જશે ! મને બોલાવીને સાર નહીં કાઢો ! "

" તેટલા માટે તો હું તમને હાથ જોડીને, અને પગે પડીને કહું છું કે, મને એકજ વારમાં સામટી મારી નાખો કે જોવાનું નહીં ! આમ બાળી બાળીને જીવ લોછો તેના કરતાં તો ઝેરનું પડીકું પાઇને સુવાડી દોની કે તમને વચ્ચેથી મારી નડતર જાય ને હું પણ તમારી પહેલા પરમેશ્વર પાસે નિવાસ કરૂં ને સુખી થાઉં ! પછી હું ક્યાં જોવા આવવાની છું ને ટોકવા પણ ક્યાં આવવાની છું ! ?" ગુલાબ કકળાટ કરતી બોલી !

" જો હું તને સાફ કહું છું કે, મારો પિત્તો નહીં ઉકળાવ નહીંતો ખરાબી થશે ! બહારનો કંકાશ ઘરમાં ઘાલવાનો તેં એક રસ્તો શોધી કહાડ્યો છે, અને એ બહાને તારે લડવું છે ! બીજું કાંઈજ નથી ! તમે બૈરાઓ મરદનું લોહી ચુસનારાજ છો ! " મગને ચીડવાઇને જણાવ્યું..

" હું તો તમારૂં લોહી ચુસતી નથી, પરંતુ પેલી રાંડ તારા તમારૂં લોહી ચુસવા બેઠી છે !" ગુલાબે લાંબા હાથ કરીને જણાવ્યું.

" એટલે ? ! તારની એ શું લવારો કરી રહી છે ! તું તે તારા મનમાં શું સમજે છે ? !" મગને મિજાસમાં દાંત પીસીને જણાવ્યું " જા છાની માની જા અહીંથી ! નહીંતો હમણાં ચીરી

નાંખીશ ! રાંડ કમજાત !"

" કમજાત છું કે સજાતછું, તે તો ઇશ્વર જાણે છે ! ખરાં દુઃખને વખતે હુંજ કામ લાગી હતી, અને મેંજ તમને વેઠયા હતા ! તે બધું હવે ભુલી ગયા કે ? ! હવે તારાનો રંગ લાગ્યો છે તેથી મને આમ તરછોડો છો ! પણ આખરે પોતાનીજ કામ આવશે ! પારકી તે પારકી ! પારકા રાંડ પોતાની નહીં થાય, એ નક્કી માનજો ! એક વાર ખતાં ખાધા છતાં શુદ્ધ બુદ્ધ ઉઘડી નથી, તેથી બીજી વાર ખત્તા ખાવાનો વખત આવશેજ ! હવે તમારે જેમ પાલવે તેમ કરજો ! આજ પછી તમને કંઇ પણ કહુંતો મને કહેજો ગુલાબે કહ્યું " તમે મારા નહીં થશો, પણ જે ઇષ્ટ દેવની ભક્તિ હું કરૂ છું તે મારી દયા જાણશે, અને તેનોજ હું આધાર રાખું છું ! ખેર ! નશીબ મારૂં એમ કહેતાં ગુલાબ ગદગદ કંઠે રડવા લાગી !

મગનનું મન કંઇક દયાથી પીગળાયું. તે બોલ્યો " તુ નાહક શા માટે આમ બાળે છે? ! તારા સાથે હવે મારે કંઇજ સંબંધ નથી ! "

" શું તમો એમ કહી શકો છો કે તેણી તમારી બહેન બરાબર છે ? ! " ગુલાબે પુછ્યું.

" હા. એક વાર નહી, પણ સાત વાર કહું છું કે, એ મારી બહેન બરાબરજ છે અને એની સાથે બહેન શિવાય કશો સંબંધ મારે નથી ! " મગને છાતી ઠોકીને કહ્યું.

ગુલાબ જરા વિચારમાં પડી, અને બોલી " એવા કશમપર વિશ્વાસ રાખવો ફોકટ છે ! કામી સ્ત્રી કે પુરૂષો ગમે તેવાં કશમ ખાતાં અચકાતાં નથી, એતો હું સારી પેઠે સમજું છું ! " સમ ખાય તે સદા જુઠો ! " મને તમારા કસમ પરે વિશ્વાસ બેસે તેમ નથી તો ! કેમકે એવા ખોટા કસમનો તમે ઘણીએ વાર ખાધા છે, તે મારાથી કયાં અંજાણ્યું છે ! "

" અરે પણ ત્યારે હું તને કેવી રીતે સમજાવું ? !" મગને જણાવ્યુ " તને સમજાવતાં હવે તો હું પણ થાકયો બાપા ! "

" મને વિશ્વાસ કયારે આવશે કે જ્યારે એને ત્યાં તમે જતાં અટકશો ત્યારે !" ગુલાબે જણાવ્યું.

" પણ હું કયાં તારાને મળવા જાઉં છું ? ! હું તો માત્ર સ્વતંત્રહાસ માટે જાઉં છું, ને તેનીજ સાથે વાત ચીત કરૂં છું ! " મગને કહ્યુ

" તારા સાથે બોલતા નથી શું ?! " ગુલાબે પૂછ્યું.

" બોલતો નથી તો નથી, પણ સામુએ જોતો સરખો પણ નથી! " મગને જણાવ્યું " અને હું જ્યારે ત્યાં જાઉં છું, ત્યારે મારી સન્મુખ પણ તે કદી આવતી નથી ! સમજી હવે ?"

" તમે તમારા ઇષ્ટ દેવના કસમપર કહો છો કે તમે તેણીની સાથે નથીજ બોલતા ? ! " ગુલાબે પુછ્યું

" હા. હા હા ! મગને છાતી કાઢીને કહ્યું " હું મારા ઇષ્ટ દેવના કસમ ખાઇને કહું છું હવે કંઇ વાંધો રહ્યો ? ! "

એટલામાં તારાની એક ચીઠીસાથે તેનો ઘાટી રામો આવ્યો. રામાને જોતાંજ ગુલાબે તેને ઓળખી કહાડયો, અને તેથી તેણીએ રામાના હાથમાંથી ચીઠી લઇ લીધી ! મગન ગભરાયો, પણ બોલી શકયો નહીં ! ગુલાબે ચીઠી લઇ રામાને પૂછ્યું " આ કોની ચીઠી છે ? ? "

" તારા બહેનની. " રામાએ ખરેખરૂં કહી દીધુ, તો પણ તે બોલતાં અચકાયો, શેઠને આપવાની છે, ને જવાબ માગ્યો છે. "

" જવાબ પછી મોકલશે. હાલતો તું જા. " ગુલાબે કહ્યું, એ રામો સલામ કરીને ગયો.

ત: છી મનમાંજ ચીઠી વાંચી, જેમાં નીચે પ્રમાણે લખ્યુ હતુઃ—



"જો, જો, આ તમારી રાંડે તમારાપર હુંડી મોકલી છે તે સિકારો!"

મારા પ્રાણ

વિનંતિ કે, આપ વહેલા આવવાનું કહી ગયા છતાં હજી સુધી આપ પધાર્યા નથી, તેથી મને ચીંતા થાય છે ! માટે કૃપા કરી આપ સાંજે પાંચ વાગે જરૂર પધારશો; કેમકે તે સમયે મારા પતિ પણ બહાર ફરવા જશે. હાલતો તે ઘરમાંજ છે જરૂર તે સમયે પધારી આપની દાસીની દર્શનભિક્ષા પૂર્ણ કરશો. આ ચીઠીનો ઉત્તર મોકલવા તસ્દી લેશોજી. એજ વિનંતી.

લી. આપની દર્શનાતુર ચરણરજ દાસી

તારા.

આ ચીઠી વાંચતાંજ ગુલાબની ખાત્રિ થઇ કે " એ બે વચ્ચે કાળું છે, એમાં કંઇજ શંકા નથી ? " ચીઠી વાંચીને તે પછી મગનના હાથમાં આપતાં ગુલાબે જણાવ્યું " લો, લો, તમારી રાંડે તુમારા પર હુંડી મોકલી છે તે સિકારો ! "

મગન ચીઠી લઇ વાંચી, અને ઠંડો થઇ ગયો ! ચીઠી હાથમાંજ રહી ગઇ , ને ઘણા વિચારમાં પડી ! પાપ ફુટયું ! તેના હાંજાગગડયા ! મનમાં ધાસ્તી પથરાઇ રહી ! અક્કલ ગુમ ! તદન મૌન્ય !

" કેમ આનું નામ શું કહેવાય ? ! " ગુલાબે શેર થઇને પુછયું " કયાં ગયાં તમારાં વચન ! પરમેશ્વરેજ પ્રત્યક્ષ પુરાવે મોકલ્યો ! હવેતો મારી વાત ખરીની ? ! ઇશ્વર અહીં ને અહીંજ બતાવે છે ! હવે નીચું શાને ઘાલો છો ? ! પાપ કંઇ છુપું રહેતું નથી તો !તમારી સફાઈ કયાં ગઇ હવે ? ! હવે કેમ બોલતા નથી ? ! વળી કંઇ ચોકઠાં ગોઠવો ! તે કયાં નથી આવડતું ? ! તારા તો મારી બહેન બરાબર ! " એવું કહેનાર આજ મો કે બીજું ? ! હવે શું કહો છો ? ! છે કંઇ જવાબ ? !

મગન શરમિંદો પડી ગયો , ને બોલ્યો " તું મારો જીવ ખાવા બેઠી, ત્યારે શું કરૂં જુઠું કહેવું પડયું ! "

" જુઠું, પણ કેટલું બધું ? ! જુઠાં કસમ ખાધાં તો ખાધાં, પણ વળી બહેન બરાબર બતાવી ! વાહરે વાહ ! જુઠાણામાં કંઇ કસરજ નહીં !" ગુલાબ બોલી.

" પણ હવે તારે તેનું કરવું છે કેમ ? ! " મગનબોલ્યો " હવે તને કહું છું કે, મારેને તારાને સારૂં છે ! બોલ શું કહે છે ? !"

" હવેતો કબુલ કરશોજતો ! મુદ્દો મારે હાથ આવ્યા પછી કબુલ નહીં કરો તો જશો કયાં ? ! " ગુલાબે જણાવ્યું " કંઇ શરમાઓ ! આ સારૂં નથી દેખાતું ! "

" જોઈએ તેમ દેખાય ! પણ હુંતો ધારૂંછું તેમ કરવાનો ! તારે જોઇએ તો રડ કે મારા નામનો ચુડો ભાંગીને બેસ ! " મગને જણાવ્યું.

" ત્યારે હાથ પકડીને હવે દગોજ દેવાની વાત કેની ? ! ન્યાત જાતમાં બહુ સારૂ લાગશે ! " ગુલાબ બોલી.

" ન્યાત જાતની મારે શી દરકાર છે ! મારે કયાં છોકરાં પરણાવવાં છે કે ન્યાતની દરકાર હું રાખું ! " મગને જણાવ્યું,

" પણ મારે કેમ કરવું ? ! મારો તો ભવ બગાડવાજ બેઠા છોની ? ! ગુલાબે જણાવ્યું

" એમાં તારો ભવ શું બગડવાનો છે ? ! " તારી સાથે કંઇ પ્રિતિ નથી ? ! " મગને પુછયું.

"તેમાં શું થયું ? ! કમનનું હેત હોય તોએ ઠીક, ને નહીં હોય તોએ ઠીક ! આહાર જીવ લાગેલો હોય એટલે ઘરમાં જીવ લાગેજ નહીંતો ! " ગુલાબ બોલી " તારામાં તે શું હીરા મોતી

જડયાં છે કે તમે તેની પાછળ આંડા ઘેલા બની ગયા છો ? ! ”

“ પ્રેમ એવીજ વસ્તુ છે ! ” મગન બોલ્યો “ ભલાભલા તપસ્વી પુરૂષો પ્રેમને અધિન થઇ ગયાછે તો હું થાઉં તેમાં શી નવાઇ ! અને તારે એવી પંચાત કરવાની પણુ શી જરૂર ? ! મરદને કંઇ એ વાતની લાજ નથી ! ”

ખઈજ તો ! ” ગુલાબે કહ્યું “ હવે એ બધી નફ્ફટાઇ મુકી દે', ને છાનામાના નીતિને રસ્તે રહો ઇશ્વર તમારૂં ભલું કરે, ને સુખી થાઓ ! ”

“ એ વાત મારે ગળે કદી પણ ઉતરવાની નથી ! અને તને સાફ કહુ છું કે આજ પછી એ સંબંધી કંઇ પણ કુથલી કરતી નહીં નહીં તો એમાંથી પછી આપણા બેમાંના એકના જાનનું જોખમ થશે ! હું તને સાફ ચેતાવીને કહું છું ! ” મગને દમ કરયો !

“ પણ મારાથી તો મારી દેખતી આંખોમાં ધુળ નાંખશો તે નહીં ખમાય ! નહીં તો મને મારે જુદી રાખો ! ” ગુલાબ બોલી.

“ એમ કે ? ! મમત કરવો છે કે ? ! ઠીક છે ! ” એમ કહી મગને તીજોરી ઉઘાડીને પોતાના દાગીના લઇ લીધા ને કબાટમાંથી કપડાં કહાડીને પોતાનાં તમામ કપડાંનાં પોટલાં બાંધ્યાં અને ગુલાબને કહ્યુ “ લે, હુજ ઘરમાંથી જાઉં છુ ! તારાં વસ્ત્રાલંકાર તારે માટે રાખ્યાં છે, અને ઘરનું ભાડું આવે તે તું તારે ખાઇને મઝા કરજે ! આજથી તું એમજ માનજે કે, તારો ધણી મરી ગયો છે ! અને હું પણુ એમજ માનીશ કે, મારી સ્ત્રી મરી ગઇ છે ! મારી મરજીમાં આવશે ત્યાં હું મારે રહીશ ! પછી રોજનો સંતાપ તો નહીં અને તારે પણ “ દેખવાનું નહીં, ને દાઝવાનું નહીં ! ' એટલે પત્યું ! ”

“ પરૂં કહ્યું ત્યારે આવુ કહી કરી ડરાવો છોની ? ! ગુલાબનું હૈયુ હવે ભરાઇ આવ્યું, અને તેણ‍ે વિચાર્યું “ હવે એમને છંછેડીશ તો એ જરૂર ચાલ્યા જશે, ને ખરાબ થશે ! માટે હવે તો નમી જઇ હાલનું ચોઘડિયું કહાડી નાખવું ! પછી વળી કોઇ વાર દાવે સોગઠી મારીશ ! ” એમ વિચારી તેણી બોલી “ આજથી તમને એ સંબંધી એક શબ્દ પણ કહું તો મને કહેજો ! બસ થયું હવે ? ! હવે તો મન ભાવતું થયુની ? ! ”

“ નહીં, હવે તો મને જવાજ દે ! તારો સ્વભાવ એવો છે કે, તું મને મહેણે મ્હેણે મારી નાંખશે ! ” મગને જણાવ્યું.

“ પણ હું કહુ છું કે, મારે તમને પા સુકન પણ નહીં કહેવો ! પછી કંઇ છે ? ! ભુલ થઇ જખ મારી ! ” ગુલાબ બોલી.

મગન પાછો બેઠો, અને થોડી વારે ઉઠીને કહ્યુ “ હું હમણાં જઇને આવું છું. ”

ગુલાબ બોલી “ કયાં જાઓ છો ? ! પછી જજો ! હમણાં તો નહી જવા દઉં ” એમ કહી ગુલાબે તેનો હાથ પકડયો !

“ એક કલાકમાં પાછો આવું છું. ” એમ કહી હાથ તરછોડી મગન તરતજ તારાની પાસે ગયો !

તારા બારીમાં ઉભી રહીને તેના આવવાની રાહજ જોતી હતી. સ્વતંત્રદાસ બાહાર ફરવા નીકળી ગયો હતો તેથી તારા ઘરમાં એકલી હતી, અને મગનના આવવામાટે પાણીની માફક તેણી વાટ જોતી હતી. એટલામાં મગનનું મુખ જણાયું તારા આનંદમાં ફુલાતી તેને સામાં લેવા માટે નીચે ઉતરી, અને ઘરમાં દાખલ થતાંજ તેને ગળે વળગી પડી !

“ હંહંહં ! કોઇ જોશે ! આ શું નાદાની કરે છે ! ” મગન ચમકીને બોલ્યો.

“ જોવાનું કોણ છે ? ! તમારા ભાઇ તો કયારના બહાર ગયા છે, ને હું તમારી રાહ જોતી

ત્યારની ઉભી છું ! બાર એ ઉભાં ઉભાં મારા તો ટાંટિયાએ દુઃખી ગયા. બપોરે આવવાનું વચન આ પીને ગયા તા તે બપોર હજી હમણાંજ થયા કે ?! હા, હા ! તમારા મહેતાજીએ સાયંકાળનું નામ બપોર શિખવ્યું હશે ! ખરી વાત ! હવે સમજી !" તારા મશ્કરીમાં બોલી અને પછી બંને ઉપર ગયાં.

"જો વહાલી, આવવાનો તો ક્યારનો હતો, પણ એક નવી પિડા જાગી છે" મગને જણાવ્યું.

"તે શું વળી ?!" તારાએ આતુરતાથી પુછ્યુ.

"તારીજ બાબતમાં તો વળી !" મગને જણા વ્યું.

"મારી બાબતમાં ?! એ શું ?!" તારા ચોંકીને બોલી "બોલોની ! વળી શી મેહકાંણ છે"

"તારે ત્યાં આવું છું તેથી મારી સ્રીને વહેમ ગયો કે, મારે ને તારે સારૂં છે" મગને જણાવ્યું.

"ઓહો ! તેમાં શું મ્હોટી વાત કહી ! તમે તેણીને ઉડાવવામાં ક્યાં કાચા છો" તારા બોલી.

"મેં તો છેવટ સુધી તેણીને ઉડાવી, અને પત્તોજ આપ્યો નહીં ! પણ એટલામાં તારો લખેલો પત્ર આવ્યો, ને તે રામાએ તેણીના હાથમાં આપ્યો ! તે તેણીએ વાંચ્યો, અને તેથી મારી તમામ વાત ઉંધી વળી ! અને હું વળી જૂઠો પણ પડયો !" મગને કહ્યુ.

"અર ર ! રામો પણ કેવો અક્કલ વગરનો કે તેણીના હાથમાં ચિઠ્ઠી આપી !" તારા બોલી "એ મૂઆનું ભાનજ હમણાં કશે બળી ગયું છે, અને તેથી હમણાં હમણાં જે કામ કરે છે તે એવાંજ કરે છે !"

"પણ આ બાબતમાં એનો વાંક નથી તો ! કેમકે તે પત્ર મારા હાથમાં આપવા જતો હતો, એટલામાં મારી સ્રીએ તે ઝુંટવી લીધો ! એટલે એ બિચારો કરે પણ શું વારૂં ?!" મગને ખુલાસો કીધો.

"ત્યારે પછી શું થયું ?!" તારા બોલી "તમારી વહુ તો તમારાપર કોપાયમાન થઇ હશે"

"અંહ ! તેનો કોપ મારી આગળ ચાલે તેમ નથી તો ! એમ બાયડીના કોપથી ડરૂં એમાંનો હુ નથી !" મગને જણાવ્યું.

"પણ તેણી બબડી તો હશેજ !" તારાએ કહ્યુ.

"બબડે તેમાં વળ્યું શું ! બબડીને બેસી રહી ! કેમકે મેં પણ પછી તો કબુલ કીધું કે 'હા હા ! તારા સાથે મારે સારૂં છે !" એટલે છાની માની મુંગી રહી ને છેડો વાળીને બેઠી !" મગને જણાવ્યું.

"પણ હવે તો તમારાં ઘરમાં રોજનો સંતાપ સળગ્યો !" તારાએ જણાવ્યું.

"એવા સંતાપને કોણ પત કરે છે !" મગને જણાવ્યું.

"પણ હવે એ તો તમને ને મને આખા ગામમાં ફજેત કરશે !" તારાએ કહ્યુ.

"હો ફજેતી કરતી ! તેથી શું હું એ રાંડથી ડરી જાઉં કે ?!" મગને કહ્યુ "અરે એને તો તલવારની ધારપર રાખું !"

"એ બધું તમે કહો છો તે ઠીક છે, પરંતુ આપણો સંબંધ જો શેહેરમાં ચરચાશે તો પછી તમારા ભાઈને વહેમ નહીં જાય !!" તારાએ પુછ્યું.

"અરે એને તો વહેમ જાયજ નહીં ! કેમકે મારે માટે માટે એને ઘણો ઉમદા વિચાર ઠસી ગયો છે !" મગને કહ્યું.

"પણ જો કદાચ એમને કહેવા મળે તો વખતે વહેમ જાય પણ ખરો !" તારા બોલી.

"તેવો વખત આવશે ત્યારે વળી એમને સમજાવી દેતાં વાર કેટલી ?! તું શું કરવા ગભરાયછે ! તારો બચાવ કરનાર હું કેવો વાઘ જેવો બેઠો છું અને મારી એટલી તો ખાત્રી છે કે,

તોને હું જે પણ કહીશ તેનાપર સ્વતંત્રદાસ વિશ્વાસ રાખશે!" મગને જણાવ્યું

"ઠીક ત્યારે!" તારા બોલી "પણ આ વળી નવો સંતાપ જાગ્યો ને રંગમાં ભંગ પડયો તો!"

"તું એમ માનતી હોય તો ભલે, પણ હું તો એમ માનતો નથી! અને વળી એટલું સારૂં છે કે, મારી વહુ એવી વાત કોઇને મોઢે કરે તેવી નથી; કેમકે તેના અંતઃકરણમાં મારે માટે લાગણી સારી છે!" મગને સમજાવ્યું "તેણી ઘણા ઉંડા પેટની છે, અને મારી વાત પોતે બહાર કરે નહીં, એટલુંજ, નહીં પણ જો કોઇ બીજું પણ મારી વાત કરે તો તેને સામી તોડી પાડે!"

"ત્યારે તો સારૂ!" તારા બોલી "પણ ત્યારે તો એમજ કરોની કે તેણીને મારી સાથે સ્નેહ કરાવો! એટલે પછી તેણી તમને પણ કદી ટોકશે નહીં, અને હું એની સાથે સખી ભાવે વરતીશ!"

,, તેમ કરવાથી તો ઓર એ વધારે ખારે બળે!" મગને કહયું, અને મેં એને એવો હુકમ આપ્યો છે કે, આપણા સંબંધી કંઇ પણ વાત કોઇ પણ દિવસ મારી પાસે ઉચ્ચારશેજ નહી!"

,, એ પણ ઠીક કીધું!" તારાએ કહયું ,, તમને કંઇ શિખવવું પડે તેમ નથી તો! તમે બડા ઉસ્તાદ છો!"

,, ઉસ્તાદ નહીં થાઊં તો મારાથી આમ ફરાય પણ નહીં તો!" મગને જણાવ્યું" આ દુનિયામાં કાચોપોચો થાય તે વહેલો મરે.

,, એ તો ખરી વાત છે! જુઓની હું પણ કાચી ત્યારેજ પેલા લુચ્ચા નટવરના પેચમાં સેવાઇ ગઇ કેની?! જો તમારી માફક પાકી હોતતો તેના હાથમાં હું કદી પણ ભોળવાતે કે?!" તારા બોલી.

,, વળી તેં એ પાજીની વાત કયાં કહાડી! તેનું નામ સાંભળતાંજ મારા મનમાં આગ લાગે છે! અને હું લાગજ જોઉં છું કે, કયારે એ મારા હાથમાં આવે, ને હું એને બરાબર બતાવી દઉં!" મગને જણાવ્યું.

"એને કોઇ પણ યુક્તિથી ફસાવો તો હું તમારો એકલો ઉપકાર માનું કે ન પુછો વાત! જો એ કોઇ પણ પ્રકારે ફસે તો તેજ ક્ષણે હનુમાનજી ને સવામણ તેલ ચઢાવું ને શ્રી બળદેવજીને હાંડો ધરૂં!" તારા બોલી.

"થાય છે! ઉપાય કરૂં છું! હું મારા ખેતમાંજ છું!" મગને કહ્યું "પણ વારૂ, તે એને કેટલોક 'ફર્નિચર' આપેલો છે કેની?!'

"હા! મારો પીટયો મારૂં ઘણુંએ દબાવી બેઠો છે!" તારા બોલી.

"પણ તેના હાથની પહોંચ તારી પાસે કંઇ છે!" મગને પુછયું.

"ના તે તો નથી!" તારા બોલી "અને તેથીજ મારૂં કંઇ ચાલતું નથી તો!"

"ઠીક પણ તું તારી જણશો તેને ત્યાં છે તે પારખી શકશેની?" મગને પુછયું.

"હા ઘણી સારી રીતે!" તારાએ જણાવ્યું,

"બસ ત્યારે હવે એનો ઉપાય કરૂં છું આજે ને આજે. તારા પતિને વાત કરીને સોલિસિટર પાસે એક સખત નોટીસ મોકલાવું છું! તે વાંચતાંજ તેના પોતિયાં છુટી જશે, ને પછી ગભરાશે! એટલે ઘરમેળે નિકાલ કરવાને તારી પાસે આપોઆપજ પગે પડતો આવશે?!" મગને જણાવ્યું.

"એમ કીધામાં આપણું ફાવશે?!" તારાએ પુછયું.

,, હું બધો રસ્તો બરાબરજ કરી લઇશ!" મગને કહયું.

,, જોજે! જે કરોતે સામલીને કરજો વાઘના મોંમાં હાથ ઘાલવાનો છો" તારા બ્હીને બોલી.

,, તું એને વાઘ માનતી હોય તો ભલે પણ હું તો એને એક મચ્છર મિશાલ માનું છું

! અને તું જોશે કે હું એનો કેવો ઉપાય કરૂંછું ! " **મગને** જણાવ્યું ,, અને આ બાબતમાંજ જો ફસે નહીં તો મને કહેજે ! "

" ઠીક; તમારા ભાઇની સલાહ લઇની તેની ને તમારી નજરમાં આવે તેમ કરો ! મારે કંઇ ના નથી ! હું તો મુઆનો ફજેતો જોવાને પગથી તે માથા સુધી રાજી છું ! " **તારાએ** જણાવ્યું.

એટલામાં **સ્વતંત્રદાસ** આવી પહોંચ્યો. તેણે કપડાં ઉતાર્યાં, ને **મગન**ની પાસેજ તે બેઠો. થોડી વાર તેને આરામ લેવા દઇ પછી **મગને** પૂછ્યું "ભાઈ, એક બાબતમાં તમારી સલાહ લેવાની જરૂર છે ? "

" હા, બોલો, શું છે ? " સ્વતંત્રદાસે જણાવ્યું.

" પેલા **નટવર**ને ત્યાં તમારા પત્નીની કેટલીક જણસો છે, તેને માટે તેનાપર નોટીસ કરવી છે. તમારી શી સલાહ છે ? " **મગને** પૂછ્યું.

" તેનો પૂરાવો છે ! " સ્વતંત્રદાસે પુછ્યું.

" તે જણસો તમારી સ્ત્રીની છે, એ તો સાબિત કરી શકાશે ! " **મગને** જણાવ્યું.

" પણ તે કહેશે કે, મને તો બક્ષીસ આપી છે, તો ? ! " **સ્વતંત્રદાસે** શંકા બતાવી.

" તેની સાબીતી તેની પાસે શી છે ? " **મગને** કહ્યું.

" તેણે એની પાસે કંઇ તેવું લખાવી તો નથી લીધું ? " **સ્વતંત્રદાસે** પુછ્યું.

"નહીં, કંઇજ નહી." **મગને** જણાવ્યું "મે તે વીષે તમારાં પત્નિને સઘળું પછી જોયું છે."

" ત્યારે તો નોટીસ કરવામાં હું કંઇ હરકત જોતો નથી ! " સ્વતંત્રદાસે અભિપ્રાય આપ્યો.

" અને નોટીસ કીધાં પછી કંઇ આગળ પગલાં ભરવાનો મારો વિચાર નથી ! માત્ર નોટીસ કરીને એને જુલાબ આપવો છે ! મગને કહ્યું.

" પણ નોટીસ કીધાં પછી જો બેસીજર રહેશો, ને આગળ પગલાં નહીં ભરશો તો તે એમ સમજશે કે 'કેવા બહીધા !' અને તેથી આપણો હાથ ઓર હેઠો પડશે, ને આપણે નીચું જોવું પડશે ? " સ્વતંત્રદાસે પોતાના વિચાર જણાવ્યા.

" તેટલો બધો વખતજ નહીં આવશે તો ! નોટીસ જતાંજ તે ગભરાઈ જશે, ને આપણને સામો વળગતો આવશે ! " **મગને** કહ્યું.

" તેમ થય તો સારી વાત છે ! " સ્વતંત્રદાસ બોલ્યો " અને તેમજ જો હોય તો કાલે ને કાલે નોટીસ કરો ! "

" કાલે દસ વાગે હું સોલીસીટરને ત્યાં જઇશ, ને તેની પણ એ બાબતમાં સલાહ લઇશ; અને તે જો સલાહ આપશે તોજ નોટીસ કરાવીશ ! પણ તે જો ના કહેશે તો પછી માંડી વાળીશ ! " **મગને** કહ્યું.

" એ વાત વાજબી છે. " **સ્વતંત્રદાસે** જણાવ્યું.

**મગન** પછી બીજી કેટલીક વાતચીત કરીને ઉઠયો, અને સયંકાળ પછી પોતાને ઘેર પાછો આવ્યો.

———(:o:)———

## પ્રકરણ ૩૧ મું.

દોહરો

નટવરને ગભરાવિયો, મગન થયો છે શેર!
નટવર ચેત્યો ચિત્તમાં, મગન વાળશે વેર!

આજી બગડી!



આજે મગન ઠરાવ પ્રમાણે દસ વાગ્યાને સુમારે કોટમાં સોલીસીટરની ઓફીસમાં ગયો; આ સોલિસિટરનું નામ મીο નટખટ મુંબઈમાં તે ઘણો પ્રખ્યાત ગણાય છે, તેમજ તેની સાથે મગનને સારો સ્નેહ પણ હોવાથી. અને વળી મફતમાં કામ થાય તેથી તેને ત્યાંજ ગયો, અને તેને તમામ બિના સમજાવી. તેનાં ધ્યાનમાં વાત ઉતરી, અને નોટીસ કરવાને તેણે પણ સલાહ આપી, તેથી મગને ઇંગ્રેજીમાં નોટીસ તૈયાર કરાવી જેની મતલબ નીચે પ્રમાણે હતીઃ-

મુંબઇ, તાο ૧૧-૭-૯૫.

**મીο નટવરલાલ સુખલાલ,**

મારા કુળ બાઈ તારાબાઇ તરફથી તમને જણાવવામાં આવે છે કે, તમે મારાં કુળની સોના મોતી તથા હીરા વગેરે રત્નની કેટલીક કિમતી જણસો તથા ઘર સંગારનો કેટલોક કિમતી સાભાન માત્ર આઠ દાહાડા વાપરવાની શરતે લઇ ગયા છો, જે તમે હજી સુધી તેણીને પહોંચાડયો નથી, તેથી આ નોટીસથી તમને ખબર કરવામાં આવે છે કે, આ નોટીસ પહોંચ્યાથી ચોવીસ કલાકની અંદર જો તમે તે તમામ જણસો તથા સરમામાન મારાં કુળને પહોંચાડી તેણીનાં હસ્તાક્ષરની રીસીટ લેશો નહીં તો તમારાપર પરાઈ વસ્તુ ઉચાપત કરવાંનું તથા વિશ્વાસઘાતનું તોહોમત મુકી માજીસ્રેટની કોર્ટમાં ફરિયાદ માંડી તમને યોગ્ય શીક્ષા કરાવવામાં આવશે. જે કામ તમે કીધું છે તે તદન ગેરકાયદે છે, અને તેને માટે તમને સખત શિક્ષા થવાનો સંભવ છે. માટે હજી પણ જો તમારી આબરૂ તમને વહાલી હોય તો આ નોટીસને માન આપી મારાં કુળની માંગણી પ્રમાણે વર્તશો; નહીતો ઘણીજ દિલગીરીની સાથે આગળ પગલાં ભરવામાં આવશે.

**એ. ડી નટખટ,**
સોલિસિટર, હાઇકોર્ટ, મુંબઇ.

ઉપલી નોટીસ મીο નટખટે, મગનને વાંચવા આપી, અને મગને તે યથાયોગ્ય કહેવાથી તરતજ આફીસના સીપાઇની સાથે નટવરને બંગલે મોકલાવી. સીપાઇ રોપમાં ને રોપમાં બંગલાની અંદર ધસીને ગયો, અને નટવર, જે આ વખતે ઉઘાડે શરીરે ખુરસીપર બેઠો હતો, તેના હાથમાં નોટીસ આપી. નટવર ગભરાયો, ને તે તો એમજ સમજ્યો કે "પેલી ગંગા નાયકણ તરફની આ નોટીસ હશે, તેથી તેણે નોટીસ લઇને સીપાઇની બુકમાં સહી ચીતરી આપી, અને સીપાઇ ત્યાંથી નીકળી ચાલ્યો. નટવરે પાકીટ ફાડીને અંદરથી નોટીસ કહાડી વાંચી જોઈ તો વળી બીજુંજ નીકળ્યું! વાંચીને તે ગભરાયો! કોઇ સલાહકાર મિત્ર પણ મળે નહી કે તેની સલાહ લે! મનમાંને મનમાં મુંઝાવા લાગ્યો! સુંદરમતી એક ખુણામાંથી આ રંગ જોયાં કરતી હતી. તેણી પણ નટવરનું ઉદાસ મોં જોઇને ગભરાઇ કે "કંઇ સરકારની ધાડ આવી છે કે શું બલા!" એમ ધારીને તેણીએ તરતજ નટવરની પાસે આવી તેને પુછ્યું "સ્વામિનાથ, આ કાગળ સીપાઇ શાનો આપી ગયો?"

"ગો અવે, યુ ડેમ!" નટવર મિજાજ કરી ઉઠયો "તારે શા માટે પુછવાની જરૂર છે?!" સુંદરમતી આ સાંભળીને થડકી ગઇ, ને મુગે મોંઢે અંદર પાછી ફરી! તેણીએ તો નિર્માણુજ

કીધું કે, જરૂર કંઇ આફત છે! પણ એ મને કહેતાં નથી! કંઇ નવું જુનું છે!" એમ ધારી ગભરાવા લાગી!

નટવર, આ બાબતમાં શું કરવું, ને નોટીસનો જવાબ પાછો કેવી રીતે વાળવો, તેનો વિચાર કરવાની સાથે એમ પણ માનતો હતો કે "જરૂર તારાને કોઇએ શિખવ્યું હશે, અને તેથીજ તેણે આ પગલું ભર્યું છે! નહીતો એટલે બધે દાહાડે તેણી ક્યાંથી જાગે!" એમ વિચાર કરતાં તેણે એવું નકકી કીધું કે 'કોઇ પણ પ્રકારે તારાને પાછી હાથ પર લઇ લેવી જોઇએ! નહીંતો તેણી મને ખરાબ કરશે! પણ એને હવે કેવી રીતે મનાવવી ને કોની પાસે કહેવરાવવું?!" થોડી વાર વિચાર કરતાં તેણે એક યુકિત શોધી કહાડી કે "એને ત્યાં રામો ઘાટી રહે છે તેને બોલાવીને તેની સાથે સંદેશો કહાવીશ તો તેણી મને જરૂર મળશે! અને પછી હું તેની સાથે વહાલથી વાતચીત કરીશ તો એ નકકી વળી જશે! કેમકે તેણી ઘણી ભોળી છે!" એમ વિચાર કરીને તેણે પોતાના ભટને બોલાવ્યો, અને ભટને બંગલાની વાડીના એક ખુણામાં લઇ જઇ કહ્યું "ભટ, તારે મારૂં એક કામ કરવું પડશે!"

"ફરમાવો અન્નદાતા, હાજર છું!" ભટે લાયકીથી કહ્યું.

"આપણે ત્યાં પેલી તારા હતી, તેના ઘાટી રામાને લગાર બોલાવી લાવશે?" નટવરે જણાવ્યું.

ભટ વિચારમાં પડયો ને માથું ખજવાળવા મંડયો! તે બોલ્યો "સાહેબ, બોલાવવા જવાને તો ના નથી, પણ ત્યાં પેલો તમારો અસલનો મિત્ર મગન પડયો ને પાથર્યો રહે છે, ને તે જો મને જુએ તો મારાં હાડકાં ભાંગી નાખે!"

"હેં?!" નટવર ચમકયો! "તે વળી ત્યાં ભરાયો છે કે?!"

"શેઠ સાહેબ" ભટે જણાવ્યું "તેણે તારાના ધણી સાથે દોસ્તી બાંધી છે, અને તે બધાં સાથેજ ફરે છે!"

"શું?!" તારાના વરે પણ તારા સાથે સલાહ કરી નાંખી?!" નટવર વિસ્મય પામી બોલ્યો "એ તું શું કહે છે?! તું નકકી જાણે છે?!"

"હાજી સાહેબ, ખાત્રિથી કહું છું!" ભટે જણાવ્યું.

"એમ છે?! ઠીક ત્યારે તો તું જા! હવે કંઇ કામ નથી!" એમ કહી ભટને અંદર મોકલી નટવર ગભરાવા લાગ્યો કે "હવે તો કામ કપરૂં થવાનું! મગન ઘણો પટેબાજ છે તેથી તે તારાની સાથે મળી ગયો હશે. ને તારા પણ મારાથી દુખાઇ, છે તેથી તેઓ બંને મળીને મારો ઘાટ ઘડવામાં તેમનાંથી બની શકશે તેટલું કરશેજ!"

"તારાએ નટવરને જે જે વસ્તુઓ આપી હતી, તેમાંની ઘણીખરી પેલી નાયકણે ફોસલાવી લીધી હતી તથા બીજી કેટલીક તરફકે પણ થઇ ગઇ હતી! તારાની વસ્તુ કેવી રીતે પાછી આપવી, તેનો પણ ઘણો વિચાર નટવરને થયો! અને તેની ખાત્રિ થઇ હતી કે "હવે આમાંથી વાત વધશે, ને જો તારાને તેણીની તમામ ચીજો પાછી નહીં મળશે તો ખચીત મગન તેણીને ઉસ્કેરીને આગળ પગલાં લેવડાવશે, ને મારા બુરા બુરા હાલ કરશે! માટે હવે તો ગમે તેમ કરીને પણ તારાના પતિને સમજાવીશ, અગર નહીંજ સમજશે તો તેની આગળ પાઘડી ઉતારીને પગે પણ લાગીશ! એટલે તે વિદ્વાન અને સમજુ હોવાથી જરૂર સમજી જશે, ને પછી તારાને પણ તેજ સમજાવશે! એમ કીધાં વગર હવે તો આરો નથી!" એમ વિચાર કરીને તરતજ પોતાની ગાડી જોડાવીને સ્વતંત્રદાસની ઓફીસમાં તે ગયો. ગાડી બારણાં આગળ ઉભી રખાવીને ઘોડાવાળાને ઉપર સ્વતંત્રદાસને તેડવા મોકલ્યો. સ્વતંત્રદાસ સમજ્યો કે "નટવર કદાચ પતાવટ કર-

વાને આવ્યો હશે. માટે જોઉં તો ખરો કે એ શું કહેવા માંગે છે!" એમ વિચારી તે નીચે આવ્યો. તેને જોતાંજ નટવરે તેને હસીને માન આપી બોલાવ્યો, ને અંદર ગાડીમાં પોતાની પાસેજ બેસાડ્યો.

"કેમ મી૦ સ્વતંત્રદાસ, આ શું સારી વાત વાત છે?! આમ કરવું તમને શોભે?!" નટવરે નમ્રતાથી જણાવ્યું. અને સ્વતંત્રદાસના હાથમાં પેલી નોટીસ આપી.

"ખરૂં છે મી૦ નટવરલાલ! મારી પત્નિએ તમને નોટીસ મોકલી એ તો સારી વાત નહીં! પણ તમે જે ચાલ ચલાતી છે. તેજ સારી વાત?!" સ્વતંત્રદાસે કટાક્ષમાં કહ્યું "દિલગીર છું કે, તમારાં જેવા એક ખાનદાનના ફરઝંદે ઘણીજ ધીક્કાર ભરેલીને શરમ ભરેલી ચાલ ચલાવી હતી, કે જેથી મારા સંસાર સુખનું સત્યાનાશ વાળવા જેવું તમે કીધું હતું! તમારી એવી અધમતા માટે તમને ઘણો પસ્તાવો કરવો પડશે, અને પરમેશ્વરને ત્યાં તમારે જવાબ દેતાં જમપુરી ભોગવવી પડશે! તમે ઘણુંજ નીચમાં નીચ કામ કીધું છે! શરમ છે તમને!"

"બાપ સાહેબ, માફ કરો! મારી થયલી ભુલને માટે મને ઘણોજ પસ્તાવો થાય છે, અને એ સઘળું મારી નાદીનીમાં થઇ ગયું છે, જેને માટે હું તમારી ને તમારી પત્નિની માફી ચાહું છું!" એમ જણાવી નટવરે તેની આગળ પાઘડી ઉતારીને ક્ષમા માંગી!

"મારી આગળ માફ માંગવાથી કંઇ વળે તેમ નથી કેમકે મારી સ્ત્રીએ આ નોટીસ મોકલાવી છે, તેથી તેણીનાં હાથમાં હવે તો છે! તેણી જો નોટીસ પાછી ખેંચી લે તો મારે કંઇ વાંધો નથી! કેમકે તમને જે પસ્તાવો થાય છે, ને તમે જે દેખાવ આપો છો, એજ તમને તમારાં કાતુકની શિક્ષા! માટે જો તમને યોગ્ય લાગે તો તેણીની પાસે માફ માંગવા જાઓ!" સ્વતંત્રદાસે સુચના કરી.

"તેણીની પાસે માફ માંગવામાં પણ મને કશો વાંધો નથી, પરંતુ તેણીની સનમુખ જતાં મને શરમ લાગે છે! માટે મારી વતી તમેજ તેણીને સમજાવી આ સેવક ઉપર ઉપકાર કરશો!" નટવરે આંખોમાં પાણી આણીને કહ્યું "મી૦ સ્વતંત્રદાસ, હું આબરૂદારનું ફરઝંદ છું! અને તમારી સ્ત્રીની તમામ વસ્તુઓ મારાથી ખેદાનમેદાન થઇ ગઇ છે તેથી લાચાર છું! જો તે મારી પાસે હોત તો આટલી કટકટ નહીં કરતાં એકદમ સ્વાધિન કરી દેત! પણ લાચાર છું કે તે તમામ ફડે મુકામ થઇ ગઇ છે! હવે મારે કંઇજ ઉપાય નથી!" નટવરે ઘણુંજ કરગરીને કહ્યું.

સ્વતંત્રદાસને તેની દયા આવી, અને કહ્યું "ઠીક છે તો હું મારી પ્રિયાને સમજાવીશ, અને આગળ પગલાં નહીં ભરે તેની તજવીજ કરીશ! અને આ નોટીસ હાલ તમારી પાસેજ રાખો! હવે એની મારે કંઇ જરૂર નથી!"

"પણ ત્યારે એની પાછળજ 'કેન્સલ્ડ' કરીને લખી આપોની!" નટવરે હાથ જોડીને કહ્યુ "આટલી બધી મહેરબાની કરી છે તો એટલી મહેરબાની વધારે કરો! જૂઓ, તમારો મ્હોટો ઉપકાર માનીશ. ને જીવતાં સુધી તમારો ગુણ નહી ભુલીશ!"

નટવરની આવી આજીજી જોઇને સ્વતંત્રદાસને વળી વધારે દયા આવી, અને નોટીસપર 'કેન્સલ્ડ' કરીને લખી આપ્યું, ને તારાની વતી પોતે તેના ઉપર સહી પણ કરી આપી! નટવરે ફરીને ઉપકાર માન્યો, અને પછી સ્વતંત્રદાસ ગાડીમાંથી બાહાર આવીને 'સેકહેન્ડ' કરીને પાછો પોતાની ઓફીસમાં ગયો. અને નટવર પાછો પોતાને બંગલે ગયો.

સ્વતંત્રદાસ ઓફીસમાં હતો તે દરમ્યાન મગન તેને ઘેર તારા પાસે બેઠો હતો. તારાએ તેને પૂછ્યું "કેમ વહાલા, પછી પેલી નોટીશ કરી કે?"

"હા! અને નટવરપર મોકલાવી પણ ખરી!" મગને જણાવ્યું 'હવેજ તેને ખબર પડશે. ને ગભરાશે પણ ખરો!"

"હવે તો તે જરૂર ગભરાશે! કેમકે તેનામાં કંઇ વિશેષ હિંમત નથી!" તારા બોલી.

"વિશેષ તો ઘેર જઇ, પણ જરાએ હિંમત નથી! નોટીસ વાંચતાંજ તેનું પેટ છુટી જશે" મગને જણાવ્યું "તું જો તો ખરી! તાબડતોબ કોઇને અહી મોકલશે, ને હવ આવશે તો માફી પત્ર પણ લખી આપશે!"

"માફીપત્ર લખી આપે તોજ તેને છોડવો!" તારા બોલી.

"હાથ કાંડા કાપી લીધાં વિના હવે કદી છોડું નહીં તો! તું જો તો ખરી, બધું સારૂંજ થશે!" મગને જણાવ્યું,

એટલામાં સ્વતંત્રદાસ ઓફીસથી આવી પહોંચ્યો, તે ઉપર આવતાંજ મગને કહ્યું "ભાઇ, પેલી નોટીસ મોકલી છે!"

"હા ભાઈ, મને ખબર પડી ચુકી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"તમને કયાંથી ખબર પડી?!" મગને પુછ્યું.

"તે નોટીસ લઇને નટવર મારી પાસે આવ્યો હતો!" સ્વતંત્રદાસે કહ્યું.

"એમ કે?!" મગન ખુશી થઇને બોલ્યો "કેવો ગભરાયો! મેં નહોતું કહ્યું કે નોટીસ વાંચતાંજ ગભરાશે!"

"પણ મેં નોટીસ 'કેન્સલ્ડ' કરી આપી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"હેં! એ શું કીધું વળી?!" મગન ઉદાસ થઇને બોલ્યો, અને તારા પણ દિલગીર થઇ ગઇ!

"શું કરૂં! નટવર બહુ રડી પડ્યો ને મારી આગળ પાઘડી ઉતારીને માફ માંગી! ત્યારે તેની દયા આવી! તેથી મેં નોટીસ રદ કરી આપી!" સ્વતંત્રદાસે સમજાવીને કહ્યું "ગમે તેટલો પણ તે ખાનદાનનો ફરઝંદ છે, અને તેણે અનહદ નમ્રતા બતાવી, જેથી મારૂં મન પણ પીગળી ગયું, અને તેનું રૂદન જોઇ મારાં રૂવાં પણ ઉભાં થયાં!"

"પણ તમે આ શું ઘણું બગાડ્યો! અરરર! બધી બાજી બગાડી નાંખી!" મગન ઘણોજ કરવાયો, અને બોલ્યો 'અને એ તો ગરજ હતી તેમાં નમ્યો! નહીંતો બડો પકડો છે!"

"ગમે તેમ પણ નમ્યો તો ખરોની?!" સ્વતંત્રદાસે જણાવ્યું "નટવર જેવો શેઠિઓ માગ જેવા એક પામર આગળ નમીને પગે લાગ્યો, એ શું જેવી તેવી વાત છે?! તે જો સમજશે તો એટલીજ શિક્ષા તેને પુરતી છે?"

'પણ તમે તેની પાસે કંઈ માફીપત્ર લખાવી લીધું કે નહીં?!" મગને પુછ્યું.

'માફીપત્ર લખાવી લેવાની શી જરૂર હતી?! મને તો તેની લાવણ્યતા ને નમ્રતા જોઇનેજ બહુ દયા આવી, અને તેથી મેં તેની પાસે માફીપત્ર પણ લખાવવાની દરકાર કરી નહીં! તેમ કીધું હોત, તોપણ આપણને તેથી શો લાભ હતો?!" સ્વતંત્રદાસે જણાવ્યું,

"ભાઇ, તમે તો ખચીત કાચું કાપ્યું! માફીપત્ર લખાવ્યું હોત તો તે આપણી સામું કદી પણ આવી શકત નહીં! પણ આ તો તમે બધી રાંધેલી રસોઈ બગાડી નાંખી! અરરર! અફસોસ! તમે મારી મહેનત અફળ કરી!" મગન ઘણો ઉદાસ થયો.

"તારા પણ બોલી "સ્વામીનાથ, પીંજરામાં સપડાવેલા સિંહને તમે છોડ્યો છે! તમે એ તો ઠીક નહીં કીધું!"

"ફીકર નહીં! હું તો એમજ માનું છું કે, જે કીધું છે તે ઠીકજ કીધું છે! આપણે કોઇની દયા ખાઇશું, તો ઇશ્વર પણ આપણી દયા કોઇ પ્રસંગે જાણશે! વેર લેવું. એથી ઇશ્વર રાજી નહીં! તેની અધમતાનો બદલો ઇશ્વરજ તેને આપશે! ખેર!' એમ કહી વળી તેણે મગનને જ-

ણાવ્યું “મગનભાઇ, નિરાશ નહીં થાઓ! ઈશ્વર સારાંવાનાં કરશે? અવગુણીયાને ગુણે મારવો, ને અપકારનો બદલો ઉપકારથીજ વાળવો!”

“હવે તો મન વાળવાનુંજ રહ્યું તો!” મગન બોલ્યો ‘પણ હજી હું એને જતો મુકનાર નથી! આ બાબતમાં તમારે વડે એ છુટયો તો વળી બીજી કોઈ બાબતમાં એને સપડાવીશ! એ ક્યાં જવાનો છે! હવે વળી “નવી ગીલ્લી નવો દાવ” કરવો પડશે! જોઉં છું!’ મગન તરતજ નીચે ઉતરીને પોતાને મકાને ગયો, અને સ્વતંત્રદાસ તથા તારા વાળું કરવાને નીચે ઉતર્યાં.

મગને ઘેર જઇ વિચાર કીધો “એક દાવ તો સજ્જડ ગયો! સ્વતંત્રદાસે બધુ ઉંધુ માર્યું! હવે કોઇ બીજોદાવ સાંધવો જોઇએ! નટવરની તમામ હીલચાલની તલ્લાસ રાખી તેમાંથી કંઇ દાવ શોધી કહાડવાને ઠીક પડશે!” થોડીકવાર ઉંડાણ વિચાર કરીને વળી બોલ્યો “પેલી નાયકણને ત્યાં એ જતો હશે, માટે ત્યાં કંઇ પેચ કરીશ તો ચોકઠું બેસશે!” વળી વિચાર કરીને બોલ્યો “હું પોતે તેણીને ત્યાં જાઉં તો તે રાંડ મને સીધો જવાબે નહીં દેશે, માટે રાંડોમાં ફરનાર કોઇ હોય તેવાને શોધી કહાડું તો તેની મારફતે કામ પાર પડશે!” એમ વિચાર કરતાં કરતાં પેલો નવલશા તેની નજરમાં આવ્યો, અને મગને ઠરાવ કીધો કે “નવલશા એ કામમાં જબરો ફરેલ છે, અને રાંડોને ત્યાં કોણ આવે છે ને કોણ જાય છે, તેની ખબર તેને વધારે રહે છે, માટે આજે ચોપાટીપર તે ફરતાં મળી જશે! કેમકે તે ત્યાં દરરોજ સાંજે જોવામાં આવે છે! તેને ખસુસ બોલાવીને તદબીરથી વાત છેડીશ તો તેનાથી બાતમી બરાબર મળશે, એમાં સંદેહ નથી! એમ ઠરાવ કરી મગન તેજ સાંજના ચોપાટીપર જઇ ચડયો, તારાને ત્યાં જવાનું માંડી વાળ્યું! કારણ નટવરને ફસાવવા માટે હવે તેને એટલી તો ચટપટી થઇ ગઇ હતી કે, તારાને તો હાલ જાણે ભુલીજ ગયો હતો!

ચોપાટીપર માણસો ભરચક છે. નટવર હાલમાં તે તરફ ફરવા આવતોજ નહોતો, અને ઘણો ખરો બાહારજ નીકળતો નહોતો! કેમકે ગંગાને એક લાખ રૂપિયાની ચિઠી લખી આપી હતી તેને માટે તેને ધાક લાગ્યો હતો કે “રખેને ગંગા રસ્તા વચ્ચે ફજેતી કરે!” આવા ડરથી તે ગુપચુપ બંગલામાંજ ભરાઇ રહેતો હતો! મગન ચોપાટીપર પહોંચ્યા પછી ગાડીમાંથી ઉતરીને નજદીકનાજ એક બાંકડાપર બેઠો, અને થોડી વારમાંજ નવલશા પણ ત્યાં આવી લાગ્યો! તેને જોતાંજ મગને સિસોટી વગાડી! નવલશા આમ તેમ ફરી ફરીને જોવા લાગ્યો, અને મગન તરફ તેની નજર જતાંજ મગને તેને હસીને સલામ કરી, અને તેને સમીપે જઇને નવલશાએ પુછ્યું “કેમ મગન શેઠ આજે તો કંઇક દાહાડે આપની મુલાકાત થાય છે! ગામમાં વસો છો કે નહીં! હમણાંના તો કંઇ રાતના પણ ફરતા દેખાતા નથી ને!”

“હમણાં રખડવાનું મુકી દીધુ છે ભાઇ! એ બધું તો હાલમાં પેલા નટવર શેઠને સોંપ્યું છે!” મગને જણાવ્યું,

“તે તો તમારા પરમ મિત્ર થાય છેની!” નવલશાએ પુછ્યું.

“નહીંરે ભાઈ! હાલમાં તો તે મારો કટો વેરી થઇ પડયો છે, અને મને કોઇ પણ રસ્તે ખરાબ કરવાની તજવીજમાં તે ફરે છે!” મગને યુકિતથી જણાવ્યું “જો તેનું ચાલતું હોય, મુંબઇનો ગવરનર જો તેજ હોય તો મને મુંબઈમાં રહેવા પણ નહીં દે!”

“એટલું બધું! ઓહોહો! એનાં તો શા ભાર છે મારા ભાઇ! થોડા દાહડાપરજ એને મે પોતે એક રાંડને ત્યાં ફસાવ્યો છે! અને એને ભુડે હાલે કહાડયો છે!” નવલશાએ કહ્યું.

“હેં! ” મગન ખુસી થતો બોલ્યો “તે વળી કેવી રીતે! મને તો કહો ભાઇ”

"એ તો એમ બન્યું કે, **દિલજાન**ને ત્યાં નાયકણીઓનો ગરબો હતો. ત્યાં મારા વાળી ગંગા પણ ગાવા ગઈ હતી, અને **નટવર** પણ ત્યાં બેઠો હતો! તે પ્રસંગે ગંગા પ્રત્યે તેની ધાનત બગડી! આ વાતની **દિલજાન**ને ખબર પડી, અને તેણીએ **નટવર**ને, ફસાવવા ખાતર ગંગાને ત્યાં રાતની વખતે મોકલ્યો, તેમજ ગંગાને પણ **દિલજાને** ભણાવી રાખી કે "**નટવર** આવે તો તેને બનાવાય તેટલો બનાવજો!" આ વાત વળી ગંગાએ મને કરી! તેથી તે રાતના હું પણ ત્યાં ગયો, ને **દિલજાન** પણ ત્યાં આવી પહોંચી! હું ને **દિલજાન** એક ઓરડામાં ગુપચુપ ભરાઈ બેઠાં. અને એટલામાં **નટવર** ઉપર આવ્યો! તેને ધીમે ધીમે ગંગાએ સીપકે ચઢાવ્યો, ને ધીમે રહીને તેના ગજવામાંની રૂ ૫) હજારની નોટ પડાવી લીધી! તે પછી મને ઇશારત થવાથી હું ઓરડામાંથી નીકળી પડ્યો, ને મેં પછી **નટવર**ને ખુબ બેબરો કીધો! આખરે તેની પાસેથી રૂ ૧) લાખની ચીઠી સ્ટાંપ સાથે લખાવી લીધી; ત્યારે તેને છોડ્યો! અરે યાર, બડી ગમ્મત બનાવી! તમે જો હોત તો ચકિત થાત!" **નવલશા**એ એ પ્રમાણે તમામ વાત કહી સંભળાવી.

**મગન** આ સાંભળીને હરખાયો! તેને ટાઢક વળી, અને તે બોલ્યો "**દિલજાને**, **નટવર**પર આટલું બધુ તરકટ કીધુ તેનું શું કારણ હશે યાર! તેણી તો **નટવર**ની રાખેલી હતી!'

"તમે સમજ્યા નહીં! ' **નવલશા**એ જણાવ્યું "**દિલજાને** જાણ્યું કે **નટવર**, ગંગાપર મોહી પડ્યો છે, તેથી હવે કદાચ મને પડતી મુકીને ગંગાની સાથે પ્રીતિ બાંધશે!" એમ ધારીને ઇર્ષાની મારી તેણીએ આ રસ્તો લીધો! સમજ્યા કેની?"

"હવે સમજ્યા!" **મગને** કહ્યુ "ત્યારે એક લાખની ચિઠી **દિલજાન** પાસે છે કે ગંગા પાસે છે?"

"ગંગા પાસે છે, કેમકે **દિલજાન** રોકડા પચાસ હજાર લઈને આથી બેઠી, અને હવે લાખ રૂપિયાની ચિઠી રહી તેજ માત્ર ગંગાએ રાખી, અને તે ઉપર માત્ર ગંગાનોજ હક છે!" **નવલશા**એ જણાવ્યું,

"હવે મારા ધ્યાનમાં વાત ઉતરી ઠીક!" કહી **મગને** પુછ્યું "ત્યારે ગંગાએ તે ચિઠ્ઠીના રૂપિયા **નટવર** પાસે લેવા માટે કંઇ ઉપાય કીધો કે નહીં?"

"ના હજી કઇ ઉપાય કીધો નથી, તેમજ ઉઘરાણી પણ કરાવી નથી! થશે! ક્યાં જવાનો છે! એ રૂપિયા તો પેટીમાં પડ્યા છે! આસામી સધ્ધર છે, એટલે હરકત જેવું નથી તો!" **નવલશા**એ જણાવ્યું.

"તમે ભુલો છો! હવે **નટવર** પાસે વિશેષ દમ નથી! માટે તરત ને તરત ગંગા જો ઉપાય લેશે તો પઇશા વસુલ કરી શકશે! અને જો ટાંઢી થઇ બેસી રહેશે તો કદાચ રડીને રહેશે!" **મગને** હવે રંજક મુકવા માંડ્યો!

"એમ છે! ત્યારે તો ગંગાને કહીને ફરિયાદ મંડાવીએ!" **નવલશા**એ કહ્યું.

"હા હા! એમાં હવે વાર શાને માટે કરવી! એ તો વીંધ્યું તે મોતી! ગંગા ઢીલ કરશે તો ખોઇ બેસશે!" **મગને** કહ્યું,

"ત્યારે એ બધી પિડા કરવા કરતાં એની ચિઠી વેચી નાંખીને કોઇને હવાલો આપી દઇએ તો કેમ!" **નવલશા**એ પુછ્યું.

"એમ શા માટે કરવું! હું તમને કહુ તેમ કરવાને ગંગાને કહો! **મગને** સુચવ્યું "ન્યુસપેપરમાં જાહેર નોટીસ છપાવો એટલે ઝટ રૂપિયા ભરી દેશે!"

"તરતજ ન્યુસપેપરમાં નોટીસ આપવા કરતાં પ્રથમ ખાનગી નોટીસ મોકલીને તેમાં એમ ડર બતાવ્યો હોય કે "જો રૂપિયા ચોવીસ કલાકમાં નહીં ભરશો તો જાહેર પત્રમાં તમારે માટે

જાહેર ખબર છપાવીને તમારા પર ફ્રર્યાદ માંડવામાં આવશે ! " એટલું વાંચતાંજ તે ડરી જશે ! અને આગડ્થી બ્હીને તાબડતોબ રૂપિયા ભરી દેશે ! " નવલશાએ જણાવ્યું.

„ એ પણ ઠીક છે ! " મગને ઘણાંર વિચાર કરીને કહ્યું „ જો તમારી મરજી હોય, ને ગંગા જો એ ચિઠી થોડા ઘણા રૂપયા લઇને વેચી નાંખવા ચાહતી હોય તો લાવો હું રૂપિયા આપું ! "

„ ત્યારે તો ઘણું સારૂ ! " નવલશા બોલ્યો ! „ ગંગા તો મ્હોટી ખુશીથી એમ કરશે ! ચાલો મારી સાથે હુ તમને તેની પાસે લઇ જાઉં ! ત્યાં પછી તે ને તમે મળી સમજીને નકકી કરજો ઠીક કેની.

" ચાલો ભાઇ કબુલ છે ! " મગને કહ્યુ, અને તરતજ મગનની ગાડીમાં બંને જણા બેસીને ગંગાને ઘેર ગયા ગંગા આ વખતે ચોટલો વાળતી હતી, તે આ બંનેને જોતાંજ ચમકીને ઉભી થઇ, અને બંનેને આવકાર આપીને તકિયે બેસાડયા. બાદ પોતે પણ સામી બેઠી. ગંગાએકહ્યુ " અત્યારે આપ કયાંથી ! "

" તારે માટેજ આ શેઠને લઇ આવ્યો છું ! " નવલશાએ જણાવ્યું. " પેલા નટવરે તને જે ચિઠી આપી છે, તે જો વેચી નાંખવાની તારી મરજી હોય તો આ શેઠ લેવાને તૈયાર છે ! "

" હા, જો એઓ મને વાજબી રકમ આપે તો હું એમને વેચાણ કરી આપું ગંગા બોલી.

મગને કહ્યુ " ચિઠી મારે જોવી જોઇએ ! જોયાં વગર કંઈ કહી શકાય નહી ! "

" હા, હા, બતાવ એમને ! " નવલશાહે કહ્યું.

ગંગાએ કબાટમાંથી ચીઠી કહાડી, અને નવલશાના હાથમાં આપી જે લઇને નવલશાએ મગનને આપી. મગને ઉકેલીને વાંચી જોઇ, અને કહ્યું " બોલો કેટલા રૂપિયા લેવા છે ? "

" તમેજ કહોની શેઠ ! " ગંગાએ કહ્યું.

મગને હાવકે મઢે જણાવ્યું " આજકાલ નટવર ખાલી થઇ ગયો છે ! તેથી આ કામમાં જોખમ જબરૂં ખેડવાનું છે ! પછી કયાં તો મને બે પૈસા મળે છે કે કયાં તો હું રડું છું ! માટે પણા પચીસ હઝારથી વધારે તો હું નહીં આપી શકું ! મરજી હોય તો બોલી જાઓ ! "

" બસ ! એટલાજ?! એમ શું શેઠ! પચાસ હઝાર તો આપવાજ જોઇએ " ગંગા બોલી.

" પચીસ હઝારની ઉપર ફુટી બદામ પણ નહીં મળે ! " મગને જણાવ્યું.

ગંગા અને મગન વચ્ચે થોડીક રકઝક ચાલી, અને આખરે નવલશાએ બંનેને સમજાવી પાંત્રિશ હઝાર રૂપિયા નક્કી ઠરાવ્યા મગન તરતજ ઘેર ગાડી દોડાવી રૂપિયા લઇ આવ્યો, અને ચીઠી દાયદાસર વેચાણ કરાવી લઈ ગંગાને રૂપિયા ગણી આપ્યાં, અને પછી પોતે પોતાને ઘેર પાછો વળ્યો નવલશા તો ગંગાની પાસેજ બેઠો. ગંગા આ સોદાથી ઘણીજ હરખાઇ, ને મગને રાજી થઇ ગયો.

બીજે દિવસે મગન પ્રભાત થતાંજ તારાને ત્યાં ગયો. તારાએ મગનને પુછ્યું " કેમ, આજે કયાંથી ભુલા પડ્યા ? ! કાલે તો આખો દાહાડો કંઇ જણાયજ નહીને ? ! "

" કાલે પેલા નટવરની એક ખટપટમાં રોકાયો હતો ! " મગને જણાવ્યું " અને આખો દાહડો તેમાંજ વહી ગયો તેથી આવી શકયો નહીં ! "

" શી ખટપટ હતી વળી ? ! " તારાએ પુછ્યું.

મગને તમામ બિના પહેલેથી છેલ્લે સુધી કહી સંભળાવી અને તે સાભળીને તારા વિસ્મયતા પુર્વક ખુશી થઇ, અને બોલી " આ વાત તમે તમારા ભાઇને કેહેશો નહીં; તેઓ જો જાણશે તો તમને એવું કરતાં અટકાવશે ! કેમકે એમનાં મનમાં દયાનો ભાવ વિશેષ છે ! "

" નારે ! હવે તેને વાત કરૂં કે ?! એક વાર તેમણે મારી બાજી બગાડી, અને હવે શું

મારાં ગૃહ ગામ ગયાં છે કે વળી પાછો એવીજ વાત તેને કરૂં ? ! એ તો લીધાં પછી, અરે નટવરપર વેર લીધાં પછી, એમને કહીશ ! " મગને જણાવ્યું.

" પણ તમે જબરા તો ખરા ! તમારા જેવા ઉસ્તાદ આજ સુધીમાં મેં કોઇ જોયા નહીં ? ધારેલું કરવાના, અરે નટવરને નામોશીમાં નાંખવાના ! બડા જબરા છો ! તમને કોઈ નહીં પહોંચે !" તારાએ મગનની માનમાનતી સ્તુતિ કરી !

" અરે તું જો તો ખરી કે હજી નટવરનાં શા શા હાલ થાય છે ! " મગન બોલ્યો " એનેજ મારાં બુટ આગળ નમાવું નહીં તો મારૂં નામ મગન નહીં ! હજી ખરેખરો રંગ તો હવે પછી આવશે ! "

" એની જેટલી વધારે ફજેતી કરશો, તેટલી " એનાં કરમ પ્રમાણે એને ફળ મળશે, ત્યારેજ મારા જીવને ટાઢક થશે, ને ત્યારેજ મારો ક્રોધ શાંત થશે ! "

" તે સઘળું થશે ! તું જોયાં કર બેઠી બેઠી ! " એમ કહી મગન જવાનું કરતો હતો, પરંતુ તારાએ તેને ટોકી ટોકીને બેસાડયો, ને તેણી બોલી ઉઠી " હમણાં તમારાં ભાઇ આવશે, માટે તેમને મળીને જાઓ ! કેમકે તે પણ તમને કાલના યાદ કર્યા કરે છે ! "

એટલામાં સ્વતંત્રદાસ આવી પહોંચ્યો ને તેણે મગનને પુછ્યુ " કેમ ભાઇ સાહેબ, સાહેબ, નટવરને જવા દીધો તેથી તમને ગુસ્સો લાગ્યો કે શું ? ! કાલે તેમાંજ જણાયા કે ? !"

" નારે ભાઈ, એ તો લગાર બેંકમાં હિસાબ કરવા ગયો હતો, ત્યાં છેક પાંચ વાગી ગયા, અને થાકીને લોથ થઇ ગયો તેથી અવાયું નહીં ! તમારાપર મને ગુસ્સો આવે, એમ તો કદી સમજશોજ નહીં ! " મગને જણાવ્યું.

" બેંકમાંથી પરવાર્યા પછી આવવું હતું! " સ્વતંત્રદાસએ જણાવ્યું.

" ભાઇ સાહેબ, થાકીને લોથપોથ થયલો હું પલંગપર પડયો, ને રાતનાં વાળુંએ નહીં તો પછી આવું તે કયાંથી ! " મગને કહ્યું " હમણાં પણ માત્ર તમને મળવા માટેજ આવ્યો છું, અને કયારનો તમારી રાહ જોતો બેઠો છું ! હવે રજા લઇશ ! "

" પણ પાછાં દર્શન કયારે થશે ? ! " સ્વતંત્રદાસે કટાક્ષમાં કહ્યું " વરસ છ મહિને પધારજો મહેરબાન ! "

" એમ મશ્કરી શું કરો છો ભાઇ ! રોજ તો આવું છું ! માત્ર કાલેજ આવાયું નહીં ! તેને માટે માફ કરો ! થયું હવે તો કે ! " મગને જણાવ્યું, અને તરતજ ત્યાંથી નીકળીને પોતાને ઘેર પાધરો ગયો.

સ્વતંત્રદાસ ને તારા તડાકા મારે છે એટલામાં વળી એક નવું કૌતક જાગ્યું ટપાલમાં એક પત્ર આવ્યો, કે જે ઉપર કોઇની સહી નહીં, તેમજ તારીખ પણ નહીં ! તે નનામો પત્ર સ્વતંત્રદાસનાં નામનો હતો, અને તે નીચે પ્રમાણે હતોઃ—

**શ્રી૦ સ્વતંત્રદાસ જોગ,**

જત તમારૂં લક્ષ એક બાબતપર ખેંચવાની રજા લઉં છું અને તેએ કે, તમારાં ઘરમાં તમારી ગેરહાજરીમાં શું શુ ઘોંટાળો વળે છે, તેની તમને કંઇ ખબર છે ? ! " મ્હોટાનાં ઘર ને ભુતના દર " એ કહેવત તમને ખચીત લાગુ પડે છે ! તમારી સ્ત્રી કેવી નઠારી ચાલની છે, તે તો આખું શહેર સારી પેઠે જાણે છે, અને તે તમે પોતે પણ જાણો છો ! તેમ છતાં તમે તેણીની કંઇ પણ તપાસ રાખતાં નથી, એ તમારા જેવા એક વિદ્વાન ને અક્કલબાજ પુરૂષને બેશક જોવાડનારૂં છે ! તમે ઓરીસમાં જાઓ છો, અને પાછળ ઘરમા ઘોટાળો વળે છે ! પેલો તમારો કહેતો મિત્ર (!) મગન તમારી ગેરહાજરીમાં દરરોજ આવે છે ! તમારી ઘરવાળી સાથે એકાંતમાં

બેસે છે! અનેક ચેનમાળા કરે છે! તમારી સ્ત્રી સાથે તેણે પ્યાર બાંધ્યો છે! અને અનીતિનો અખાડો તમારા ઘરમાં રમાય છે! તેનો ખ્યાલ તમને તો કંઇજ નહીં હશે, પરંતુ અમે છચોક જોઇએ છીએ, અને અમારી પડોસમાંજ આવો ઢેડવાડો થતો જોઇ અમને એટલો ત્રાસ છુટે છે કે કોઈ દિવસે એ બંનેને ધોળે દાહાડે પકડીને એમનાં હાડકાંનાં ચુરાં કરતાં પણ ડરીશું નહીં! માત્ર તમારી યોગ્યતા, અને તમારી શરમને ખાતર અમે આજ સુધી કંઇ બોલ્યા નથી, પરંતુ તમે જો આંખો ઉઘાડીને હવે ચેતશો નહીં તો અમે અમારૂં જોર અજમાવીશું, એ નક્કી માનજો! પછી તમારી શોભા સાચવી શકાશે નહીં, અને તમારે પણ નીચું જોવું પડશે! ચેતવું હોય તો ચેતજો

લી૦ શુભેચ્છક.

આ નનામો પત્ર વાંચતાંજ સ્વતંત્રદાસ ચકિત થયો! તેને પણ સંશય ગયો કે " કોણ જાણે, મગન એવો હોય પણ! માટે હવે એ વિષેની પાકી ખાત્રિને માટે હું એની વખત બે વખત ઘેર આવીને તપાસ કર્યા કરીશ! જો તેવું કાળું હશે તો તરતજ પકડાઇ આવશે! હાલ કંઇ બોલવું નહી કબાટમાં એક ધોતિયાની ઘડીમાં મુકયો!

" કેમ સ્વામિનાથ, એ કોનો પત્ર આવ્યો છે!" તારાએ પુછ્યું.

" એક મારા મિત્રનો!" સ્વતંત્રદાસે જણાવ્યું.

" ક્યા મિત્રનો?" તારાએ વળી પુછ્યું.

" છે એક! તું નહી ઓળખે!" સ્વતંત્રદાસે વાત ઉડાવી!

" પણ તેનું નામ? અને તે ક્યાં રહે છે?" તારાએ ફેરવી ફેરવીને પુછ્યું.

" તારે શું કામ છે તેનું?! એવી બાબતમાં તારે કુથલી કરવી નહીં!" સ્વતંત્રદાસે સહેજ ચીડાઇ કહ્યું.

તારા ચમકી! ચેતી તેણીને કંઇ કંઇ વહેમ ગયો! પરંતુ તે પણ આ પ્રસંગે વિશેષ નહીં બોલતાં મૌન્ય રહી, સ્વતંત્રદાસ આફીસમાં ગયા પછી તારાએ તે વાત કહાડવાની તજવીજ કરી. તેની કુંચી તો સ્વતંત્રદાસ સાથેજ ગઇ ગયલી હોવાથી તારાએ પોતાની પાસેની એક ચાવી લાગુ કરીને કાગળ કહાડયો, ને વાંચી જોયો તેણી ગભરાઇ અને ઝટ મગનને તેડવા માટે રામાએ દોડાવ્યો?

મગન તાબડતોબ આવ્યો તારાએ તેની હાથમાં પેલો પત્ર આપ્યો. મગને વાંચ્યો અને તે પણ ચમકી ગયો! તેણે પુછ્યું " આ પત્ર ક્યારે આવ્યો?!"

" આજેજ આવ્યો, ને તમારા ભાંઇએ તે વાચીને એકદમ કબાટમાં મુકી દો! મે ઘણુંએ અમળાવી અમળાવીને પુછ્યું તે " કે " એ કોનો, કાગળ છે?" પણ મને જવાબજ આપ્યો નહીં! અને વધારે ચોળાચોળ કરીને પુછવા લાગી એટલે લગાર ખીજવાઇ ગયા! તેથી મને શક ગયો, અને એમનાં ગયાં બાદ કબાટને મારી ચાવી લગાડીને પત્ર કહાડયો તે વાંચતાંજ તમને તેડાવ્યા! હવે કેમ કરવું?! તમારા ભાઈ તો એ પત્ર વાંચીનેજ સુનમુન બની ગયા છે, ને મને લાગે છે કે એમને વહેમ પણ પેંઠો છે! હવે તો તમેં કંઇ ઉપાય બતાવો! નહીં તો ભોગ ફરી વળશે!" તારાએ ગભરાઇને જણાવ્યું અને પત્ર પાછો મુકી દીધો.

" તું ગભરા નહીં! એનો ઉપાય કરીશું! તારા પતિને વળી સમજાવી દઇશ!" મગને કહ્યું " પણ તને કેમ જણાવ્યું કે, એ વહેમાઇ ગયો છે?!"

" એમનાં મોંના દેખાવપરથીજ મને શક ગયો છે કે, એ વહેમાયા છે! તારા બોલી.

" ફીકર નહીં! એ જો મને પુછશે તો હું એને એમ સમજાવીસ કે " પેલા ભટને તમે કહાડી મુકયો છે, તેણે આ કર્મ કીધું છે!" એટલું કહીશ એટલે એ સમજી જશે! માટે તારે

કંઇ ગભરાવું નહીં ! " મગને તેણીને ધીરજ આપી.

" પણ એ જો તમને પુછે તોજ બોલજો ! નહી તો એ વળી એમ વહેમાશે કે કાગળની ખબર તમને ચાવી પોતે સાથે લઇ ગયા છે ! તેથી કરીને કાગળ આવ્યા વિષેની ખબર તમને થઇ છે, એવું તો કદી પણ ભુલચુકે પણ જણાવશો નહી, હોંકે ? ! " તારાએ ચેતવણી આપીને કહ્યું " જોજો ! બહુ તજવીજથી વાત કરજો ! નહીંતો તમારાં ને મારાં બંનેનાં ભોગ ફરી વળશે અને એ જો આપણી વાત જાણી જશે તો વળી મહા કંકાશ જાગશે ને પાછો ધેડફજેતો થશે !"

" તું જરા પણ ચિંત્તા નહીં કર ! તને મારે માટે એટલી તો ખાત્રિ છેની કે, હું દરેક યુકિત પ્રસંગોપાત કરી શકું છું ! તો પછી ડરે છે શા માટે ? જોની તે દાહાડે દરિયામાં ફરવા ગયાં હતાં, ત્યારે કેવા સજ્જડ સપડાયા હતા, તોપણ તારાં પતિને કેવું સમજાવી દીધું ? ! તેનાં કરત્તાં તો આ સંકટ ઓછું છે ! તો પછી એના ભાર શા છે ? ! સઘળું સારૂં થશે ! પણ હાલ થોડા દાહડા તારે ત્યાં આવવાનું હું બંધ રાખીશ ! કેમકે તારાં પાડોશીઓ મારાપર ટમટમી રહેલાં જણાય છે ! તેથી તેઓ જો ધારશે તો અંધારે અજવાળે મને ખોખરો કરી નાંખશે ! માટે થોડા દાહડા હું આવીશજ નહીં ! અને દરમ્યાન બીજે કોઇ સ્થળે આપણે મળવાનું રાખીશું ! હાલ તો હું જાઉં છું; કેમકે પેલા **નટવર**ની બાબતમાં મારે કામ કરવાનું છે ! તેમાંથી પતીને તારી પાસે આવી જઇશ ! " મગને એમ જણાવી ત્યાંથી ચાલતી પકડી, અને પાછો પોતાને ઘેર આવ્યો. ઘેર આવીને **નટવ**ની બાબતમાં ઘાટ ઘડવા માંડ્યા ! પ્રથમ એક પોતાના હાથની લખેલી નોટીસ તૈયાર કરી: પરંતુ પાછળથી તેનો વિચાર વળી બદલાયો, અને નોટીસ ફાડી નાંખી ! કેમકે હાથ દસ્તાવેજ **નટવર**ના હાથમાં આપતાં તે અચકાયો. ઘણા ઘણા વિચાર કીધાં પછી તેણે પોતાના ભટને બોલાવીને કહ્યું " જા, પેલા **નટવર**ને બંગલે જઇને એટલું કહી આવ કે, તમે પેલી ગંગા નાયકણીને રૂ ૧) લાખની જે ચિઠી લખી આપી છે તે મારા શેઠે વેચાણ લીધી છે, માટે શેઠે કહેવાવ્યું છે કે જો ચોવીસ કલાકમાં રૂપિયા ભરી નહીં જશો તો દિવાની કોર્ટમાં તમારાપર દાવો નોંધાવશે." એટલો સંદેશો પહોંચાડ, ને જવાબ લઇ આવ."

ભટ કપડાં પહેરીને તત્કાળ ત્યાં ગયો, ને **નટવર**ને ઉપર પ્રમાણે જણાવ્યું, જે સંભળીને **નટવર** ચકિત થવાની સાથે ગભરાયો ! પ્રથમ તો તેણે એમ માન્યું કે " મગને નાયકણીને ત્યાંની વાત જાણી હશે, અને તેથી મને ગભરાવવાને ખાતર આ કહેણુ મોકલ્યું હશે ! " પણ પછી વળી તેણે વિચાર્યું કે " ગંગાને ત્યાં એ વિષે પુછપરછ કીધાં પછી વાત ! " એમ વિચારી તેણે ભટને કહ્યું કે "ઠીક છે, શેઠને મારી સલામ કહેજો ! "

ભટ આ જવાબ લઇને **મગન** પાસે પાછો આવ્યો, અને **મગન**ને તે પ્રમાણે કહ્યું.

બાદ **નટવર** તરતજ ગાડી જોડાવીને ગંગાની પાસે પહોંચ્યો, અને ગંગાનાં બારણાં આગળ ગાડી ઉભી રાખી ગંગાને બોલાવવા માટે ઘોડાવાળાને મોકલ્યો. ગંગા તરતજ નીચે લટકો મટકો કરતી આવી, અને **નટવર**ને હસીને સલામ કરી બોલી "કેમ શેઠજી, આપ ઉપર પધારો"

" માફ કર ! ઉપર આવવાના દાહાડા હવે ગયા! તારે ત્યાં આવવા જેવું તે કયાં રાખ્યું છે ?! " **નટવરે** પછી કહ્યું " મેં તને એક લાખ રૂપિયાની જે ચિઠી લખી આપી છે, તેના રૂપિયા ભરવા માટે હું આવ્યો છું, માટે તે ચિઠી લાવ, અને રૂપિયા ઉઠાવ ! "

" શેઠજી, આપે આટલા દાહાડા સુધી રૂપિયા મોકલ્યા નહીં, તેથી તે ચિઠી તો મેં બાહાર વેચી નાંખી ! " ગંગાએ જણાવ્યું.

" વેચી નાંખી ? ! " **નટવરે** વિસ્મયતા સહ પુછ્યું " કોને વેચી ? ! "

" પેલા **મગન શેઠ** કરીને છે તેને ! " ગંગા બોલી.

" કેટલા રૂપિયા માટે ? " **નટવરે** પુછ્યું.

"પાંત્રિશ હજાર રૂપિયામાં વેચી નાંખી!" ગંગાએ જણાવ્યું.

"બસ?!" નટવરે કહ્યું "તારૂં નશીબ ત્યારે! હું તો તને પુરેપુરા રૂપીયા ભરી દેવા આવ્યો હતો! ખેર! હવે મગન કમાઇ જશે!"

ગંગા ઘણીજ પસ્તાઇ! તેણી બોલી "તમે રૂપિયા મોકલ્યા નહીં, તેથી અધીરી બનીને વેચી નાંખી! નશીબ મારૂં શેઠજી!"

નટવરે તરતજ ગાડી ચલાવવાને ઘોડાવાળાને ફરમાવ્યું. ગંગા પસ્તાવો કરતી ઉપર ગઇ, અને નટવર પાછો પોતાને બંગલે ગયો. ત્યાં જઇને વિચાર કરે છે કે "હવે મગન મારાપર શેર થઇને બેસશે, ને જો ચોવીસ કલાકમાં રૂપિયા નહીં ભરીશ તો જરૂર તે તો મારાપર ફરિયાદ માંડી દેશે, ને મને ફજેત કરવામાં કસર નહીં કરે! માટે કોઇની મારફતે એને ગમે તેમ કરીને રૂપીયા તો પહોંચાડવાજ જોઇએ! એટલા રૂપિયા તો તિજોરીમાં પડેલા છે! પણ પછી ઝાઝું રોકડ રહેશે નહીં! ખેર! જેવી ઇશ્વરેચ્છા તજો હાથ આવ્યો છે તે કહાડવો તો પડશેજ!" એમ વિચાર કરે છે, એટલામાં તેણે વળી એક નવી યુકતી શોધી કહાડી! તેણે વિચાર કીધો કે 'એ બધી પિડા કરીને મગનને રૂપિયા ભરવાથી તે તો મને મુંછો મરડી સલામ કરશે! કેમકે તેની આગળ મારૂં નાક કપાયાં જેવું થશે! માટે તારાને પાછી હાથમાં લેવાની તદબીર કરૂં! અને તેણીને ત્યાં મગનનો પગ છે, તેથી તેણી એને સમજાવી પટાવીને ચિઠી લઇ લેશે! એટલે પછી મગન પણ રડીને રહેશે! માટે હવે તો કોઇ પણ પ્રકારે તારાને પાછી હાથપર લઇ લઉં તોજ ઘાટ બેશે! પણ એ કોની મારફતે પાછી હાથ આવશે?!" થોડી વાર વિચાર કરીને "મારી પત્નિ મારફત એ ઘાટ બેસસે કેમકે પાછળથી એ બંને વચ્ચે સ્નેહ થઇ ગયો હતો! માટે હવે તો એને સમજાવીને તારા પાસે મોકલું!" એમ વિચાર કરીને તેણે ધાઈની મારફતે સુંદરમતીને બોલાવી! સુંદરમતીએ જાણ્યું કે "આજે કંઇ મારો દાહાડો ફરી ગયો! કેમકે કોઇ દાહાડો નહીં, ને આજે મારા પતિ મને બોલાવે છે!" આથી આનંદમાં આવી જઇ તેણી તરતજ દોડતી દોડતી નટવર પાસે આવી અને બોલી "કેમ પ્રાણનાથ, શી આજ્ઞા છે?"

"તારૂં એક કામ પડ્યું છે! પણ આજ સુધી મેં તારૂં ઘણું અપમાન કર્યું છે! તને એક ખુંણે નાંખી મુકી છે! તારી સામું હું જોતોએ નહોતો! અને તારીપર નહીં કરવા જેવો ગજબ મેં ગુજાર્યો છે! તેથી કરીને તને તે કામ કહેતાં મારી જીભ ઉપડતી નથી!" એમ કહી નટવરે પોતાની આંખોમાં આંસુ આણ્યાં!

સુંદરમતીએ લુગડાંના છેડાથી તેની આંખો લુછી નાંખી, ને બોલી "આપને માટે પ્રાણ આપવાને પણ તૈયાર છું! આગલું પાછલું આપ મનમાં લાવશોજ નહીં!"

"વહાલી! વળી એક નવી પીડા મારાપર જાગી છે!" નટવર એમ કહી રડી પડ્યો!

"રડો નહીં! તમને મારા સમ છે!" સુંદરમતીએ આંસુ લોહી તેને શાંત પાડતાં કહ્યું "બોલો શું છે?"

"થોડા દહાડાપર એક નાયકણીને ત્યાં હું માત્ર પાન ખાવા ગયો હતો, ત્યાં કોઇ સોનેરી ટોળીવાળા હતા, તેમની મદદથી નાયકણીએ મને લુટી લીધો, ને મારી પાસે એક લાખ રૂપીયાની ચીઠી સ્ટાંપપર લખાવી લીધી!" નટવરે કહ્યું.

"હાય, હાય?" સુંદરમતી બોલી ઉઠી "તમારા પૈસા બધાએ એમજ જતા બેઠા છે! હું તો તમને રોજ રોકતી હતી, પરંતુ મને તો ગાંડી ગણી કહાડતા હતા, ત્યારે પછી હું લાચાર થઈ બેઠી હતી! પણ હવે તો થઇ તે ખરી! એમ સમજો કે એટલાથીજ પત્યું!"

"પણ હજી એક ઉપાય છે! તે ઉપાય તારાથી બની શકે તેમ છે! માટે તું જો તે કામ કરે તો રૂપિયા એક લાખ મફતમાં જતાં બચે!" નટવરે કહ્યું.



“तारूं एक काम पड्युं छे!”

" ઓહો ! મારાથી બની શકે તેવુ હોય તો હું તે કામ બજાવવા તૈયારછું ! સુંદરમતી એ હીમ્મતથી કહ્યું.

" નયનાણીએ તે ચીઠી પેલા મગનને વેચાતુ કરી આપી છે, અને તેથી મગને મને કહેવરાવ્યું છે કે " જો ચોવીસ કલાકમાં રૂપિયા નહીં ભરી જશો તો ફરિયાદ માંડીશ ! " માટે મગન પાસેથી તે ચીઠી ઉડાવવાની છે ! નટવરે જણાવ્યું.

" મગન પાસેથી ચીઠી કેમ ઉડાવાય ? ! " સુંદરમતી બોલી " એક વાર મે તમારી લખેલી ચીઠી માટે મગનને ઘેર જઈને તરકટ કીધું હતું ! પણ હવે કંઈ તેને ઘેર પગ મુકવા જેવું રહ્યુએ નથી ! ત્યારે એની પાસેથી તે ચીઠી ઉડાવવાનો શો રસ્તો ? ! "

" હા, લે હું તને બતાવું ! " નટવરે કહ્યું " મગન હાલમાં તારાને ત્યાં ઘણો જાવ આવ કરે છે, અને તારાનો તો તે એક વેચાણુ થઈ ગયો છે, માટે જો તારાને મળીને તેણીને તું મેળવી લે તો તેણી મારૂને કામ પર પડે ખરૂ ! "

સુંદરમતી વિચારમાં પડી ! કામ કઠણ લાગ્યુ ! તેણી બોલી ' તારાને શી રીતે સમજાવાય ? ! તેની સાથેતો મારે વેર બંધાયું છે ! તેથી જો તમારૂં નામ તેની પાસે દઉં તો તે તો ઉલટી તમારા ભુંડામાંજ મગનને મદદ કરે ! "

" હુ તને કહું તેવી તદબીર કર ! " નટવરે જણાવ્યું " તારાને જઈને એમ સમજાવ કે " મારા પતિ તારા ગયા પછી તને રોજ યાદ કરે છે, અને તારા જવાથી એ જાણે ગાંડા બની ગયા હતા, પરતુ વળી મગન એમની પાસે પાછો આવતો થયો છે, ત્યારથી મગનની સાથે પાછા રંડીઓમાં ભટકતા થયા છે, અને મગન પણ એમની સાથે ભટકે છે ! વળી મગન એની કોઈ રાખેલીને લઈને રોજ બંગલામાં પણ આવે છે ! " એવી મતલબનું ગમે તેમ સમજાવશે એટલે તારા, મગનપર ગુસ્સે થઈ તેના પર કોપશે ! અને મગનની સાથે તેણીને બગડશે ! પણ બગાડ થાય તે પહેલાથી મારા પર તેણીનું મન લલચાય તેમ કરીને તેણીને એવી અક્કલ આપજે કે, મગન પાસેથી તે ચીઠી લઈ લે ! અને તેણી તેમ કરશે પણ ખરી ! કેમકે મગન કરતાં મારા પર તેણીની લાગણી વધારે છે ! માટે ગમે તે પ્રકારે તદબીર કરીને તારાને પણ શીશામાં ઉતારી નાખશે તો કામ પાર પડશે ને મગન લટકતો રહી જશે ! "

સુંદરમતીએ જણાવ્યું " એમ કરવાથી તારા જો ચેતી જશે તો કામ થશે નહીં ! માટે તેણીની સાથે તો જુદીજ રીતે વર્તવું પડશે ! ફીકર નહીં કરો ! હું ગમે તેમ કરીને પણ કામ પાર પાડીશ ! આપ જરાએ ડરશો કે ગભરાશો નહીં ! "

" એટલું કામ કરે તો એમજ સમજીશ કે તેં મને ઉગાર્યો ! " નટવરે કહ્યું.

" તે તો મારો ધર્મ છે ! ' સુંદરમતી બોલી " પણ તારાને પાછી બંગલામાં ઘાલીને વળી તેણીના સાથે ફંદમાં પડશો ને મને પછી દુઃખી કરશો તો ? ! "

" હવે તેમ નહીં કરૂં વહાલી ! એ તો આ કામને માટેજ તારાને હાથમાં લેવાની ! કામ થયું કે તારાને તેજ ઘડીએ લાત મારીને કહાડીશ ! " નટવર બોલ્યો.

" નક્કી ? આપો જોઈએ વચન ? " સુંદરમતીએ નટવરનું વચન લીધું, ને તેણીએ કહ્યું " જુઓ, હું તો આપને દરેક પ્રસંગે મારાથી બનતી મદદ કરતી આવી છું, પણ તમે આખરે મારા થતા નથી ! અને હજી પણ જો પાછો મને દગો દેશો તો તેમાં આપ દુઃખી થશો, ને હું પણ આપને લીધે દુઃખી થઈશ ! "

" હવે તેવું નહીં બને ! હવે તો મારા આ કૃત્યને માટે મને એટલો પસ્તાવો થાય છે કે, તે હું કહીજ શકતો નથી ! આટલું કામ પાર થયાં પછી મારા મનની તમામ વાત તને વિદિત

કરીશ ? મારે હાલ તો તું ગાડી જોડાવીને જલદી તારાને ત્યાં જા, અને ઇશ્વરનું નામ દઇને કોઇ પણ કોઇ પ્રકારે પાર પાડીને આવે તો મારૂં શેર લોહી ચડે ! " નટવરે જણાવ્યું.

" એ તો હું ઘણું ખરૂં કરીનેજ આવીશ ! " એમ કહી સુંદરમતી ગાડી જોડાવીને તારાને ત્યાં ગઇ.

તારા દિવાનખાનામાં બેઠી હતી. સ્વતંત્રહાસ અશીસરમાં ગયો હતો. તારાએ સુંદરમતીને ઉપર આવતી જોતાંજ તેણીએ તેને હસીને બોલાવી, એને પોતાની પાસે બેસાડી પૂછયું " કેમ, આજ તમે ક્યાંથી ભુલા પડયાં છો ? ! "

" તમને મળવાનેજ આવી છું સુંદરમતીએ જણાવ્યું.

" ભલે ! ઘણે દાહડે કંઇ ? ! " તારાએ કહ્યું " વળી કંઇ તમારા પતિએ તમરાપર જગાવ્યું છે શું ? ! "

" મારે તે વાતની ક્યાં નવાઇ છે ? ! " સુંદરમતી રૂદન કરતી બોલી " તમે હતાં ત્યારે તો ઠીક હતું કે તે મારી સાથે નહોતા બોલતા, પણ પાછળથી તમારી સાથે તો મારે સારૂં હેત બંધાયું હતું, ને તમારે લીધે મારૂં દુઃખ ભુલી જવાતું હતું! પણ હવે તો પેલો મુઓ મગન પાછો બંગલામાં ભરાયો છેની ! "

" એમ કે ! ! " તારા ચોંકીને બોલી " તે ત્યાં આવે છે ! ! "

" હારે મુવો તો દાહડામાં બે ત્રણ વાર આવે છે, અને કોઇ તેની રાંડ છે તેને લઇને દાઢીમુઓ તો વળી આવે છે ! " સુંદરમતી બોલી.

" એ તો મે આજે જાણ્યું ! મારે ત્યાંએ મારા વર પાસે આવે છે, અને એમની સાથે તેણે દોસ્તી બાંધી છે ! " તારા બોલી.

" રાંભ ગણો ત્યારે તો તમે પણ ! નહીંતો તમારા ઘરમાં પણ વળી કંઇ વેર પડાવશે !" સુંદરમતી બોલી " તમને બંગલામાંથી કહડાવનાર પણ એજ છે! કેમકે મારા વરને કોઇ નાયકણી સાથે ફંદમાં નાખીને તમને બંગલેથી કઢાડવામાં સલાહ પણ એ મુવાએજ તમને આપી હતી તો !"

" એ તો મેં આજે જાણ્યું ! " તારા હવે ગભરાઇ ! તેણીએ કહ્યું " ત્યારે તમે મને આટલા દહાડા ચેતાવી પણ નહીં ? ! "

" શું કરૂં ? ! કે દાહાડાની આવવાનું કરતી હતી, પણ એ મને રજા આપે ત્યારે અવાયની ? ! એ તો આજે વળી કંઇ બીજું નામ દઇને અહીં આવી છું ; અને વળી મગનની બાબતમાંજ એક વાત ખાસ કરવાને આવી છું ! " સુંદરમતીએ જણાવ્યું.

" શું વાત છે ? " તારાએ પુછયું " એ મુઆનું કંઇ રાયતું થતુ હોય તો કહોની ! "

મગનની પાસે મારા વરના હાથની લખેલી રૂ ૧ )લાખની એક ચીઠી છે ! તે ચીઠી મગનની નાયકણને મારા વરે લખી આપી હતી, જે તે મુવાએ વેચાણ રાખી તેને માટે તે મારા વરપર ફરિયાદ માંડનાર છે ! માટે તે ચીઠી જો તમે લઇ લેશો તો એ મુઓ રખડશે, ને મારા વર પાસે આવવાનુંએ ભુલી જશે ! અને પછી તમારો પગ મારે ત્યાં થશે તો આપણો સ્નેહ પણ સંધાશે ! " સુંદરમતીએ જણાવ્યું ત્યારે જો તમારામાં પાણી હોય તો એ મુઆનું ઓપડ વાટવાનો વખત આવ્યો છે ! "

" તે કામ તો હું કરી આપું ! પણ તમારા વર મરાપર ગુસે છે, ને પેલી નાયકણના ફંદમાં ફરે છે તેનુ કેમ ? ! " તારાએ પુછયું.

" તે બધું મગનેજ કરાવ્યું છેની ! અને તેટલાજ માટે તો તમને કહું છું કે એ મુઆનો પગ કહાડવો હોય તો આ ઉપાય કરો ! " સુંદરમતી બોલી.

તારાએ મનમાં વિચાર કીધો કે " મગનની બાબતમાં મારા વરપર નનામો પત્ર આવ્યો છે તેથી મારા વરને કદાચ તેને આવતો બંધ કરે તો મોડોવહેલો મારે સબંધ તોડવો તો પડશેજ! વળી મગનેજ જ્યારે નટવરને શિખવીને મને તેને ત્યાંથી કઢાવી છે તો લાવની હવે એને પણ ત્યાંથી કઢાવું! અને પછી નટવર સાથે મળી જાઉં!" એમ વિચાર કરી તેણી બોલી " તમે આ પાસેના ઓરડાની ઉપર કાતરીઉં છે તેમાં સંતાઇ રહો! હમણાં મગનને હું બોલાવી મંગાવું છું અને તેની પાસે જો ચીઠી હશે તો હું તદબીરથી લઇ લઇશ! પણ તમે તમારી ગાડી મારા ઘરથી થોડેક દૂર રખાવો કે એ ચેતી જાય નહીં!" એમ જણાવી તારાએ તરતજ મગનને તેડવા માટે રામાને મોકલ્યો.

સુંદરમતીએ બાર્હેર ઉભા ઘોડાવાળાને બુમ પાડીને થોડેક છેટે ગાડી રાખવાનું કહ્યું, અને પછી પોતે ઉપર ચઢી ગઇ. થોડીક વારે રામાની સાથે મગન આવી પહોંચ્યો, અને ઉપર આવતાંજ તારાએ તેની સાથે તદબીરથી વાતો કરવા માંડી!

" કેમ પછી તમે પેલા નટવરની બાબતનાં શું કીધું!!" તારાએ પુછ્યું.

" તેને રૂપિયા ભરી દેવા માટે કહેવરાવ્યું છે મગન બોલ્યો.

" પણ તેની ચીઠી તમે બરાબર ઠેકાણે રાખજો હોં " તારા બોલી.

" મારા ગજવામાંજ પાસેની પાસે રાખી મુકું છું!" મગને કહ્યું.

" એ તો તમે તદન નાદાની વાપરો છો!" તારા બોલી " તમે જાણો છો કે, મહેલ્લાવાળાઓ તમારાપર તરપી રહ્યાં છે તેઓ જો જતાં આવતાં તમારાપર તુટી પડશે, ને અંધારે અજવાળે તમને લુટી લેશે તો તે ચીઠી પણ જશે! માટે લાવો, મારી તિજોરીમાં એને મુકી રાખું! તમને કામ પડે ત્યારે લેજો! તમને આટલી બધી ઠોકરો વાગે છે, તોપણ તમે આમજ નાદાની વાપરો છો એ ઠીક નથી!"

મગને તરતજ ગજવામાંથી ચીઠી કહાડી આપી, અને બોલ્યો " તારા, તારી વાત વાજબી છે! નટવરની ખટપટમાં હું પડેલો હોવાથી હાલમાં મારી અક્કલ ઠેકાણે નથી માટે એ ચીઠી તારી પાસે રહેશે તો વધારે સારૂં છે." એમ જણાવી તે તેણીની રજા લઇ ચાલ્યો, અને વળી કહેતો ગયો કે " તું મને હવે વારે ઘડીએ અહીં બોલાવતી નહીં: કેમકે પેલા નનામા પત્રથી મને લાગે છે કે, તારે ત્યાં વારે વારે આવવું સલામતી ભરેલું નથી!"

તારાએ તે વાત સ્વિકારી અને મગન છેક દુર ગયા પછી સુંદરમતીને પાછી નીચે બોલાવી, અને બોલી " લ્યો એ ચીઠી એ હું એમને આપીશ તો તમારે માટે એમને ઘણું ગુમાન આવશે, અને મગનને આવતો કિહદમ બંધ કરશે, અને વળી તેની સાથે તમારાપર ને મારાપર ભાવ રાખતા થશે! તમારે ને મારે માયા છે તેથી તમારી સાથે હું કંઇજ જુદાઇ સમજતી નથી! અને બીજી નહારી રહેઉં મારા બંગલામાં, આવે, તેનાં કરતાં તમે આવશો જશો તે મારૂં મન સંતોષ પકડશે!"

" પણ જોજો આ કામ માત્ર તમારે ખાતરજ કરૂં છું! તમારા વરની જોડે મને વિશેષ દરકાર નથી! કારણ કે મને તો મારા પતિ જોઇએ તેવા મળ્યા છે તોપણ મને આશા છે કે મેં જે તમારૂં કામ કીધું છે તેનો બદલો માત્ર આપણો સંબંધ સાચવી રાખવામાંજ વાળશો!" તારા બોલી.

" તે વાતની તમારે કંઇજ ચીંતા કરવી નહીં હું બોલું છું તેજ પાળીશ!" એમ કહી સુંદરમતી ત્યાંથી પાછી પોતાને બંગલે સીધાવી.

તારાએ વિચાર કીધો કે " હવે મગનને આવતો બંધ કરવો જોઇએ, અને પેલા નનામા

" પણ મને અહીં લાવનાર તો એજ છે, અને તારી સલાહ મેળવી આપનાર તારા તરફથી એ આવ્યો હતો, ત્યારે પહેલી ઓળખાણ તારી કે મારી ? ! ' સ્વતંત્રદાસે પુછ્યું.

" મને આવીને પ્રથમ એણે એમ કહ્યું કે " તારો વર મારો પરમ મિત્ર થાય છે, અને તેણે મને તારી પાસે સમજાવવા મોકલ્યો છે !" તેથી મેં જાણ્યું કે, ભલે મહારાજ ! એ દહાડો ક્યાંથી ! એમ જાણીને મેં એને કહ્યું કે " મારા પતિને સમજાવીને મારો સંબંધ સંધાવી આપો ! " અને તે પરથી એ પાછો તમારી પાસે આવ્યો ! " તારા બોલી.

" તને એવી રીતે સમજાવ્યું, ને મને એમ સમજાવ્યું કે જાણે તેંજ મને તેડવા મોકલ્યો હોય, અને વળી તું જાણે એનીજ અક્કલે ચાલતી હોય ! એમ તને કંઇ સમજાવ્યું, ને મને વળી કંઇ સમજાવ્યું ! અરરર ! એણે માત્ર પોતાની પાપી મતલબને ખાતરજ આપણી વચ્ચે માથું ઘાલ્યું ! હવે હું સમજ્યો ! " સ્વતંત્રદાસે કહ્યું " અને હવે તને ખરી વાત કહું ? આજેજ એક નનામો પત્ર કોઇએ લખ્યો છે તે લે વાંચી જો ! " એમ કહીને તેણે કબાટમાંથી પેલો કાગળ કહાડીને આપ્યો, જે તારાએ વાંચ્યો તો હતોજ, તોપણ વળી ડોળ બતાવવા ખાતર ઉપલેજ નજર ફેરવી જઇ તેણી બોલી " હાય હાય ! આ તો પેલા તાડીના ઝાડ તળે દૂધ પીએ, તોપણ તાડી પીતા જેવું થયું ! હવે લોકોમાં મારૂં વગોણુંજ થશે કેની ? ! " તારા ઢોંગ કરીને બોલી ' હવે પાડોપડોશીને મારાથી તો મોં પણ નહીં બતાવાય ! મારે તો ઝેર ખાઇને મરવું પડશે ! મુઓ એ તમારો મિત્રનો થતો ! એજ કારણથી હું એની પાસે ઇંગ્રેજી ભણવા ના પડતી હતી, પણ તમે જોર જુલમથી મને બેસાડી !" તારાએ એમ કહીને રડવાનો ઢોંગ ચલાવ્યો, કે પરમેશ્વરે મને જ્યાં ત્યાંથી હમણાં સુખી કરી હતી, એટલામાં વળી આ મોહોકાંણુ જાગી ! બારીએ ઉભાં રહેતાં પણ હવે તો મારે લજવાવું પડશે ! અરે ભગવાન ! તું શું મને કોઇ દહાડો નિરાંતે નહીંજ બેસવા દે ? ! હાય કરમ ! હું કેવી કમનશીબ છું કે જંપીને બેસવાનોજ વખત મારે આવતો નથી ! " એમ કહેતાં તેણી ડુસકે ડુસકાં ભરીને રહેવા લાગી !

સ્વતંત્રદાસે તેને છાની રાખવા માંડી, ને જણાવ્યું " રડ નહીં વહાલી, રડ નહીં ! તું પવિત્ર છે તો શું ડર છે ? ! " **સાચને કદી આંચ નથી** " એ કહેવત તારે ગોખી રાખવી અને હવેથી આપણે ઘેર એ હરામખોર મગનને આવતોજ અટકાવીશ ! "

" પણ લોકમાં તો મારૂં વગોણું થયુંની ? ! " તારા બોલી " એવી મોહોકાંણમાં મારી ફજેતી તો થઇજ ? ! "

" એ આવતો બંધ થશે, એટલે લોકો તો ભુલી જશે, અને વળી તારૂં સારૂં બોલશે ! લોકોનાં બોલવાના ક્યાં ઢંગ છે ? ! તું ગભરા નહીં, ને રડ નહીં ! તને મારા સમ છે, વહાલી ! તું રડે છે તેથી મારૂં અંતઃકરણ ભરાઇ આવે છે ! " સ્વતંત્રદાસે જણાવ્યું. મારે પણ એ ચંડાળનું શું કામ છે ? ! હું તો માત્ર તારે લીધે એને બોલાવતો હતો, અને તે એમ માનીને કે, એ જાણે તારો શુભેચ્છક છે ! સ્વતંત્રદાસે જણાવ્યું.

" મુઓ એ શુભેચ્છકનો થતો ! મુઆએ મારા પવિત્રપણાપર તરાપ મારવાની પાપી નિશ્ચા કરી ! એનું ઇશ્વર કદી ભલું કરનાર નથી તો ! " તારાએ કહ્યું " પણ તમે એને હમણાં ને હમણાં રામાં સાથે કહેવરાવો કે, આપણે ત્યાં એ આવેજ નહીં ! અને આવશે તો પોલીસને સોંપીશું ! "

" હમણાં કહેવરાવું છું ! " એમ કહીને સ્વતંત્રદાસે રામાને બોલાવીને કહ્યું " પેલા મગનને કહી આવ કે શેઠે કહ્યું છે કે, આજ પછી અમારે ઘેર તારે કદી આવવું નહીં, અને આવશે તો પોલીસને એકદમ સોંપીશ, અને તારાં હાડકાંનાં ચુરેચુરા કરાવીશ ! "

' વારૂં શેઠ ! " કહીને રામો સમજી ગયો કે " વળી મગન સાથે પણ બાઇને કંઈ તુટ

અને જોઇશ તોપણ તે વખતે મને પણ તમે ક્યાં ગણકારવાના હો ? ! મને લાગે છે કે, તમને જે ટેવ પડી છે તે જવી મુશ્કેલ છે, તોપણ તે ટેવને લીધે તમે જે સંકટમાં સપડાયા છો, તેથી મારૂં અંતઃકરણ ચચરે છે, માટેજ આટલું બોલ્યા વિના મારાથી રહેવાતું નથી ! ”

“ વહાલી, આજથી હું કસમપર કહું છું કે, બસ બધું રખડવાનું મુકી દઈશ ! ” એમ નટવર ઉપરથી તો બોલ્યો, પરંતુ અંતઃકરણમાં હવે તો તારા પાછી વળગી રહી હતી !

સુંદરમતીએ જણાવ્યું, “ આવાં કસમ તો તમે સેંકડો વાર ખાધાં છે, પણ ક્યાં સખણા રહ્યા છો ! ”

“ ના,ના, હવે તો નક્કી કહું છું કે, હું કોઇ પણ અવળે રસ્તે જઇશ નહીં !” નટવરે જણાવ્યું.

“ જોઇશ ત્યારે હવે ! ” એમ કહી સુંદરમતી ને નટવર જમવા ઉઠયા, અને પછી બીજા ત્રીજા ગપાટા ગગડાવતા ને સુખ દુઃખની વાતો હાંકતાં બેઠા.

પેલી તરફ તારાના મનમાં મગન માટે અવિશ્વાસ થઈ ગયો ! સ્વતંત્રદાસ ઓરીસમાંથી આવતાંજ તેણી ઉદાસ ચહેરે બેઠી ! રોજ તો તેણી આવતાંની સાથેજ તેની સાથે હસીને બોલતી, પરંતુ આજે શોકાતુર વદને-દાથરો ચઢાવીને તો નહીં પણ જાણે ઘણી ગમગિનીમાં હોય તેવું ડોળ કરીને બેસી રહી ! સ્વતંત્રદાસ વિસ્મય થયો ! અગરજો તે પણ પેલા પત્રને લીધે ઉદાસજ હતો, તોપણ તેણે પોતાની ઉદાસી ઢાંકી રાખી તેણીને પુછ્યું “ કેમ વહાલી, આજે તું આમ ઉદાસ કેમ જણાય છે ? ! તારા જીવને તો સારૂં છે કેની ? ! ” એમ કહી તેણે તેણીનું શરીર ગરમ છે કે થંડું છે, તે તપાસીને કહ્યું “ તારૂં માથું દુખે છે ? ! બોલ તો ખરી વહાલી ? ! ”

“ કંઇ નથી થયું ! ” તારાએ કટાણું મોં કરીને કહ્યું !

“ ત્યારે તું આમ દિલગીર કેમ દેખાય છે ? !” સ્વતંત્રદાસે પુછ્યું “ કોઈ સાથે તકરાર થઇ કંઇ ? ! ”

“ મારે બીજા કોની સાથે તકરાર થવાની છે ? ! તમારા ને તમારા મારો આત્મા નાહક ઉકળાવે છે ! ” તારાએ રંજક મુકી !

“ મારાં ? !” સ્વતંત્રદાસે અજાયબ થઇ પુછ્યું “મારાં સગાં માણસે કે તને સંતાપેછે ?!”

“ તમારાં સગાં નહીં તો તમારા ભાઇબંધ તો છેની ? ! ” તારાએ જણાવ્યું “ એવા એવાને ઘરમાં શું કરવા ઘાલો છો ? ! ”

“ કોણ, મગન ? ! ” સ્વતંત્રદાસે ચમકીને પુછ્યું.

“ તે નહીં તો બીજો કોણ ? ” તારાએ વાત ફોડી “ એવા લફંગા આદમીનું આપણા ઘરમાં શું કામ છે ? ! ”

“ એ લફંગો છે ? ! ” સ્વતંત્રદાસે અત્યંત તાજુબીથી પુછ્યું.

“ લફંગો નહીં તો સાહુકાર ?! ” તારા બોલી “ આજ કેટલા દાહાડા થયાં મુઓ મારાપર આડી નજર કર્યા કરે છે ! ”

“ હેં ! એ તું શુ બોલે છે ? ! એ એવો નઠારો છે ? !” સ્વતંત્રદાસે તપી જઇને પુછ્યુ.

“ નઠારો નથી તો શું સારો ? ! ” તારાએ જણાવ્યું “ એને તો હું ઘણા દહાડા થયાં ઓળખુ છું ! ”

“ ત્યારે આટલા દાહાડા થયાં તું તો કંઈ બોલતી નહોતી ! ” સ્વતંત્રદાસે પુછ્યું “ તેં અને ચેતાવ્યો કેમ નહીં ? ! ”

“ હું જાણું કે એ તમારો તનબદન મીત્ર છે, તેથી જો હું તમને કંઇ કહીશ તો તમે માનશો નહીં ! એમ ધારીને મેં તમને વાત કરી નહીં ! ” તારા બોલી.



"ઓટલા પરથી એવો તો ફડસેલો માર્યો કે, નીચે ગબડી જતાં મગને બે ગુલાંટ ખાધી."

પડી છે ખરી!" એમ સમજી તે **મગનને** ઘેર તાબડતોબ પહોંચ્યો, અને તેને બાજુ પર બોલાવીને ઉપલો સંદેશો કહ્યો. અને તરત પાછો ઘેર આવતો રહ્યો! **મગન** કંઇ કહેતા જતો હતો, પણ **રામાએ** તે સાંભળવાને નહીં થોભતાં એકદમ તેની પાસેથી ચાલતીજ પકડી! **મગન** ગભરાયો! અને તેને તો વળી એવો શક ગયો કે "જરૂર પેલા નનામા કાગળ ઉપર વહેમાઇને **સ્વતંત્રદાસે** આવું કહેણ મોકલ્યું હશે! માટે **તારાને** મળીને પુછીશ કે, શું બન્યું ને શું નહીં! પછી વાત!" એમ વિચારી તરતજ **તારાને** મળવા જવાનું કરતો હતો, પણ વળી તેને યાદ આવ્યું કે "હમણાં તો **સ્વતંત્રદાસ** ઘેર હશે, માટે હવે તો કાલે એ ઓફીસમાં ગયો હોય ત્યારે જઇશ!" એમ વિચાર કરતાં આખી રાત પસાર કરી, અને બીજે દિવસે અપોરના **મગન તારાને** ઘેર આવ્યો! **તારાએ** તેને ઉપર આવતો દેખતાંજ **રામાને** તાબડતોબ બોલાવી કહ્યું "**રામા**. આને ઘરમાંથી કહાડ! માર એ મુઆને!"

"અરે વાહ! કંઇ કારણ!?" **મગને** કહ્યું "**તારા**, એ તુ શું બોલે છે?!"

પણ એટલામાં તો **રામાએ** ધક્કો મારીને તેને બાહાર કહાડયો, અને ઓટલાપરથી એવો તો હડસેલો માર્યો કે, નીચે ગબડી જતાં **મગને** બે ગુલાંટ ખાધી! એટલામાં પડોશમાંના કેટલાક લોકો, જેઓ તાકીજ રહ્યા હતા, તેઓ પણ બાહાર નીકળી પડ્યા, અને તેને ધબાધબ ઠોકીને ખુબ ખોખરો કરી નાંખ્યો! આખરે પોલીસ સીપાઇ દોડી આવ્યો, અને તેને જોતાંજ લોકો પોતપોતાનાં ઘરમાં ભરાઇ ગયાં! સીપાઇએ **મગનને** જમીનપરથી બેઠો કીધો! પાઘડી હાથમાં લીધી, અને હકીકત પુછતાં જણાવ્યું "શેઠ, તુમકું કીસીપર ફર્યાદ કરના હય?!"

"ના ભાઇ ના!" **મગને** જણાવ્યું.

"જદ તો ચલે જાઓ!" સીપાઇ એમ કહી ચાલતો થયો, અને તેની સાથે **મગન** પણ ત્યાંથી પોતાને ઘેર ગયો!

**મગનને** ચીંથરે હાલ ઘરમાં પેસતાં જોઇ **ગુલાબે** પુછ્યું "હાય હાય! આ શું થયું?! અને આ બધું વાગ્યું કયાંથી?! શું થયું?!"

**મગન** હાંફતો હાંફતો જમીનપર બેસી ગયો, અને પછી લગાર શાંત પડીને બનેલી બિના કહી સંભળાવી! **ગુલાબ** ઘણીજ દિલગીર થઇ અને તેણી બોલી "મેં તો તમને પહેલાંથીજ કહ્યું હતું. કે, એ રાંડને ત્યાં જાઓ છો તે કોઇ દાહડો ખતા ખાશો ને પસ્તાશો! તો લો હવે લેતા જાઓ! મારૂં કહ્યું નહીં માન્યું તેનો આ લતિજો મળ્યો!" એમ કહેતાં તેણી પણ રડી પડી! તરતજ ઘાટી પાસે ગરમ પાણી કરાવી તેને તેલ ચોળી નહડાવ્યો તથા પાછળથી સારી પેઠે શેક પણ કીધો. છેક ત્રિજે દિવસે **મગનનું** શરીર શાંત પડ્યું, ત્યારે **ગુલાબે** કહ્યું "તમે મારૂં તો માનતાજ નથી! અને નબળે દાહાડે તમને નબળુંજ સુઝે છે! તમે ઠોકર પર ઠોકર ખાઓ છો, તોપણ તમારી શુદ્ધ ઠેકાણે આવતી નથી!"

"વહાલી, પેલા કંમબખત **નટવરનું** વેર વાળવા માટે હું બધું કરતો હતો, અને વેર વાળવાની તમામ સામગ્રી તૈયાર થઇ ગઇ હતી, એટલામાં રાંડ **તારાએ** વચ્ચેથી દગો દીધો! **નટવરે** એક રાંડને એક લાખ રૂપિયાની ચિઠી લખી આપી હતી, તે પણ મેં મેળવી હતી. અને તેને માટે **નટવરને** મેં ગભરાવવા માંડયો હતો, પણ રાંડ કમબખત **તારાએ** મારાં પેટમાં પેસીને તે. ચિઠી પડાવી લીધી! અરે! તે ચિઠીના મેં પાંત્રીશ હઝાર રૂપિયા રોકડા ગણી આપ્યા હતા! અને મને આશા હતી કે, રૂપિયા એક લાખ **નટવર** પાસેથી મળશે, અને તેથી રૂ. ૬૫ હઝાર નફો થવા ઉપરાંત **નટવરપર** વેર પણ વાળી શકાશે! તેને બદલે તેમાંથી તો આ વળી ત્રિજુંજ જાગ્યું! રૂપિયાના રૂપિયા ગયા! વેર રહી ગયું વેરને ઠેકાણે! મફતમાં માર ખાધો! ફજેત થયો! અને વળી

**નટવર**નો હાથ ઉપર રહ્યો !" મગને કહ્યું.

"પણ ચીઠી હાલ કોની પાસે છે?" ગુલાબે પુછ્યું.

"તે તો **તારા** પાસે હતી, પણ પછી તેણીએ કોઇને આપી કે શું કીધું, તેની કંઇ ખબર નથી !" મગને જણાવ્યું.

"થઇ રહ્યું ત્યારે તો ! તે ચિઠીનાં વધાણાં વાઇ ગયલાં ! નશીબ તમારૂં ! તમે એવુંજ કરો છો ! નટવર નઠારો છે તો તેનો બદલો તેને ઇશ્વર આપશે ! આપણાથી કોઇનું બુરૂ કે ભલું થઈ શકનાર નથી ! કેમકે આપણા હાથમાં શું છે ? ! જે છે તે સઘળું ઇશ્વરેચ્છાપર છે ! તેનું ધાર્યું થશે ! આપણું ધાર્યું કંઇજ થનાર નથી ! તેમ છતાં આપણે જો કોઇનું બુરૂં તાકીશું તો પરમેશ્વર પ્રથમ તો આપણુંજ બુરૂં કરશે ! માટે દુશ્મનનું પણ સદા ભલુંજ ચહવું, કે જેથી પરમેશ્વર આપણું ભલું કરે ! આ મારા શબ્દો પ્રથમથીજ છે, પરંતુ આપને મનાયું નહીં, અને મનમતે ચાલ્યા, તેનાં ફળ ભોગવો છો ! હજી પણ જો પરમેશ્વરપર આધાર રાખી ન્યાય, નિતિ, સભ્યતા ને નેક ટેકથી ચાલશો તો સુખી થશો !" ગુલાબે નમ્રતાઇથી જણાવ્યું

"વહાલી અર્ધાંગના ! તારાં પવિત્ર વચન હવે મને હરદમ યાદ આવે છે ! તારી વાત સત્ય છે, અને હવેથી એજ પ્રમાણે હું ચાલીશ ! જહાનમમાં ગયો **નટવર**, ને ગટરમાં ગઇ **તારા** ! તેમનું મને કંઇજ કામ નથી ! તેઓ ક્યાં છે, ને તેમનું શું થાય છે, તેની ખબર સરખી પણ હું રાખીશ નહીં ! આજથી હું મારી આશાનાં સમ ખાઇ પ્રતિજ્ઞા લઉં છું કે હું મારા વેપરરોજગારમાંજ લક્ષ રાખીશ, અને તેમાંજ મચ્યો રહીશ ! બીજી સઘળી ખટપટ મુકી દઇશ, અને હવેથી નિતિ ને સત્યતા સાચવી રાખવામાંજ દૃઢ રહીશ !" મગને ખરાં અંતઃકરણથી દર્શાવ્યું.

"અને ત્યારેજ આપ સુખી થશો સ્વામિનાથ ! સુખી થવાનું એજ સાધન છે ! જે પુરૂષ કે સ્ત્રી સ્વધર્મ સાચવી શકે છે, તે સદા સુખીજ છે, એ સિદ્ધાંત છે, અને તેથી જે ઉલટા ચાલે તે સદા દુઃખી છે, એ પણ સિદ્ધાંત છે !" ગુલાબે ભાર મુકી મુકીને જણાવ્યું.

મગન શાંત થઇ ગયો, અને તેણે આજથી મન સાથે નિર્માણ કીધું કે "હવે તમામ ખટપટ છોડી દઇ માત્ર કામ ધંધે ચાલી દુનિયામાં ન્યાયથી રહી જીંદગી ગુજારવી, કે જેથી બાકીની જીંદગી સુખમાં જાય !"

પેલી તરફ **સુંદરમતી** ને **નટવર** વચ્ચેનો સારો સંબંધ શરૂ થયો છે, પરંતુ **નટવર**નાં મનમાંથી **તારા** ખસી નથી ! તેમજ **તારા**નાં મનમાંથી **નટવર** પણ ખસ્યો નથી ! એક દિવસે **સુંદર**મતી પોતાની સાસુ **રત્નલક્ષ્મી**ને મળવાને ગઇ. દરમ્યાન લાગ જોઇને **નટવરે** પોતાના ભટ સાથે તારાને કહેણ મોકલ્યું કે "મને મળે !" પણ **તારાએ** **નટવર**ને બંગલે મળવા આવવાની ના પાડી, અને બાહાર બીજે સ્થળે મળવાની મરજી જણાવી. **નટવરે** પાછું કહેવડાવ્યું કે "ઠીક છે. આજે સંધ્યાકાળે **વરસી**ના પુલ આગળ તું આવજે, અને ત્યાં આપણે મળીશું !" આ સંદેશો ભટે પાછો તારાને પહોંચાડ્યો, અને તેણીએ તે વાત મંજુર રાખી ! બાદ **નટવરે** ભટને ચેતાવ્યો કે "જોજે ! આ વાત તારી શેઠાણીને કહેતો નહીં ! હું તને ખુશી કરીશ ને ન્યાહાલ કરીશ !"

ભટ આ સાંભળી ખુશી થયો, અને બોલ્યો "વારૂં શેઠ ! નહીં કહું ! અને આપનું જે કામ હશે તે બજાવીશ !"

એટલામાં **સુંદરમતી** પાછી આવી **નટવર** ઓટલાપરની ખુરસીપરજ બેઠે હતો. **સુંદરમતી**એ આવતાંની સાથેજ કહ્યું "આજે રાતના તમારા માતુશ્રી તમને મળવા આવનાર છે, માટે તે આવે, અને તમને કંઇ શિખામણની વાત કહે તો સાંભળજો, પણ તપીને ઉછાંછો ઉત્તર આપશો નહીં ! તે આપનાં શુભેચ્છક છે ! તેમનાં અંતઃકરણમાં આપણે માટે અનહદ લાગણી છે !

અને આપ હવે સારે રસ્તે છો, એમ મેં તેમને ખાત્રિ આપી છે. અને તેથીજ તમને આશિરવાદ આપવાને આવનાર છે! માટે કોઇ પણ પ્રકારે ગુસ્સો કરશો નહી!"

"તે મારાં પુજ્ય માતુશ્રીની સામું હવે હું કદી પણ ઉંચે સ્વરે નહીં બોલું! તારે કંઈ ચિંતા રાખવી નહી!" **નટવરે** જણાવ્યું.

"માતુશ્રીનો આશિરવાદ લેશો તો સુખી થશો!" એમ કહી **સુંદરમતી** અંદર કપડાં બદલવા ગઇ.

**નટવર** વિચાર કરવા લાગ્યો કે "હવે **મગન**ને ફરિયાદ માંડવાની ધમકી મોકલી હતી, તે તે બાબતની તો જાણે પિડા પતી! અને તેનો જવાબ મોકલવાની પણ મારે કંઇ જરૂર નથી! કેમકે તે હવે શું કરી શકનાર છે! તેના હાથ પગ તો મેં ભાંગી નાંખ્યા છે, અને ચિઠીનો નાશ કીધો છે, એટલે તેનું કંઇ ચાલી શકનાર નથી! માટે હવે તો **તારા**ને પાછી હાથપર લઇ લેવી! કેમકે એના જેવી નમુનાદાર નારી અત્યાર સુધી મેં કોઇજ જોઇ નહીં! માટે આજે સાયંકાળે તેણી મળે તો સમજાવી પટાવીને નરમ બનાવી દઉં ને પાછી વશ કરી લઉં!" એમ વિચાર કરીને તે અંદર ગયો, અને **સુંદરમતી** સંગે અનેક વાતચીતમાં રોકાયો,

**તારા**એ **મગન**નાં કરેલાં હાલહવાલ વિષેના સમાચાર પોતાના પતિને ઓફીસથી આવતાંજ જણાવ્યાં. તે સાંભળી **સ્વતંત્રદાસે** કહ્યું "એ ઠીક કીધું! એવા લફંગા માણસને એમજ થવું જોઇએ! હવે અહીં આવવાનુંજ ભુલી જશે?"

**તારા**એ પછી જણાવ્યું "સ્વામિનાથ, ઘણા દાહાડા થયાં હું કસે ફરવા ગઇ નથી, માટે આજે મારો વિચાર ફરવા જવાનો છે, અને આપને સાથે લઇ જવાનું તો મને ઘણુંએ મન થાય છે, પણ આપ તો બગલમાં કાગળોનો ચોડો લઇને આવ્યા છો, તેથી ઓફીસનું કંઇ કામ કરવું હશે. એટલે આપને હું કહી શકતી નથી! પણ મને જો આજ્ઞા આપો તો હું જાઉં?!" એમ કહી **તારા**એ પોતાના પતિને સાથે નહીં રાખવાને તદબીર કરી!

"ભલે તું જા!" **સ્વતંત્રદાસે** જણાવ્યું "મારે તો આ બધો ચોડો વાંચીને તપાસવાનો છે! તેથી અત્યારથી બેસીસ તો રાતના નવ વાગે પાર આવશે! એકલે દિલગીર છું વહાલી કે, મારાથી આવી શકાતું નથી! પણ તું નવ વાગે તો પાછી આવી શકશેની?"

"અરે! તે પહેલાં આવીશ!" **તારા** બોલી "પણ તમે જો આવતા હો તો આપણે વહેલાં પાછાં આવીશું!"

"ના વહાલી, મારાથી નહીં બને! આજે તો તું એકલીજ જા?" **સ્વતંત્રદાસે** જણાવ્યું.

**તારા** તરતજ ગાડીમાં બેઠી, અને **વરલી**ના પૂલ તરફ ગાડી ચલાવી પૂલ આવતાંજ ગાડી ઉભી રાખી. એટલામાં **નટવર**ની ગાડી પણ આવી પહોંચી. બંને સામસામાં હસ્યાં, અને **નટવર** ગાડીમાંથી ઉતરીને **તારા**ની ગાડીમાં જઇને બેઠો! થોડીક મિનિટ સુધી બંને કંઇજ બોલી શક્યાં નહીં કેમકે પેલો જાણે કે પેલી પહેલાં બોલે, ને પેલી જાણે કે પેલો પહેલાં બોલે! થોડીક મિનિટ એમ સનમન રહ્યાં પછી **નટવરે** ધીમે રહીને શબ્દોચ્ચાર કીધો "હવે બોલની! એ તો તારી સભ્યતા ને શરમ મેં જાણી!"

"ખરુંજ તો! બોલવા જેવું રાખ્યું છે ખરૂં કેની!!" **તારા**એ મર્મ માર્યો!

"હા, હા, એ તો બધું હું સમજ્યો! એ ગઇ ગુજરી વાત નાંખ ખાડીમાં! પણ—" **નટવર** બોલવા જતો હતો.

"હવે પણ ને બણુ! હવે તો છો ભલા તો છીએ ભલા! એમ રાખવું!" **તારા**એ જણાવ્યું.

" એમ કે ? ! " નટવર બોલ્યો " ત્યારે આજે મળીએ છીએ તે માત્ર ઉપરમાં હેતને માટેજ કે ? ! "

" બીજું શું ત્યારે ! હવે તમારો વિશ્વાસ કોણ કરે ? ! " તારાએ સ્પષ્ટ કહ્યું " મારે માથે તમે થોડું વિતાડયું છે ? ! તમારાં કૃત્ય પ્રમાણે તો મારે તમારૂં મોં પણ જોવું નહીં જોઈએ ! પણ જાઓ ! હજી હું ભલી છું કે મગનના સપાટામાંથી તમને બચાવ્યા, અને માત્ર જૂના નેહને ખાતરજ આજે અહીં સુધી તમને મળવા આવી છું ! જો મારે ઠેકાણે બીજી કોઇ હોત તો તમારા બુરા હાલ કરત ! પણ હું તો ટેકી ને એક વચની હોવાથી હજી સુધી મારો ટેક સાચવી રાખું છું, અને તમે મારી સાથે કજીયો કીધાં પછી પણ હું તો તમારા ભલામાંજ સદા ઉભી રહી છું ! "

" ત્યારે પેલા મગન સાથે તારે તો ઘણાઘણુ થઇ હતી તે ખોટી વાત કે ? ! " નટવરે પુછ્યું.

" મારે કંઇ ઘણાઘણુ નહોતી ! એ તો મારા પતિ સાથે એને દોસ્તી હોવાથી આવતો જતો હતો ! પણ મેં એના બુરા હાલ કરાવ્યા છે, અને મારે ત્યાંથી મારીને કહડાવ્યો છે ! " તારાએ કહ્યું " એ બધુ તમારે માટે મારે કરવું પડ્યું છે ! પણ તમે તો મારાથી વાંકા ને વાંકા ચાલો છો ! ત્યારે હવે મારો કંઇ ઉપાય નથી ! આ દુનિયાનો ધારો છે કે, જેને ઘણા ચાહીએ તેજ દગો દે ! "

" પ્યારી તારા ! એ બધી વિતેલી વાતનો પોપડો ઉખેડીને મારા જીવને વધારે દુઃખી ન કર ! બનનાર હતી તે બની ગઈ ! તે ચોઘડિયું એવું ખરાબ હશે તે એવું થઇ ગયું ! હશે ! પણ ગરમ પાણીએ કંઈ ઘર બળે છે ? ! " નટવરે કહ્યું.

" ત્યારે પેલી નાયકણ સાથે હવે તમારે કેમ છે ? ! તુટયું હશે તેમાંજ મને સંભારી હશે તો ! નહીંતો કંઇ કહ્યા નથી ! " તારા બોલી.

" નાયકણે નથી ને કોઇએ નથી ! બધું મુકી દીધું ! " નટવરે જણાવ્યું.

" હા હા ! હમણાં વળી થોડા દાહાડા પાધરા રહેશો ! અને પાછા વળી નાયકણોને ઘેર ભટકતા થશો ! " તારાએ જણાવ્યું.

' નહીં, નહીં ! હવે તો મને ઘણી ગુજરી છે ! હવે તો બધેથી ધરાઈ ગયો છું ! " નટવરે કહ્યું " પેલી રાંડ ગંગાએ દગો દઇને મારી પાસે ચિઠી લખાવી લીધી. અને તે મગને મેળવી ! એ તો તું હતી તો તેં વળી કળા કરીને મગન પાસેથી ચિઠી લીધી એટલે ઠીક થયું ! નહીં તો રૂપીઆ એક લાખ ખોખવા પડતે, ને વળી તે મૂંઝા આમળતે ! એ બાબતમાં તો ખચીત તારો ઉપકાર માનું છું ! "

" ઉપકારજ છે તો બધોએ ! તમારા બોલવાના ક્યાં ઢંગ છે ! ગરજ હશે ત્યાં સુધી ઉપકાર માનશો ને બધુંએ કરશો, અને ગરજ સરી કે પછી તું કોણ ને હું કોણ ? ! મને ક્યાં માલમ નથી તમારાં લક્ષણ ? ! " તારાએ જણાવ્યું.

" વળી તું પાછી કજીયાનીજ વાત લાવી લાવીને ઠોકે છે ! તને એક વાર કહ્યું કે ગઈ ગુજરી વાત ટોપલા તળે ઢાંકી રાખવી કે તકરારનું મોં કાળું ! પણ તારા મગજમાંથી તે વાત ખસતીજ નથી ! " નટવરે ચીડવાઇને જણાવ્યું.

" ચીડવાઇ નહીં જાઓ ! " તારાએ કહ્યું " તમે ખરેખરૂં કહો ! તમે મારે માથે ઓછું કીધું હતું ? ! "

" જો વળી પાછી એની એજ વાત ! " નટવર મિજાસમાં બોલી ઉઠયો " લે ત્યારે હું મારે જાઉં છું ! તારે લડાઇ વધારવાનોજ વિચાર છે તો લે હું ચાલ્યો ! " એમ કહી તેણે ગાડીનું બારણું ઉપાડી ઉતારવાનું કર્યું.

"ના, ના, તમને મારાં સમ છે ! બેસો ! ગુસ્સો નહીં કરો !" તારા બોલી.

"ત્યારે તું આગલી પાછલી સંભાર્યા શા માટે કરે છે ? ! ભુલી ગઈ તે વાત !" નટવર બોલ્યો.

"પણ ત્યારે હાલમાં તમારા બંગલામાં કોણ કોણ છે ?" તારાએ પુછ્યું.

"હું, મારી સ્ત્રી તે ચાકરો." નટવરે જણાવ્યું.

"પણ હવે મારાથી તો કંઈ તમારે ત્યાં આવીને રહેવાશે નહીં ! કેમકે મારા પતિ મારી સાથે આવીને રહ્યા છે ! માટે હવે ક્યાં મળીશું ? !" તારાએ પુછ્યું "કોઈ જગા રાખીશું કે કેમ કરીશું ? !"

"હું તારે ત્યાં આવ્યા કરૂં તો કેમ ? !" નટવરે પુછ્યું "તારો પતિ તો દરરોજ દસ વાગે ઓફીસમાં જતો હશે તે છેક સાંજે આવતો હશે ! !"

"હા, પણ તમને આવતાં જતાં જો કદાચ જાણે તો તમારા ને મારા બુરા હાલ કરે !" તારાએ જણાવ્યું.

"ત્યારે બીજો શો ઉપાય ? ! બાહાર જવામાં પણ કોઈ વાર ફસાઈ પડીએ તો વળી તારી ને મારી ફજેતી થાય ! માટે બીજો કંઈ ઇલાજ તને સુઝતો હોય તો મને બતાવ ! હું તો તું કહે તેમ કરવાને તૈયાર છું !" નટવરે પોતાની ઇચ્છા બતાવી.

"તમે મારા પતિ સાથે મિત્રતા નહીં બાંધી શકો ? !" તારાએ પૂછ્યું.

"હા, મ્હોટી ખુશીથી ! પણ તેને તો અસલથી મગજને વહેમ નાંખ્યો છે કે, મારે ને તારે સારૂં છે, તેથી તે તો માર પર ઘણી કરડી નજરથી જુએ છે ! માટે મારે માટે તું તેમને કોઈ પણ પ્રકારે સારો વિચાર બેસાડે, અને તેજ મને ચાહીને બોલાવે એવી યુક્તિ થાય તો તારે ત્યાં આવવાને મારો પગ ઉપડે ! તેમ કીધાં સિવાય મારાથી કંઈ અવાય નહીં !" નટવરે ખુલાસો કીધો.

"તે તદબીર હું કરૂંશ ! અને મારા પતિ તમને બોલાવતા આવે તેમ કરૂં તો કેમ ? !," તારાએ કહ્યું.

"ત્યારે તો સત્તર આના ! આંગળી આપસે તો બંધો પહોંચો પકડશે તેવો છે !" નટવરે જણાવ્યું.

"એટલી કળા તો હું કરીશ ! એ કામ મારે માથે !" તારાએ હિંમત આપી, અને બોલી "પણ જોજો, વળી પાછી સાત્રણ દાહાડા માટે પ્રીતિ નહીં કરશો ! તેમ હોય તો અત્યારથીજ બોલી જજો ! પાછો ઢેડફજેતો નહીં થાય ? !"

"એ ખ્યાલજ હવે તું ન કર ! વારે વારે તે એમ થાય કે ? !" નટવરે ખાત્રિ આપી !

"ઠીક ત્યારે હવે હું રજા લઉં છું ! ઇશ્વર કરશે તો કાલે મારા પતિ તમને બોલાવશે તેમ કરીશ !" તારા બોલી.

"ત્યારે તો ઘણુંજ સારૂં તો !" નટવરે જણાવ્યું, અને પછી તારાને ભેટી તે ગાડીમાંથી ઉતરી પડયો. તારા પોતાને ઘેર ગઈ. નટવર પણ પોતાને બંગલે ગયો; રાતના આશરે સાડા સાતનો સુમાર થયો હતો. સુંદરમતી બંગલામાં નટવરને માટે રાહ જોતી બેઠી હતી; કેમકે ભોજન તૈયાર થયું હતું. એટલામાં નટવર આવ્યો. સુંદરમતીએ તેને પુછ્યું "કેમ પ્રાણનાથ, તમને તો કઈ વાર લાગી વરૂ ? ! ભોજન ક્યારનું તૈયાર થયું છે ! લો ચાલો કપડાં ઉતારો !"

નટવરે કપડાં ઉતારતાં જણાવ્યું "આજે બેન્ડસ્ટાન્ડપર લગાર બે ચાર મિત્રો સાથે ગપ્પાં મારતાં વખતનું ભાન ન રહ્યું ! આજે ત્યાં ગાડીઓ પણ એટલી ઉભી ઉતી કે ત્યાંથી ખસવું ગમતું નહોતું !"

"એમ કે?!" **સુંદરમતી**એ પ્રફુલ્લિત થઇ જઈ પુછ્યું "કોની કોની ગાડીઓ હતી ?"

"ઘણાઓની હતી! પેલા શેઠ **ગોવરધનદાસ ગોકુલદાસ** તેજપાલની ગાડી હતી. **શેઠ વરજીવનદાસ માધવદાસ** વાળાની ગાડી હતી. **સર મંગલદાસ નથુભાઇ** વાળાની ગાડી હતી. **શેઠ વીજભુખણદાસ આત્મારામ**ની ગાડી હતી. બે ચાર બારિસ્ટરોની ગાડી હતી! અને એવી એવી ઘણીએ ગાડીઓની હાર ઉભી હતી!" **નટવરે** જણાવ્યું.

"તેમાંજ તમને વાર લાગી! એવી ગમ્મતમાંથી નીકળવાનું શાનું ગમે!" **સુંદરમતી**એ કહ્યું.

"ચાંદની રાતમાં દરિયાની લહેર ઘણી સરસ લાગતી હતી!" **નટવરે** જણાવ્યું 'જાણે આખી રાત ત્યાંજ ઉભા રહીએ, એવું થતુ હતું!"

"બીજાં કોઇ બૈરાંઓ ત્યાં આજે ફરવા આવ્યાં હતાં કે?" **સુંદરમતી**એ પુછ્યું.

"ઘણાંએ હતાં! હિંદુઓ ને પારસીનાં બૈરાંઓ પણ સખ્યાબંધ જણાતાં હતાં." **નટવરે** જણાવ્યું.

"ઠીક.! આપણાં હિંદુનાં બૈરાંઓ પણ હવે તો ઉઘાડી ગાડીમાં ફરવા લાગ્યાં છે તો!" **સુંદરમતી** બોલી.

"આજે જાણ્યું?! એ તો કેદાડાનો સુધારો આપણાં બૈરાંઓમાં પેઠો છે **નટવરે** કહ્યું.

પણ મને તો ઉઘાડી ગાડીમાં શરમ લાગે! હું તો બંધ ગાડી હોય તો ફરવા જાઉં!" **સુંદરમતી**એ જણાવ્યું.

"પહેલાં બંધ ગાડીમાંએ તને તો શરમ આવતી હતી! પણ તે શરમ કેવી જતી રહી?! તેમજ હવે વળી ધીમે ધીમે ઉઘાડી ગાડીમાં ફરવાની શરમે જતી રહેશે! એ તો ધીમે ધીમે બધીએ શરમ મુકાય!" **નટવરે** જણાવ્યું.

"મારાથી તો એટલી બધી શરમ નહીં મુકાય!" એમ કહી **સુંદરમતી** ને **નટવર** રસોડામાં ભોજન કરવાને ગયાં!

"પેલી તરફ **તારા** ને **સ્વતંત્રદાસ** પણ ભોજન કરીને હીંચકે ઝુલે છે. એટલે **તારા**એ તદબીરથી **નટવર**ની વાત કહાડવાનો પ્રસંગ લીધો! તેણી બોલી "પ્રાણનાથ, **મગન**ને કોઇ સાથે બન્યું નથી! તમારી સાથે તો થોડા દહાડાનો સંબંધ થયો હતો પણ પેલા **નટવર** સાથે તો એને લાંબી દોસ્તી હતી, તો પણ આખરે તેની સાથે પણ **મગને** બગાડ્યું તો બગાડ્યું, પણ ગમે તેવા પ્રપંચ રચીને તેને ફસાવવાની તદબીર કરવામાં પણ કમર રાખી નહોતી!"

"**નટવરે** કયાં સારો માણસ છે?! **સ્વતંત્રદાસે** જણાવ્યું "એક ઘેડ ને બીજો કસાઇ!"

"નારે પ્રાણનાથ, તમે ભુલો છો! તે તો ઘણો પ્રમાણિક. નીતિમાન ને સુજ્ઞ છે! કોઈ સામું લગાર ઉંચી નજરેથી જોતો સરખોએ નથી!" **તારા** બોલી.

"ત્યારે તેને માટે લોકમાં તો કંઇ સારૂં કહેવાતું નથી!" **સ્વતંત્રદાસે** જણાવ્યું.

"તેનું કારણ પણ તે લુચ્ચો **મગનજ** છે!" **તારા** બોલી "તે દગલબાજે તે બિચારાને નાહક વગોવ્યો, અને પોતાનાં પાપી કૃત્યો છુપાવવા ખાતર તે બિચારાને દરેક બાબતમાં આગળ કીધો, જેથી હોળીનાં નાળિએર તરીકે તેનું નામ ફજેત થયું, અને **મગન**નું પપ ઢંકાઇ રહ્યું!"

"એમ છે કે!" **સ્વતંત્રદાસે** જણાવ્યું "ખરી વાત! હવે મને સમજાયું તે **નટવર**પર અગાઉ જે પ્રીતિપત્ર લખ્યો હતો, તે પત્ર પણ **મગને**જ મને લાવીને બતાવ્યો હતો, અને તેજ પત્રને આધારે મેં ન્યાત મેળવી, અને પિતાને નીચું જોવડાવ્યું હતુ.!"

"તે પત્ર પણ તદન બનાવટીજ હતો પ્રાણનાથ! એ દુષ્ટ **મગને** મારા જેવા અક્ષર બનાવી તદન બનાવટી પત્ર ઉભો કીધો, અને તે પત્રથી આપ ઉશ્કેરાઇ ગયા! અને ભર સાંઝનામાં

આપે મારા પિતાજીને જે નામોસી લગાડવા જેવું કીધું તેપરથી મારા પિતાજીએ આત્મઘાત કીધો, અને તેમનું કમોત થયું ? એ બધાનું પાપ મુઆ **મગન**નેજ લાગશે, અને એ નર્ક જશે ! મારા પિતાજી જેવા પ્રતિષ્ઠિત ને ઇજ્જતવાન પુરૂષનાં હૃદયમાં તેથી જે દુઃખ ઉપજ્યું હતું, તે અઢળક હતું; અને તે દુઃખના માર્યા મુંઝાઇને એમણે પોતાનો પ્રાણ તજ્યો ! ” **તારા** બોલી.

“ મને તે વખતે તો નક્કીજ લાગ્યું કે **નટવર**ની સાથે તારો આડો વહેવાર છે ! ” સ્વતંત્રદાસે જણાવ્યું.

“ સ્વામીનાથ એ વાત તદન જુદી છે ! મારે તો તેને કંઇજ સંબંધ નહોતો ! માત્ર એ અમારી સામું રહેતો હોવાથી પાડોસીના સંબંધથી અમે હસતાં બોલતાં હતાં તે વખતે **મગન**, **નટવર**ને ઘેર આવતો જતો હતો, તે આં બારી તરફ તાકી તાકીને મારાપર નજર ફેંકતો હતો! પણ હું મારી નીતિમાં દૃઢ રહી અને તેની ઠગવેલી ઠગાઇ નહીં, ત્યારે કોઇ પણ પ્રકારે મારી સાથે બોલવા ચાલવાની તક શોધી ! તેમાં પણ તે ફાવ્યો નહીં, ત્યારે તેને ઘણોજ ક્રોધ ભરાયો, ને મારા પ્રત્યે વેરભાવે જોવા લાગ્યો ! અને કોઇ પણ રીતે મને ફજેત કરી પોતાનું વેર વાળવાની તજવીજ કરવા માંડી ! એટલામાં વળી **નટવર**ની સાથે એને લડાઇ થઈ, અને તે પણ મારીજ બાબતમાં **નટવરે** એને ઠપકો આપ્યો કે, “ પર સ્ત્રી સામું નજર નાંખવી એ સારી વાત નથી ! અને એમ જો તારે કરવું હોય તો મારે ત્યાં આવવું નહીં ! ” આ પરથી તે વળી **નટવર** ઉપર પણ વેર રાખવા લાગ્યો, અને અમો બંનેનો વેરી બની અમારાપર વેર વાળવાના વિચારથી તેણે મારી સહીનો ખોટો પત્ર બનાવ્યો , કે જેથી હું ને **નટવર** બને ફજેત થઇએ ! આવો કારસ્તાની તે પુરૂષ છે ! ” **તારા**એ ચોકઠાબંધ વાત કહાડી !

“ અરર ! કેવો પાપી ! એનાં પાપમાં તારા પિતાજીનું મરણ નીપજ્યું ! અરે રામ ! મેં પણ એ લુચ્ચાનો કયાં વિશ્વાસ કીધો ! વહાલી, હવે મને મારાં સાહસ માટે અનહદ પસ્તાવો થાય છે ! મેં જો એનું કહ્યું માન્યું નહીં હોત તો તારા પિતાજીનો કાળ નહી થાત ? ! ” **સ્વતંત્રદાસે** કહ્યું “ **મગન** કીનેખાજ છે, અને **નટવર**પર વેર રાખે છે, એ તો એની ધર્તુક હીલચાલથી મને જણાયું છે ! પણ હું તને એમ પુછુ છું કે, જો તારે **નટવર** સાથે કંઇ નહોતું તો હું જ્યારે અહીં રહેવા આવ્યો ત્યારે તેં તારી તે ભુલ થઇ છે, એમ કેમ કબૂલ ન કીધું ? ! ”

“ સ્વામી નાથ તે પ્રસંગ હા કે ના કરવાનો નહોતો ! આપ મારે સારે ભાગ્યે અહીં પધાર્યા અને આપ જે કહો તે કબુલ નહીં કરત તો તે વખતે આપને માઠુંજ લાગત, અને મારા બોલવાપર કંઇજ વિશ્વાસ રહેત નહીં અને તેથી તે વખતે તો આપે જે કહ્યું તે કબુલ કીધું અને મારી ભુલ નહીં છતાં આપની આગળ માત્ર આપને મનાવવાને માટે ભુલ કબુલ કરવી પડી ! પણ આ જે પ્રસંગ આવ્યો છે, ત્યારે આ બધો ખુલાસો કરૂં છું ! અને મારાં પતિવ્રતપણાને માટે આપ કહો તેટલી ખાત્રિ આપવાને હું તૈયાર છું. ” **તારા**એ દમામથી કહ્યું !

“ વારૂ તારી વાત તો માનું છું, પણ **નટવર** તે દિવસે મારી ઓરીઆમાં આવ્યો હતો, ત્યારે તેને પણ એ બાબતમાં મેં જ્યારે સખત ઠપકો આપ્યો ત્યારે તેણે પોતાની કબુલ કરી—એટલે તારી સાથે એનો પ્રિતી વહેવાર હતો, એમ સાબિત થતું ! જો તેણે ભુલ નહીં કરી હોય તો તે શા માટે પોતાની ભુલ થઇ છે, એમ કબુલ કરે ? ! ” **સ્વતંત્રદાસે** પોતાનો શંશય જણાવ્યો.

“ તેનુ કારણ છે ! તેને મારી તરફથી **મગને** જે નોટીસ મોકલી હતી, તેની માંડવાળી કે; સાક્ષીની તે વખતે તેને ગરજ હતી, અને તેથીજ માત્ર આપને સારૂં લગાડવા ખાતર પોતાની ભુલ કબુલ રાખી હશે, એમ હું તો ધારૂં છું ! ” **તારા**એ જણાવ્યું.

“ પણ જો પોતાની દલીલ જુદી કરી પોતાની સત્યતા દર્શાવતે તો તેથી મને માઠું લાગવા

જેવું થયું હતું !" સ્વતંત્રદાસે પુછ્યું.

"તેણે એમ ધાર્યું હશે કે "જો હું આ વખતે વધારે ઓછી વાત કરવા જઇશ તો નોટીસની માંડવાળ કરવાની વાત તો બાજુપર રહી જશે, અને નવું જાગશે! એમ ધારીને પણ કદાચ તેણે પોતાની ભુલ કબુલ રાખી હોય!" તરાએ યુક્તિથી જણાવ્યું.

"સ્વતંત્રદાસનાં મગજમાં તેણીની વાત ઠસી ગઇ! તેણે કહ્યું "એ પણ તારૂં ધારવું ખરાબર છે! મેં તો તે દાહડે એની નમ્રતા લાયકી ને વાત કરવાની સારી મધુરતા જોઇનેજ નકકી કીધું હતું કે, એ માણસ સારો તો ખરો! પણ મગને મારાં મનમાં તેને માટે નબળો વિચાર ઠસાવી રાખેલો હોવાથી મેં તો તેને ખુબ ઝાટકી નાખ્યો! પણ આહા તે બિચારો કેવો ભલો! મારી સામું એક પણ ઉંચો શબ્દ બોલ્યો નહીં, અને મારી સામા હાથ જોડીનેજ વાત કર્યા કીધી! હું તો તેની નરમાશ જોઇનેજ દંગ થઈ ગયો! મગન કરતાં તો સો દરજજે સારો!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"સો દરજજે તો શું પણ લાખ દરજજે સારો! હું એને નહાનપણથી ઓળખુ છું અને પાડા પાડોશમાં કોઇની વહુ બેટીની સામું સરખો પણ જોતો નહીં, એવી એની યોગ્યતા છે! માત્ર મગનની સોબતમાંજ એ ફજેત થયો, ને એને માટે લોકોમાં ખોટી હોહા થઇ! બાકી એક પણ અવગુણ એનામાં નથી, એમ જ્યારે એની સાથે આપને કોઇવાર પરિચય થશે, ત્યારે ખાત્રી થશે!" તારાએ ખુબ રંગ ચઢાવ્યો!

"નહીં! નહીં! મારે હવે એનું જે અપમાન થયું છે, તેને માટે એની આગળજ પસ્તાવો કરી એની હું માફ માગીશ, કે જેથી એના મનમાં મારે માટે કંઈ પણ માઠો વિચાર આવ્યો હોય તે નીકળી જાય!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"એટલું બધું કરવાની હવે શી જરૂર છે!" તારાએ હવે ઉપરથી ખેંચવા માંડ્યું "આપણે હવે એનું શું કામ છે કે વળી એની આગળ માફ માગવી!"

"કામ નથી તો શું થયું! પણ કોઇ સારા માણસનું જો મારાથી અવિચારીપણે અપમાન થઇ ગયું હોય અને પછી જો મારી ભુલ મને જણાય તો મારો ધરમ છે કે થયેલી ભુલને માટે તેની પાસે ક્ષમા માંગવી! એથી તો મારો લાયકીને માટે તેના મનમાં ઉંચો વિચાર આવશે, અને હું સત્યતાથી ચાલનારો છે એમ તેના મગજમાં મારે માટે સારી છાપ બેસશે! સ્વતંત્રદાસે જણાવ્યું.

"ત્યારે તો જેવી આપની ઇચ્છા! પણ મને તો એમ કરવામાં ઠીક લાગતું નથી!" તારાએ ઉપરથી લગાર આના કાની બતાવી!

"એટલીજ તારામાં બૈરા બુદ્ધી છે તો!" સ્વતંત્રદાસે કહ્યું "પણ હું તો એને આવતા રવીવારે જરૂર બોલાવીશ, અને અહીંથી એ સંતોષ પામીને જાય તેમ કરીશ!"

"ઠીક! જેવી આપની મરજી!" કહી તારા નીચે ઉતરી પડી, ને સ્વતંત્રદાસ એક એક ઇંગ્રેજી વાર્તાનું પુસ્તક વાંચવા બેઠો તારાએ ચોકઠું બરાબર ગોઠવ્યું! સ્ત્રી ચરીત્ર તે આનું નામ!



## પ્રકરણ ૩૩ મું.

દોહરો

તારા હાથી પેંચમાં, બોજો સ્વતંત્રદાસ;
નટવરને સ્નેહી કર્યો, શાની રહી કચાસ ! !

રવિવારનો રંગ !

રવિવારની પ્રભાત થતાંજ સ્વતંત્રદાસે કહ્યું "પ્રિયા, રામાને નટવરને તેડી લાવવાને મોકલ !"

"સ્વામીનાથ, અત્યારમાં તે ભાગ્યેજ આવી શકશે ! કારણ કે હજુતો તે કદાચ ઉઠયા પણ નહીં હોય ! માટે બપોર પછી એ લાવવનું રાખજો. તારાએ જણાવ્યું.

"ઠીક ત્યારે, તેમ કરીશું," એમ કહી સ્વતંત્રદાસ શાક લેવા માટે માર્કિટમાં ગયો, અને તારાએ નીચેનો પત્ર લખીને રામા સાથે નટવરને મોકલ્યો ;—

પ્રિય પ્રાણ !

આપની સાથે વાત થયાં પ્રમાણે મેં મારા પતિને સર્વ પ્રકારે સીસામાં ઉતાર્યા છે, અને આપને માટે હવે તેમને અતિ ઉત્તમ વિચાર થયો છે, અને આપને મળવા માટે તેઓ આતુર હોઇ આજે બપોર પછી આપને બોલાવવાના છે, માટે તે વેળા આવ પધારશો, અને આપનાં પત્નિને તે વિષે પ્રથમથીજ સમજાવી રાખશો નહીતો મારા ઘરનું નામ જાણી કદાચ વહેમાશે અને વળી આપને નવો સંતાપ જાગશે ! બીજું; આપ જ્યારે મારા પતિ પાસે આવો ત્યારે તેમની સાથે લાયકીથીજ વાત કરશો, એવી આશા છે. સબબ આપ ઘણાં નરમ અને શાંત સ્વભાવના સુજ્ઞ પુરૂષ છો, એમ તેમના મનમાં મેં ઠસાવ્યું છે। વળી આપનો અને મારો અદ્યાપી સુધી કંઇ પણ વિપરિત સંબંધ નથી, એમ પણ તેમની ખાત્ર કરી છે, તેમજ આપની નીતિ માટે પણ મેં તેમને સંતોષ આપ્યો છે- માટે એ સર્વ વાત લક્ષમાં લઇ વાતચીત કરતાં સંભાળ રાખશો એજ વિનંતી.

લી૦ આપની આજ્ઞાંકીત
તારાનાં દંડવત્

પત્ર આપતાં પહેલાં રામાને ચેતાવ્યો કે "એકદમ નટવર શેઠના બંગલામાં જતો નહીં પરંતુ બાહાર ઉભો રહી કોઇ સાથે નટવર શેઠને ચુપ ચુપ બહારજ બોલાવીને કોઇ નહીં દેખે તેવી રીતે તેમને પત્ર આપજે, ને તરત ચાલ્યો આવજે !" આ મુજબની ચેતવણી મળવાથી રામો બંગલાની બાહાર ઉભો રહ્યો. દરવાજા પાસે રામોસી હતો, તેને રામાએ પૂછ્યું "શેઠ કયાં છે ભાઇ ?"

"શેઠ ભીતર હય," રામોસીએ જણાવ્યું "કીયા કામ હય ?"

"રામાએ કહ્યું "લગાર શેઠને મળવું છે; અને શેઠાણી છે કે ?"

"શેઠાણી બી ભીતર હય." રમોસીએ જણાવ્યું "કામ હોવે તો કહો ?"

"શેઠને લગાર છાનોમાનો કહે કે, એક વાડી આવ્યો છે તે આપ સાહેબને બાહાર બોલાવે છે !" રામાએ નરમાશથી કહ્યું.

"હમકું ભીતર જાનેકા હુકુમ નાહીં !" રામોસીએ જણાવ્યું.

એટલામાં નટવર થુંકવા માટે ઓટલા પર આવ્યો, અને મોંમાં દાતણ ચાવતો બંગલામાં ફરવા નીકળ્યો. તેની નજર રામા તરફ પડી, એટલે તે તરતજ દરવાજા આગળ આવ્યો. રામાએ

તેને સલામ કરીને પેલો કાગળ આપ્યો, જે નટવરે આસપાસ નજર ફેરવીને ચુપચુપ વાંચી લીધો, અને તેણે રામાને કહ્યું " જા; ઠીક છે. ' એટલે રામો તરતજ તારા પાસે પાછો આવ્યો, અને પત્ર પહોંચાડવાની વાત તેણીને જણાવી.

નટવરે, રામાનાં ગયા પછી પાછો પત્ર વાંચી જોવા માટે એકાંત જગાપર જવાનો વિચાર કીધો, અને તેને માટે તેજ વખતે તે બાજરૂમાં ગયો, અને ત્યાં પત્ર પાછો વાંચી ત્યાં ને ત્યાં ફાડી પણ નાખ્યો, અને બહાર નીકળી હાથ પગ ધોઇ, પોતાની પત્નિને યુક્તિપુર્વક સમજાવવા માટે, તે અંદર સેવા કરતી હતી ત્યાં ગયો. આ વખતે સુંદરમતી શ્રીઠાકોરજી સન્મુખ પાટલાપર બેસી માળા ફેરવતી હતી. તેણીને હસતાં નટવરે કહ્યું " ઓહો! જય શ્રી કૃષ્ણ ભગતજી મહારાજ! જોજો હસી નહીં દેવાય! એ હમણાં હસી! એ હસી! ગળા સુધી હસવનું આવ્યું છે! હવે મોં ઉઘડતાંજ વાર છે! હસતી નહી હોં!"

સુંદરમતીથી તરતજ હસી દેવાયું! તેણી હસતાં હસતાં બોલી " જાઓ વળી! મશ્કરી નહીં કરો! તમે પણ એવા! માળા ફેરવવા દો!"

" એમ છે કે ભગતજી મહારાજ!! વારૂ વારૂ! માળા ફેરવો!" એમ કહી નટવર હસતે વદને પાછો હોલમાં આવીને બેઠો, અને સુંદરમતીને કેમ સમજાવવી તેને માટે ઉંડાણુ વિચાર કરતાં એક બે યુક્તિ તેને સુઝી! અને પછી ન્યુસપેપરો વાંચવા બેઠો! એટલામાં સુંદરમતી સેવા ભક્તી પરવારીને બહાર આવી, અને બોલી " કેમ, બોલો હવે, શું કહેતા હતા?"

" એ તો અમથો લગાર દર્શન કરવા આવ્યો હતો!" નટવરે જણાવ્યું.

" વાહ! દર્શન કરનારનાં મોં જોવાં! બહુ ભાવ ખરોની પાછો!" સુંદરમતીએ કરડાકી કરી!

" ત્યારે શું અમે ભગત નથી કે?!" નટવરે મશ્કરીમાં પુછ્યુ.

" તમારા જેવા ઠગ ભગત ઠાકોરજીને મળે પણ ક્યાંથી! ભગત તો ખાસા સોના મોહોર જેવા!" સુંદરમતીએ જણાવ્યું " નહી કોઇ દાહાડો ભગવતનું નામ લેવું કે નહીં મંદિરે જવું કે નહીં કપાળે ટીલું સરખુએ કરવું! ભગતનાં લક્ષણ તો જોઇએ તેવાંજ!"

" એટલે?! શું મંદિરે જાય, માળા ફેરવે ને ટીલું કરી લોકોને ડોળ બતાવે તેજ ભગત કે?! તું તો ભુલે છે! અમે તો માત્ર અંતઃકરણમાં દેવને રાખીએ છિએ, અને જેનું હૃદય ઇશ્વરમાં હોય છે તેજ ભગત છે! બાકી માત્ર લોકોને બતાવવાનુ ઉપલક ડોળ કરે કે " અમે તો બડા ભગત છિએ!" અને અંદરથી કંઇક કાળાં ધોળાં કરતા હોય! તેનું નામ તો બગલાં ભગત હવે સમજી?!" નટવરે જણાવ્યું.

" તમે તો નાસ્તિક છો!" સુંદરમતી બોલી " તમને નિંદાજ કરતાં આવડે છે તો,'

હા, ખરી વાત કહી એટલે અમે નાસ્તિક ઠર્યા! બરાબર!" નટવરે જણાવ્યું.

" હવે જવાબ દો એ પંચાત! આપણે કોઇની નિંદા કરવાનું શું કામ છે?! બીજી વાત કરોની કે થયું!" સુંદરમતીએ કહ્યુ.

" લે ત્યારે રહ્યુ!" નટવરે એટલેથીજ વાત પતાવી, અને પછી બોલ્યો " માતુશ્રી આવવાના હતા, તે કેમ નહીં આવ્યા વારૂ??"

" તેમણે આજે આવવાનું કહાવ્યું છે, અને મંદિરે દર્શન કરીને બાહારોબાહાર આંહીજ આવવાના છે, તેથી હમણાં આવતાંજ હશે." એમ કહી સુંદરમતી ઘડિયાળ સામું જોઇને બોલી ' શણગારનાં દર્શન કરીને આવતાં હતાં, તે હવે આવવાનો વખત થઇ ગયો છે, કેમકે નવ વાગી ગયા છે.'

"એમનાં આવવાની તેં વાત કરી, ત્યારથીજ મારા જીવમાં તો કંઇ કંઈ થાય છે કે, એમને હું શું જવાબ દઇશ, અને એ મને કાંયું જાણે શું એ કહેશે! એમની આગળ હું શું મોં બતાવીશ! મારા જીવમાં તો ગભરાટ છુટયો છે વહાલી!" નટવરે જણાવ્યું.

"ગભરાશો નહીં! આપને પ્રથમથીજ ચેતાવ્યા છે કે, એ આપને શિખામણ દેવા આવનાર છે, અને કદાચ બે કડવાં વેણ કહે તો સાંભળી લેજો! એ આપને શિખામણ દેવા યોગ્ય છે, અને કદાચ બે બોલ ઓછાં વધતાં પણ બોલે, તોએ આગણે તે સાંભળવા એ આપણો ધર્મ છે! જુઓ, જેના પેટમાં બળશે તે કદપી બે આકરા શબ્દ કહે પણ ખરા! અને તેમાં વળી તમારી કસુર થયેલી છે, તેથી તમારે તો સાંભળવાજ જોઈએ! અને કસુર નહીં થઇ હોય તો તેઓ કંઇ કહે પણ શું કરવાને?!" સુંદરમતીએ સમજ પાડીને કહ્યું.

"તારૂં કહેવું બરાબર છે!" નટવરે કહ્યું " પણ માતુશ્રી આવીને પછાં જશે ત્યારેજ મારા જીવને તો શાંતિ થશે!"

"પણ હવે તમે એમને કહેજો કે, એ હવે અહીંજ આપણી સાથે રહે." સુંદરમતીએ ભલામણ કરી.

"પણ એમને અહીં રહેવું કેમ પરવડશે!!" નટવરે જણાવ્યું " એમને ઘર મુકવું ગમશે નહીં તો!"

"એ પોતે ના પાડે તો ભલે; પરંતુ આપણે તો કહેવું જોઇએ; નહીં તો એમનાં દિલમાં ઓછું આવે કે " દીકરો મારો ભાવ સરખોએ પુછે છે!" માટે એમને લગાર આગ્રહથી કહેશો તો સારૂં લાગશે, અને વળી આપણે આપણી ફરજ બજાવેલી ગણાશે!" સુંદરમતીએ સલાહ આપી.

"કહીશ ત્યારે; પણ એ કદાચ મને તતડાવે તો તું મારી વતી એમને શાંત પાડજે! કેમકે એમની સાથે આજે મારાથી કંઇજ બોલી શકાશે નહીં! કોણ જાણે શું છે તે આજે એમનું નામ સાંભળતાંજ મને બ્હીક લાગી ગઇ છે!" નટવરે જણાવ્યું.

"વડીલની બ્હીક હોય તો સારૂં!" સુંદરમતી બોલી " જેને માથે મ્હોટાનો ધાક હોય છે તેજ સુધરે છે!"

એટલામાં રત્નલક્ષ્મીની ગાડી આવી પહોંચી. સુંદરમતી તરતજ સામી લેવા ગઇ, અને તેણીનો હાથ પકડીને ગાડીમાંથી ઉતારી લાવી. પગથિયાં ચઢતાં રત્નલક્ષ્મીએ તેણીને પુછ્યું " કાં વહુ, ભાઇ ક્યાં છે?"

"અંદર બેઠા છે સાસુજી. આપ અંદર પધારો. આપની રાહ જોઇનેજ બેઠા છે." સુંદરમતીએ કહ્યું " અને બંને જણાં પછી આંદર આવ્યાં.

"આવો બા, અહીં બેસો." નટવરે વિવેકથી કહ્યું " આજે ઘણે દાહડે આપ આવ્યા છો!"

"હા દીકરા, સારો તો છે મારા વહાલા?" રત્નલક્ષ્મીએ પુછ્યું.

"આપનાં આશિર્વાદથી સુખી છું." નટવરે જણાવ્યું.

"ભલે વહાલા, સુખી રહો! તમને મુકીને તમારી ખાંધે ચઢીને હું જાઉં કે બસ થયું! આજે તને જોઇને મને કેટલો આનંદ થાય છે! આજે જાણે આગળનો નટવરજ નહીંને! આજે કેવું મિઠું મિઠું બોલે છે! દીકરા, હવે એજ રીતે સારે રસ્તે રહેજે, અને તમે ધણી ધણીઆણી હળીમળીને રહેજો. તમને સુખી જોઇને હું મરીશ ત્યારે મને ટાઢક રહેશે! હવે તું કેવો ડાહ્યો થયો છે! આગળ તારૂં બોલવું. કેવું આકરું ને નાદાની ભરેલું હતું, અને હવે તારી

વાણી કેવી બદલાઇ ગઇ છે ! એ તો સારાની સોબતે સારૂંજ થાય ! માટે હવે કોઇ નબળાની સોબત કરીશ નહીં ! જો દીકરા, મારૂં કહ્યું માને તો કામ ધંધો ચલાવી તેમાં ચિત રાખ, કે બીજે ચિત્ત જતું અટકે ! તારા બાપ કેવા હતા ? ! તેણે કેટલી બધી આબરૂ મેળવી હતી ? ! તેમ તુ પણ સારે રસ્તે રહીશ તો તારા બાપ જેવો સારો કહેવાઇશ, ને ન્યાત જાતમાં તથા મોટા લોકોમાં તારા વખાણ થશે ! હવે હું તો કેટલાં વરસ જીવીશ ? ! મારે કંઇ કહાડ્યાં છે એટલાં કહાડવાનાં નથી ! માટે મારી આટલી શિખામણ માનજે ! ” રત્નલક્ષ્મીએ લંબાણ બોધ દીધો.

“ સાસુજી, હવે તો ઘણા સુધરી ગયા છે, અને કશે ભટકવા જતા આવતા નથી ! ” સુંદરમતીએ જણાવ્યું.

“ ભલે મહારાજ, ઇશ્વર એને સારી બુદ્ધિ આપે ને એ સુખી થાય ! ” રત્નલક્ષ્મીએ આશિર્વાદ આપ્યો.

“ પણ બા, હવે તમે પણ અહીંજ આવીને રહો તો સારૂં ! તમે ઘેર એકલાં રહો ને ને અમે અહીં રહીએ એ શું કહેવું ? ! ” નટવરે નમ્રતાથી અરજ કરીએ.

“ હા.હા. સાસુજી, તમે અહીં રહો તો સારૂં થાય ! ” સુંદરમતીએ પણ હાથ જોડીને કહ્યું.

“ ના દીકરા ! અહીં મને ચેન નહીં પડે ! ઘર શિવાય મને કશે ગોઠે નહીં ! ” રત્નલક્ષ્મી બોલી „ મને ઘરડીને વાડી બંગલા શા કામનાં ? ! ”

“ તમે રહો તો મને પણ ગમે, અને આપની સેવા ચાકરી થાય. ” સુંદરમતી બોલી.

“ સેવા ચાકરી કરવાનો વખત આવશે ત્યારે તમે વહુ દીકરા ક્યાં છેટાં છો ? ! પણ ઘર તો મારાથી નહીં છોડાય ! ” રત્નલક્ષ્મીએ કહ્યું.

“ તેમ નહીં તો અમે ત્યાં તમારી પાસે આવીને રહીએ ? ” નટવરે પુછ્યું.

“ ના દીકરા, તમે બન્ને અહીં સુખી રહો ઇશ્વરે આપ્યું છે તે વાપરો ભોગવો !

“ રત્નલક્ષ્મીએ જણાવ્યું.

“ ત્યારે તમને કંઇ પણ કામકાજ હોય તો અમને તરત કહેવરાવજો. ” નટવરે કહ્યું.

“ તમને નહી કહીશ તો બીજું મારે છે પણ કોણ ? ! તમારા ઉપરજ મારો તો બધોએ
અકધાર છેની ? ! ” રત્નલક્ષ્મી બોલી „ પણ મને માત્ર તારી ફીકર હતી કે, તુ નબળે રસ્તે
ચઢી ગયો છે, તેથી પાછળ તારૂં શું થશે ? ! ઇશ્વરે તને સારી બુદ્ધિ આપી, ને તું સુધર્યો, એટલે
મને નિરાંત વળી ! દીકરા. જુવાની જાળવવી મહા મુસ્કેલ છે તેં જુવાનીના મદમાં ગમે તે કીધું,
પણ હવે પુખ્ત થવા લાગ્યો, ત્યારે કેવો સુધરી ગયો ! ” એમ કહી સુંદરમતી તરફ મોં કરીને
કહ્યું ” તારા પણ હવે સુધરી ગઇ, હોં ! તેણી પોતાંના ધણીને ઘરમાં રાખીને રહી છે. અને
ધણી ધણીઆણી કેવાં સુખે રહે છે ! તેણીએ પણ તમાપઅપલક્ષણ છોડીને સારો રસ્તો પકડ્યો છે !
અને તેણી પોતાના પતિને લઇને રહી છે, તેથી હવે મને ખાત્રી થઇ છે કે, નટવર પાછો એનાં
ફેલમાં નહી પડી શકે ! ચાલો ! સારૂં થયું ! અને વળી તેણીનો ધણી સ્વતંત્રદાસ પણ
બહુજ ભલો દેખાય છે ! બિચારો પડોશમાં સસ્યો વસ્યો જણાતો પણ નથી ! ”

“ હા બા, એ ઘણો સારો માણસ છે, અને છે પણ ઘણો વિદ્વાન ! ” નટવરે જણાવ્યું.

“ એવા એવાની તું સોબત કર કે તને પણ સારી અક્કલ મળે ! ” રત્નલક્ષ્મીએ જણાવ્યું.

“ તે તો મને બહુ ચાહે છે, ને જ્યારે મળે છે ત્યારે હેતથી બોલાવે છે, અને કહે છે કે
” ઘેર કેમ આવતા નથી ? ! જરૂર આવજો ! ” પણ હું ત્યાં જાઉં ને વળી તમને બધાને વહેમ
જાય કે ” એ તો તારાને મળવાને જાય છે ! ” તેથી હું ત્યાં જતોજ નથી ! ” નટવરે પોતની

યુક્તિ ચલાવી.

સ્વતંત્રદાસ પાસે જવામાં શો વાંધો છે ! " તેની પાસે બેલાશક જવું, પણ તારા સાથે તારે બાપણુનો વહેવાર નહીં રાખવો ! " રત્નલક્ષ્મીએ ભલામણ કરી " બેલાશક તે બિચારાની પાસે જજે આવજે ! તે તને ચાહે તો તેને માન આપવું ! નહીં તો તે કહેશે કે " એ તો મોટાઈમાં જાય છે ! " મારે જવું ! કંઈ હરકત નથી ! એ પણ કોઈ વાહડો કામનો માણસ છે, ને ઘણો વગવાળો છે ! "

" અરે સરકાર દરબારમાં એનો એટલો બધો વગ છે કે, જો કોઈવાર આપણુને કામ પડે તો ઝટ તે કરાવી આપે ! " નટવરે જણાવ્યું.

" ત્યારે એવા સારા માણસ સાથે તો જરૂર હળવું મળવું ! " રત્નલક્ષ્મીએ કહ્યું.

" કાલે સાંજના દરિયાપર તે મને મળ્યો હતો, ત્યારે મને કહ્યું કે " આવતી કાલે બપોર પછી હું તેડવા મોકલું તો જરૂર પધારજો ! ' પણ મેં તેને હા કે ના કહીજ નહીં કેમકે મને ત્યાં જતાં હવે તો શરમ આવે છે ! " નટવરે જણાવ્યું.

" શરમ શાની ? ! તારે થોડુંક તારા પાસે જઈને બેસવું છે ? ! સ્વતંત્રદાસ પાસે જવામાં શું વાંધો છે ? ! બેલાશક જજે ! નહીં જઈશ તો તેને ખોટું લાગશે ! " રત્નલક્ષ્મીએ આગ્રહ પુર્વક કહ્યું " કોઈ સારું માણસ હેત કરીને બોલાવે તો તેને ત્યાં અવશ્ય જવું ! "

" ઠીક ત્યારે જઈશ, અને ત્યાં જો આવીશ તો ઘેર પણ તમને મળી જઈશ. " નટવરે જણાવ્યું.

" ઘેર તો પાછલા પહોરે હું નહીં મળું; કેમકે આજે મારે મંદિરે સેવામાં વહેલું જવું છે ! " રત્નલક્ષ્મી બોલી.

" ઠીક ત્યારે, વળી કાલ પરમ આવીશ. " નટવરે જણાવ્યું.

" હવે હું જાઉં છું. " સુંદરમતી પ્રત્યે રત્નલક્ષ્મી બોલી ,, વહુ, તું પણ બપોર સપોર નવરી પડે ત્યારે આવતી જજે ! "

" વારું સાસુજી, અને આપ પણ પધારજો. " સુંદરમતીએ વિનંતિ પુર્વક કહ્યું.

રત્નલક્ષ્મી ગાડીમાં બેસીને પછી પોતાના ઘર તરફ ગઈ, અને પછી નટવરે કહ્યું , સાબાસ ! હવે જીવમાં જીવ આવ્યો ! "

" પ્રાણનાથ, તમે આજે તો તેમની સાથે બહુ સારી રીતે વાત કરી ! એમજ હમેશાં કરવું. " સુંદરમતીએ જણાવ્યું '. પણ તમારે વળી તારાના પત્તિ સાથે દોસ્તી થઈ ખરી કે ! ! ઠીક ! વળી એમાંથી તારાનો ચેપ નહીં લાગે તો સારું ! "

" અરે નારે વહાલી ! એ વાત ... કદી બને નહીં ! તેણીનો ધણી એવો કાબેલ ને ઉસ્તાદ છે કે, તેની આંખમાં લગારે રજ સમાય તેમ નથી ! એ તો તેણીને પતિ નહોતો ત્યારે થઈ ગયું તે થઈ ગયું ! હવે કંઈ તેવો પ્રસંગે ન બને, ને મને તેવી જીજ્ઞાસા પણ નથી ! " નટવરે કહ્યું.

" કોણ જાણે ! હવે સભાળીને ચાલજો ! નહીંતો પસ્તાશો વળી ! સાસુજીના દેખતાં તો હું નહીં બોલી, પણ હવે તમને કહું છું કે, ત્યાં જાઓ તો ભલે ! પણ સીધા સખણા રહેજો ! પછી તો તમે જાણો ને તમારું કામ જાણો " સુંદરમતી બોલી.

" તું કંઈજ ડર રાખીશ નહીં ! " નટવરે કહ્યું ,, અને મારે ક્યાં રોજ ત્યાં જવું છે ! ! મહિને પંદર દાહાડે જાઉં કે નહીં જાઉં, અને બનતાં સુધી તો મારે ત્યાં જવું નહીં પડે તેથી

સ્વતંત્રદાસનેજ ઘણીખરી વાર અહીં બોલાવ્યા કરીશ ! એટલે પછી કંઈ ધાસ્તિ છે ! ! "

"તેમ થાય તો વળી વધારે સારૂં !" સુંદરમતીએ ઇચ્છા બતાવી.

"તું ધીરજ રાખ ! ધીમે ધીમે તેજ રસ્તો લાવીશ !" નટવરે કહ્યું " લે ચાલ હવે નાહીને જમી લઇએ."

"પધારો ! પાણી તો ગરમ તૈયાર છે." સુંદરમતીએ જણાવ્યું.

નટવરે કપડાં ઉતારી સ્નાન કીધું, અને સુંદરમતીને સાથે લઇને નાહાવા બેઠો, અને બને જણા જમીને પાછા બાહાર આવ્યા પછી થોડીક વારે બપોરના ધારા પ્રમાણે સુઇ ગયાં.

પાછલા પહેરના સ્વતંત્રદાસે રામાને નટવરને તેડવા મોકલ્યો. રામો નટવરને બંગલે આવ્યો. આશરે સવાત્રણ વાગ્યા હતા, અને તે વખતે સુંદરમતી તરતજ ઉઠેલી બાહારની ખુરશી પર બેઠી હતી, પરંતુ નટવર તો અંદરજ સુતો હતો. રામો આવતાં સુંદરમતી તો સમજી ગઇ કે " એમને બોલાવવા આવ્યો છે." તોપણ તેણીએ વળી રામાને પુછ્યું " કેમ અલ્યા, કોને બોલાવવા આવ્યો છે ?"

"નટવર શેઠને." રામાએ જવાબ આપ્યો.

"તારી શેઠાણીએ તેડવા મોકલ્યો છે કે ?" સુંદરમતીએ અવળું પુછ્યું !

"હાજી, મારા શેઠે મને તો મોકલ્યો છે." રામાએ કહ્યું.

"તારા શેઠનું નામ શું છે ?" સુંદરમતીએ પુછ્યું.

"સ્વતંત્રદાસ." રામાએ ઉતર દીધો.

"તે ઘરમાં છે કે બાહાર ગયા છે ?" સુંદરમતીએ વળી ઉલટાવીને પુછ્યું. !

"ઘરમાંજ છેજી." રામાએ જણાવ્યું " અને નટવર શેઠને બોલાવે છે."

"અને તારી શેઠાણી શું કરે છે ?" સુંદરમતીએ પુછ્યું.

"તેઓ પણ ઘરમાંજ છે." રામાએ કહ્યું.

"ત્યારે તો તારા શેઠ ને શેઠાણીએ બંનેએ તને અહીં તેડવા મોકલ્યો હશે ?" સુંદરમતીએ ઉલટપાલટ તપાસવાને પુછ્યું. !

"નાજી. એકલા શેઠેજ મને તો મોકલ્યો છે." રામો બોલ્યો.

"ઠીક છે. બેસ. સુતા છે તે હમણાં ઉઠવાની તૈયારી છે. ઉઠશે કે તરત આવશે." સુંદરમતીએ જણાવ્યું.

"વારૂજી." કહીને રામો ઓટલાના પગથીયાપરજ બેઠો.

"થોડી વારે નટવર આંખો ચોળતો બાહાર આવ્યો, અને તેને જોતાંજ રામાએ સલામ કરી કહ્યું " સાહેબ, આપને મારા સ્વતંત્રદાસ શેઠ લગાર બોલાવે છે, માટે આવી જાઓ તો મહેરબાની !"

"શું કામ છે ભઇ ?" નટવરે પુછ્યું.

"તે તો મને કંઇ કહ્યું નથી ! પણ હમણાં ને હમણાં બોલાવે છે." રામાએ જણાવ્યું.

"જા, આવું છું." નટવરે જણાવ્યું.

રામો તરતજ ત્યાંથી પાછો વળ્યો, ને સ્વતંત્રદાસને નટવરનો જવાબ કહ્યો તારા તે વખતે ત્યાંજ બેઠેલી હોવાથી તેણી મનમાં ખુશી થઇ, અને બોલી " સ્વામિનાથ, આપના બોલાવ્યાથી આવવાની હા તો કહી !"

"હા કેમ કહે નહીં ? ! તે બહુજ અશરાફ આદમી છે ! તેં કંઇ મગન જેવો લુચ્ચો કે તુંડ મિજાજનો નથી તો ! સ્વતંત્રદાસે કહ્યું.



"આપતો ઘણા શાન્ત, સમજુ, અને નીતિવાન પુરૂષછો"

બાદ નટવર કપડાં પહેરી ગાડી જોડાવી ઝડપથી સ્વતંત્રદાસને ઘેર આવ્યો. તેની ગાડી બારણાંમાં ઉભી રહેતાંજ સ્વતંત્રદાસ તેને નીચે સામો લેવા ગયો, અને "સાહેબ પધારો! મ્હોટી મહેરબાની કરી!" કહીને ઉપર લઇ જઇ સોફા કોચ પર બેસાડ્યો. તારા આ વખતે અંદર જતી રહી હતી, તોપણ નટવરની આંખ સાથે તેણીની આંખ મળી, અને બંને જણાં અંતઃકરણમાં આનંદ પામ્યાં.!

"કેમ સાહેબ, શું હુકમ છે?" નટવરે સ્વતંત્રદાસ પ્રત્યે પુછ્યું.

શ્રી૦ નટવરલાલ, આપની પાસે એક બાબતમાં મારે માફ માંગવા માટે મેં આપને તસદી આપી છે!" સ્વતંત્રદાસે શરૂઆત કરતાં કહ્યું "તે દિવસે આપ મને મળવા આવ્યા હતા, તે વેળાએ મેં આપને કેટલાક હલકા વેણો કહ્યાં હતાં! પણ પાછળથી મને ખબર પડી કે, આપ તો પણા સંત, સમજુ ને નીતિવાન પુરૂષ છો! પણ મેં તો માત્ર પેલા લુચ્ચા મગનનાં કહેવાથીજ આપની બાબતમાં ખરાબ વિચારો બાંધ્યા હતા! અને તેપરથીજ મેં આપને કેટલાક શબ્દો કહ્યાં હતાં! પણ હવે મારી ખાત્રિ થઇ ચુકી છે કે, આપ કશામાં નહોતા, અને માત્ર મગનેજ આપને ખોટા ફજેત કીધા હતા! આપના જેવા સદ્‌ગૃહસ્થને મારાથી અયોગ્ય શબ્દ કહી દેવાયા છે, તેને માટે આપની પાસે ક્ષમા માગું છું!"

"ઓહ નો!" નટવરે જણાવ્યું "એમાં માફ માંગવા જેવું હું તો કંઇજ માનતો નથી! હોય! એમજ ચાલે! અને એમાં તમારો દોષ કંઇજ નથી! મગનનાં ઉશ્કેરવાથી આપ ઉશ્કેરાયા, તેમાં આપનો કસુર કાંઇજ નથી! અને એ તો હું જાણુંજ છું કે મગન મારે માટે તદ્દન ખોટારૂં ચલાવી, અને જેમ બને તેમ મને હલકો પાડવાની પ્રેરવી કેટલાંએ વર્ષો થયાં કરતો આવ્યો છે! પણ મને તેની દરકાર નથી! કેમકે આખરે સત્ય હશે તેજ તરશે! તો પછી મારે ગભરાવાનું કે બ્હીવાનું શું છે?!" નટવરે પોતાનું સજ્જડ સતાપણું બતાવ્યું,!

"વાહ વાહ! ધન્ય છે તમારી ઉત્તમ સમજણને!" સ્વતંત્રદાસે કહ્યું "સજ્જનની એજ રીત છે! અને એટલું તો નક્કી માનજો કે, મગનજ આખરે પસ્તાશે, ને તમારા જેવા ભલા માણુસની જે ખોદણી કરે છે, તેનાં ફળ પરમેશ્વર તેને સારી પેઠે ચખાડશે!"

"મારા મનમાં તેવી પણ ઇચ્છા નથી! મારે શા માટે તેનુંએ બુરૂં ચાહવું જોઇએ?! હું તો કહું છું કે, ઇશ્વર તેનુંએ ભલું કરો!" નટવરે જણાવ્યું.

"તે તમારી લાયકી ને ખાનદાની છે! પણ "કરેગા સો પાવેગા" એ કહેવત પ્રમાણે થશે!" સ્વતંત્રદાસે કહ્યું "તમારા જેવાં સુજ્ઞના સમાગમનો મને લાભ મળ્યો એથી આજે મને ઘણોજ આનંદ થયો છે!"

"એ તો અન્યોઅન્ય છેની?! મને પણ આપની મુલાકાતનો લાભ મળ્યો છે, તેથી હું પણ લાભ માનું છું!" નટવરે વિવેક સહિત જણાવ્યું.

"પણ ભાઇ સાહેબ, તમને મગન જેવા નઠારાની સંગત ક્યાંથી થઇ?!" સ્વતંત્રદાસે પુછ્યું.

"હું ને એ બાળસ્નેહી હતા, અને તે દોસ્તી મ્હોટા થયા સુધી ચાલુ રહી. એટલામાં મને એની કેટલીક નબળી ચાલ જણાયાથી મેં એને ઠપકો આપ્યો, અને એનાં અયોગ્ય આચરણમાં મેં ભાગ નહીં લીધો, તેથી એ મારાપર રીસે ભરાયો, અને ત્યારથી બસ એ મારૂં બુરૂં કરવામાંજ મચ્યો છે, અને જેને તેને મોંઢે મારી નિંદા કરતો ફરે છે! પણ મેં તો પણ લીધું છે કે, એ જોઇએ તેટલું મારૂં બુરૂં કરે, પરંતુ મારે એનું બુરૂં કદી કરવું નહીં!" નટવરે હાંકી!

"શાબાશ! ખરો! એમજ જોઇએ! તમારી સમજણ સ્તુત્ય છે!" સ્વતંત્રદાસે જણાવ્યું "અને હું તો એમ કહું છું કે, તમે પણા નસીબદાર કે એવા કુત્સિત માણુસની સંગતમાંથી વહેલા

ફુટયા ! નહીંતો એ તમને ઘણી ખરાબ સ્થિતિમાં મુકી દેતે ! "

"એ તો ખરૂં છે." નટવરે જણાવ્યું "એ માણસ ઘણોજ હલકટ ને જુઠાનો સરદાર છે ! વળી કોઇને કંઇ સમજાવવું ને બીજાને કંઇ સમજાવવું, એ તો એનું મુખ્ય કર્તવ્યજ છે ! પણ આખરે દરેક કૃત્યમાં ઇશ્વરજ એને પાછો પાડે છે ! "

"એમજ થાય ! ઇશ્વરને ત્યાં તો ન્યાયજ છે ! એવા કૂભાંડીને ઇશ્વરી કોપ લાગ્યા વિના રહેજ નહીં ! " સ્વતંત્રદાસે કહ્યું.

"મીo સ્વતંત્રદાસજી ! એ પાપીની હું તમને શું વાત કહું ! એણે મારાં માતપિતાને ઉંધું ચતું સમજાવ્યું, અને મને પણ ઉંધું ચતું સમજાવ્યું ! અને અમો સર્વેની સાથે સખત લડાઇ કરાવી ! આખરે સત્ય તર્યું, અને અમો તો એકજ થયાં ! એવાં એવાં અનેક કુકર્મો એણે કીધાં છે ! તે સઘળાં જો આપને જણાવું તો ખચીત આપ એમજ કહો કે, એના જેવો ખરાબ ફાંસિઓ આખી દુનીઆમાં નહીં હશે ! " નટવરે ખુબ ચલવી !

"ખરૂં છે મહેરબાન ! એની બાબતમાં હવે મારી સોએ સો ટકા ખાત્રિ થઇ ગઈ છે કે, એ નઠારામાં નઠારો ને દરેક દુર્ગુણોથી ભરેલો છે ! એને તો વેગળેથીજ નમસ્કાર કરવા, પરંતુ એનો પડછાયો પણ ઓળંગવો નહીં ! " સ્વતંત્રદાસે શુરમાં સુચવ્યું.

"આપનું વદવું વાસ્તવિક છે ! " નટવરે કહ્યું "લો ત્યારે હવે રજા છે ? "

"ઉતાવળ શું કરો છો ? કંઇ જવું છે ? " સ્વતંત્રદાસે પુછ્યું.

"જવું તો કઇ નથી, પણ લગાર ફરવા જવાનો વિચાર છે. આપ આવો તો મહેરબાની !" નટવરે જણાવ્યું.

"મ્હોટી ખુશીથી. આપણે ચાહ પીને હમણાં સાથેજ જઇએ છીએ." સ્વતંત્રદાસે કહ્યું "આપ પાંચ મિનિટ બેસો. હું હમણાં નીચે જઇને આવું છું." એમ કહી સ્વતંત્રદાસ નીચે ભટને ચાહ તૈયાર કરવાનું કહેતા ગયો. એટલામાં તારાએ નટવરને મોં બતાવ્યું અને હાથની ઇશારતથી સમજાવ્યું કે "ઠીક કીધું ! "

"પણ હવે તું કયાં મળશે ? " નટવરે ધીમે સ્વરે કહ્યું.

"તે દાહાડે મળ્યાતા ત્યાં કાલે સાયંકાળે તમે આવજો, ને હું પણ આવીશ ! " તારાએ કહ્યું, અને એટલામાં સ્વતંદાસ દાદરે ચઢતો સંભળાયાથી તારા તરતજ પાછી ખસી ગઇ, અને નટવર પણ હાવકું મોંહું કરીને બેઠો.

"માફ કરજો મીo નટવરલાલ. આપને ખોટી કરૂં છું તેને માટે !" સ્વતંત્રદાસે કહ્યું.

"આપનાં પગલાં મારે ત્યાં કયાંથી શેઠ ? ! " સ્વતંત્રદાસે સભ્યતાથી કહ્યું "આપની સાથે સ્નેહ થયો, એથી મારૂં મન ઘણું સંતોષ થયું છે ! " એટલામાં ભટે રામા સાથે ચાહેનાં ત્રણ પ્યાલા આણ્યાં, તેમાંથી આ બંને આગળ એકેકું મુકી ત્રિજું તારાને આપ્યું. બંને ચાહ પીને પાન સોપારી ખાઈ ગાડીમાં બિરાજી ચોપાટી તરફ ફરવા ગયા, અને આખે રસ્તે ઘણીખરો મગનનીજ વાત ચલાવી. બાદ સાંયકાળ થતાં નટવર આગ્રહ કરીને સ્વતંત્રદાસને પોતાને બંગલે લઈ ગયો. બંગલામાં બંને ઉતરતાંજ સુંદરમતી તેઓને જોઇને અંદરના ઓરડામાં જતી રહી. નટવરે હૉલમાં સ્વતંત્રદાસને બેસાડયો, અને પોતે અંદર જઇ સુંદરમતીને જણાવ્યું "અમારા બંનેનાં પાટલા સાથે મંડાવજો, અને યોગ્ય તજવીજ કરજો ! " એમ કહી તે પાછો બાહાર આવ્યો, અને સુંદરમતી ભોજનની તજવીજમાં રોકાઈ.

"આજે અત્યારે આપણે અહીં સાથે વાળુ કરીશું." નટવરે જણાવ્યું.

"એ તો માફ કરો ભાઇ સાહેબ ! " સ્વતંત્રદાસે કહ્યું.

"મારૂ શા માટે ? ! એટલી હજી જુદાઈ જાણો છો કે ! !" નટવરે જણાવ્યું.

"જુદાઈ માટે નહીં; પણ ઘર આગળ રાહ જુએ !" સ્વતંત્રદાસે આનાકાની કરી.

"ઘેર કહાવી દઉં છું" એમ કહી નટવરે ભૈયા સાથે તારાને કહેવરાવ્યું કે સ્વતંત્રદાસ ત્યાં જમવાના છે માટે રાહ જોશો નહીં, અને મોડું વહેલું આવતાં થાય તો ચિંતા કરશો નહીં!" આ કહેણુ ભૈયો કહેવા ગયો, થોડી વારે અંદરથી ભોજનની તૈયારી થયાની ખબર પાડી કહી ગયો, અને બને જણા કપડા ઉતારીને અંદર ભોજન કરવા માટે પધાર્યા જમીને બંને પાછા હોલમાં આવ્યા, અને સુંદરમતીએ અંદરથી પાનની પટ્ટીઓ કરીને મોકલી, તે બંનેએ ખાધી, અને પછી સ્વતંત્રદાસે કપડાં પહેર્યાં. નટવરે ઘોડાવાળાને ગાડી જોડવા હુકમ કીધો, જે સાંભળી સ્વતંત્રદાસે કહ્યું "ગાડીનું શું કામ છે ? હું ચાલતો જઈશ."

"ત્યારે ઘોડો બેઠો બેઠો શું કરશે ? ! છતી ગાડીએ ચાલતાં જવાનું કંઈ કારણ ? !" નટવરે કહ્યું.

"પણ મને તો ચાલવાની ટેવ છે. મારી પોતાની ગાડીમાં હું ભાગ્યેજ બેસું છું તો !" સ્વતંત્રદાસે જણાવ્યું.

"પણ હવે મહેરબાની કરીને અહીં આવતા રહેજો ! હવે તો આપણા વચ્ચે પુર્ણ પ્રીતિ થઈ, માટે મળ્યા કરજો !" નટવરે જણાવ્યું.

"અને તમે પણ આવશો કેની ?" સ્વતંત્રદાસે પુછ્યું.

"મારે આવવાની તો ના નથી, પણ હું આવતો થઈશ તો વળી નાહક મને ને તમારી બંનેને એજ મગન ફજેત કરી મુકશે ! માટે મને આવતાં ડર લાગે છે ! નહીંતો મારે આવવાને કંઈજ વાંધો નથી !" નટવરે જણાવ્યું.

"હેમ મગન" સ્વતંત્રદાસે મગન પ્રત્યે તિરસ્કાર બતાવીને કહ્યું "એવાં કુતરાનાં ભસવાથી ડરીએ તો દુનિયામાં રહેવાય નહીં ! એવાઓને તો વધારે ભસાવવાનો ઉપાય એજ છે કે, તમારે દરરોજ મારે ત્યાં આવવું ! આપણું દિલ સાફ છે તો ભસનારા ઝખ મારે છે !"

"પણ તમેજ આવજોની ! હું પણ પછી આવતો જતો રહીશ !" નટવરે જણાવ્યું.

"ઓલ રાઈટ સર ! તમારા હુકમને તાબે !" સ્વતંત્રદાસ એમ કહી નટવરને "શેક હેન્ડ" કરીને ગાડીમાં બેસી ઘર તરફ રવાને થયો.

સુંદરમતી તરત બાહાર આવીને બોલી "સ્વામીનાથ, તારાના પતિનો સ્વભાવ તો સારો મિલનસાર છે હોં !"

"વાહ ! કેટલુ બધું ભણ્યો છે, અને કેવો સારો પગાર કમાય છે, પણ લગારે અભિમાન જ નથી ! અને તેની સાથે એનામાં ઉત્તમ ગુણ એ છે કે જેને મળે તેને માથુ આપે ! આજ સુધી એવો સદ્‌ગુણી મિત્ર મને એક પણ મળ્યો નહોતો !" નટવરે જણાવ્યું.

"ઇશ્વર તમારી મિત્રતા કાયમ રખો !" સુંદરમતી બોલી "એવાઓની સંગત પ્રથમથી કરી હોત તો આજ કેવા દિપી નીકળતે !"

"પણ નશીબ જ્યાં સુધી વાંકું હોય ત્યાં સુધી સવળા યોગ આવેજ નહીં !" નટવરે કહ્યું.

"એ પણ ખરૂં છે પ્રાણનાથ !" સુંદરમતી બોલી "પણ સાસુજી કહેતા હતા કે, હવે તો તારાએ સુધરી ગઈ છે, તે ખરી વાત ? !"

"હારે ! હું એને ત્યાં ગયો, પણ મને મોં સરખું બતાવ્યું નહીં, અને દિવાનખાનામાંથી નીચું જોઈને ચાલી ગઈ ! જાણે કે તે તારાજ નહીં ! હું તો એની રીતભાત જોઈને તાજુબ થઈ ગયો ! વળી એના પતિપર પ્રેમ એવો દેખાયો કે, મારી ખાત્રિ થઈ કે તારાએ તમામ દુરગુણ તજી

સદ્‌ગુણ ગ્રહણ કીધા છે ! પોતાના પતિની સેવામાં સદા તત્પર રહી પતિવ્રતપણાથી હવે તો તે વર્તે છે, અને એનો પતિ પણ એ બાબતમાં તો મારે મોંઢે એનાં બહુજ વખાણ કરતો હતો !” નટવરે તોપ મારી !

“એના પતિએ એને સુધારી હશે ! કેમકે સ્વતંત્રદાસ ભણેલો ગણેલો ને હોંશિયાર છે, તેથી ધીમે ધીમે તારાને રસ્તાપર લાવી નાંખી હશે ! નહીં તો તારા કદી સુધરે એવી આશાજ નહોતી !” સુંદરમતીએ દરશાવ્યું.

“સારાના સમાગમમાં આવ્યાથી ગમે તેવાં નઠારામાં નઠારાં સ્ત્રી પુરૂષો સુધરી શકેજ ! કહેવત છે કે ‘ સંગ તેવો રંગ !” સારાની સઘળી સારીજ વાત !” નટવરે જણાવ્યું.

“ ત્યારે તો હવે તમે સ્વતંત્રદાસ પાસે જશો તો મને ભય રહેશે નહીં !” સુંદરમતીએ કહ્યું.

“ પણ મારે ત્યાં રોજ જવાની જરૂર શી છે ? ! તેને ગરજ હોશે તો તે ધણીએ મારે બંગલે આવશે !” નટવરે ભાવ ખાધો !

“ પણ હું કહું છું કેની કે તમે હવે જજો !” સુંદરમતી બોલી.

“ નારે ના ! તમારાં બૈરાનાં ઢંગ નહિં ! ત્યાં જાઉં, અને વળી કોઇ આવી તને ભંભેરે તો તું વળી વહેમાય, અને ઘરમાં નાહક કંકાસ થાય ! તેનાં કરતાં ન જવું એમાંજ શોભા છે !” નટવરે ઉપરથી આનાકાની બતાવી.

“ હવે મને વહેમ નહીં આવે ! કેમકે હવે તો તેનો પતિ પણ ઘરમાંજ છેની ?” સુંદરમતીએ કહ્યું.

“ ઠીક છે ! જોઇશ ! બનશે તો કોઈ વાર જઇશ !” નટવરે સજ્જડ બેદરકારી ને અભાવ બતાવતાં કહ્યું “ પણ મારે સ્વતંત્રદાસનીએ શી દરકાર છે, કે તેને ત્યાં ઢકેલા ખાવા ? ! તેને સો વાર ગરજ હોશે તો તે અહીં આવશે !”

“ એવા મિજાસમાં ને મિજાસમાંજ તમારૂં બધું અગડ્યું છે તો ! તે બિચારો તમને ભાઇ સમાન ગણે છે, અને તમે મિજાસમાં જાઓ છો ! ત્યારે તેને પણ હમારી શી પરવાહ છે ? ! તેમ શું તેને પુરૂં કરો છો ? ! એ તો સ્નેહનો સંબંધ છે ! માટે અરસપરસ પ્રીતિ રાખવી જોઈએ ! એવો મિત્ર તમને કદી મળનાર નથી ! માટે જો એને છોડશો તો એમજ સમજજો કે, વળી તમારો નઠારો દહાડો આવ્યો !” સુંદરમતીએ આગ્રહ કીધો.

“ લે ત્યારે જઇશ ! થયું હવે તો ? !” નટવરે કહ્યું.

સ્વતંત્રદાસ સાથે મળીને ચાલજો, અને એ જેમ તમને ભાઇ તરીકે ગણે છે, તેમજ તમે પણ એને ભાઇ તરીકે ગણજો ! એની સાથે વેર રાખશો તો પછી એ તમને છોડી દેશે, અને દુનિયામાં તમારે માટે એમજ કહેવાશે કે “ એને તો કોઈ સાથે બનતુંજ નથી !” માટે કોઇ પણ પ્રકારે એ દુખાય નહીં તેમ એની સાથે વર્તજો ! હા, વળી !” સુંદરમતીએ સખત તાકીદ આપી !

“ ત્યારે શું એ કહે તેમજ મારે કર્યા કરવું કે ? !” નટવરે ઉપરની ગુસ્સામાં પુછ્યું ને જો કે અંદરથી તો મનગમતુંજ થયું !

“ અલબત ! એની અક્કલે ચાલશો, ને એની વાત માન્ય કરશો તો તમને કદી અડચણ નહીં આવશે ! કેમકે મારા આજે પહેલીજ વાર એની રીત ભાત જોઇને મારી સંપુર્ણ ખાત્રિ થઇ ગઇ કે, એ પુણોજ કાબેલ ને ડાહ્યો પુરૂષ છે ! અને એ જે અક્કલ આપશે તે કંઇ નાંખી દેવા જેવી તો નહીંજ હશે !” સુંદરમતીએ કહ્યું.

"વારૂ. વારૂ! તેમ કરીશ! હવે તો તને ટાઢક વળી?!" નટવરે કહ્યું "એક તરફથી તારા હુકમમાં રહેવાનું, અને બીજી તરફથી તેનું મન સાચવવાનું! એ પણ ઠીક ધર્યો!"

"પણ તેમાં તમારૂંજ સારૂં સમાયલું છે કેની?!" સુંદરમતીએ કહ્યું "લો ત્યારે હવે હું જમી આવું છું. તમે બેસજો! સુઇ જતાં નહીં! હું હમણાં સરખી જતીને આવીશ!" એમ કહી તેણી જમવા ગઇ.

નટવર મનમાં ખુશી થયો કે "આ પણ ઠીક ધાર ગોઠવાયો! હવે તો તારાને રોજ મળાશે! એટલે તે દિલદારની સાથે અમનચમનના વાંધા રહેશેજ નહીં! વાત તો મન ગમતી થઇ ખરી! વળી સ્વતંત્રદાસનું મન પણ તારાએ ફેરવીને મારે માટે ઉત્તમ વિચાર બેસાડયો છે, એટલે મારી સ્ત્રીનો જેમ હવે ભય નથી, તેમજ સ્વતંત્રદાસનો ભય પણ રહ્યો નથી! વાહ વાહજી વાહ! તારાએ પણ ખુબ કરી! ગમે તેમ કહો, પણ તારા તે તારા! ઇશ્વરે તેને કોઇ અજબ પુતળી ઘડી છે! તેણી જેમ રૂપે રંગે રમણિક રમકડું છે, તેજ પ્રમાણે બુદ્ધિદેવી પણ તેણીનાપર પ્રસંન છે! આખાં મુંબઈ શેહેરમાં તેણીના જેવી સર્વ પ્રકારે યોગ્ય નારી બીજી એક પણ હશે નહીં! વાહરે તારા વાહ! જો તું મનુષ્ય દેહમાં જન્મી નહીં હોત તો ખચ્ચીત કોઇ મહાદેવી રૂપે તારી પુજા થાત!"

એટલામાં સુંદરમતી જમીને આવી, અને બોલી "કેમ, એકલા શું વિચાર કરોછો?!"

"વિચાર શાનો કરમનો?! હવે તો બગાસાં આવે છે! ચાલો નિરાંતે નિદ્રા લઇએ!" નટવરે કહ્યું.

"ભલે! આપ પધારો! હું તો હમણાં જમી છું તે લગાર રહીને સુઇશ! નહીંતો ખાધું પચે નહીં! સુંદરમતીએ કહ્યું.

નટવર તરતજ સયન વાસે સંચર્યો, અને અરધો કલાક રહીને સુંદરમતી પણ નિંદ્રા લેવા ગઇ.

## પ્રકરણ ૩૪ મું.

દોહરો

તારા ને નટવર હવે, પુનઃ કરે મહા પાપ,
બીક રહી નહીં કોઇની, રહ્યો નહીં સંતાપ!

### જુગતું જોડું!


સ્વતંત્રદાસે નટવરને ત્યાં જમીને ઘેર ગયા પછી તારાની પાસે નટવરની અત્યંત પ્રસંશા કરતાં કહ્યું "વહાલી, તુ કહેતી હતી તેજ પ્રમાણે નટવર ઘણોજ મિલનસાર મિત્રતા કરવા લાયક માણસ છે! આજે તેણે મારી સરભરા કરી છે. તેપરથી હું તો એટલે સુધી કહી શકું છું કે, નટવરના જેવો મિત્ર આજ સુધી મેં એક પણ જોયો નથી! મિત્ર મળો તો એવાજ મળજો! ખરેખરો ખાનદાની પુરૂષ! શું એની બોલવાની નમ્રતા, ને શું એની માયાળુ રીતભાત! હું તે એઇનેજ છક થઇ ગયો! મને જમાડવાને એણે જેટલો આગ્રહ કીધો, તેટલીજ મારે માટે જમવની તજવીજ પણ કરી અને મને સર્વે પ્રકારે સંતોષ આપ્યો!"

"સ્વામિનાથ! એ માણસજ ઘણો લાયકીવાળો અને સભ્ય છે! તેમજ સ્વભાવે પણ સારો છે!" તારાએ ટેકો આપ્યો.

"એમાં કંઈજ શક નહીં!" સ્વતંત્રદાસે જણાવ્યું. "એના જેવા ભલા માણસનું બુરૂં તાકનારનુંજ બુરૂં થાય!"

"પણ આજે દુનિયા ભલાઈની નથીની! તારા બોલી "ભલો થાય તે એ ગોદા વધારે ખાય!"

"એ તો આપણને પહેલાં એમ લાગે! પરંતુ અંતે જતાં ભલાનું ભલુંજ થાય!" સ્વતંત્રદાસે કહ્યું, અને પછી રાત્રિ વિશેષ વહી જવાથી બંને જણ શયન કરી ગયાં. બીજે દિવસે સ્વતંત્રદાસ ઓફીસમાં ગયા પછી તારાએ રામા સાથે નટવરને કહાવ્યું કે "તમને શેઠ બોલાવે છે!"

"રામાએ તે પ્રમાણે કહ્યાથી નટવરને સુંદરમતીએ કહ્યું "જાઓ કંઈ કામ હશે!"

"પાછલા પહોરના જઈશ!" નટવરે કહ્યું.

"વાહ! હમણાં જતાં શું થાય છે! અત્યારે માણસ મોકલ્યો છે તે કંઈ વાત કરવી હશે માટે જાઓ!" સુંદરમતીએ જણાવ્યું.

નટવર તરતજ ગાડી જોડાવીને તારાના ઘર તરફ જવા નીકળ્યો, અને રામાને ગાડી ઉપર ઘોડાવાળાની સાથે બેસાડ્યો. ઘર આવતાંજ નટવર ઉપર ગયો, અને તારાએ તેને તરતજ આનંદથી વધાવી લેતાં પ્રફુલ્લિત વદને કહ્યુ "પધારો! પધારો! મોંઘા માણસ, પધારો!"

"મોંઘા માણસમાં તું કે હું?!" નટવરે પુછ્યું.

"તમે મોંઘા મા મ ગણાઓ! કેમકે તમે મ્હોટા લોક!" તારાએ કરારી કરી!

"મ્હોટા માણસ તો તારા પેલા મગનલાલ શેઠ!" નટવરે મરગટમાં કહ્યુ.

"ત્યારે લો હવે હું ખરેખરૂં કહું?! મ્હોટા માણસ તમેએ નહીં, હું એ નહીં, ને મગને નહીં, પણ પેલી તમારી નાયકણ! હવે તો થયું?!" તારાએ હસીને કહ્યુ!

"એમ કે?! લુચ્ચી! નટવરે તારાના ગાલપર વહાલનું ચીમટું કઈને કહ્યુ "કેમ હજી મશ્કરી ઠઠા થયા નથી કે?!"

"તમારા જેવા મારા હૈયાના હાર ને પ્રેમના પાત્ર મળ્યા, અને તમારી સાથે હસું બોલું નહીં તો કોની સાથે હસું બોલું?!" તારાએ જણાવ્યું.

"એક વાર નહીં પણ સાત વાર હસવા બોલવાનો તને હક છે!! નટવરે જણાવ્યું "હે તગાં તું જે કહેશે તે હું ઘણા હર્ષથી સાંભળીશ, અને તારી ગમે તેવી વાણી પણ મને મધુરી લાગશે! તને "ફુલપાવર" છે! તારી મરજીમાં આવે તેમ બોલ!" નટવરે જણાવ્યું.

"વારૂં પણ હવે ગઈ કાલની રાતના સમાચાર તો કહો! તમારા મિત્રે તમને કંઈ બીજી વાત કરી ખરી કે?" તારાએ પુછ્યું.

"કંઈજ નહીં! માત્ર મગનનાં ગપ્પાં ચાલ્યા કીધાં!' નટવરે કહ્યુ "પણ મારે ત્યાં આવ્યા પછી મારે માટે એ સંતોષ પામ્યા કે નહીં?!"

"અરે, એ તો તમારી સરભરાથી એટલા હરખાઈ ગયા છે કે કંઈ કહેવાની વાત નહીં! તમારે ત્યાંથી આવ્યા પછી સુતાં સુધી તમારાં વખાણ કર્યા કરતા હતા, અને તમારી સાથે સ્નેહ થયાથી જાણે ન્યાહાલ થઈ ગયા હોય, તેમ બતાવતા હતાં!" તારા બોલી.

ત્યારે ઠીક થયું!" નટવરે જણાવ્યું "અને મારી સ્ત્રી પણ એમની મિત્રતા થયાથી રાજી ખુશી થઈ છે, અને મને રોકી રોકીને કહ્યું છે કે એમને કદી છોડતા નહીં, ને રોજ એમને ઘેર જજો! અત્યારે ઉપરથી તો મેં તેણી આગળ અહીં આવવા માટે આનાકાની કરી, પણ તેણીએ મને જોર જુલમથી અહીં મોકલ્યા છે! અને તેં રામા સાથે એમ કહાવ્યું કે "શેઠ બોલાવે છે" તે ઠીક કીધું! કેમકે તેણીએ તે પરથી એમજ માન્યું કે "સ્વતંત્રદાસજ બોલાવે છે!" એમજ પ્રમાણે તારા પતિની ગેરહાજરીમાં મને કહાવવું!"

"તે કંઈ મને શિખવવું પડે તેમ નથી!" તારા બોલી "પણ તમારી સ્ત્રીએ હવે આ-

વત્તી રજા આપી છે, એ કામ ઠીક થઇ ગયું! હવે તમને પણ કોઇ વાતનો ભય રહ્યો નહી!" તારાએ જણાવ્યું કે "જે દહાડે તમારૂં મોં હું જોઇશ નહીં; તે દહાડો મને કાળ જેવો લાગશે, ને મને કંઇજ ગમશે નહીં!"

"રોજ આવવામાં બધાં તારાં પાડપડોશીઓ વહેમાશે તો પિડા થશેની?!" નટવરે શંકા બતાવી.

"એ વાત પણ ખરી છે! પણ ત્યારે આપણે કેવી રીતે રોજ મળીશું?!" તારાએ સુચના કરતાં પુછ્યું.

"આપણે આઠ આઠ દિવસે મળીશું!" નટવરે, જણાવ્યું "શું કરીએ? લાચાર! એ તો રહેજે બાવો બ્રહ્મચારી!"

તારા આ સાંભળી વહેમાઇ! તેણીએ જાણ્યું કે 'હજીએ એમને કોઇ નાયકાનું લફરૂં હશે, અને તેથીજ રોજ આવવા માટે આનાકાની કરતા હશે!" આવી રીતે વહેમાઇને તેણીએ પુછ્યું "ખરી વાત! તમને તો આઠ દાહાડાને બદલે આઠ વરશે મળો તો પણ ચાલે! કેમકે તમારે ક્યાં ગામમાં બીજી રાંડોના ટોટા પડયા છે! પણ મને તમારા વિના એક દાહડોએ નહીં ચાલે! કારણ હું માત્ર તમનેજ દેખી રહી છું!"

"જો વળી આડી વાત કરવા માંડી! નટવરે લગાર ક્રોધમાં કહ્યુ "હું કપટ રહિત વાત કરી પુછું છું ત્યારે તું આડું પાડે છે કેની?! મેં તો માત્ર પાડપડોશીઓની બ્હીકને માટે આઠ દાહાડે મળવાનો વિચાર જણાવ્યો, અને તે પરથી તેં અવળો અર્થ ઉઠાવી અવળી વાત કરવા માંડી હજી તારાં મનનો મેલ તો જેમનો તેમજ રહ્યો! અરે બધાનુ ઓસડ થાય, પણ વહેમનું ઓષડ કરી ન થાય! નટવરે કટાક્ષ માં કરીને કહ્યું.

"ત્યારે શું તમે એકીનથી કહો છો કે હવે તમે કોઈ દાહડો રાંડોને ત્યાં જતાંજ નથી?!" તારાએ પુછ્યું.

"એકીનથી તો શું પણ મારાં વહાલાંના સમ ખાઇને કહું છું કે તારા શિવાય કોઈ તરફ મારી પ્રીત નથી! અગરજો મારી સ્ત્રી મને ગમે તેટલી ચાહે છે, તો પણ જે પ્રીતિ તારા પ્રત્યે રહે છે તેમાંનો સોમો ભાગ પણ તેણીનાપર નથી! બીજું વધારે શું કહેવરાવવા માગે છે?!" નટવરે પુછ્યું.

"ત્યારે તો હવે તમારી વાત સત્ય માનું છું!" તારાએ કહ્યુ "પણ આપણે રોજ મળી શકીએ તેને માટે વરલી તરફ એકાદ બંગલો ભાડે રાખો તો કેમ?!"

"તેમ પણ બની શકશે! એમાં તે શું મ્હોટી વાત છે! સો બસો રૂપિયા ભાડુ થશે એજ કેની?! તેની કંઈ વિસાત નથી!" નટવરે કહ્યું "પણ તારાથી ત્યાં સુધી રોજ આવી શકાશે!"

"હા! હું રોજ આવીશ! તમારા મિત્ર ઓફીસમાં ગયા પછી બપોરના બારથી ત્રણ સુધી દરરોજ હું ત્યાં રહી શકીશ! પણ તમને તમારી સ્ત્રી તરફની અડચણ હોય તો તમે જાણો!" તારા બોલી.

"મારી સ્ત્રી તરફની તો મારે હવે કશી અડચણ રહી નથી!" નટવરે જણાવ્યું.

"ત્યારે તો તમે બંગલાનો બંદોબસ્ત કરો આજે ને આજે!" તારાએ તાકીદ કરી!

"હમણાંજ હું તે તરફ જાઉં છું, અને એકાદ ખુણામાંનો બંગલો નક્કી ઠરાવીને પાછો તારી તરફ આવું છું!" નટવરે જણાવ્યું.

"પણ જરૂર પાછા આવજો ખરા!" તારાએ કહ્યુ.

"હાંરે, હમણાં આવીશ!" એમ કહીને નટવર ગાડીમાં બેસી વરલી તરફ ગયો. ત્યાં

એક ખુણાનો બંગલો ખાલી જણાયાથી તે ગાડીમાંથી ઉતરીને તે બંગલામાં ગયો. અંદર એક ભૈયો બેઠો હતો, તેને નટવરે પુછ્યું "એ બંગલા ખાલી હૈ ?"

"હાં સાબ, ખાલી પડા હૈ." ભૈયાએ જણાવ્યું.

"એ બંગલાકા માલીક કૌન હૈ ?" નટવરે પૂછ્યું.

"માલીક તો એક ખોજા શેઠ હૈ! મગર આપકું ભાડે રખના હોવે તો વહાંપે મહેતા આયા હય! કહો બુલાઉ?" ભૈયાએ પૂછ્યું.

"અચ્છા બોલાવ." નટવરે જણાવ્યું, અને ભૈયો તરતજ મેહેતાને બોલાવવા ગયો. દરમ્યાન નટવરે બંગલામાં ફરીને તે જોયો એટલે મહેતો આવી પહોંચ્યો. તેને નટવરે કહ્યું "મહેતાજી આ બંગલાનું ભાડું શું છે ?"

"દોઢસો રૂપિયા છે શેઠ." મેહેતાજીએ કહ્યું "પણ આપને થોડા દહાડા માટે જોઇએ છે કે જાથુકને માટે ?"

"જાથુકને માટે !" નટવરે જણાવ્યું "માટે કંઇ ભાડું કિફાયતે કરી આપો તો લઉં !"

"ભાડામાં તો પુરી બદામનો પણ ફરક નહીં પડે શેઠ! તમારે જોઇએ તો રાખો કે જોઇએ તો નહીં રાખો !" મેહેતાજીએ જણાવ્યું.

"ત્યારે એના માલીકને મને મેળવશો ?" નટવરે પૂછ્યું.

"માલીક બહાર ગામ રહે છે, અને મનેજ અખત્યાર આપી ગયા છે." મેહેતાજીએ જણાવ્યું.

"ત્યારે તમે કંઇ ભાડામાં રાહત કરો તો હું તમને ખુશી કરીશ !" નટવરે જણાવ્યું.

"નહીં શેઠ, તેમ નહીં બનશે ! મારા શેઠનાં ઘરમાં નુકસાન કરીને મારી મતલબ કાઢવાની વાત મારી પાસે નથી ! એ બીજા નિમકહરામ મહેતાઓનું કામ છે! હું તો સત્તાવીશ વરસ થયાં એમની ચાકરી કરૂં છું, પણ તેની ધાનત મેં કદી કરીજ નથી ! અને તેથીજ મારા શેઠના પુન્યથી હું સુખી પણ છું ! માટે ભાડામાં તો કંઇજ એછું કરાશે નહીં ! તમારી મરજીમાં આવે તો રાખો, નહીંતો જેવી ખુશી !" મેહેતાએ સાફ કહી દીધું !

"લો ત્યારે લખી આપો !" એમ કહી નટવરે રૂપીઆ દોઢસોની નોટ ગજવામાંથી કહાડીને આપી, અને મહેતા પાસેથી બીલ લીધુ તથા તેને પોતે પણ ભાડાનું ખાતું પાડી આપ્યું, અને કહ્યું "કાલથી અમે કબજો લઇશું."

"ભલે શેઠ ! તમારે જોઇએ તો આજથી આવો !" મેહેતાએ કહ્યું.

પછી નટવર ત્યાંથી પાછો તારા પાસે આવ્યો, અને બંગલો રાખ્યાની વાત વિદિત કરી. તારા તે સાંભળીને અત્યંત ખુશી થઇ, અને બોલી "ચાલો ઠીક થયું ! કાલથી રોજ બપોરના બાર વાગે તમે ત્યાં આવજો, ને હું પણ ત્યાં આવીશ; પણ મને બંગલો ખબર નથી તેનું કેમ કરશો ? ! આપણાંથી સાથે તો કંઇ જવાશે નહીં !"

"મારા ઘોડાવાળાએ બંગલો જોયો છે. તેથી તે તારી ગાડી હાંકશે, એટલે તને આવવાને હરકત રહેશે નહીં !" નટવરે જણાવ્યું.

"એ ઠીક છે !" તારા બોલી "ખુબ હીકમત કહાડી !"

"મે ત્યારે હવે તો હું જઇશ, ને કાલે ત્યાં આપણે મળીશું !" નટવરે જણાવ્યું.

"પણ તમારા ઘોડાવાળાને ત્યાં મોકલવાને ભુલતા નહીં" તારાએ કહ્યું.

"તે કેમ ભુલું ? !" નટવરે જણાવ્યું "પણ વારૂ તારા, પેલા મગનના શા સમાચાર છે ? તે તો કંઇ હમણાં જણાતોજ નથીને ? !"

" ના, કંઇ દેખાતો તો નથી ! " તારા બોલી " એની લગાર તપાસતો રાખજો કે એ શું કરે છે ને ક્યાં ફરે છે ?! એને બહુ સમાલતા રહેવાનું છે ! નહીંતો એ વળી કોઇ નવો પ્રપંચ કરી આપણને હેરાન કરવામાં ચુકશે નહીં ! "

" હવે આપણને કદી છેડવા નહીં આવશે ! કેમકે મેં તેને પુરેપૂરી ખાતરજમા કરી આપી છે, અને તેથી એ પોતે પણ મનમાં સમ જી ગયો હશે કે " એ લોકોને છેડવામાં સાર નહીં ! " એટલે હવે આપણી સામું આવે, એવો સંભવ નથી ! " નટવરે જણાવ્યું " અને વળી મેંતો એમ પણ સાંભળ્યું છે કે, એણે હવે તમામ ફંદ તજી દઈ લફંગાઇનો ધંધો પણ મુકી દીધો છે, અને હવે તો વેપાર રોજગાર કરે છે, કોટમાં એક સરસ ઑફીસ કહાડી છે, અને મ્હોટા વેપારી થઇ પડયો છે ! તેથી હવે તેનું મન માત્ર વેપારમાંજ ગિંટળાયલું રહે છે, અને કોઇની તેવી નઠારી સોબત પણ નથી ! માત્ર કામ ધંધા સાથે વાત ને વિચાર ! "

" એમ કે ? ! " તારાએ કહ્યું " ત્યારે તો તે ઠેકાણે પડયો, કેમ ? ! "

" હાસ્તો ! " નટવરે બળાપો કરતાં કહ્યું " તે તો ખાસી મઝાથી ઠેકાણે પડયો, અને હું વચમાં રખડી મુઓ ! "

" તમે રખડયા શાને ? ! તમારી પાસે ક્યાં પુંજી નથી ? ! તમારે તો ખાઇ પીને મઝા કરવાનું છે ! " તારાએ કહ્યું.

" મઝા શાની વહાલી ? ! એહાં ખાતાં હાહાડા પહોંચે ? ! " નટવરે જણાવ્યું.

" અરે તમે હીમ્મત શા માટે હારો છો ? ! તમારી ને મારી પુંજી ભેગી કરશું તો આપણાં જીવતાં સુધી મનગમતી મઝા કરીશું ! " તારાએ કહ્યું " અરે ચાર ઘોડાની ગાડીએ ફરશું તોએ ખુટશે નહીં ! "

" પણ તારી પુંજી વાપરનાર તો સ્વતંત્રદાસ બેઠો છેની ? ! " નટવરે પુછ્યું.

" તેને હજી મેં તિજોરીની ચાવી સોંપીજ નથી, અને તેને ખબરે નથી કે, મારી પાસે શું છે ને શું નહીં ! મેં હજી તેનાથી છાનું રખ્યું છે ! " તારાએ જણાવ્યુ " અને તેમણે તે જાણવાની જીજ્ઞાસા પણ કદી બતાવી નથી ! તે તેમનો પગાર લાવે છે તેમાંથી પોતાનાં કપડાં લતા ને ગજવા ખરચ કરે છે, અને તેમ કરતાં તેમની પાસે પણ બચે છે, અને દર માસે અમુક રકમ બેંકમાં જમા કરાવે છે! "

" પણ તરી પાસે કેટલીક પુંજી હશે ? " નટવરે પુછ્યું.

" એ બધી પંચાત હવે તમારે શા માટે જોઇએ ? ! જે છે તે મારૂં મન સમજે છે ! " તારા બોલી.

" જો તારે એટલી જુદાઇજ કેની ? ! નટવરે કહ્યું " સ્ત્રીજાત કપટી તો ખરી, હોં ! "

" લો ત્યારે કહું ! " તારાએ પછી તરતજ કહી દીધું કે " મારી પાંસે સઘળો મળીને દશેક લાખનો જીવ છે ! "

" એમ કે ? ! " નટવર તાજુબ થઇ બોલ્યો " તેં પણ ઠીક સાચવ્યું ! "

" તેમાં વળી તમે મારૂં થોડુ ખરાબ કીધું નહીંતો તેટલો વધારો હોત કેની ? ! મેંતો તમને પોતાને વાપરવા કેટલુંક આપ્યું, ત્યારે તે તમે ફડેમુકામ કીધું ! " તારાએ પછી પુછ્યું. " ત્યારે તમારી પાસે કેટલોક જીવ છે તે તો કહો ? ! "

" વહાલી તારા ! હુંતો તદન ખાલી થઈ ગયો છું, અને મારે માથે તો ઓર બે લાખ રૂપિયાનું કરજ થઇ ગયું છે ! " નટવરે કહ્યું. અગર જો નટવર પાસે હજી ચાર પાંચ લાખનો જીવ હતો તો ખરો, પણ તારાને ચીરવા માટે તેણે પોતાનાં ખોટાં રડણાં રડયાં !

" તારાએ તે સાંભળીને કહ્યું હાય હાય બધુંએ ઉડાડી મુકયું તો મુકયું, પણ સાથું કરજ પણ કર્યું ! અરેરે તને કેવા અક્કલના દુશ્મન ! કંઇ વિચારજ કીધો નહીં ! ! એકદમ ઉડાઉડ કરીને ટુંક વખતમાં કરજદાર થઇ ગયા ! તેમાંજ હમણાં તમારૂં શરીર પ્રથમ કરતાં સુકાઇ ગયું છે ! હવે મને સમજાયું ! પઈસાની બળતરા એવીજ છે ! " એમ કહી તારા વિચારમાં પડી ગઇ !

" વહાલી ! બળતરાની તો શું વાત કહું ? ! કરજના સંતાપમાં ખાવાનું ને પીવાનું કંઇ સુઝતું નથી ! ગળે ચિંથરા થઇ ગયો છું ! અને જો માગનારાઓ અચાનક અહીં આવશે તો ત્યારે તો આત્મઘાત કરવાનો વખત આવશે ! " નટવરે જુસ્સાબ મુકયો !

તારા આ સાંભળી ચમકી ! તેણી ગભરાઇ ! અને બોલી " એ શું નામરદાઈ ને બાયલાપણાની વાતો કરો છો ! હિમ્મત રાખો !

" પ્યારી પઇસા વગર હિમ્મત રહેજ નહીં તો !" નટવરે નિર્માલ્યપણે કહ્યું.

' પઇસા પઇસા શું કરો છો ! પઇસા કોણ છાતીએ બાંધી ગયું છે ! મારી પાસે જે છે તે તમફુંજ છેની ! એમાંની તમારૂં કરજ પતાવી દેજો, અને બાકીની રકમમાંથી શેરો લઇશું ? અગર બીજી રીતે વ્યાજે ફેરવીશું ! તો પણ આપણો ખરચ ખાસી રીતે નીકળશે ! ગભરાઓ નહીં તમે મરદ થઇને હિમ્મત હારો તો મારા જેવીના શા હાલ થાય ? ! " તારાએ કહ્યું.

" ત્યારે રૂપિયા ત્રણ લાખ જો મને આપે તો હું કરજ ચુકવી આવું ! એટલે પછી તારી સંગે નિરાંતે બેસાય ! " નટવરે કહ્યું.

' લો, લઇ જાઓ ! " એમ કહી તારાએ તિજોરી ઉઘાડીને અંદરથી રૂપિયાની નોટો કહાડીને નટવરના હાથમાં આપી, અને નટવરે તે ગણી લીધી, અને કહ્યુ " હું આ રૂપિયા ભરીને પછી બનશે તો સાંજે આવીશ, અને નહીંતો આપણા ઠરાવ પ્રમાણે કાલે મળીશું ! "

" હા, પણ જોજો સમાલજો ! રૂપિયા ચોકસાઇથી લઇ જજો ! " તારા બોલી.

" તેની ફીકર કરવી નહીં ! " નટવરે કહ્યું, અને પોતે તરતજ ગાડીમાં બેસી પોતાના બંગલા તરફ પાછો વળ્યો ! રસ્તે વિચાર કીધો કે " ચાલો, એ પણ ઠીક થયું ! મારી પૂંજી અરધી થઈ ગઇ હતી, તે હવે આથી થોડીક તો પુરાઇ જશે ! એટલે કંઇ હરકત નથી ! અને હજી તારા પાસે સાત આઠ લાખનો જીવ છે તે પણ ધીમે ધીમે ઓકાવી લઇશ ! " એમ વિચાર કરતો તે પોતાને બંગલે જઇ પહોંચ્યો.

" કેમ પ્રાણનાથ, તમને તો બહુ વાર લાગી કંઇ ? ! " સુંદરમતીએ પુછ્યું.

સ્વતંત્રદાસ સાથે ઓફીસમાં ગયો હતો ! " નટવરે જણાવ્યું " અને મને કહ્યું છે કે રોજ ઓફીસમાં આવ્યા કરજો, અને પછી આપણે વિચાર કરીને કંઇ ધંધો ઉઠાવીશું ! " :એટલે હવે તો મારે રોજ જમીને જવુ પડશે ! "

" સારી વાત છે. " સુંદરમતીએ જણાવ્યું " ઘરમાં બેઠાં બુદ્ધિ બગડે, માટે ઓફીસમાં જશો તો બુદ્ધિનો ખીલાવો થઈ કંઇ પણ ઉદ્યમ સુઝશે ! "

" જઇશ ત્યારે ! કંઇ છુટકો છે ? ! બેઠાં બેઠાં કયાં સુધી ખાઇશું ? ! " નટવરે કહ્યું અને પછી ચાહ પી સુંદરમતી તથા નટવર વાડીમાં ફરવા લાગ્યા.

" સાયંકાળ થયાં પછી સ્વતંત્રદાસ જમી ખાઇને નટવરને બંગલે આવ્યો. તેને જોતાંજ નટવર ગભરાયો કે " રખેને એ મને મારી સ્ત્રીનાં દેખતાં કહેશે કે, આજે કંઇ દેખાયા નહીં ! ! તો ખચીત હું જુઠો પડીશ, અને મારી સ્ત્રી વળી વહેમાશે ! " એમ ધારીને તેણે અંદર જઇ સુંદરમતીને કહ્યું " તું રસોડામાં ભટનાં માથાપર રહી તજવીજથી રસોઇ કરાવજે ! કેમકે ભટની રસોઇ કંઇ ઠીક થતી નથી ! માટે તું જો મરીમસાલો માથે રહીને નંખાવશે તો ઠીક થશે ! "

એમ જણાવી નટવરે સુંદરમતીને રસોડામાંજ રોકી અને પોતે બાહાર આવીને જુએ છે તો સ્વતંત્રદાસ ખુરસીપર આવીને બેઠો હતો ! સ્વતંત્રદાસે નટવરને કહ્યું "કેમ ભાઈ, આજે તો કંઇ દેખાયજ નહીં ? !"

"અત્યારે જમીને આવનાર હતો, એટલે તો તમેજ આવી પહોંચ્યાં ! ચાલો એ પણ ઠીક થયું !" નટવરે કહ્યું "આપણે હવે અહીંજ વાળું સાથે કરીશું ! ઘેર કહીને તો આવ્યા છો.ની ?"

"હું તો જમીનેજ આવ્યો છું !" સ્વતંત્રદાસે જણાવ્યું,

"એમ શા માટે કીધું ? ! અહીં તમારે ખાધેથી ખુટી જવાનું હતું કે શું ? !" નટવરે કહ્યું

"તેમ નહીં, પણ જમવાનું તૈયાર હતું એટલે જમીનેજ આવ્યો !" સ્વતંત્રદાસે પછી ધંધાની બાબત વાત કહાડતાં કહ્યું "ભાઇ, મારો વિચાર એવો છે કે, કંઇ ઉદ્યમ ઉઠાવીએ; કેમકે નોકરી હવે મને પસંદ નથી, અને વેપાર વિના વિશેષ લક્ષ્મી મળતી નથી ! માટે જો તમે મારી સાથે સામિલ થાઓ તો આપણે એક સારો, અને જેમાં જોખમ નહીં હોય એવો ધંધો પકડીએ !"

"મારો પણ એજ વિચાર છે ભાઈ ! તમને સારો વિચાર થયો છે, અને હવે આપણે ધીમે રહીને વિચાર કરીશું, અને પછી કોઇ પણ લાયક ધંધો આરંભીશું. ધંધામાં જે મઝા છે, તે નોકરીમાં નથી !" નટવરે જણાવ્યું.

"તમારૂં કહેવું સત્ય છે. નોકરી ને ગુલામગિરી બરાબર છે ! માટે હવે આઠ પંદર દાહાડામાં આપણે નિરાંતે બેસીને કયો વેપાર ચલાવવો તે નિર્માણ કરીશું. જુઓની પેલો મગન જ્યારથી ઓરીસ કહાડીને બેઠો છે, ત્યારથી ન્યાહાલ થવા માંડયો છે ! જોતજોતામાં તે કેટલો બધો વધી ગયો !" સ્વતંત્રદાસે જણાવ્યું.

"હા, મેં પણ સાંભળ્યું છે કે તે ઘણો સુખી થઈ ગયો છે !" નટવરે કહ્યું "નસીબ ફરે ત્યારે કંઇ વાર નહીં ભાઇ !"

"પણ ઉદ્યમ કીધાં વિના નસીબ ફરે પણ કયાંથી ? !" સ્વતંત્રદાસ બોલ્યો.

"તે પણ બરાબર છે !" નટવરે ડોકું હલાવીને કહયુ મહેનત કીધા વગર લાભ ન મળે."

એટલામાં નટવરને તેડું આવ્યાથી તે સ્વતંત્રદાસની રજા લઇ જમવા ગયો. દરમિયાન એક અંગ્રેજી પત્ર સ્વતંત્રદાસ વાંચવા લાગ્યો, અને થોડી વારે નટવર જમીને પાછો પણ આવ્યો. તેને જોઈ સ્વતંત્રદાસે પુછ્યું "ઓહો ! જમતાં તો કંઈ વાર લાગી નહીં ? !"

"મને પાંચ મિનિટ થાય !" નટવરે કહ્યું.

સ્વતંત્રદાસે મશ્કરીમાં જણાવ્યું "ખરી વાત ભાઇ ! પૈસાથીજ તમારૂં પેટ ધરાયલું રહે એટલે તમને જમવાનું પણ ઓછું જોઈએ નહીં તો ! પૈસાવાળા ઝઝું જમી નહીં શકે !"

"હા ભાઇ હા ! કરો મશ્કરી !" નટવરે હસી પડીને કહ્યું "પણ પૈસાવાળાને વધારે પીડા હોય છે તો !"

"પૈસાવાળાને પીડા માત્ર પૈસો સાચવવાની ! બીજી કંઈ પીડા નહીંની !" સ્વતંત્રદાસે કહ્યું.

"પૈસો સાચવવાનું કામ કંઇ થોડું મુસ્કેલ નથી તો !" નટવરે જણાવ્યું.

"તે વાત વાજબી છે !" સ્વતંત્રદાસ બોલ્યો "આજના કાળમાં લક્ષ્મીને જતાં વાર લાગતી નથી, પણ આવતાં તો વાર લાગે !"

એ વિગેરે અનેક ગપાટા સપાટા ચલાવી સ્વતંત્રદાસ પાછો પોતાને ઘેર ગયો, અને નટવર તથા સુંદરમતી તે પછી એકલાં કંઇ કંઇ વાતચીત કરતાં બેઠાં, સુંદરમતીએ પુછયું "કેમ પછી કયો ધંધો કરવાનો વિચાર કીધો ?"

નટવર ચુપ રહ્યો, ને નોટનું બંડલ ત્રિજોરીમાં મુકી દઇ કુંચી પાછી પોતાના પજામાં નાંખી, અને પછી તે અને સુંદરમતી થોડીક વારમાં સુતાં, ત્રિજોરીની આખી નટવરે પોતાની પાસે રાખવાને યુક્તિ તો ખાસી મઝાની વાપરી !

———:o:———

## પ્રકરણ ૩૫ મું.

——o——

દોહરો.

બંગલામાં બંને મળે, એએ ખાધો માર !
પણ નફ્ફટ સમજ્યાં નહીં કંઈ સાર !

### સોનેરી ટોળીનાં પરાક્રમ !

નટવરે ભાડે રાખેલા બંગલામાં રોજ તારાને નટવર જવા લાગ્યાં! બપોરના બારથી ત્રણ વાગ્યા સુધી બંને નફ્ફટો મ્હાલતાં સુંદરમતી નટવર માટે એમ માનતી હતી કે "તે તો રોજ બપોરે સ્વતંત્રદાસ પાસે ઓફીસમાં જાય છે !" એટલે નટવર નિરભયપણે રોજ બંગલે જઈ શકતો, અને તારાનો પતિ ઓફીસમાં જતો હોવાથી તેણીને તો કોઇનો હોકો ધોકોજ રહ્યો નહોતો તેથી બંનેને દરરોજ બંગલે મળવાનું "ઠીક બની આવતું હતું !

અગરજો બંગલો એકાંત હતો, અને આસપાસ માણસો કે ગાડી થોડાની આવજા પણ થતી નહોતી તો પણ દરરોજ તારા ને નટવરની ગાડીઓ ખરે બપોરે ત્યાં જતી હોવાથી ભીંડીબજારમાં ફરનારા કેટલાક સોનેરી ટોળી વાળાઓ, જેઓ નટવરને ઘણી સારી રીતે ઓળખતા હતા, અને જેઓ ઘણાખરા ત્યાં ફરતા હતા, તેમને વહેમ ગયો . અગર જો તેઓ તારાથી અજાણ્યા હતા, તોપણ નટવરની ચાલચલણથી પુરા વાકેફ હતા, અને દરરોજ નટવરની આગળ કે પાછળ તારાની ગાડી માત્ર થોડીક મિનિટને આંતરે જતી આવતી હોવાથી તેમને સંપુર્ણ શક ગયો કે "જરૂર નટવર કોઇ ગૃહસ્થની સ્ત્રીને દરરોજ ભગાડી જાય છે !" એવા શક ઉપરથી તે ટોળી માંહેલા ચાર જણાએ નટવરને લુટવાનો ઠરાવ કીધો, અને તેને માટે એક દિવસે તેઓ કપડાં પહેરીને તૈયાર થઇ રહ્યા, અને જેવી નટવર ને તારાની ગાડીઓ ત્યાંથી ચાલી કે તેવાજ તે ચારે દુકાનદારો ભાડાની વિકટોરીયા કરીને તેમની પાછળ ગયા ! બંગલામાં નટવર ને તારાની ગાડીઓ પેંઠી; અને તેમણે પોતાની ગાડી બાહારજ છેક દુર ઉભી રાખી, અને દુરથી બંગલામાં નટવર તથા તારાને પેસતાં દીઠાં ! બાદ તે ચારે જણા ત્યાંજ થોભ્યા ! છેક અઢી ત્રણ કલાકે બંગલામાંથી તે નફ્ફટો પાછાં નીકળ્યાં, એટલે તે ચારે જણા પાછા વિકટોરિયામાં બેસી ભીંડી બજાર તરફ પાછા ફર્યા, અને એક ખુણે રહીને તેઓએ મસલહત ચલાવવા માંડી:—

એકે કહ્યું "બચ્ચા દાવ તો સજ્જડ હાથ આવ્યો છે ! નટવર પૈસાવાળો છે, તેથી જો એને પકડીને ગુંદિપાક આપીશું તો જે માંગીશુ તે આપસે !"

બીજાએ જણાવ્યું "એવો સધર આસામી ફરીને હાથ આવનાર નથી !"

ત્રીજો બોલ્યો "એને કદી મુકવોજ નહીં ! બસ ! જે થાય તે ખરી ! પણ એને તો લુંટવોજ !"

ચોથો બોલ્યો "આપણે બધાએ મ્હોટી છરીઓ પાસે રાખવી, અને તે ઉગાડીને તેને ધાક આપીશું તો કામ ફતેહ !"

આ પ્રમાણે આ ચારે જણાઓએ ઠરાવ કરી બીજે દિવસે બપોરના તેઓ ચારે જણા



"તેઓએ છરીઓ નટવર તથા તારા તરફ તાકીને રાખી!"

એક વિક્ટોરીયામાં બેસીને તૈયાર રહ્યા, અને જેવી તારા તથા નટવરની ગાડીઓ જતી જણાઇ કે તેવીજ તેઓએ પણ તેમની પુંઠ પકડી! ત્યાં પ્રથમ નટવર ને તારા બંગલામાં ઘુસ્યા! પછી તેમની પાછળ તે ચારે પણ બંગલામાં ચઢી ગયા! નટવર ઉતાવળથી દાદર ચઢી ગયો હતો, પણ તારા ધીમે ધીમે ચઢતી હોવાથી દાદરમાંજ તે ચારે તેણીને મળી ગયા! તારાએ નટવરને બુમ પાડી! એટલામાં તે ટોળી માંહેલો એક જણ તારાને ઉંચકીને ઉપર લઇ ગયો! બીજાએ બંગલાનાં બારણાં બંધ કરી દીધાં! ત્રિજાએ નટવરને બાથમાંથી પકડતાંજ નટવર બુમ પાડવા જતો હતો, એટલામાં ચોથાએ વળી તેના મોંમાં કપડાંનો ડુચો મારી દીધો! અને પછી ચારે જણાએ છરીઓ કહાડી ત્રાસ બતાવ્યો! બાદ જે બારણું દેવા ગયો હતો તેણે આવીને બંગલા-માંથી એક મ્હોટું દોરડું સોધી કહાડ્યું, અને તારા તથા નટવરના હાથ પગ મજબુત બાંધ્યાં, પછી ચારે છુટા ઉભા રહી, તેઓએ છરીઓ નટવર તથા તારા તરફ તાકીને રાખી! અને એ પ્રમાણે ત્રાસ બતાવ્યા પછી એક જણાએ નટવરનાં ગજવાં તપસી તેમાંથી આસરે દસ હજારનો માલ કહાડી લીધો જેમાં હીરાનાં બટન પણ હતાં! એજ પ્રમાણે તારાના શરીર ઉપરનાં જે આઠ દશ હજારના દાગીના હતા તે પણ કહાડી લીધા અને પછી તે ચારે જણા ત્યાંથી ચાલ્યા ગયા! તેમનો પતો લાગેજ શાનો?!

તારાને નટવરનાં હૃદય ઘણાંજ ચચણ્યાં! તેમના પેટમાં શઝ્ઝડ ત્રાસ પેંઠો! બંનેને બાંધેલા હોવાથી છોડનાર કોઇ મળે નહી! આખરે તારાએ પોતાનાં દાંત વડે નટવરને બાંધેલા દોરડાંની શેર ચાવી ચાવીને કાપી, અને નટવરે પછી છુટા થઇને તારાને છોડી! તેઓ તાબડતોબ ગભરાટમાં નીચે ઉતર્યાં, અને બારણામાંથી આસપાસ જોવા લાગ્યાં કે તે હરામખોરો છે તો નહી?! નહી દેખાવાથી તારા બોલી "હવે આવે હાલે ઘેર જઇશું ? જો કોઇ દેખશે તો શા હાલ થશે?! માટે કંઇ તદબીર કરવી જોઇએ!"

નટવરે કહ્યું "તને તો તારે ઘેર કોઇ પુછનાર નથી, પણ મારે મ્હોટો સંતાપ થયો છે!"

"ત્યારે તમે પણ હાલ મારે ઘેરજ આવો, અને ત્યાં નાહી ધોઇને પછી તમારે ઘેર જજો! તારા બોલી.

"એ પણ બરાબર છે!" એમ કહી બંને બાહાર નીકળ્યા, અને પોત પોતાની ગાડીઓમાં બેસીને બંને જણાની ગાડી આગળ પાછળજ ચલાવી! તારાનું ઘર આવતાંજ તારા ઝટપટ ગાડીમાંથી ઉતરીને ઉપર ચઢી ગઇ, અને તેની પાછળ નટવર પણ હાંફ્લો ફાંફ્લો થઇને ઉપર ગયો. બાદ નટવરને માટે તારાએ ગરમ પાણી મંગાવ્યું; અને નટવરે બીજુ ધોતીયું બદલી નાહીને પોતાનું શરીર સાફ કીધું પછી નટવરે કહ્યું "બીજું તો કાંઇ નહીં પણ મારાં હીરાનાં બોરીયાં મારી સ્ત્રી નહી દેખશે તો તેણી વેહેમાશે! માટે—"

તારાએ ઝટ કહ્યું 'હીરાનાં બટન મારી પાસે તમારાં હતાં તેથી પણ વધારે સારાં છે, માટે લો કહાડી આપું!" એમ કહી તારાએ પોતાની ત્રિજોરી ઉઘાડી અંદરથી હીરાનાં બટનનો સટ કહાડી આપ્યો, જે નટવરે પોતાનાં બદનનાં છિદરમાં પોરવી દીધો, અને કપડાં ખંખેરી નાંખીટાપટીપ કરી ગાડીમાં બેસી પાછો પોતાને બંગલે ગયો.

સુંદરમતી આ સમયે બહારજ બેઠી બેઠી એક પુસ્તક વાંચતી હતી. તેણીએ નટવરને ગાડીમાંથી ઉતરતાં દેખતાંજ કહ્યું "કેમ, આજે તમારે કપાળે ચાંદલો નથી?! ભુસી નાંખ્યો શું?!"

"ભુસાઇ ગયો હસે!" નટવરે જણાવ્યું અને અંદર કપડાં ઉતારવા ગયો. તેની પાછળ

**સુંદરમતી** પણ ગઈ! માથાની પાઘડી **નટવરે** ઉતારી એટલે **સુંદરમતીને** તેનું માંથુ પણ ભીનું લાગ્યું, ને તેણીએ પુછ્યું "પણ તમારૂં માથું ભીનું કેમ છે?!"

**નટવરે** જાણ્યું કે "હવે એ બધીએ બાબતો માટે પુછપરછ કરશે, માટે એને હુંજ સ-ઘળું જુક્તિથી અષ્ટમ પષ્ટમ સમજાવી દઉં!" એમ વિચારી તે બોલ્યો "એ તો આજે એક દોસ્તદાર સાથે તોફાન ઘણું કર્યું તેથી એટલો તો થાકી ગયો કે પરસેવો છુટયો, અને માથાના વાળ ને આખુ શરીર પરસેવાથી ભીંજાઈ ગયું!"

"એટલું બધું તે તોફાન?!" **સુંદરમતીએ** તાજુબ થઇ પુછ્યું,

"અરે એ તો એક બડી મઝા પડી!" એમ કહી **નટવરે** એક ચોકઠાબંધ વાત ગોઠવીને કહ્યું કે "આજે બપોરે **સ્વતંત્રદાસની** ઓફીસમાં એક દોસ્તદાર આવ્યો! તેણે મને લગાર જોરમાં "સેકહેન્ડ" કરી! ત્યારે મેં કહ્યું કે જોયું તમારૂં જોર! માત્ર "શેકહેન્ડ" કરવામાંજ જોર અજમાવો છો કે?! એ તો કુસ્તી લડીએ તો ખબર પડે કે કોનું જોર વધારે છે?! આ પરથી તે બોલ્યો "એમ છે કે?! કુસ્તી કરવી છે?! આવી જાઓ ત્યારે તો!" એટલે પછી મેં પણ કીધું કે આવી જાઓ! પણ જીતે તેને ફાયદો શો?! ત્યારે તેણે કીધું "જો તમે જીતો તો મારા હીરાનાં ભારે બટન તને આપીને તેના બદલામાં તમારાં આ હલકાં બટન હું લેઉં! ને હું જીતું તો કાંઇ નહીં!" આ સરત મેં કબુલ રાખી! કેમકે મારાં બટનતો સાધારણ હીરાનાં હતાં, પણ તેનાં બટન ઘણાં કીમતી હતાં, અને વળી સરત પણ મારા લાભનીજ હતી! પછી કપડાં ભેળાંજ અમે કુસ્તી લડયા! તેમાં હું જીત્યો! એટલે તેણે પોતાનાં બટન મને આપ્યાં, અને મેં મારાં બટન તેને આપ્યાં! એવી મઝા થઇ ગઇ!"

"વાહરે તમારી મઝા! એમ કરતાં હાથ ટાંટિયો ભાંગી ગયો હોત તો મઝા તો અવળી નીકળત કેની?!" **સુંદરમતીએ** જણાવ્યું.

"અવળી તો નીકળીજ! કેમકે અત્યારથીજ મારૂં બધું દિલ તોડાયછે! થાક ચઢી ગયો છે! અત્યારે ખવાશે નહીં! આજે સુઇ પણ વહેલો જઇશ! કેમકે જીવ જાણે લોથ પોથ લાગે છે!" **નટવરે** પેલા બંગલાની વાત ઢાંકી દેવાંની તદબીર કરી!

**સુંદરમતીએ** કહ્યું "આજ પછી ગમે તેટલુ હાંસલ હોય, તોપણ એવી નાદાની નહીં કરવી! એમાંથી વખતે ખરાબી નીપજે!

"બેશક! હવે મને તો પસ્તાવો થાય છે! **નટવરે** જણાવ્યું, અને પછી ઓરડામાં જઇને પલંગ પર પડયો, ને ઘાટી પાસે પગ દબાવવા લાગ્યો! **સુંદરમતી** પણ તેની સામી એક ખુરસીપર બેઠી અને તેને ઠપકો દેવામાં કસર રાખી નહીં!

**નટવર** અંદરખાને એક વાતે ખુશી થયો, અને તે માત્ર એટલાંજ માટે કે, ખરી બનેલી બીના તે છુપાવી શકયો, તેથી તે મનમાં હરખાયો કે "ચાલો! બાપડીને તો ઠીક સમજાવી દીધી મ્હોટી ચિંતામાંથી તો ઉગરયો! હવે થવાનુ હોય તે થાય!"

**તારાએ** પોતાને ઘેરથી **નટવરનાં** વિદાયે થયાં પછી પોતાનું તમામ શરીર એક ભીના કકડા વતી લુછી નાંખ્યું. ને માથાના વાળ તદન સાફ કરી નાંખ્યાં! એટલામાં થોડીક વારમાં **સ્વતંત્રદાશ** આવી પહોંચ્યો! તેણે **તારાને** પુછ્યું "કેમ વહાલી, આજે તમામ ઘરેણાં કાહાડી નાંખ્યાં છે વારૂં?!"

"ઘણા દાહાડા થયાં માથું ચોળ્યું નહોતું, તેથી આજે માથું ચોળીને અત્યારે નાહી, અને તેથી ઘરેણાં કાહાડી નાંખ્યાં!" **તારાએ** જણાવ્યું.

"પણ ઘરેણાં વગર શરીર કેવું કદરૂપું લાગે છે! પાછાં હવે પહેરી લે!" **સ્વતંત્રદાસે** આજ્ઞા કરી.

" હવે સવારે પહેરીશ! અત્યારે કોણ કડાકુટ કરે!!" તારાએ જણાવ્યું.

" એમાં કડાકુટ શાની છે વળી!!" સ્વતંત્રદાસે કહ્યું.

" વળી, ત્રિજોરી ઉઘાડવી પડે, ને પાછી દેવી પડે કેની!!" તારાએ અરૂચી બતાવી.

" એટલામાં વળી ત્રિજોરીમાં પણ ઘરેણાં મુકી દીધાં!!" સ્વતંત્રદાસે જણાવ્યું " નાહાતાં સુધીમાં કબાટમાં મુકયાં હોત તો ઘરમાંથી કોણ લઇ જનાર હતું કે ત્રિજોરીમાં નાંખ્યાં? તું પણ કેવી છે!"

" ત્રિજોરીમાં તો એટલા માટે મુકયાં કે હવેથી એ બધાં ઘરેણાંને બદલે બીજાં છે તે પહેરવાં છે! કેમકે પરમેશ્વરે આપ્યાં છે, ત્યારે વારા ફરતી વાપરૂં તો ખરી!" તારાએ પોતાનાં ગયલા દાગીનાની વાત છુપાવી રાખવાને માટે વળી આ કળા કરી!

" ઠીક ત્યારે કાલે પહેરજે!" સ્વતંત્રદાસે જણાવ્યું. પણ સ્વતંત્રદાસને ખબર નહોતી કે તારાની પાસે કયા કયા દાગીના છે! પછી તેણે એ વાત પડતી મેલી, ને તારાને પુછયું "નટવરલાલ આજે આવ્યા હતા કે નહીં!! આજે કેમ જણાયા નથી વારૂં!!"

" કંઇ આવ્યા તો નથી!" તારા બોલી.

" ત્યારે રામાને તેડવા મોકલીશું!!" સ્વતંત્રદાસે પુછયું.

" એક દાહડો નહીં આવ્યા તો શું હવે તેના વગર કાચું રંધાય છે?! આજે નહી તો કાલે આવશે!" આ મુજબ તારાએ ના એટલા માટે કહી કે, નટવરનું શરીર ગરદાપેંચ થઇ ગયેલું હોવાથી વળી તેને તસ્દી આપવાનું ઠીક નહી લાગ્યું.

" સારૂં ત્યારે માંડી વાળો! આવશે કાલે!" સ્વતંત્રદાસે જણાવ્યું. અને પછી રાત્રિ થવાથી ભોજન કરી સ્વતંત્રદાસ મોડી રાત્રિ સુધી કંઇ લખવા બેઠો, ને તારા થાકેલી પાકેલી સુઇ ગઇ!

પ્રભાતે ઉઠતાંજ તારાનાં શરીર પર તારાએ પોતેજ કેટલાક નખ લાગેલાં જોયાં! તેણી તે પરથી ચમકી કે " હવે જો મારા પતિ મને પુછશે તો હું શું જવાબ દઇશ?!" એમ ચિંતા કરતાં કરતાં તેણીને એક યુકિત મળી આવી, અને સ્વતંત્રદાસ પુછે ત્યારે તેને સમજાવી દેવા માટે તે યુકિત તઇયાર રાખી.

થોડી વારે સ્વતંત્રદાસ ઉઠયો, અને તારા તરફ તેની નજર પડતાં તારાનાં શરીર પર નખનાં ચિન્હ જોતાંજ તેણે પુછયું " કેમ વહાલી, આ બધું તારે શરીરે શું થયું છે વારૂ?! આ બધા નખ કોને માર્યા?!"

તારાએ તઇયાર રાખેલી યુકિત આ વેળા વાપરતાં કહ્યું " એ તો આજે મારાં ડીલ પર આખી રાત ઉંદરોએ કુદાકુદ કર્યા કરી હતી! અ ર ર ર ર ર! કંઇ ઉંદરનો આપણે ત્યાં જુલમ છે! કંઇ વાતજ કહેવી નહી! તોબા એ ઉંદરોથી તો!"

" ત્યારે રોજ રાતનાં ઉંદરવઇ કેમ મુકાવતી નથી?!" સ્વતંત્રદાસે જણાવ્યું.

ઉંદરવઇમાં પકડી પકડીને ઘણાંએ કહાડયા. પણ મુઆ ખુટતાંજ નથી તો!" તારાએ જણાવ્યું.

' રોજ ઉપરાચાપરી પકડીને કહાડયા કરીએ તો ધીમે ધીમે ઓછાં થઇ જાય!" સ્વતંત્રદાસે કહ્યુ.

" કંઇએ તો ઓછા થતાં નથી!" એમ કહી તારા દાતણ કરવા બેઠી, ને સ્વતંત્રદાસ પણ મોંમાં દાતણ ચાવવા મંડયો.

નટવર રોજના કરતાં આજે પણો મોડો ઉઠયો હતો. અમરજે રાતના તેને બરાબર નિંદરા નહી આવતાં તેનું શરીર તોડાયાં કરતું હતું, તો પણ પાછલી રાતથી તે ખુબ ઉંઘ્યો, અને છેક સવારના સાડાઆઠ પછી ઉઠયો! દાતણ પાણી કરી ખુબ ગરમ પાણીએ નહાતાં શરીર સારી રીતે સેકયું અને ભોજન કરીને બીજાં કપડાં બદલી બાર વાગ્યાને સુમારે તે તારા પાસે આવ્યો. તારાએ પુછ્યું "કેમ પ્રાણ! તમારે શરીરે કેમ છે!"

"શરીર તો જાણે તદન ભાંગી ગયું છે, અને આખું શરીર તોડાય છે!" નટવરે કહ્યું.

"શરીર તોડાય તેમાં શી નવાઇ! કાલે મુવાઓએ થોડાં હેરાન કીધાં?! એમનું સત્યાનાશ જાય એમનું! એ પાપીઓને તો પોલીસમાં પકડાવવા જોઇએ, અને સખત સજા કરાવવી જોઇએ!" તારાએ ઘણા નિસાસા નાખીને કહ્યું.

"પોલીસમાં કાલની હકીકત નોંધાવીએ તો મુંબઇની પોલીસ એવી ચાલાક છે કે, તેઓને ગમે ત્યાંથી પકડવા ધારે તો પકડી શકે! પણ તેમ કરવામાં આપણી બંનેની ફજેતી થાયની!" નટવરે ફજેતીનો ડર બતાવ્યો.

"તેજ પિડા છે તો!" તારાએ કહ્યું "પણ હવેથી બાહાર જવાની વાત રાખવી નહીં! આપણું ઘરજ સારૂં! પણ તમે ઘેર આવવાનો વાંધો લોછો, તેથી આમ થાય છે! જો ઘેરજ આવવાનું રાખ્યું હોત તો આટલી પિડા પડતે?!"

"પણ ઘરે આવવાથી તારાં પડોશીઓનો સંતાપ છેની વળી! તેથી હું તો અહી આવતાં પણ અચકાઉં છું!" નટવરે ખુલાસો કીધો.

પાડોશીઓની પિડાને સઉ પહોંચાશે! પણ બહારની પિડાને પહોંચાય નહીં! એ તો સારૂં થયું કે આપણે જીવથી બચ્યાં! નહીં તો તે લુચ્ચાઓ છરીઓ કહાડીને ઉભા હતા, ને આપણાં ખુન કરી નાંખતે તો આપણે જાનથીજ જતેની?!" તારાએ કહ્યું.

"હાસ્તો!" નટવર બોલ્યો "એ તો આપણાં ઘરડાં વરડાંનાં પુન્ય ગઇ કાલે આડે આવ્યાં!"

"એમાં કંઇજ શક નથી!" તારા બોલી "પણ તમારી સ્ત્રીને તમારે માટે કાલે કંઇ વહેમ તો પડયો હશે!"

"વહેમ તો કંઇ નહીં, પણ મારાં કપડાં ચુંથાયલાં જોઇને, અને શરીર ગમે તેવું જોઇને તેણીએ પુછપરછ ઘણી કરી. પરંતુ મેં તેણીને અવળું સવળું સમજાવી દીધું, અને તે પરથી પછી તેણી તો કંઇ વિશેષ બોલી નહીં! પણ તારા પતિએ તારાં દાગીનાની બાબતમાં તને કંઇ નહી કહ્યું?!" નટવરે પુછ્યું,

"મને પણ કહ્યું તો ખરૂંજ તો, પણ મેંએ તેમને ઉંધુંચતું સમજાવીને વાત ઉડાવી દીધી!" તારાએ જણાવ્યું.

"એ પણ સત્તર આનાનું કામ થયું!" નટવરે કહ્યું "હવે મને રજા છે? વળી કાલે પાછો મળીશ."

"પણ કાલે જે બનાવ બન્યો તેને માટે મેં તો બાધા રાખી હતી કે "જો આ સંકટમાંથી આપણે બંનેને ઇશ્વર છોડવે, ને સાંગોપાંગ ઘેર પહોંચીએ તો સત્યનારાયણની પુજા હું કરાવીશ. અને પુંજા કીધાં પછી દુધ ને ઘી ખાઇશ! એવી મેં બાધા રાખી છે, અને તેથી તો આજે દુધ વગરની ચાહે પીધી, અને રોટલી લુખી ખાવી પડે, તેથી માત્ર ભાત ખાઇને ચલાવ્યું!

માટે આજે ને આજે પુંજા તો કરાવવી જોઇએ!" તારા બોલી.

"પુંજા ત્યારે એકાદશીનેજ કરવાની છે કેની!", નટવરે પુછ્યું.

"નારે! તમે ને હું સાથેજ બેસીને પુંજા કરવી જોઇશે!" તારા બોલી.

"પણ મને તે વાતની ખબર નહીં હોવાથી મેં તો આજે ખાઇ લીધું છે!" નટવરે જણાવ્યું.

"ત્યારે કાલપર રાખો! કાલે ભુખ્યા આવજો, અને અહીં આવીને પુંજા કરીશું!" તારાએ જણાવ્યું.

"તારા ઘરમાં પુંજાનું કેમ બની શકશે!! તારો પતી જાણશે તો!?" નટવરે ચિંતા બતાવતાં કહ્યું "અહીં પુંજાની સામગ્રી કરતાંજ સ્વતંત્રદાસ પુછપરછ કરશે તો શું જવાબ દેશે!?"

"તે તો બધું હું ફોડી લઇશ! તમે તેની ચિંતા નહીં કરો! પણ તમે કાલે અગીઆર વાગ્યમાં અહીં આવી પહોંચજો! મારા બટને એ પુંજા કરાવતાં આવડે છે, અને એજ બધી સામગ્રી તૈયાર કરી રાખશે!" તારાએ જણાવ્યું.

"ઠીક છે." નટવરે કહ્યું "પણ સ્વતંત્રદાસ આજે કદાચ મારે ત્યાં આવશે ખરા!"

"કાલે રાતના એ તો તમને સંભારતા હતા, અને તમને તેડવા મોકલતા હતા! પણ મેં જાણ્યું કે, તમે થાકયા પાકયા સુતા હશો, તેથી મેં માંડી વળાવ્યુ. માટે આજે તો તેઓ જરૂર તમને મળવા આવશે!" તારાએ કહ્યું "માટે ગમે તો, તમેજ એમને ઓફીસમાં મળવા જાએ!"

"એમજ કરું છું! કેમકે કાલે પણ નથી મળ્યો, ને આજે પણ જો નહીં મળીશ તો એ બંગલે આવીને પુછપરછ કરશે, અને જો મારી સ્ત્રી તે વાત સાંભળશે તો વળી તેણી વહેમાશે કે "ઓફીસનું નામ દઇને ક્યાં જતા હશે!" તો વળી તે વહેમની દવા થઇ શકે નહીં! માટે ઓફીસમાં થઇનેજ હુ મારે બંગલે જાઉં છું!" એમ જણાવી નટવર બાહરોબાહાર સ્વતંત્રદાસની ઓફીસમાં ગયો, અને તેને જોતાંજ સ્વતંત્રદાસે પુછ્યું "કેમ ભાઇ સાહેબ, તમારાં તો દરશન કંઇ દુર્લભ થઇ પડ્યાં છેને?! કાલે પણ કંઇ જણાયા નહીં?!"

"કલે હું રાતના બંગલેજ હતો, અને હું તમારી રાહ જોતો હતો કે, તમે હમણાં આવશો! પણ તમને કઇ દેખાયા નહીં, ને વળી મને ગળે પડો છો કે ભાઇ સાહેબ?! એ પણ ઠીક ધંધો!" નટવરે હસતાં હસતાં જણાવ્યું.

"હું તમને તેડવા મોકલવાનો હતો, પણ મેં વિચાર કીધો કે, અત્યરે હવે શેઠને ક્યાં તસ્દી આપીએ!" સ્વતંત્રદાસે કહ્યું "બોલો ત્યારે હવે બીજી શી ખબર છે? પેલી આપણા ધંધા રોજગારની બાબતમાં શો વિચાર કીધો?"

"તમે નિરાંતે મળો ત્યારે વિચાર થાય કેની?!" નટવરે કહ્યુ "રવીવારે વહેલાજ આવજો; અને પછી બે ઘડી બેસીને વિચાર કરીશું!"

"ભલે! મહોટી ખુશીથી!" સ્વતંત્રદાસે જણાવ્યું, અને નટવર પછી રજા માંગી પોતાને બંગલે ગયો.

સ્વતંત્રદાસ ઓફીસથી ઘેર આવ્યા પછી રામા પાંસે ચાહે મંગાવી. તેમાં વગર દુધની ચાહનો પ્યાલો તારાએ લીધો, ને દુધવાળો સ્વતંત્રદાસને આપ્યો, જે પરથી સ્વતંત્રદાસે તારાને પુછ્યું "કેમ વહાલી, વગર દુધની ચાહે શા માટે પીએ છે?!"

"લગાર મને અપચા જેવું જણાય છે તેથી!" તારાએ દુધની બાધાની વાત છુપાવી!

"ત્યારે અંદર લગાર મરી નખાવીને પી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"મરીથી વળી મને ગરમી જણાશે ! કેમકે મારૂં શરીર એવું છે કે લગાર ગરમ ચીજ ખાઉં તો તરત ગરમી જણાય ! માટે વગર દૂધની ચાહ પીવાથીજ ફાયદો થશે !' તારાએ વાત ચોઢવી !

સ્વતંત્રદાસે એટલેથીજ વાત અટકાવી, અને થોડીવાર પછી તારાને સાથે લઇને તે વાળુ કરવા બેઠો ! તે વખતે પણ તારાએ માત્ર ભાત ને દાળનું પાણી લીધાં ! તે જોઇને સ્વતંત્રદાસે કહ્યું "એકાદ ચાનકી ખાશે તો કંઇ હરકત નથી ?"

"ચાનકી પણ નહી પચે !" તારા બોલી; કેમકે તે ઘીની અસકાયેલી હતી, અને ઘીની પણ તેણીને બાધા હતી !

"ત્યારે તો કાલે ડૉક્ટર પોપટભાઇની દવા લેજે ! તેમને તેડાવીશું." સ્વતંત્રદાસે કહ્યું.

"એ તો મટી જશે ! એટલામાં ડૉક્ટરને શું બોલાવવો હતો !" તારાએ જણાવ્યું.

"આપણાં લોકોની એજ ભુલ છે તો !" સ્વતંત્રદાસે કહ્યું "લગાર કંઇ થાય કે ડૉક્ટરની દવા લેવી જોઇએ ! કોઇ પણ દરદને ઉગતાં ડહામવું જોઇએ ! પણ આપણાં લોકો જ્યારે દરદ જરા ઘણું દુઃખ ભોગવે ત્યારે ડૉક્ટરને બોલાવે ! પછી ડૉક્ટર શું કરે ? !"

"હવે અત્યારે તો ડૉક્ટરને બોલાવવો નથી ? ! કાલની વાત કાલે!" તારાએ કહ્યું.

સ્વતંત્રદાસનાં મનમાં, તારાએ બરાબર નહીં ખાધેલું હોવાથી લગાર બળાપો થયો, અને બીજે દિવસે પ્રભાત થતાંજ, તારાની ગમે તેટલી આનાકાની છતાં ડૉક્ટર પોપટભાઇને તેડાવી મંગાવ્યા ! તેઓ આવ્યા, અને તારાની નાડ જોઇને પુછ્યું "તમને શું જણાય છે ? દરત બરાબર આવે છે કે નહીં ?"

"દરત તો ઠીક આવે છે." તારા ઉત્તર આપ્યો.

ત્યારે તમને શું જણાય છે ? ! નાડ તો બરાબર છે !" ડૉક્ટર સાહેબ વિચારમાં પડી ગયા !

"મને કંઇ ખાધું પાચન થઇ શકતું નથી !" તારાએ કહ્યું.

"ઠીક છે તો માણસને દવાખાને મોકલો, હું લખી આપુ છું તે દવા ત્યાંથી આપશે. એમ કહી ડૉક્ટર સાહેબે ખીસામાંથી પેન્સીલ કહાડી, સ્વતંત્રદાસ પાસેથી કાગળની કાપલી લઇ દવા લખી આપી, અને પોતે વિદાય થયા. બાદ રામો તે કાપલી લઇને દવાખાનેથી દવા લઇ આવ્યો, અને તે તારાને આપી. તે વખતે સ્વતંત્રદાસ બેઠેલો હોવાથી તારા દવા પીવાને બહાને નીચે ગઇ, અને દવાનો એક ભાગ ચુપચાપ ખાળમાં ઢોળી દઇને પાંચેક મિનિટમાં કટાણું મોંઢું કરીને પાછી ઉપર આવીને પાનની પટી ખાઈ લીધી, અને જાણે દવાથી મોં કડવું થઇ ગયું હોય તેવું ડોળ બતાવ્યું !

"કેમ, દવા કડવી હતી કે શું ? !" સ્વતંત્રદાસે પુછ્યું.

"કડવી ને વળી તુરી પણ ખરી ! મારૂં તો મોં બગડી ગયું !" તારાએ જણાવ્યું.

"જોજે, હવે સાંજ થતા સુધીમાંજ તને ફેર જણાશે !" સ્વતંત્રદાસે કહ્યું.

"અત્યારે હું જમવાનીજ નથી કે જેથી સાંજના ભુખ બરાબર લાગે !" તારાએ જણાવ્યું.

"નહીં જમશે તો વળી વધારે ઠીક થશે." એમ કહી સ્વતંત્રદાસ પોતાને રોજને વખતે જમીને ઓફીસમાં ચાલ્યો ગયો.

આજે નટવરને ભુખ્યા રહી તારા સાથે પુજા કરવાની હતી, તેથી નટવરે સુંદરમતીને પ્રભાત થતાંજ જણાવ્યુ "આજે અત્યારે હું અહીં જમવાનો નથી."

"કેમ વારુ ?! કોને ત્યાં જવું છે ?!" સુંદરમતીએ ચકિત થઈ પુછ્યું.

"આજે સ્વતંત્રદાસને ત્યાં મને જમવા બોલાવ્યો છે." નટવરે અડાવ્યું!

"હં! ત્યારે તો તમારી તારાના હાથનું આજે જમવાનું મળશે, કેમ?! તેમાંજ મોં હસ્તું જણાય છે!" સુંદરમતીએ હસીને કહ્યું.

"તને તો મશ્કરીજ સુઝે છે! તારા ક્યાંથી પીરસશે?! તેને ત્યાં ભટ નથી શું?!" નટવરે જણાવ્યું.

"પણ તારા તમારે માટે તજવીજ તો કરશેજની?!" સુંદરમતી બોલી.

"ત્યારે લે નહીં જાઉં! હવે તો રાજી થઇ?!" નટવરે ચીડવાઇને જણાવ્યું

"ના જતાં, એમ હું કહું ?!" સુંદરમતીએ પણ લગાર ચીડવાઇને કહ્યું "તમે તો હસતાં પણ આડું પાડો છો!"

"બીજી ગમે તે બાબતમાં હસે તેનું મને દુઃખ નથી! પણ તારાની વાત તારે કહાડવી નહીં! પણ એનું નામ દેતાંજ મને ખીજવાટ પેદા થાય છે! જે ગામ જવું નહીં, તેગામનું નામ પણ શા માટે દેવું જોઇએ?!" નટવરે જણાવ્યું.

"હવે એનું નામ નહીં દઉં! આટલી ભુલી!" સુંદરમતીએ પછી પુછ્યું "પણ રાતના તો જમશો કેની?"

"રાતની વાત રાતે! સાંજે ઘેર આવ્યા પછી વાત!" નટવરે જણાવ્યું. અને પછી નટવર પરવારીને તૈયાર થઇ બરાબર સાડા અગીયારે તારાને ઘેર ગયો. તારાએ પુંજાની તમામ સામગ્રી કરાવી રાખી હતી. અને બપોરના બાર વાગતેજ તેણીએ ભટને પુંજા કરાવવા માટે કહ્યું.

ભટે વાંધો લીધો કે "સત્યનારાયણની પુંજા તો સાયંકાળે થાય!"

"તેની ફીકર નહીં! આજનો આખો દહાડો સારો છે, એટલે કંઇ વાંધો નથી!" તારા બોલી.

તો જેવી આપની મરજી!" એમ કહી ભટે પૂંજાનો સામાન ગોઠવવા માંડ્યો, અને તારાએ સુંદર વસ્ત્રાલંકાર સજ્યાં, તેમજ નટવરને કશબી કોરનું કોરું અબોટિયું હતું તે પહેરવા આપ્યું તથા એક સુંદર શાલ ખભે નાંખવા આપી. અને તેનાં કોટમાં હીરાનો એક નેખલસ નાંખ્યો! પછી બંને જણાં સાથે પૂંજાગે તમામ સામાન આશે પાછો કરી નાંખી ઘરમાં જાણે કંઇ બન્યુંજ નથી તેમ કીધું! પછી તારા ને નટવર ભોજન કરવાને સાથે બેઠાં, અને રંગે ચંગે ભોજન કરીને ઉઠે છે, એટલામાં નટવરની માતા રત્નલક્ષ્મીએ સામેથી નટવરને જોયો, અને તેણીએ તેને બુમ પાડી, જેથી નટવર હાથ ધોઇને અબોટિયું બદલી ઝટપટ તેણીની પાસે ગયો!

"કેમ ભાઇ, આજે કંઇ હંઇ જુમવા આવ્યો છે?!" રત્નલક્ષ્મીએ પુછ્યું.

સ્વતંત્રદાસે જમવા બોલાવ્યો હતો બા." નટવરે જણાવ્યું "એ મારી સાથે બહુજ માયા રાખે છે, અને મારે બંગલે એ પણ કોઇ કોઇ વાર જમવા આવે છે, અને આજે એણે મને જમવાનું આમંત્રણ દીધું હતું તેથી અહીં આવ્યો હતો."

"ઠીક! પણ અહીં સુધી આવ્યો ને મને મળવા પણ નહીં આવ્યોની?!" રત્નલક્ષ્મીએ ઠપકો આપ્યો.

જમીને આવનારજ હતો, અને એટલામાં તમે બુમ પાડી! તેથી પાનસોપારી ખાધાં વગરજ તરત ચાલ્યો આવ્યો છું!" નટવરે કહ્યું.

સ્વતંત્રદાસ ત્યારે તો ઘરમાં હશે?" રત્નલક્ષ્મીએ પુછ્યું.

હા, ઘરમાંજ છે." નટવરે કહ્યું "હમણાંજ અમે સાથે જમીને ઉઠ્યા! લો હવે મને

રત્ન છે!"

"હા ભાઇ જા, પણ અહીં આવે ત્યારે મને મળ્યા વગર જતો નહીં!" રત્નલક્ષ્મીએ આજ્ઞા કરી.

"વાહ માતુશ્રી તમને મળ્યા વગર જાઉં કેમ!!" એમ કહીને નટવર વળી પાછો તરતજ તારા પાસે આવ્યો.

તારા મનમાં ગભરાતી હતી કે "એને પુત્રની વાત રત્નલક્ષ્મીએ જોઇ હોય!" તેથી નટવરને આવતાજ તારાએ પુછ્યું "કેમ, તમારી માને આપણી પુંજાની વાતની ખબર પડી કે શું!! તેમણે આપણને સાથે બેઠેલાં જોયાં તો નથીની?!"

નારે ના! એ તો મને અમસ્તો મળવા બોલાવ્યો હતો! તે સિવાય તેણીએ બીજું કંઇ પુછ્યું એ નથી, અને તેણીને કશો વહેમ પણ આવ્યો નથી! તું કંઇ ગભરાતી નહીં" નટવરે ધીરજ આપી.

"ત્યારે તો સારૂં!" એમ કહી તારાએ નટવરનાં મોંમાં પોતાને હાથેજ પાનની પટી ખવાડી!

"આજે મને પાન શા માટે ખવરાવ્યું!! મારાં મોંમાં તો બધી ચાંદી પડી છે!" નટવરે કહ્યું.

"મેં આજે આપને અત્યંત પ્રેમથી પાન ખવરાવ્યું છે, તેથી આપનાં મોંમાંની ચાંદી પણ મટી જશે તો!" તારા હસીને બોલી.

"એમ છે?!" નટવરે પણ મોં મલકાવીને કહ્યુ "ત્યારે તો તારી મરજીમાં આવે તેટલી પટી ખવાડ!" એમ કહી નટવરે તારાને ચુંબન કીધું!

આ ક્રિયા રત્નલક્ષ્મીએ પોતાના ઘરની બંધ બારીમાંથી જોઇ! અગર જો નટવર તો એમ જાણતો હતો કે "મારી માતુશ્રી નીચે છે, તેથી કંઇ જોઇ શકાશે નહીં!" પણ રત્નલક્ષ્મી કંઇ કામ સર ઉપર ગયેલી હતી, અને તેણીએ માત્ર નટવર તથા સ્વતંત્રદાસનેજ જોવાને માટે બારીના છિદ્રમાંથી જોયું, અને તેમાં તો આ કૌતક જણાયું! તેણી તે જોતાંજ અનહદ ગ્લાનિ પામી, અને સુંદરમતીને તે વિષે ચેતાવવા તાબડતોબ માણસ મોકલ્યું.

નટવરને હજી એ બાબતની કંઇ ખબર નહોતી. તેથી તે નફફટની માફક ઉઘાડી બારીઓ છતાં તારા સાથે ગમન કરતો હતો, અને તેના મોહાનંદમાં તેને બીજું આજુ બાજુનુ કંઇજ ભાન નહોતું! તેજ પ્રમાણે તારા પણ પ્રેમ પાસમાં ભાન ભુલી ગઇ હતી.!

સુંદરમતી તરતજ રત્નલક્ષ્મીનાં બોલાવ્યાથી ત્યાં આવી, અને રત્નલક્ષ્મીએ પ્રથમ એટલુંજ કહ્યું કે "લે આવ તને કંઇ કઇ બતાવું! એમ કહીને બારીનાં તેજ છિદ્રમાંથી તારાનાં ઘરમાં જોવાને કહ્યુ! સુંદરમતીએ જોયું! તારા અને નટવર આ પ્રસંગે ગેલમાંજ હતાં, અને એક બીજા વળગીને પલંગ પર એક ખુણામાં પડ્યાં હતાં! સુંદરમતી ચકિત થઇ ગઇ! તેણીને પણ અનહદ અફસોસ છુટ્યો.

"કેમ વહુ તું કહેતી હતીની કે તારો વર સુધરી ગયો છે?! હવે તો જોયુંની?!"
રત્નલક્ષ્મીએ જણાવ્યું.

"મને શું ખબર પડે કે અહીં ભરાઇને એ આવું કરમ કરતા હશે! હું તો એમ સમજતી હતી કે, તારાના વર સાથે એમને દોસ્તી છે, તેથી એ આવે છે! અને તેમનું નામ દઇને એ તો દરરોજ બપોરના બંગલામાંથી નીકળે છે!" સુંદરમતી આક્રંદ કરતાં બોલી.

"મેં એને હમણાંજ બોલાવ્યો હતો, ત્યારે મને એમ કહ્યુ કે "સ્વતંત્રદાસે મને જમવા તેડ્યો હતો" અને કરમ તો આવું કરે છે!" રત્નલક્ષ્મી ઘણીજ કકળાટ કરતી બોલી.

"તે તો મારે મોઢે પણ એમજ કહીને આઠવા છે, અને દરરોજ સ્વતંત્રદાસની પાસે ઓરીચમાં મળવા જવાનું કહીને જમીને તરત નાહાશે છે ! પછી રોજે અહીંજ ભરાતા હોય તો એનું કરમ એ જાણે !" સુંદરમતીએ આંખોમાં પાણી આણીને કહ્યું.

"ઓરીસમાં શું જતો હશે ધુળ ! અહીંજ મરતો હશે !" રત્નલક્ષ્મીએ હાથ પગ અફાળતાં કહ્યું.

"ત્યારે એમને અહીં તેડાવીને બધું પુછીએ !" સુંદરમતીએ જણાવ્યું.

"ના ! અહીં તેડાવીને ફાયદો નહી નીકળે ! એ વળી ઉંધુ બોલીને લડી પડશે ! માટે હાલ તું તારી મેળે બંગલે જા ! અને કંઇ એને બોલતીજ નહી. ! તેટલામાં સાંજે સ્વતંત્રદાસને બોલાવીને હું કહેવાનું છે તે કહીશ ! પછી તે શું કહે છે તે પછી વાત !" રત્નલક્ષ્મીએ સુંદરમતીને રડતી જોઇને કહ્યું "હવે રડીને શું કરશે ? ! આપણે જાણીએજ છીએની કે એ અસલથીજ એવો છે ! નસીબ તારૂં ને મારૂં ! જા, રડ નહીં અને તું એને કંઇ કહેતીએ નહીં. !"

**સુંદરમતી** તરતજ ધીમે પગલે નીચે ઉતરીને ગાડીમાં બેસી પાછી બંગલે ગઇ, અને ત્યાં જઇને તેણી પોકેપોક મુકીને રડવા લાગી ! બંગલાનાં માણસો આ સાંભળીને તરતજ વિંટળાઇ વળ્યાં, અને "શું છે ? ! બા કેમ રડો છો ? !" વગેરે પુછપરછ કરવા મંડયા ! થોડી વારે **સુંદરમતી** શાંત પડી, અને તેણીએ "કંઇ નથી ! એ તો અમથું રડવું આવી ગયું !" કહીને સર્વને વિખેરી નાંખ્યા !

**નટવર** ને **તારા** પ્રેમજાળમાં એટલા તો લીન થઇ ગયાં હતાં કે, તેઓ લહેર આવતાં ઉંધી ગયાં ! ઘણીક વારે **તારા** ચમકીને જાગી ઉઠી, અને ઘડીયાળ સામું જોયું તો પાંચ વાગી ગયા હતા ! **તારાએ** ગભરાઇને **નટવરને** ઉઠાડયો, ને તેણી બોલી "હાય હાય ! આપણે તો ઉંઘી ગયા ! અને પાંચ વાગી ગયા છે ! હમણાં તમારા બાઇ આવતા હશે ! હજી તો તમારૂં અંગોટિયું ને મારી સાડી જ્યાં ને ત્યાં પડયાં છે !" એમ કહીને **તારાએ** કબાટ ઉઘાડી તે કપડાંના ડુંચા કરી કબાટમાં જેમ તેમ ખોશી દીધાં. **નટવર** ઝટપટ પાઘડી ને ડગલો પહેરી નીચે ઉતરીને ગાડીમાં બેસી પોતાને બંગલે ચાલ્યો ગયો ! આ બધો રંગ **રત્નલક્ષ્મીએ** બારીનાં છિદ્રમાંથી ગુપચુપ જોયાંજ કીધો હતો !

**તારાએ** દિવાનખાનું પણ ઠીકઠાક કરી દીધું, અને **સ્વતંત્રદાસ** કંઇ પુછપરછ કરે નહીં તેને માટે આખાં ઘરમાં ફરી વળી બધે ઉંચું નીચું કરીને પછી નિરાંતે બેઠી, અને એટલામાં **સ્વતંત્રદાસે** આવીને પુછ્યું "કેમ વહાલી, હવે તને કેમ છે ? હવે અપચો જણાય છે ? તબિયત તો સારી છેની ? ઝાડા થયાતા ?"

"ઝાડો એક થયોતો, અને સવાર કરતાં અત્યારે ઠીક છે !" **તારાએ** જણાવ્યું.

"બસ ! થયું ત્યારે !" એમ કહી **સ્વતંત્રસે** કપડાં બદલ્યાં, ને 'ઇઝીચેર' પર નિરાંતે બેઠો, **તારા** પણ સામેના બીજી 'ઇઝીચેર'પર ચુપચુપ ગોઠવાઇ ગઇ !

---

## પ્રકરણ ૩૬ મું.

---

**દોહરો.**

પકડાયા પાપિ પુરા, પાપ થયું છે સ્વાર!
નફ્ફટ નટવર નામીચો, નફ્ફટ તારા નાર!

**નફ્ફટાઇના નમુના!**

**સુંદરમતિ** હજી રૂદન કરતી એક ખુરસીપર બેઠી છે! તેણીના નેત્રોમાંથી નીરની ધારા નદીના પ્રવાહ પેરે ચાલી જાય છે! દુઃખના દરિયામાં ડુબી રહી છે! શોક સાગરનાં વિલાપી મોજાં તેણીનાં અંતઃકરણમાં ઊછળે છે! ગ્લાનીમાં ગરકાવ છે! વિધવિધ વિચારનાં વમળમાં વીંટળાતી! મગજમાં ભ્રમણતા ને ભડકેડાના ભવાડા ભમે છે! હાવરી બાવરી બની છે! બંગલાનાં મચ્છરો આખે શરીરે વીંટળાઇ તેણીને ચૂંસે છે, ડંખે છે, ને કનડે છે, છતાં રૂદનમાં રક્તી રંભાને તેનું કશું ભાન નથી, અને તેથી તેણી તેમને ઉરાડતી પણ નથી! મગજ ભમતું હોવાથી આખો બંગલો જાણે ગોળ ચક્કર ફરતો હોય તેમ ભાસે છે! માણસ, ચાકરો શું કરે છે, અને ભટક્યાં કરે છે કે કેમ, તેની પણ ભ્રાંતિ થતી નથી! તેણી તો માત્ર વિચાર સાગરમાં તરફડે છે! ટળવળે છે! કકળે છે! કાયર થઇ માથે હાથ દઇ બેઠી છે! અશ્રુધારા આંખોમાંથી ખુટતીજ નથી! તેથી કરીને શરીર પરનું લુગડું પણ નેત્રોની નદીઓએ લચકાબોળ કરી નાંખ્યું છે! સુનમુન શોકાતુર થઇ છે! ખુરસીપરથી વિભ્રાંત સ્થિતિમાં અડબડીયું આવી નીચે ગબડી ગઇ! તોપણ ત્યાં ને ત્યાંજ પડી રહી! હાડકામાં વાગ્યું, પણ તેણીને ભાન રહ્યું નહિ! ધાવીએ આવી તેણીને બેઠી કરી. પણ તે સઘળું જાણે વિભ્રાંતપણામાં ગયું! બેઠી કરી તોએ તેજ સ્થિતિમાં બેસી રહી!

**નટવર** આવ્યો! અંદર જતાંજ **સુંદરમતી**ની સ્થિતિ જોઇ ચમક્યો! તેણે પુછ્યું "કેમ વહાલી, રડે છે કેમ?!"

કંઈ જવાબ નહિં! **નટવર** શું વદે છે તેનો ખ્યાલજ તેણીને થયો નહિં!

**નટવરે** પાસે જઇ તેણીનો હાથ પકડી હલાવીને પુછ્યું "કેમ શું છે વહાલી?! તને શું થયું છે?!"

હવે **સુંદરમતીને** શુદ્ધિ આવી! તેણી ચમકીને બોલી "કોણ?! પ્રાણનાથ?!"

"હા વહાલી! તું રડે છે કેમ!! તને શું થયું છે?! આમ મુંઢ બનીને કેમ બેઠી છે?!" **નટવરે** પુછ્યું.

**સુંદરમતીને** પોતાનો બળાપો વધારે ઉશ્કેરાયો! તેણી **નટવરને** જોઇ વધારે ડુસ્કે ડુસ્કાં ભરીને રડવા લાગી! અને રડવાના જુસ્સાને લીધે તેણીનાથી કંઇજ બોલી શકાયું નહિ! તે નીચે પડી ને લાંબી સુતી! રૂદનના થાકથી તેણીનામાં શક્તિ રહી નહીં! **નટવર** ગભરાયો! તેણે બંગલામાં માણુસોને બોલાવીને પુછપરછ કરી, પરંતુ **સુંદરમતી**નાં સંકટની બિનાથી તેઓ અજ્ઞાન હોવાથી કોઇ ખુલાસો કરી શક્યું નહિ! આથી **નટવર** વધારે શકિત થયો, અને માણુશો પર વહેમાયો કે "કોઇ નોકરેજ એનું કંઈ અટકચાળું કીધું હશે. અને તે છુપાવવાને ખાતર હવે તેઓ સંપી ગયાં છે, ને કોઇ કંઈ બોલતા નથી!" આવા વહેમથી તેણે નોકરોમાંથી જે હાથમાં આવ્યો તેને ધોલ થાપડ મારી, અને આખા બંગલામાં રમખાણ મચાવી મુક્યું! નોકરો ચકિત થયા, અને એક બીજામાં ગુસપુસ કરવા લાગ્યા! તેમ વળી **નટવરને** વધારે વહેમ ગયો, અને એક લાકડી હાથમાં લઇ દરેકને ઠોકી નાંખ્યા ને બોલ્યો "હરામખોરો!



"राणी! प्राणनाथ!!"

તમે જાણો છો, છતાં તમે છુપાવો છો ! તમારામાંથી કોઇએ એનાપર કંઇ બટકબોલું કરેલું છે, પરંતુ તમે સંપ કરીને તે ચોરીની વાત કરતાં નથી ! ખરૂં કહો, નહીં તો હમણાં ને હમણાં પોલીસમાં પકડાવી દઉં છું !"

નોકરો ગભરાયાં! આશરે દશ બાર માણસો હતાં, તેમાંથી છ સાત જણાં તો બ્હીકને લીધે બંગલામાંથી સટકી ગયાં, અને બાકીનાં હતાં, તેઓએ કહ્યું "શેઠજી, એ તો શેહેરમાંથી રડતા રડતાંજ આવ્યાં છે! અને આવ્યા છે ત્યારથી રડયાજ કરે છે! અમે બધાંએ એમને પુછ્યું, પણ એઓ કંઇજ બોલતા નથી ! એ શિવાય બીજું કંઇજ બન્યું નથી! આપ નકામા વહેમાઓ નહીં ! એમને લગાર શાંત કરીને પછી પુછશો તો એ પોતેજ આપને ખુલાસો કરસે ?"

નટવરે પછી પાણીની લોટી મંગાવી. સુંદરમતીને પાણી પાયું, અને જરાક શાંત પડતાં તેણીને પુછ્યું "વહાલી તને શું થયું છે?! તું આમ કેમ બની ગઈ છે?!"

"તમે મને વારે ને વારે છેતરો છો! દગો છો! દગો દો છો!" કહી સુંદરમતી વળી રડી!

"દગો?! એ શું વળી?! એ વહેમ કોણે ભેરવ્યો?! વળી કોઇએ લડાવી મારવાંની તજવીજ કરી છે કે શું?! તું પણ ખરેખર વહેમીનું ઝાડ છે તો?" નટવરે કહ્યું.

"એમ છે કે?! ઠીક છે! વળી જતાવીશ! પાકો પુરાવો આપીશ તો કેમ?!" સુંદરમતીએ કહ્યું.

"પણ જે વાત નહીં હશે તેનો પુરાવો શું હશે?!" નટવરે હસીને કહ્યું "ઘેલીરે ઘેલી! જ્યાં સુધી તને વહેમ રહયા કરશે, ત્યાં સુધી તારા જીવને કદી પણ સુખ નહીં થશે, અને ત્યાં સુધી તું નાહક તારા જીવને કંકાશ કરાવશે, ને મારા જીવને પણ કંકાશમાં નાંખશે !"

સુંદરમતીની મરજી કહી દેવાની નહોતી, તોપણ તેણીનાથી રહી શકાયું નહીં, અને તેણી બોલી "દરરોજ બપોરે તમે ક્યાં જાઓ છો?!"

"સ્વતંત્રદાસની આફીસમાં! વળી બીજે ક્યાં જાય?!" નટવર મનમાં ગભરાયો!

"બીજે કશે નથી જતા, કેમ?! સુંદરમતીએ ચીપી ચીપીને પુછ્યું.

"બીજે કશે તે ક્યાં?! શું કોઇ રાંડને ત્યાં જાઉં છું?! એ તું શું બકે છે?!" નટવરે મિજાસમાં જણાવ્યું.

"આજે તમે બપોરે ક્યાં ગયા હતા?!" સુંદરમતીએ પુછ્યું.

"સ્વતત્રદાસની ઓફિસમાં! બીજી કંઈ જહાનમની ખાડીમાં ગયો હતો?!" નટવરે ચીડવાઈને કહયું.

"હા, હા! જ્યાં ગયા હતા તે જહાનમની ખાડી તો શું પણ નર્કની ખાડીજ હતી"! સુંદરમતી બોલી.

"એ તું શું લવારો કરે છે?!" નટવરે દમમાં કહયું "એ બધો ખોટો વહેમ છોડી દે! તારી અક્કલ ગઈ છે કે શું?!"

"મારી અક્કલ ગઇ છે કે તમારી, તે તો તમે તમારા મનથીજ વિચારો! નકામા જ મારે મોંઢે શું બોલાવો છો?!" સુંદરમતી બોલી 'જુઠું બોલતાં લગાર તો ઇશ્વરનો ડર રાખો! છેકજ જુઠાણું?! આજે તમે તારાને ઘેર નહોતા ગયા કે?!"

"તે તો ગયો તો! અને હું તને કહીનેજ ગયો હતો કેની કે, સ્વતંત્રદાસને ઘેર જમવા જાઉં છું!" નટવરે હિમતથી જણાવ્યું.

"ત્યાંથી જમીને પછી ક્યાં ગયાતા?!" સુંદરમતીએ પુછ્યું.

"અરરર !" નટવરે વધારે ખીજવાઇને કહ્યું "એક વાર તો કહ્યું કે, સ્વતંત્રદાસની ઓફિસમાં ગયો હતો ! વારે વારે તે કેટલી વાર સમજાવું ? !"

"અને હમણાં ક્યાંથી આવ્યા ?" સુંદરમતીએ પુછ્યું.

"હમણાં ત્યાંથીજ આવ્યો વળી !" સુંદરમતીએ જણાવ્યું.

"ત્યારે ત્રણ ચાર વાગ્યાને સુમારે તમે ક્યાં હતા ?" સુંદરમતીએ ઉલટાવી ઉલટાવીને પુછ્યું.

સ્વતંત્રદાસની ઓફીસમાં વળી !" નટવરે ખુબ તતડીને કહ્યું "પેલા બારિસ્ટરની મારફત મને કોસ કરતી હશે કેમ ? !"

ત્યારે તારાની પાસે તમે આજે બેઠા નથી, કેમ ? !" સુંદરમતીએ વાત ફોડવા માંડી !

"નહી ! કદી નહી !" નટવરે જણાવ્યું "આ તો શું પણ સ્વતંત્રદાસ સાથે દોસ્તી થયાં પછી કદી તેણીનું મોં પણ મેં જોયુ નથી !"

આ બધું ખરંજ કહો છો કે ? !" સુંદરમતીએ પુછ્યું "તારાની સાથે પલંગપર તમે સુતા નહોતા કે ? !"

"એ શું ગાંડી ગાંડી વાતો કરેછે ? !" નટવરે કહ્યું; પણ તે મનમાં સમજી ગયો કે "વાત ફુટી ગઇ છે !" તોપણ તેણે તો માત્ર નનો પકડી રાખ્યો, અને સાફ નકારજ કીધો !

"એ તમે કોને સમજાવો ? !"સુંદરમતીએ કહ્યું "જો કોઇની કહેલી વાત મેં માની હોય તો તમે મને તદન ખોટીજ પાડો ! પણ આ તો મેં મારી નજરે જોયું છે ! સમજ્યા ? !"

શું જોયું ? ! કપાળ તારા બાપનું ? ! તદન ખોટી વાત !"નટવરે ભાર મુકીને જણાવ્યું.

"વારૂ, હું ખોટી તો ખોટી ! પણ સાસુજી સાક્ષી પુરે તો કેમ ? !" સુંદરમતીએ સાબિતી આપી.

"બાએ તો મને ત્યાં દીઠો હતો તેથી બાને હું મળી પણ આવ્યો હતો ! નટવરે જણાવ્યું "તેમાં વળી બા શું સાક્ષી પુરવાના છે ? !"

"તેમણે નજરોનજર તમારી રીતભાત જોઇ છે, અને તારા સાથે તમે તોફાન મસ્તી કરતા હતા, તે તેમણે પોતે જોયું, ત્યારે તો મને જોવાને બોલાવી ! અને હું ત્યાં ગઈ એટલે મને પણ તમારી વરતણુંક બતાવી ! ત્યારે મારી પણ ખાત્રી થઇ ! હવે તો કાંઇ માનશો ? !" સુંદરમતિએ જણાવ્યું. "એથી વધારે સાબિતી કઇ આપું ?! બોલો જોઇએ !"

નટવર આ સાંભળીને ચુપ થઇ ગયો ! તે ગભરાયો, અને હવે તેની ખાત્રિ થઇ કે "આજે મારૂ પાપ ફુટી ગયું છે, અને હવે સ્વતંત્રદાસને કાને જો એ વાત જસે તો બરાબર ફેસ્તો થશે, ને તારાને ઘેર જવા આવવાનુ પણ બંધ થશે !"

"કેમ, હવે શું વિચારમાં પડયા ? ! જવાબ દોની ? !" સુંદરમતીએ કહ્યું.

"એ બધી ખોટી વાત છે ! તુએ જુઠી ને બા કહેશે તો તે પણ જુઠી ! જે વાત થઇ નથી તે તમે થયેલી ઠોકી બેસાડશો તેથી શું બ્હી જઇશ કે ? ! તમારાં જેવા જુઠા તો મેં બહુ જોયા છે ! એવા ગપ ગોળાને હું પત કરીશ નહીં તો !" નટવરે ઉપલેકજ ઉડાવવાનું કીધું !

"આ બધું ક્યાંથી બોલો છો ? ! લગાર શરમાઓ ! છેક નફટાઇ નહી બતાવો ! હવે કંઇ નાદાન નથી !" સુંદરમતીએ શિખામણ આપી.

નટવરનું મગજ ફરી ગયું ! પાસે પડેલી લાકડી લઇને સુંદરમતીને ઝપાટી કહાડી ! તે બોલ્યો "રાંડ કમજાત ! નફફટ તુ ને તારો બાપ ! ચાલ નીકળ મારા બંગલામાંથી !" એમ

કહી સુંદરમતીનો હાથ પકડી તેણે બહાર કહાડી!

સુંદરમતીએ જાણ્યું કે "હવે અહીં રહેવામાં માલ નથી! તેથી તેણી એક ભાડાની ગાડી કરીને રત્નલક્ષ્મી પાસે આવી! ગાડીવાળાને ભાડાના પઇસા આપવાના નહી હોવાથી ભઇયા પાસેથી તરત લઇને આપ્યા, અને ઘરમાં જઈ રોવા લાગી! રત્નલક્ષ્મીએ ખુલાસો પુછવાથી સુંદરમતીએ બનેલી બિના કહી, જે પરથી રત્નલક્ષ્મીએ તેણીને ઠપકો આપતાં કહ્યું "મેં તને નહોતું કહ્યું કે, તું કંઇ બોલતિ નહી?! પણ તેં વાત ઉખેલી ત્યારે જો આવું થયું!."

"સાસુજી મારાથી બળ્યુ. રહેવાય નહી!" સુંદરમતી બોલી "પણ હવે તો તમે સ્વતંત્રદાસને બોલાવીને તેને ચેતાવો કે તે પોતાની રાંડને સીધી કરવાને હાથ રાખે, ને તેણીને પણ લગાર સપડાવે કે ફરને તેણી એમની સાથે વહેવારજ ન રાખે!"

'તેને તો હમણાં બોલાવું છું." એમ કહી ભૈયાને બોલાવી તેને સ્વતંત્રદાસને બોલાવી લાવવા ફરમાવ્યું, અને તરતજ સ્વતંત્રદાસે આવીને પુછ્યું "કેમ માજી, મારૂં શું કામ પડ્યું છે? આજે કંઇ મને યાદ કીધો!"

"ભાઇ, તમને એક વાત કહેવાને બોલાવ્યા છે!" રત્નલક્ષ્મીએ કહ્યું.

"ફરમાવો માતુશ્રી, જે આજ્ઞા હોય તે કહો! હું તો આપના નટવરભાઇ માફક આપનું બચ્ચું છું, એમ માનજો." સ્વતંત્રદાસે વિવેક કરી પોતાની નમૃતા ભરેલી લાયકીથી દરશાવ્યું.

"મારો નટવર ને તમારી વહુ તારા અસલથી કેટલા ફજેત થયાં છે, તે તો તમે જાણો છો!" રત્નલક્ષ્મી બોલી.

"પણ એ તો બધી ખોટી વાત કેની?!" સ્વતંત્રદાસે પુછ્યું "પેલા મગને એ તો ખોટી ગુલબાન ઉડાવી હતીની?!"

"ખોટી શાની ભાઇ! એ વાત તદન ખરીજ, અને તેથીજ નટવર નાહનપણાંથી વંઠી ગયો તે આજની ઘડી સુધી તેવોજ છે! અને તમારી વહુ પણ અધાપિ સુધી તેવીજ રહી!" રત્નલક્ષ્મીએ કહ્યુ.

"પણ નટવરે તો મને એમ કહ્યું કે માત્ર મગને મને ફજેત કરવાને એવી વાત ઉડાવી!" સ્વતંત્રદાસે કહ્યું.

"મગને મુંઓ એવો ને એ પણ એવો! બંને સરખા સમજવા!" રત્નલક્ષ્મી બોલી "પણ મારે તમને એટલુંજ કહેવાનું છે કે, નટવરને તમારે ઘેર આવતો બંધ કરો તો સારૂં, કે જેથી નવટરનો ભવ સુધરે ને તમારી સ્ત્રીનો ભવે સુધરે!"

"ત્યારે શું હજી પણ તેવુજ ચાલે છે?!" સ્વતંત્રદાસે ચકિત થઇને પુછ્યું.

"હા!" રત્નલક્ષ્મી બોલી "આજે બપોરેજ તમારા ઘરમાં એ બંનેને મસ્તી કરતાં મેં મારી નજરે જોયાં, અને તે પરથી નટવરની વહુની ખાત્રિ કરવાને મે બંગલેથી બોલાવી મંગાવી, અને તેણીને પણ તેમનું તોફાન આબેહુબ બતાવ્યું! મને તો એમ લાગે છે કે, તમારા જેવા સારા માણસ, અને વળી ભણેલા થઇને તમે તમારી સ્ત્રીને આમ વંઠવા કેમ દો છો?! અને તમારા ઘરમાં નટવરને પેંસવા પણ કેમ દો છો?! તમે નટવરને મારીને કહાડશો, તોપણ અમને દુઃખ નહીં લાગે! કેમકે તેમ કીધાં પાછી એ સુધરશે નહીં! જુઓ ભાઈ, આ બીચારી વહુનો ભવ બગડે છે, અને વળી તારાનો ભવે બગડ્યો છે! તમે સમજુ ને ડાહ્યા છો તેથી તમને આમ કહેવાય છે! જો તમારી જગાએ બીજો હોય તો પોતાની બાયડીનું ઉપરાણું તાણીને ઓર સામો લડવા આવે!"

"માજી! મને આ બધા ભેદની ખબર નહોતી! નટવરે મારી સાથે એટલાજ કારણથી દોસ્તી કરી છે, એ તો મને આજે જણાયું!" સ્વતંત્રદાસ ઘણીજ ગ્લાનિ પામતાં બોલ્યો "એ ચોર અસલથીજ મારું ઘર માંડ્યું નથી તો હવે શું માંડવાની છે?! અને હું જો એને પુછવા જઈશ, તો એ વળી કંઈ ઉંધુચતું સમજાવશે! અત્યાર સુધી તો એ ને નટવર જેમ મને સમજાવતાં તેમ હું સમજતો! પણ હવે મારી પુર્ણ ખાત્રિ થાય છે કે, એ બને મને દગો દઈ મારા વિશ્વાસનો ગેરઉપયોગ કરતાં હતાં! તો પણ ફીકર નહીં! હું એ વાતની તજવીજ કરી મારી સ્રીને મોઢેથીજ બધું કબુલ કરાવીશ, અને નટવરને મોઢેથી પણ યુક્તિથી કબુલ કરાવીને બંનેને ખાસડાં મારીશ!"

"નટવર તો ગમે તેમ કરશો તોએ કબુલ કરવાનો નથી તો! એ વળી ઘણો જુઠો છે! મારા પેટનો દીકરો છતાં તેને માટે આમ બોલવું પડે છે, ને તમારી આગળ તેની એબ ઉઘાડવી પડે છે! પણ એમ કરવાનો હેતુ એટલોજ છે કે, કંઇ કરતાં પણ સુધરે! માટે તમો જો એને તમારે ત્યાં આવતો અટકાવશો તો સુધરશે!" રત્નલક્ષ્મી બોલી "અને એ તો રોજ બંગલેથી બપોરના જમીને તમારી ઓફીસમાં જવાનું નામ લઇને નીકળે છે!"

"મારા ઓફીસમાં તો રોજ કંઇએ આવતો નથી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"ત્યારે તમારે ત્યાં આવીને ભરાતો હશે!" રત્નલક્ષ્મીએ જણાવ્યું.

"એમજ હશે માજી!" સ્વતંત્રદાસ ઘણો વિચારમાં પડી ગયો! પછી તેણે કહ્યું "હવે હું જઇને બધી તપાસ કરીશ, અને બનતાં સુધી નટવરને મારે ત્યાં આવતો અટકાવીશ!"

"તમારો મ્હોટો ઉપકાર થશે ભાઇ! માફ કરજો! ગુસ્સો નહીં લગાડશો!" રત્નલક્ષ્મી બોલી.

"એમાં ગુસ્સો શાનો માજી?!" તમારો તો ઓર ઉપકાર માનું છું કે, તમે મારૂં, નટવરનું અને મારી સ્રીનું ભલું ચાહીને મને આટલી ચેતવણી આપો છો!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"જીવતાં રહો ભાઇ!" રત્નલક્ષ્મી બોલી "તમારા જેવા રાજા સમાન પતિ મળ્યાં છતાં તારાનો આવો કુતરી જેવો સ્વભાવ કેમ રહે છે, તે જોઇને મને અજાયબી પેદા થાય છે ભાઇ!"

"માજી, જેને નરક ખાવાની ટેવ પડી હોય તેને તે ખાધા વિના ચેન નહિજ પડે!" સ્વતંત્રદાસ એમ કહીને પાછો પોતાને ઘેર આવ્યો, અને રાતના છેક અગીઆર વાગી ગયેલા હોવાથી તે વખતે કંઇજ નહીં બોલતાં તે સુઇજ ગયો! અગર જો તારાએ પુછ્યું કે સામે બારણે શા માટે બોલાવ્યા હતાં?!" આનો ઉતર બરાબર નહી દેતાં સ્વતંત્રરાસ ગુપચુપ પલંગ પર સુઇજ ગયો! અગરજો આખી રાત્રી તેને સંતાપને લીધે નિંદરાતો નહીજ આવી, તો પણ પ્રભાત થતાં શું કરવું, ને કેવી રીતે વાત મહાવવી તેની તદબીર આખી રાતમાં તેણે ગોઠવી રાખી.

પ્રભાતના પહોરમાં સ્વતંત્રદાસ વહેલો ઉઠ્યો, અને તારા પણ જલદીજ ઉઠી સ્વતંત્રદાસે પ્રથમ તારાને પુછ્યું "કાલે નટવરલાલ કંઇ જણાયા નહી?! બપોરના તો આવ્યાતા કે નહીં!"

"ના બિલકુલ નહીં! બપોરના તમારી ગેરહાજરીમાં તો એ કદી આવતાજ નથી!" તારા બોલી.

"આજે તો આવવા જોઇએ! કેમકે તે મને પણ કાલે તો મળ્યાજ નથી!" સ્વતંત્રદાસે જણાવ્યું.

"હા, કદાચ સાંજે તમને મળવા માટે આવે તો આવે!" તારા બોલી.

સ્વતંત્રદાસ પછી કાંઇજ બોલ્યો નહી, અને થોડી વાર સુધી ન્યુસ પેપરો વાંચવા મન્ડી

ગયો ! જોકે આંખો ન્યુસપેપર તરફ હતી, પરન્તુ ચીતતો તારાની ખટપટમાંજ ગુંથાયું હતું ! થોડી વારે તેણે ઉઠીને પાઘડી લુગડા પહેર્યાં, અને રામાને સાથે લઇ શાક લાવવાને બહાને બજાર તરફ બંને ગયા. ત્યાં એક બાજુના ખુણા પર સ્વતંત્રદાસે રામાને કહ્યુ રામા, તને એક વાંત પુછુ તેનો ખુલાસો બરાબર કરશે કે ? "

" હા, શેઠજી, જાણુતો હોઇશ તો કરીશ ! રામો બોલ્યો.

"ત્યારે સાચું કહે કે કાલે આપણાં ઘરમાં નટવર આવ્યો હતો તે ક્યાં સુધી રહ્યા હતો ?" સ્વતંત્રદાસે પુછ્યું.

"શેઠજીઇઇ—" કહેતાં રામો અચકાઇ ગયો !

" ગભરા નહીં ! સાચું કહી દે ! મારે કાને બધી વાત આવી છે ! અને તું જો જુઠું બોલશે તો પોલીસમાં પકડાવીને તને માર મરાવીશ ! માટે જે હોય તે ખરેખરૂં કહી દે બચ્ચા !" સ્વતંત્રદાસે દમ આપીને પુછ્યું.

રામાએ વિચાર કીધો કે " પોલીસના ધાકને ખાતર તો નહીં, પણ તારાનાં ભલાને ખાતર મારે કહેવું જોઇએ ! કેમકે ખરી વાત કહીશતો તારાને હવેથી શેઠ કબજામાં રાખશે તો એની જીંદગી સુધરશે ! " એમ વિચારી રામાએ કહ્યું " શેઠ, કાલેતો શું પણ રોજ એ હરામખોર આવે છે, અને બંને જણાં ખરાબ ચાલ ચલાવે છે ! મગન પણ રોજ આવીને એમજ કતો હતાં ! અને નટવરે તો અસલથી એ બાઇની જીંદગી ખરાબ કરવા માંડી છે ! પણ હું શું કરૂં ?! મેં તો ઘણીએ સીખામણ દીધી, પણ બાઇ નાહાની મુકતાંજ નથી ! "

સ્વતંત્રદાસે રામાને કહ્યું " શાબાશ બચ્ચા શાબાશ ! તું ખરેખરૂં કહે છે તેને માટે તને શાબાશી આપું છું ! પણ હવેથી એવું દેખે તો તારે મને ચેતાવવો ! સમજ્યો ? ! તું જેનું નીમક ખાય છે તેનું તારે ભલું ચાહવું જોઇએ ! "

વારૂ સાહેબ, હવેથી કહીશ ! આટલી વાર માફ કરો ! " રામો બોલ્યો.

સ્વતંત્રદાસ શાક લીધા વગર તરતજ ઘેર આવ્યો. અને ઉપર જઇ હાથમાં એક ડંડુકુ લઇ તારાને સામી ઉભી રાખી પુછ્યું " બોલ, કાલે નટવર ઘરમાં આવ્યો તો કે નહીં ? સાચે-સાચું કહેજે ! નહીંતો તને જાનથી મારી નાંખીશ ! તારી બધી વાત પકડઇ છે ! "

તારા ગભરાઇ ! હબકી ગઈ ! ધ્રુજવા લાગી ! તેણીનાથી બોલી શકાયું નહીં ! એકદમ લેવઇ ગઇ ! તેવોજ સ્વતંત્રદાસે તેણીના વાંસામાં જોરથી ડંડુકો ઉગામીને એક જબરો સપાટો ઠોકી પાડ્યો !

" ઓ મુઇ ગઇરેએએએ ! " તારા બુમ પાડી ઉઠી ! " માફ કરો ! "

" હવે માફ કેવું રાંડ કમજાત ! સાચું બોલ ! નહીતો ચુરેચુરા કરી નાંખીશ ! " સ્વતંત્રદાસે કહ્યું.

" તમે ડંડુકો મુકી દો ! હું કહું છું ! " તારાએ રડતાં હબકમાં કહ્યું.

" ડંડુકો કેમ મુકે ?! હજી તો કેટલાએ સપાટા પડવાના છે ! બોલ ! ખરૂં કહી દે !" સ્વતંત્રદાસે કહ્યું " નટવર કાલે તારી પાસે આવ્યો હતો કે નહીં ?! "

આવ્યો હતો ! " તારાએ કબુલ કરી દીધું,

" અને એ પ્રમાણે રોજ આવતો હતો કે નહીં ? " સ્વતંત્રદાસે પુછ્યું.

" આવતો હતો ! " તારા બોલી,

" તારે એની સાથે પ્રીતિ થઇ છે કે નહીં ? " હવે સ્વતંત્રદાસે સ્પષ્ટ પુછ્યું,

" સ્વામિનાથ, ભુલ થઇ ! માફ કરો ! મારાથી નઠું ખતાશ ગયુ !" તારાએ જવાબ દીધો !

"હવે ભુલ થઇ ? ! રાંડ નફ્ફટ ! તારાં જેવા નિર્લજ્જ ને નીતિભ્રષ્ટ સ્ત્રીનાં નાક કાન કાપીને ગધેડે બેસાડી શેહેરમાં ફેરવવી જોઇએ ! આટલા દાહાડા તો તું મને ઠગાવતી હતી, પણ હવે તારૂં પાપ પકડાયું છે ! તને તો ચીરી નાંખીશ ચીરી ! લાવ ત્રિજોરીની ચાવી લાવ !" સ્વતંત્રદાસે કહ્યું.

"ત્રિજોરી તો મારા બાપની છે, તે તમને તેની ચાવી નહીં સોંપું !" તારાએ લગારે મિજાસમાં જવાબ દીધો !

સ્વતંત્રદાસે તારાને કેડેથી તરત ચાવીનો ઝુંમખો લઇ લીધો, ને બોલ્યો "અરે જારી રાંડ બાપ વાળી ! હવે તો તારા હાથમાં રાતી પાઇ પણ રહેવા નહીં દઇશ ! તું કોણ થાય છે ? ! જા વારાંથી થાય તે કરી લેજે !" એમ કહીને સ્વતંત્રદાસે રામાને બોલાવીને નટવરને તેડવા માટે મોકલ્યો, અને નટવર આવ્યો ત્યાં સુધી સ્વતંત્રદાસે તારાને ખુબ સપડાવ્યા કરી !

નટવરને આવતાંજ સ્વતંત્રદાસે કહ્યું "આવો નામદાર ! તમે પણ નામચિન્હ જણાઓ છો ! બોલો સાચું કહો ! કાલે તમે મારી ગેરહાજરીમાં મારે ત્યાં આવીને નીતિનો ભંગ કીધો હતો કે નહીં ? !"

નટવર સ્તબ્ધ થઇ ગયો, અને કંઇજ શબ્દોચ્ચાર નહીં કરતાં છેક ઝાંખો પડી ગયો, ને તેણે નીચું ઘાલ્યું !

"એ વાણિયા વિદ્યા મારા મોં આગળ નહીં ચાલે ! ખરેખરૂં બોલી દો ! નહીંતો તમારા પર ગ્રહસ્થનાં ઘરની સ્ત્રીને બગાડવાનું તોહોમત મુકીને હમણાં ને હમણાં વારંટ કઢાવું છું !" સ્વતંત્રદાસે જબરો જુલાબ આપ્યો ! વારંટનું નામ સાંભળતાંજ નટવર બ્હીધો, ને બોલ્યો "ભાઇ, માફ કરો ! ભુલ થઇ ! જખ મારી ! હવે કંઇ કહેવું છે ? !"

"એમ મોંઢેથી માફ માંગવાથી નહીં પતે !" સ્વતંત્રદાસે એમ જણાવી નટવરના હાથમાં કાગળ, ખડીઓ, અને કલમ આપીને કહ્યું "લો આ કાગળ પર હું લખાવું તેમ લખી આપો !"

"લખાવેથી શું વિશેષ છે ? ! આજ પછી તમારા ઘરમાં પગ મુકું તો કહેજો !" નટવરે જણાવ્યું.

"છાનામાના લખી આપો છો કે પોલીસને બોલાવું ? !" સ્વતંત્રદાસે ખુબ દમ અપતાં કહ્યું "તમારાં કૃત્યોનાં સાક્ષી પુરાવા મારી પાસે તૈયાર છે ! માટે મુંગે મોંઢે લખી આપો ! નહીંતો જેલ જાત્રા કરવા જવું પડશે !"

નટવર ગભરાઇ ગયો, અનેસ્વતંત્રદાસપ્રત્યે બોલ્યો "લો ત્યારે તમને લખી આપું મહેરબાન !"

"લખો ત્યારે !" એમ કહી સ્વતંત્રદાસે નીચે પ્રમાણે લખાવ્યું:–

મી० સ્વતંત્રદાસને માલમ થાય જે તમારી ગેરહાજરીમાં તમારી સ્ત્રીની મેં લાજ લુટવાની જે અધમ ભુલ કરી છે, અને તેણીના સંસારનું સત્યાનાશ વાળવાની મેં જે કોશિશ કરી છે, તેમજ તમારી સાથે એ બાબતમાં મેં જે વિશ્વાસઘાત કીધો છે, તે સર્વને માટે હું અત્યંત દિલગીર છું, અને તેમાં મેં તમારૂં દિલ દુખાવા જેવી જે શરમ ભરેલી ને અત્યંત નીચમાં નીચ ચાલ ચલાવી છે, તેને માટે હું તમારી પાસે મારી પોતાની રાજી ખુશીથી ઘણીજ નમ્રતાની સાથે માફ માંગું છું ! માટે મને માફ કરસો તો આપનો હું ઉપકાર માનીશ ! મારી એ ચાલને માટે મને ઘણોજ પસ્તાવો થાય છે ! અને હું ફરી ફરીને તમારી પાસે માફ માંગું છું ! એજ વિનંતિ.

લી. તમારો તાબેદાર સેવક નટવર.

આ મારી પત્ર સ્વતંત્રદાસે હાથમાં લઇ પાછું વાંચી જોયું. અને પછી કહ્યું "જા નીચ, કુતરા ! તારૂં કાળું કર ! અને આજ પછી જો આ ઘરમાં પગ મુકયો છે, તો એમજ સમજજે કે તારા પગની નળીઓ ભાંગી નાંખીશ !"

નટવર નીચું જોઇને ત્યાંથી ચાલતો થયો, અને બંગલે જઈ અતિશય રડ્યો, ને પોતાની ખરાબ ચાલને માટે તેને ઘણો પસ્તાવો થયો, તેમજ તે એટલો તો અકળાયો કે "દુનીઆમાં જીવ્યા કરતાં ઝેર ખાઇને હવે તો મરવું સારૂં !" પણ તે જરા થોભ્યો, અને આત્મઘાત કરતાં અચકાયો! બે ત્રણ કલાકે તે લગાર શાંત પડયો, અને ઉદાસ મોંઢે એક સોફા પર પડી રહ્યા !

સ્વતંત્રદાસે નટવરનાં ગયાં પછી તારાને પાછી સપડાવી ! તેણીને કહ્યું "હવે તારી તમામ પુંજીની સત્તા ને માલીકી તુ મને લખી આપે છે કે નહી ?! લખી આપતી હોય તો સોલિસિટરને બોલાવી મંગાવી દસ્તાવેજ કરાવું, અને નહીંતો તારી ખરાબ ચાલ સાબિત કરીને તને કોરટ મારફતે કેદમાં નંખાવું ! માટે જે મરજી હોય તે બોલ ?!"

"સ્વામીનાથ !" તારા બોલવા જતી હતી, એટલામાં સ્વતંત્રદાસ બોલી ઉઠયો "સ્વામીનાથ તારો ગયો ગટરમાં ! સ્વામિનાથ કહીને નકામી વળી મને ક્યાં ઠગે છે ?! માત્ર મારી માંગણીની હા કે ના કહે કે પત્યું !"

"મારૂં છે તે તમારૂંજ છે ! તમને લખી આપવાને હું કંઇ ના કહેતી નથી !" તારા બોલી

"તો ઠીક છે, હમણાં મારા મિત્ર ચંદુલાલને બોલાવું છું." એમ કહી રામાને બોલાવીને ચંદુલાલને તેડવા મોકલ્યો, અને તેટલામાં સ્વતત્રદાસે તિજોરી ઉઘાડી તમામ દાગીનાઓની ટીપ કરી લીધી. એટલે ચંદુલાલ પણ આવ્યા. ચંદુલાલને થયલી હકીકત વિદિત કરી ! તે ઘણા દિલગીર થયા, અને તેણે તારાને ઠપકો આપતાં કહ્યું "તમારા આવા વિદ્વાન સ્વામિને પડતાં મુકી તમે આ શું શરમ ભરેલું કૃત્ય કીધું ! એ તો હજી ઘણા સારા છે કે તમને ઘરમાં રાખે છે ! પણ એની જગ્યાએ જો હું હોઉં તો એક મિનિટ પણ સંઘરૂં નહીં ! તમારા જેવી સ્ત્રી નહીં હોય તો ચાલે! પણ આવી અનીતિ દેખતી આંખે કદી ખમાય નહીં !"

"હાલ એ બધી વાત પડતી નાંખો મી૦ ચંદુલાલ !" સ્વતંત્રદાસે કહ્યું "અને એક કાગળ લઇ એક દસ્તાવેજ લખી નાખો ! તેમાં એવી મતલબ આવવી જોઇએ કે, મારી સ્ત્રી પોતાના બાપની તમામ મીલકત મને સોંપી તે પરથી પોતાનો તમામ હક ઉઠાવે છે, અને તેના બદલમાં શરત એટલી કે તેણી જીવે ત્યાં સુધી દર માસે મારે તેણીને માત્ર દશ રૂપિયા આપવા !"

"ઠીક" એમ કહી ચંદુલાલે દસ્તાવેજની નકલ લખી કહાડી, અને પોતેજ કોટમાં જઇને સ્ટાંપનો કાગળ લાવી તરત દસ્તાવેજ લખી તે રજીસ્ટર કરાવવા માટે તારાને લઇને સ્વતંત્રદાસ તથા ચંદુલાલ રજીસ્ટારની ઓફીસમાં ગયા, અને ત્યા તારાની સહીં થઇ તથા ચંદુલાલની સાક્ષી કરાવી, અને એક બીજા ગ્રહસ્થની શાખ કરાવી, બાદ ચંદુલાલ પોતાને ઘેર ગયા, અને સ્વતંત્રદાસ તથા તારા પોતાને ઘેર ફર્યા ઘેર આવીને સ્વતત્રદાસે ચોગરદમ પેટી પેટારાઓને તાળાં માર્યા, અને તારાના અંગપરનાં તમામ દાગીના ઉતરાવી તિજોરીમાં મુકયા, અને બે મજબુત ભૈયાઓ રાખી તથા એક રામોસી રાખી ઘર તેમના વિશ્વાસપર રાખ્યું; કેમકે સ્વતંત્રદાસને તો નોકરીએ જવાનું! તેથી સ્વતત્રદાસે ભૈયાઓને સખત હુકમ કીધો કે "આ રાંડને ઘરમાંથી જરા પણ બાહાર નીકળવા દેવી નહીં, અને મારી ગેરહાજરીમાં લગાર હાથ પણ અડકાડવા દેવો નહીં ! એક કેદીની માફક એને સાચવવી. અને જો લગાર આડી ચાલે તો હાથ પગ બાંધીને ઓરડીમાં પુરવી !" એમ કહીને બીજે દિવસે સ્વતંત્રદાસ ઓફીસમાં ગયો,અને નોકરીનું એકદમ રાજીનામું આપી તરતજ ઘેર ચાલ્યો આવ્યો, અને ત્યારથી ઘણોખરો ઘરમાંજ રહેતો ! વખતે સહેજ કામકાજને માટે તે બાહાર જતો, ત્યારે રામોશી તથા ભૈયાઓને ઘર સોંપી જતો ! તારા તો માત્ર એક બંદિવાનદાખલ રહેતી ! પણ તે સ્થિતિમાં તેણીનું શરીર સુકાઈ ગયું, અને હાય અફસોસમાં તેણી છોડિયાં જેવી થઇ ગઇ ! પણ સ્વતંત્રદાસને તેણીના ઉપર એટલો તો તિરસ્કાર કાયમ રહયો કે, તેણી જીવે છે કે મરી ગઇ

છે, તેની પણ દરકાર રાખી નહીં ! ઘરમાં એક ગુલામડીની માફક તેણીના હાલ થયા, અને માત્ર દાળ, ભાત ને રોટલી શીવાય બીજું કંઇ પણ ખાવાનું તેણીને નહીં આપવાને ભટને હુકમ કીધો ! તોપણ ભટને દયા આવવાથી સ્વતંત્રદાસની ગેરહાજરીમાં કંઇક ખાવાનું છાનુંછાનું ભટ કરી આપતો! તારાના આવાં બુરાં હાલ નટવરની માતા તથા તેની સ્ત્રી સુંદરમતીના જાણમાં પણ આવ્યાથી સુંદરમતી મનમાં કહેવા લાગી "ઠીક થયું ! એ રાંડને એમજ જોઇએ ! એ રાંડનું મારા બંગલામાં ચલણ હતું ત્યારે મને ગુલામડીની માફક ગણતી હતી ! ઇશ્વરે હવે મારાં કરતાં પણ બુરાં હાલ એનાં કીધાં ! બુરાઇનો બદલો ઇશ્વર તેવોજ આપ્યા વિના કેમ રહે ? ! "

આ પ્રમાણે તારાની ગતિ થઇ, અને ઘણુંક દહાડા એવીજ સ્થિતિમાં તારા રહી ! કહેવત તે કે "કર, ને જો !" તે વાત તારાને બરાબર વિતી ! અને નટવર પણ હાલ તો ઠંડો ગાર થઇને બંગલામાં એકલોજ રહ્યો !

પેલી તરફ રત્નલક્ષ્મી ને સુંદરમતી નટવરની બાબતમાં સંતાપ કરે છે ! રત્નલક્ષ્મીએ કહ્યું "હવે નટવર તારાને ત્યાં આવતો બંધ થયો, પરંતુ હવે એને સુધારવો કેમ તે કંઇ સમજાતું નથી !"

"સાસુજી, હવે વળી કોઈ નાયકણીને ત્યાં રખડશે ! એમને આપણે ક્યાં રોકી શકીશું ? ! મરદને કેમ તપાસાય ? ! એ હવે એમની ટેવ મુકે એવું મને તો ભાસતું નથી !" સુંદરમતી રડતાં બોલી "એની સાથે મારો અવતારે બગડયો !"

"નસીબ તારૂં બાપા !" રત્નલક્ષ્મીએ કહયું "તારાં મા બાપે તો ઘણુંએ સારૂં ઘર જોયું ! પણ છોકરો એવો ઉઠયો ત્યાં શું કરવું ? ! તારાં નસીબમાં દુ:ખ હશે તે ભોગવે છે ! અને મારે પણ તમારી તરફથી ખળતરા રહી છે તે ભોગવું છું !"

"ત્યારે શું એ નહીંજ સુધરે ? !" સુંદરમતી બોલી

"એના ગ્રહભાવ બદલાશે ત્યારે સુધરશે ! આપણે તો જેટલા ઉપાય કરવાના હતા તેટલા કરી ચુકયા !" રત્નલક્ષ્મીએ કહ્યું.

"હાય હાય ! પણ બંગલામાં એ એકલાજ રહેતા હશે ! ભટ ને ચાકરો કંઇ તનના માણસની માફક કરે કે ! !" સુંદરમતીએ નટવરને માટે જીવ બાળવા માંડયો !

"પણ કંઇ ઉપાય છે ? !" રત્નલક્ષ્મી બોલી "આપણો જીવ તેને માટે તોડાય છે, અને તેનાં તો હિસાબમાંએ કંઇ નથી !"

"ખેર ! નસીબ તેમનાં ને આપણાં !" સુંદરમતીએ રડતાં રડતાં કહ્યું "પણ હવે એમને એક વાર અહીં બોલાવીએ, અને હજી કંઇ પણ સમજાવીએ ! હવે કદાચ એ સમજશે ! કેમકે હવે મેં સાંભળ્યું છે કે, એમને ઘણો પસ્તાવો થાય છે, અને બંગલામાં એકલા પડયા પડયા રડયા કરે છે ! માટે તમારી સલાહ હોય તો અહીં તેડાવીએ ? !"

"મારે ક્યાં ના છે ! કોઇ પણ રસ્તે એ ઠેકાણે પડતો હોય તો હું તો જેમ કહે તેમ કરવા તૈયાર છું !" રત્નલક્ષ્મી બોલી.

"ત્યારે તો એને તેડાવું !" સુંદરમતીએ કહયું "પણ એને સમજાવશે કોણ કે !"

"કોઇ મરદ હોય તો તે એને સમજાવીને કહી શકે ! આપણને તો એ ગણકારશે પણ નહીં !" રત્નલક્ષ્મી બોલી.

"મરદમાં તો કોને કહીએ ? !" સુંદરમતી એ પુછ્યું "સ્વતંત્રદાસને બોલાવીશું !!"

"સ્વતંત્રદાસ સાથે તો એને હવે બારમા ચંદ્રમા થયા હશે ! માટે તેનાથી એ નહીં સમજી શકે ! અને સ્વતંત્રદાસ એની પંચાતમાં પડવા આવે એમ પણ નથી !" રત્નલક્ષ્મી બોલી

"ત્યારે મગનને બોલાવીશું ? !" સુંદરમતી બોલી.

મગન ? !" રત્નલક્ષ્મી ચીડવાઇને બોલી "એ મુઆંનું નામ વળી ક્યાં દીધું ? ! એણે તો આ બધી બોહોબાળુ વાગી છે !"

"પણ હવે તો એ તદ્દન સુધરી ગયો છે, અને વેપાર રોજગાર કરી તાજો થઇ ગયો છે ! તેમજ હવે એનાં મોં પર નુંર પણ કેવું આવ્યું છે ! તે પરથી મને લાગે છે કે, એ હવે બધું ભુલીને માત્ર સારે રસ્તે લાગી ગયો છે ! માટે મારો વિચાર એવો થાય છે કે, એને ઘેર જોઇને એની વહુ ગુલાબને હું મળું ! કેમકે તેણી મારી બહેનપણી થાય છે, અને મારે માટે તેણીને સારી લાગણી પણ છે." સુંદરમતીએ જણાવ્યું.

"તોપણ તેણીને ઘેર સામા મળવા જવું, એ તો મને ઠીક લાગતું નથી ! કારણકે કદાચ મગન વેરને લીધે તારૂં અપમાન કરીને ધુતકારી કાઢે તો શા હાલ ? !" રત્નલક્ષ્મીએ જણાવ્યું "સારો રસ્તો તો એજ છે કે, સાંજે ગુલાબ દર્શન કરવાને મંદિરમાં આવે છે, તે વેળાએ તું એને મળજે. અને ધીમે રહીને એનું મન જોજે, અને જો મારા પ્રત્યે એને સ્નેહ દેખાય તો પછી કહેજે કે એના વરને અહીં મારી પાસે મોકલે ! પછી મગન અહીં આવશે તો એને નરમાશથી હું સમજાવીને એનો વિચાર લઇશ ! બાદ એ શું બોલે છે, તે જાણ્યા પછી થઇ રહેશે !"

'હા સાસુજી, એ વાત પણ બરાબર છે !" સુંદરમતી બોલી "આજેજ મંદિરમાં એને મળીશ, અને ધીમે રહીને બધી વાત કહીશ !"

"પણ એની આગળ મગનનું તું કંઇ વાંકું બોલતી નહીં !" રત્નલક્ષ્મીએ શિખામણ આપી.

'નારે ના ! એવી તે હું કંઇ ઘેલી છું સાસુજી ? !" સુંદરમતીએ કહ્યું "એને તો ઓર છાપરે ચઢાવીશ, અને મગનનું ઓર સારૂં બોલીશ !"

"એમ કરશે તોજ મગન સમજી વિચારી મારી પાસે આવવાને આનાકાની કરશે નહીં !" રત્નલક્ષ્મીએ જણાવ્યું.

"બાદ બંને જણા કામકાજમાં પડ્યા, અને સાયંકાળ પહેલાં સુંદરમતી મંદિરે ગુલાબને મળવા માટે સચરી.

## પ્રકરણ ૩૭ મું.

### દોહરો.

**મગન** વળ્યો **નટવર** પરે, માની જુનો મિત્ર.
ફરજ બજાવી **મગને**, મિત્ર થયો પવિત્ર !
**અંતે એકના એક. !**

**સુંદરમતી** મંદીરે જઇને થોડી વાર ઓટલાપર બેઠી; કેમકે દર્શનને વાર હતી, અને ગુલાબ પણ આવી નહોતી. થોડી વારમાં દર્શન ખુલ્યાં ! "જય-જય"ની ગર્જના થઈ ! સુંદરમતિ ગઈ, અને એટલામાં ગુલાબ પણ આવી પહોંચી. ભીડમાં બંનેની માત્ર એકત્રે નજર થઇ, પરંતુ ત્યાં મળી શકાયું નહીં, અને તેથી સુંદરમતી ઝટ બાહાર આવી. પછી ગુલાબે પણ બાહાર નીકળતાં સુંદરમતીની પાસે જઇને પુછ્યું "કેમ બહેન, સારી તો છે ? કંઇ ઘણા દાહાડાથી આવતીએ નથીને શું ? !"

"શું આવું ? !" સુંદરમતી આંખોમાં આંસું આણી બોલી "દુઃખમાં દટાઈ ગઇ છું બહેન ! અને તેથી કશે જવું આવવું ગમતું નથી !"

"રડીશ નહીં ! તને મારાં સમ છે ! અહીં જતાં આવતાં દેખશે કોઇ !" ગુલાબે જણાવ્યું

"લે ચાલ, મારી સાથે ગાડીમાં મારે ઘેર ચાલ! પછી પાછી તને ગાડી મુંકવા મોકલીશ!"

ઘેર આવવાને ના નથી, પણ તારો વર અને જોઇને તારાપર ગુસ્સે થશે તો!" સુંદરમતીએ પુછ્યું.

"અરે તે તો બિચારા હવે કશું બોલે તેવા નથી! તે તો હવે તદન જુદાજ થઇ ગયા છે!" ગુલાબે કહ્યું "તું ગાડીમાં ચાલ, પછી વાત કરીશ!"

એમ કહી સુંદરમતીને, ગુલાબ પોતાની ગાડીમાં બેસાડીને ઘેર લઇ ગઇ, અને બંને જણીઓ ઉપર જઇને બેઠી દિવાનખાનાની બાજુનાં એકાંત ઓરડામાં બે ચાર મેહેતાઓ હિસાબના ચોપડા લખતા હતા.

"કેમ પણ હવે તારા વરના શા સમાચાર છે, તે તો કહે?!" ગુલાબે પૂછ્યું.

"સમાચાર તો એવાજ તો વળી! એ તો હજી જેવા ને તેવા રહ્યા છે! અને તારા વર તો સુધરીને આબરૂ ઇજ્જતમાં આવી ગયા છે!" સુંદરમતી બોલી.

"હાં બહેન મારા વર તો હવે તદન સુધરી ગયા છે, અને એક પણ અપલક્ષણ એમનામાં દેખતી નથી! વેપાર રોજગારમાંજ એમનું ચિત્ત લાગ્યું છે, અને બાહાર બટકવાનું એ હવે તો તદન ભુલી ગયા છે! તેનજ એમનો સ્વભાવ પણ ઘણો શાંત, દયાળુ ને ઠરેલ થઇ ગયો છે! ઠોકરો ખાઇ ખાઇને આખરે કેટલે વર્ષે ઠેકાણે આવ્યા! મેં પણ થોડુ દુઃખ ભોગવ્યું છે બહેન!! તું ક્યાં નથી જાણતી?!" ગુલાબે જણાવ્યું.

"પણ મારો વર તો હજી સુધી ઠેકાણે આવતોજ નથી! એણે તારા વર કરતાં પણ વધારે ઠોકરો ખાધી હશે! તેઓ હજી એવો ને એવો! બહેન, તું તો સુખી થઇને બેઠી, અને હું તો હજી દુઃખીજ રહી!" સુંદરમતી એમ બોલતાંજ રડી પડી.

"રડ નહીં બહેન, રડ નહીં! એ દહાડો જશે! હું પણ તારીજ માફક રડતિ હતી, પણ મે ધીરજ રાખી તો ઇશ્વરે હવે નિરાંત આપી! તેમ વખત આવશે એટલે તું પણ સુખી થશે! ગભરા નહીં! ધીરજ મ્હોટી વાત છે!" ગુલાબે તેણીને શાંત પાડીને કહ્યું "મારા વર પણ જ્યારે ને ત્યારે તારા વરને માટે બળાપો કરે છે કે "એ હવે સુધારીને ઠેકાણે પડે તો સારૂં!" કેમકે એમનાં મનમાં તારા વર માટે ઘણી લાગણી થાય છે! પહેલાં તો બને જણ ગમે તેટલા લડ્યા ને વઢ્યા, પણ હવે તો એમનાં મનમાં એમ થાય છે કે "ક્યારેને નટવર સુધરે!" કારણ કે બાળપણાથી બંને સાથે રહેતા તે વાત એમને યાદ આવતાં તારા વર માટે એમને ઘનીજ દયા આવે છે!"

"જો એમજ હોય તો એમને મારા પાસે જરા મોકલશો?! મારા સાસુ એમને મળવા માંગે છે!" સુંદરમતીએ જણાવ્યું "અને એઓ જો નહીં આવે તો મારા સાસુજી અહીં એમને મળવા આવે?"

"એમને હું મોકલીશ તારા સાસુ અહીં સુધી આવવાની તસ્દી લે, એ શોભે નહીં! એજ આવશે." ગુલાબે જણાવ્યું.

"મારા સાસુજીએ મને એ કહેવા માટેજ મંદિરે મોકલી હતી!" સુંદરમતીએ જણાવ્યુ "પણ તારે ઘેર આવતાં મને ડર લાગતો હતો!"

"ડરવાનું હવે કંઇજ કારણ નથી; કેમકે એમનાં મનમાં નટવરભાઇની બાબતમાં પ્રથમ ગમે તેટલી અંટસ હશે, પણ હમણાં તો એમનું મન તદન બદલાઇ ગયું છે, અને કોઇ પણ પ્રકારે નટવરભાઇ સુધરે, એમ એ તો ઇચ્છે છે! તારે ત્યાં આવશે, ને એ વાત કરશે એટલેજ તને પણ સમજાશે કે એ કેવા બદલાઇ છે!" ગુલાબે કહ્યું.

"ત્યારે તો જરૂર મોકલજે." સુંદરમતીએ જણાવ્યું "અને તો આજે રાતના મોકલજેની!"

"રાતના જો બનશે તો તેમ નહીં તો સવારે તો જરૂર આવશે!" ગુલાબે ખાત્રિ આપી.

"બહુ સારૂં બહેન, તારો ઉપકાર થશે! હવે હું જાઉં છું! સુંદરમતી જવાને ઉઠી.

ગુલાબે ગાડી ઉભી રખાવી હતી, તેમાં સુંદરમતીને પહોંચાડવાને ઘોડાવાળાને ફરમાવ્યું, અને તેમાં બેશીને સુંદરમતી પોતાને ઘેર ગઈ, અને તેણીએ પોતાની સાસુને ગુલાબસાથે થયલી વાતચીત વિદિત કરી જે સાંભળી રત્નલક્ષ્મીને કેટલોક સંતોષ થયો.

"સાયંકાળ થયાં પછી મગન એ ઘોડાની ગાડીમાં સ્વગ્રહે આવ્યો મગનનો ભપકો ભારી હતો. તેણે અનીતિનો ફંદ છોડયા પછી એક યુરોપિયન પેઢીમાં ભાગ કીધો અને મુંબાઈથી ઘઉં, સરસવ અળસી વગેરે અનાજ, લંડન, લિવરપુલ, એંટવર્પ, ટર્કી વિગેરે સંસ્થાનોમાં ચઢાવી તેમાંથી તેણે અને તેના ભાગીદાર મી મદન સાહેબે ઘણો સારો પૈસા પેદા કીધો હતો, મી. મદન ત્રણ વર્ષ થતાંજ ગુજરી ગયો, અને તેની મુદ્દતને મગને તેના ભાગના પૈસા ચુકતે કરી આપી માત્ર પોતાના નામથી પેઢી ચલાવવી શરૂ કરી. અને ટુંક મુદતમાં આસરે દસ લાખ રૂપીઆની પુંજી જમા કરી દીધી! આથી કરીને મગને પરમ ઠાઠ પણ સારો રાખ્યો હતો. અગાઉ માત્ર એકજ બૈયો હતો, અને હવે ચાર બૈયા રાખ્યા, બે રામોશી રાખ્યા, અને ધાડી તેમજ મહેતા વિગેરે કામદારોની પુરતી સંખ્યા રાખી. ગાડી ઘોડા પણ નવાં વસાવ્યાં! સઘળા મળીને આઠ ઘોડા રાખ્યા હતા, તેમાં બે ઘોડાને બે ગાડી ગુલાબને માટેજ હતાં, અને ચાર ઘોડા પોતાને માટે ખાસ ફરવાને રાખ્યા હતા તથા બાકી બે ઘોડા ઑફીસમાં જવા આવવા વગેરેના કામને માટે હરરોજ જોડતા હતા. ગાડીઓ પણ સ્પરટાયરની ચાર જાતની વસાવી હતી, તેમજ ઘરનો ભપકો પણ ઇંગ્લિશ ફેશનનો કીધો હતો! એ આદિક અનેક વૈભવ મગને વધારી દેવામાં ખામી રાખી નહોતી, અને તેની સાથે ધર્મદાન કરવામાં પણ સારી નિષ્ઠા રાખતો હતો. અગરજો મંદિરોમાં સ્ત્રી પુરૂષોના સંગમ સમાન થતી ભીડમાં દર્શન કરવા જવાને તેને પસંદ નહીં હોવાથી મંદિરોમાં તો માત્ર વાર તહેવારેજ તે જતો હતો. તોપણ દેવપર તેની આસ્તા અનુપમ હતી, અને રાગનું સુંદર દેવસ્થાન રાખી તેમાં છબીની પુંજા પોતે અત્યંત ભાવ સહ કરતો હતો સારાંસ મગનની મલીન મતિ તદન બદલાઈ જઈ હવે તે સનમાર્ગે સંચરતો થયો હતો, અને તેથી તેનો દાદડો ફરી પણ ગયો હતો!

મગન ઘેર આવતાંજ હમેશાં ગુલાબની ખબર લેતો અને તેણીની પાસે પાંચ મિનિટ બેઠાં પછી કપડાં ઉતારતો આજે પણ તેમ કીધું, અને તેજ પ્રસંગે ગુલાબે કહ્યું "આજે તમારા પેલા મિત્ર નટવરલાલની વહુ સુંદરમતી મારી પાસે આવી હતી!"

"ક્યારે?!" મગને પુછ્યું "તે કંઈ કહેતી હતી??"

"થોડીવાર ઉપરજ આવીને ગઈ, અને તમને નટવરની મા યાદ કરે છે, એમ તે કહેતી હતી.", ગુલાબે જણાવ્યું.

"નટવરના માતુશ્રી તો બિચારી ઘણી ભલી છે, પણ તે બિચારીને નટવર તરફનો સંતાપ કાંઈ જેવો ને તેવોજ છે!" મગને જણાવ્યું.

"તેને માટેજ તમને કંઈ વાત કરવાને બોલાવ્યા છે, એમ સુંદરમતીનાં કહેવા પરથી મને તો સમજાયું!" ગુલાબે કહ્યું "અને કહી ગઈ છે કે "જો એમનાથી આવાનું નહી તેમ હોય તો મારાં સાસુજીને અહીં મોકલીશ" માટે આપ જો જાઓ તો ઠીક, ને તેમ નહીં તો રત્નલક્ષ્મી અહી આવે?"

"હું જઈશ" મગને જણાવ્યું "તે વૃદ્ધ માંણસને અહીંયા બોલાવવા ઠીક નહીં અત્યારેજ જમીને બનશે તો જઈ આવીશ! કેમકે રાતના તો કાલે બંદરપર ઓફિસમાં કામ છે તેથી ફુરસદ મળશે નહીં!"

" સુંદરમતી બિચારી બહુજ રડી હતી ! " ગુલાબે જણાવ્યું " અને તો તેણીને જોઈને ઘણી દયા આવી ગઇ ! કેમકે તે મારી સ્નેહી છે ! "

" અને મને પણ નટવરને માટે ઘણી દયા આવે છે ? કેમકે તે મારો જૂનો બાળ મિત્ર છે ! " મગને જણાવ્યું " હું તો ઇશ્વર કૃપાથી ઠેકાણે પડ્યો, પણ તે બિચારાના ગ્રહ હજી સુધા-ર્યાજ નહીં ! ગમે તેમ લડયા, વઢયા ને મારામારી કરી હતી. તોપણ તે સઘળું અમારી મુર્ખાઇનું પરિણામ હતું ! પણ હવે તો મને તેને માટે ઘણીજ લાગણી થાય છે, અને હું ઇચ્છું છું કે, કયા રે ને તે પણ સારે રસ્તે આવી જાય, અને અમારો પવિત્ર મિત્રતા પુનઃ જોડાય ઇશ્વર કરે ને તેને સદ્બુદ્ધિ આવે, અને તે બિચારાનો દાહાડો ફરે ! "

" સ્વામિનાથ, આપને જ્યારે તેને માટે એટલી બધી લાગણી છે તો આપજ તેને પાસે બેસારીને સુધારો, અને બિચારી સુંદરમતી જેવી પવિત્ર અબળાનો આશિર્વાદ લો ! ઇશ્વર આપ-ણું ભલું કરશે ! એટલું કામ જરૂર કરો ! કરો ! " ગુલાબે કહ્યું " જુઓ કોઈનું પણ ભલું કરીએ તો પ્રભુ આપણું પણ ભલું કરે ! અરે આ તો વળી તમારો જુનો મિત્ર છે. એને સુધાર-વાનો યશ જો તમે લેશો તો દુનીઆમાં પણ આપને માટે સારૂં બોલશે ? ! "

" ખરૂં છે વહાલી ! હું પણ ચાહું છું કે મારે હાથે એ યશ ઇશ્વર અપાવે ! " મગને શુદ્ધ અંતઃકરણથી દર્શાવ્યું.

"લો ત્યારે હવે આપ જમવા પધારો ભોજન તૈયાર છે. " ગુલાબે જણાયું.

મગન કપડાં બદલી તરતજ જમવા ગયો, અને જમીને ઉતાવળ કરી ગાડી જોડાવી ગયો રત્નલક્ષ્મી પણ તેના આવવાની રાહ જોતીજ બેઠી હતી. મગન અંદર જતાં તેણીએ તેને કહ્યું " આવો ભાઇ, અહીં ખુરશીપર બેસો "

" ના માતુશ્રી, આપ ભોંયપર બેઠા છો ને હુ ખુરશી પર બેસું કે? હું પણ નીચેજ બેસી-શ ! " કહીને મગન રત્નલક્ષ્મીની પાસેજ ગાદી પર બેસી ગયો ! રત્નલક્ષ્મી તેને ખુરસીપર બેસવાનો ઘણો આગ્રહ કીધો પરંતુ મગને તે વાત સ્વિકારી નહી અને પોતાની બરાબર લાયકી બતાવી.

" વારૂ ભાઇ સારા છો.!! રત્નલક્ષ્મીએ પુછ્યું " તમે તો કોઇ દાહાડો દેખતાજ નથીને!!"

" માજી, હવે તો કામકાજમાં એટલા ગુથાઇ ગયો છું કે ઘડીની ફુરસદ મળતી નથી ! અને વળી ખરૂ પુછો તો તમારે ઘેર આવવાને પગ ઉપડતો નથી ! "

" કેમ, શા માટે ? ! " રત્નલક્ષ્મીએ કહયું ' મારો જેવો 'નટવર', તેવા તમે ! તમારે આવતાં અચકાવું શા માટે જોઇએ ? ! "

" માજી, મે આગળ આપની સાથે સારી રીત વાપરી નહોતી, અને નટવરને બગાડવાનો આરોપ મારેજ માથે આવ્યો છે, તેથી હું અહીં આવતાં શરમાઉં છું અને મારી આગલી ચાલને માટે મને ઘણો પસ્તાવો થાય છે ! " મગને દિલગિરીની સાથે કહયું.

" ભાઇ, એ તો બનનાર હતી તે બની ! એમાં તમારો વાંક હું તો મુદલ માનતી નથી; પરંતુ મહોટો વાંક તો અમો ત્રણનાં નસીબનોજ સમજુ છું ! નસીબ કરે તે કોઇ ન કરે ! " રત્નલક્ષ્મીએ હવે મુદાની વાત કહી " પણ તમારે માથેજ નટવરને બગાડવાનું નિમિત આવેલું તમે સમજતા હો તો એને પાછો સુંધારીને તમારી માફકજ સારે રસ્તે લાવવાનો જશ પણ તમેજ લો ! "

" માજી, મારે મનને પણ એજ ઉમેદ છે કે, કયારેને નટવર મારેજ હાથે સુધરે ! અ-ગરજો યશ મેળવવાની લાલચ મને થોડીજ છે, તોપણ માત્ર એક જુના મિત્ર તરીકેની મારી ફર-જ સમજીને તેને રસ્તા પર લાવવાની મને પુરણ ઇચ્છા છે ! " મગને જણાવ્યું.

"પણ જુઓ ભાઈ, હવે તમે એનું આગળનું બોલ્યું ચાલ્યું કંઈ મનમાં લાવશો નહીં! તે બાબત તમારાં ચિતમથી કહાડી નાંખજો, અને એક પોતાના ભાંડુ તરીકે એને ગણી એનું ભલું થાય તેમ કરજો!" રત્નલક્ષ્મીએ આજીજી સાથે જણાવ્યું.

"માતુશ્રી, એવું બોલયું ચાલ્યું હવે મારાં મનમાં કંઈજ નથી! હુ તો મારા દુશ્મનનું પણ ભલું ચાહું છું તો આતો મારો બાળમિત્ર છે! અને એનું કંઇ પણ ભલું થાય તેમાં હવે હું રાજી છું, અને ઇશ્વર કરશે તો તેમજ થશે!" મગને લગાર ખંચાઇને કહ્યું "પણ પેલી રાંડ તારા એને છોડશે નહીં, એજ મારા મનમાં મ્હોટો ધા છે માજી! કેમકે તે રાંડ મહા નઠારી છે, ને જુ મારફ એને વળગી છે!"

"તે વાતની હવે તમારે ફીકર રાખવી નહીં! કેમકે તેણીના પતિ સ્વતંત્રદાસને મેં બધી વાત કહી દઇને તેના કાન ઉઘાડયાથી તેણે તે રાંડને એવી કબજામાં રાખી છે, અને નટવરને પણ તેણે એવો દમ બીડાવ્યો છે કે, તારા ને નટવર ફરીને મળવા પામશેજ નહીં! એ તો બધો પાકો બંદોબસ્ત થઇ ગયો છે, અને હવે તો નટવર બંગલામાં એકલોજ રહ્યો છે? માટે જો તમે એને બોલાવીને બે વાત કહો તો એ હવે ઝટ સમજી જશે!" રત્નલક્ષ્મીએ કહ્યું.

"ત્યારે તો હવે હરકત નથી!" મગને વિચાર કરીને કહ્યું "પણ મારે માટે તો એને એવો વહેમ છે કે, હું એના બુરામાં છું! માટે તમે એને સમજાવીને અહીં કાલે સવારે બોલાવો, અને નવેક તાસ્યાને સુમારે હું પણ બંદરપરથી પરવારીને આમ પહોંચીશ અને પછી તમારી સમક્ષ મારે જે કહેવાનું છે તે કહીશ?

"એમ કરીશ ત્યારે! કાલે સવારે એને ગમે તેમ કરીને પણ અહીં બોલાવીશ, અને તમે પણ જરૂર આવજો, અને એટલી તસ્દી લેજો ભાઇ! તમારો ઘણોજ ઉપકાર થશે!" રત્નલક્ષ્મીએ હાથ જોડીને કહ્યું, અને તેણીની આંખો આંસુથી ભરાઇ ગઇ!

"અરરર! આ તમે શું બોલ્યા!" મગને તેણીના જોડેલા હાથ જુદા પાડીને કહ્યું "એમાં ઉપકાર શાનો?! મિત્રનો સબંધ બધ કરતાં પણ શોર હોય છે, અને એક મિત્ર બીજા મિત્રનું ભલું કરે તેમાં વળી ઉપકાર શાનો?! એ તો ફરજ કહેવાય!"

"ભાઇ, તમારી એ લાયકી છે!" રત્નલક્ષ્મીએ કહ્યું "આજે તમને જોઇને મારી છાતી કેવી ઠરી છે! આગાઉ તમે કેવા હતા, અને હવે કેવા સુજ્ઞ થઇ ગયા છો! ઇશ્વર તમને સુખી રાખે! અને તમારી મારફત નટવર પણ માણસાઇપણામાં આવી જાય કે બસ થયું! પછી તમને બંનેને જોઇને મારો જીવ ખરેખરો ખુશી થશે!"

"માતુશ્રી, તમારા આશિર્વાદથી સઉ સારૂંજ થશે! હોય! ચઢતી પડતી સઉની ચાલી જાય!" એમ જણાવી મગન ઉઠીને ચાલ્યો, અને સુંદરમતી પછી રત્નલક્ષ્મી પાસે આવીને કહેવા લાગી "સાસુજી, આ તો જાણે આગળના મગનભાઇજ નહીં! જુઓની કેવા સુધરી ગયા છે! વાતચીત કરવામાં પણ કેટલી લાયકી આવી ગઇ છે!"

"વહુ! એ બધાં સદગુણો સત્સંગથીજ આવે છે! હવે એ સારા સારા માણસોમાં ફરે છે; કોઇ નીચનો સંગ એને રહ્યોજ નથી, અને કોઇ પણ કુફેલનાં પણ એ ભામ લેતો નથી, તેથી એનામાં સારી બુદ્ધિ આવે એમાં કંઇ નવાઇ નથી!" રત્નલક્ષ્મીએ કહ્યું,

"મારા પતિમાં એવા સદગુણો હું ક્યારે જોઇશ?!" સુંદરમતીએ જણાવ્યું.

"તે પણ સુધરશે! મગને માથે લીધું છે તેથી એ કામ હવે પારજ પડશે!" રત્નલક્ષ્મીએ કહ્યું.

"ભલે સાસુજી, તમારાં મોંમાં સાકર! ઇશ્વર કરે ને તમારી વાણી ફળે!" એમ કહી સુંદરમતી તથા રત્નલક્ષ્મી રોજના કરતાં આજે કંઇ ધીરજ ભરેલે હૃદયે સુતાં, પરંતુ સુંદરમતીને

કેટલાક કલાક સુધી એ ને એ વિચારમાં નિંદ્રા આવી નહીં ! તેથી છેક પાછલી રાતના ઉંઘી !

પ્રભાત થતાંજ સુંદરમતીએ રત્નલક્ષ્મી પ્રત્યે પુછ્યું "સાસુજી, બંગલે એમને તેડવાને કોને મોકલીશું ?"

"બીજા કોઇને મોકલવાનું કામ નથી; કેમકે કોઇથી એ આવશે નહીં ! એ તો હું પોતેજ મંદિરે દર્શન કરીને તે તરફ ગાડી લેવડાવીશ, અને સમજાવી પટાવીને એને અહીં લઇ આવીશ ! મારા શિવાય એ બીજાને નહીં પત કરશે ! હમણાં તને મોકલું, પણ તને જોઇને તો એ વધારે ઉશ્કેરાઇ જશે, અને વળી મારફાડ કરી મુકશે ! માટે હુંજ એને ગમે તે પ્રકારે સમજાવી ને લાવીશ !" રત્નલક્ષ્મીએ જણાવ્યું.

"એ વિચાર સારો છે સાસુજી." સુંદરમતીએ જણાવ્યું "આપના સમજાવ્યાથી કંઇ પણ સમજશે !,'

બાદ રત્નલક્ષ્મી પરવારીને ગાડી જોડાવી મંદીરે ગઇ, અને ત્યાંથી દર્શન કરી સાડા સાતને સુમારે બંગલે પહોંચી. નટવર એકલો બેસી દાતણ કરતો હતો. તેણે પોતાની જનેતાને જોતાંજ દાતણ ફેંકી દીધું, અને ખુરસીપર બેસી ગયો ! રત્નલક્ષ્મી તેની પાસે જઇને બેઠી, અને તેની આંખોમાંથી ડબ ડબ આંસુ ખરી પડયાં !

"રડ નહીં, દીકરા રડ નહીં ! ઘેલો થયો શું ?!" રત્નલક્ષ્મીએ ઉઠીને તેનું માથું પોતાની છાતી સાથે દાબીને કહ્યું "રડે છે શું કરવા?! છાનો રહે ! ગભરા નહીં તને શું દુઃખ છે?! ચાલ મારી સાથે ઘેર ચાલ."

"ઘેર તો હું શું મોં લઇને આવું ?!" નટવરે વધારે રડી પડીને કહ્યું !

"કેમ શું મોંહું લઇને?! કોઇની ચોરી કીધી છે કંઇ?! પોતાને ઘેર જવું તેમાં હરકત શું છે?! અહી તું એકલો મુઝાયા કરે છે, તેથી હું તને તેડવા આવી છું ! માટે ચાલ મારી સાથે ? રડ નહીં મારા વહાલા ! તું સમજુ થઇને આમ ગાંડાં કહાડે છે ?!"

"પણ ઘેર મારૂં શું કામ છે?! મને અહીંજ રહેવા દે ! ઘેર આવીને મારૂં કાળું મોં કોઇને બતાવવાને હું રાજી નથી !" નટવરે રડતાં રડતાં કહ્યું "મેં નહીં કરવાનાં કર્મ કીધાં છે અને મારી જીંદગી ધુળમાં નાંખી છે ! માટે હવે મારૂં મોં કોઇને બતાવવા કરતાં ઇશ્વર મને મોત આપે એટલે બસ !"

"કારણ કંઇ ?!" રત્નલક્ષ્મીએ ધીરજ આપી કહ્યું "કાળું મોં શાનું છે ?! આપણે કોઇનાં કંઇ ખાધા છે?! એ તો તારી લીધે તારાથી કંઇ થઇ ગયું તે થઇ ગયું ! હવે ! એટલેથીજ પત્યું ! જોની પેલો મગન તારાં કરતાં વધારે નઠારો હતો, તે હવે કેવો સુધરી ગયો છે ! તેમ હવે તું પણ સમજીને સુધરી જશે, એટલે તારાં પણ વખાણ થશે, અને તેમ થયું તો તારી નિંદાની વાત ઢંકાઇ જઇ તારી સ્તુતી ગવાશે !"

"મગનનાં નસીબ ફરી ગયાં. ને હું હજી કમનસીબજ રહ્યો !" નટવરે પસ્તાવો કીધો !

"તારૂં નશીબે હવે ફરી જશે !', રત્નલક્ષ્મીએ જણાવ્યુ 'કાલે મગનને મેં તેડાવ્યો હતો અને તે તો તારે માટે હવે એટલો જીવ તોડે છે કે કંઇ કહેવાની વાત નહીં !"

"માતુશ્રી, એનાથી તમે ભોળવાશો નહીં ! એ તો પણો કપટી ને લુચ્ચો છે ! એમ કરીને એ વળી કંઇ પ્રપંચ કરવાનો હશે !" નટવરે ધાસ્તી બતાવી !

"નારે દીકરા ના ! એ તો તને એની આગલી રીતભાતનો ખ્યાલ રહી ગયો છે ! પણ હવે તે મગન જુદોજ છે ! તે વખતમાં ને હાલમાં તો એનામાં આકાશ પાતાળ જેટલો ફેર પડી ગયો છે ! એનામાં જેટલા દુરગુણો હતા તેટલા બદલાઇને તેને સ્થળે સદગુણોનો વાસ થયો છે ! તું એની સાથે વાત કરશે એટલેજ તને પણ સમજાઇ જસે ! માટે તું ઘેર ચાલ, અને હમણાં મગન



"रड नहीं, दीकरा रड नहीं! घेलो थयो शुं?!"

પણ તને મળવા માટે આવનાર છે !" રત્નલક્ષ્મીએ કહ્યું.

"મને સામો મળવાને આપણે ઘેર આવનાર છે ! !" નટવરે વિસ્મયતાથી પુછયું.

"હા ! તે તને ખરાં અંતઃકરણથી હવે ચાહે છે, અને તારે માટે તેના હૃદયમાં પવિત્ર મિત્રતાની ગાંઠ બંધાઇ છે ! તે તો તને ગમે તે પ્રકારે મળવા ચાહે છે, અને તને સુખી થયલો જોવાને તે અત્યંત રાજી છે ! માટે હવે ઢીલ નહીં કરતાં તું મારી સાથેજ ઘેર ચાલ !" રત્નલક્ષ્મીએ આગ્રહ કીધો.

"ચાલો ત્યારે આવું છું ! જેવી તમારી આજ્ઞા !" નટવરે કહ્યુ "પણ જો એમ કરતાં મગન મને ફસાવશે તો પછી તમે જાણો ! હુ તો માત્ર તમારાં માનને ખાતર આવું છુ !"

"તું ડર નહીં, દીકરા, ડર નહીં !" રત્નલક્ષ્મીએ કહ્યું "મગનનો હાલનો રંગ તેં જોયો નથી તેથી તેનાથી તું ડરે છે ! પણ તું એને મળીશ ત્યારે તુજ કહેશે કે, મગન કેવો સારો સુધરી ગયો છે ! માટે હવે જલદી કપડાં પહેરી લે, ગાડી તો હું લાવીજ છું."

નટવરે તરત કપડાં પહેર્યાં રત્નલક્ષ્મીએ બંગલાના ભૈયાને બંગલામાં બંદોબસ્ત રાખવાને ફરમાવ્યું, અને બંને જણાં ગાડીમાં સાથે બેસીને ઘેર આવ્યાં, નટવર શરમાતો ઘરમાં પેઠો, અને ખુણાની ખુરસી પર જઇને ઉદાસ ચહેરે બેઠો તથા રત્નલક્ષ્મીએ ભટને ચાહ તૈયાર કરવાનુ કહેતાંજ સુંદરમતીએ પોતેજ સારી તજવીજથી ચાહ બનાવીને ધાડી સાથે નટવર પાસે મોકલી અને નટવરે તે પીધી બાદ રત્નલક્ષ્મીએ તેને ઉઠાડીને ઉપર મોકલ્યો, અને કપડાં બદલીને તેણે સ્નાન કીધું. ને પછી ગંજીફરાક પેહેરી નીચે આવીને ખુરસી પરજ બેસી રહયો ! ઘણે દાહડે ઘરમાં આવવાથી નટવરને ઘરમાં પણ વસમું લાગ્યુ, પણ ચુપચુપ બેસીજ રહયો !

થોડી વારમા મગન આવી લાગ્યો, અને આવવાની સાથેજ નટવરને ભેટી પડીને કહ્યુ "કેમ, ભાઇ કેમ છે ? ! આજે તને ઘણે દહાડે મળુ છું ?"

નટવર રડી પડયો ! મગનની આંખમાંથી પણ તે જોઇને આંસુ આવયાં, અને મગને કહયુક "ભાઇ રડ નહી ! તને મારા સમ છે ! અંતઃકરણમાં સ્નેહના ગાંઠ બંધાયલા છે તો આપણે ઘણે દહાડે પણ મળ્યાતો ખરા !"

"ભાઇ મારાથી ભૂલ થઈ ગઇ હોય તે માફ કરજો મે તમારો ઘણો અપરાધ કીધો છે !" નટવરે રાંક મુખાવીંદે જણાવ્યુ.,

"પ્રીય મીત્ર ! એ તું શુ બોલે છે ભુલ જેમ તારી થઇ છે, તેમ મારી ભુલ પણ ઓછી થઈ નથી ! તેં મારૂં બગાડવામાં કસર કરી નથી, તેમજ મે તારૂં બગાડવામાં કસર કરી નથી આપણે બંને સરખા ઉતરયા છીએ ! એટલે કોઇની વધતી ઓછી ભુલ થઇ નથી ? માટે એ વાત તો તું કરજ નહી ! જે બની તે બની ? નાદાનીમાં અને યુવાવસ્થાનાં મદાન્ધપણામાં આપણે ગમે તેમ કીધુ. અને ગમે તેવાં કૃત્યો કરવામાં મણા રાખી નહી ! તેની શીક્ષા પણ આપણે બંનેને ઇશ્વરે કંઇ ઓછી કરી નથી ! માટે હવે તો થયું તે થયું પણ હવે પછીને માટે સમજી વીચારીને ચાલવાનું છે ?" મગને નટવરને કોટે વળગીને જણાવ્યું "તું ગભરાતો નહીં ! હું હવે તારો શતરૂ નથી પણ પુરેપુરો પવિત્ર મીત્ર છું એમ નકી સમજે મારાથી તારૂં જેટલુ ભલું થશે તેટલું કરીશ. અને આપણી જુની મીત્રતા પુનરજન્મે આજે પવિત્ર મીત્રતાની ગાંઠમાં સંધાઈ છે. એમ માનજે ! આજથી આપણે સ્નેહ વર્તિ બંનેએ એક બીજાનુ તરત કરવાની કોસીશ કરવી. એટલું પણ લેવું ! આ દુનીઆમાં શું લઇ જવાનુ છે ! ! માત્ર ભલાઇ કે બુરાઇજ ! આપણી અરધી જીંદગી તો ગઈ છે ! અને હવે બાકીની જીંદગીમાં જો આપણે એકતાથી, સુનીતામાં રહી કામ ધંધો કરીશું તો આપણી પ્રતીષ્ઠા વધશે" નીતીમાંજ નારાયણ એ કહેવત ગોખી રાખી નીતીને સાચવવી ! જેણે નીતી સાચવી તેણે સરવ સન્માર્ગો સાચવ્યા

એમ હુતો માનુ છુ ! માટે ગમે તેમ કરજે, પણ હવે પછી નીતીનો ભંગ થવા દેતો નહી જ્યારે મે નીતીનો મારગ પકડ્યો છે, ત્યારથીજ મારો દીવસ સુધરયો છે અને તું નીતીમાં રહી ધરમ પર આસતા રાખી સતપણે ચાલશે તો તુ પણ સુખીજ થશે ! ”

રત્નલક્ષ્મી પાસે બેઠી હતી, તેણીએ મગનનો આ ઉતમ બોધ સાંભળી કહ્યું “ જો ભાઇ, આ મગનભાઇ કેવા સુધરી ગયા છે ! અને ધરમ તથા નીતીમાં રહેવાથી હવે એનાં મુખાર્વિંદ ઉપર તેનુ સરસ નુર આવી ગયું છે ! ”

“ માતુશ્રી હવે ધીરજ રાખો તમારો નટવર પણ એવોજ થસે ! એને હુ મારી હરેક સારી કંપનીમાં આગળ પાડીશ અને સારા સારા સુગ્ન જનોની મંડળીમાં એને સરસ સમાગમ કરાવીસ અને સારો સમાગમ થવાથી એ પણ સારોજ થઇ જશે સીંહનાં બચ્ચાં આખરે સીંહજ તેમ નટવર પણ એના પીતાજીની માફક મુંબઇનાં નામચિન્હ નરોમાં નામાંકીત થઇ જસે, એ મારો વચન તમે ગોખી રાખજો ! ” મગને જણાવ્યું.

“ ભલે મહારાજ ! ” રત્નલક્ષ્મી બોલી “ તમારી વાણી ઇશ્વર ફળીભૂત કરે ને એનો યશ તમને મળો ”.

“ પણ ભઇ તુ તો ઉદ્યમે લાગી ગયોં છે અને મારે તો ઘરમાં બેઠાં માખોજ ઉરાડવાનીજ કેની નટવરે કહ્યુ

“ એ વીચાર તું કર નહી મગને કહ્યુ હુ ઉદ્યમ કરીશ ને તેને હું માખો ઉરાડવા દઇશ આજથી હરેક વેપાર રોજગાર કે હરકોઇ બાબમાં જેમ હુ તેમ તુ હરેક શરખે ભાગે કામ ચલાવીશુ ને મારો ભાગીદાર યુરોપીયન મરી ગયા પછી તેનો ભાગ મેં કહાડી નાંખી હાલ હું મારો એકલાના નામેજ સઘળો ધંધો ચલાવું છું અને આજથી હવે તારે ને મારે નામે વેપાર ચલાવીશ અને આપણી કંપનીનું નામ એમ એન કંપનીની રાખીશું એટલે તારૂ ને મારૂ બંનેના નામ સધાયેલાં સમજાશે

” ત્યારે તો મોટી મહેરબાની નટવરે કહયુ “ આહા ભાઇ તેં મારા પર કેટલોં મોટા ઉપકાર કરવા માંડયો છે ?”

“ હવે જોજે ! એનો ગુણ જીવતાં સુધી ભુલતો નહી ! ” રત્નલક્ષ્મીએ કહ્યું “ આવો મિત્ર ફરી ફરી મળનાર નથી ! અરે સગો ભાઇ હોય તો પણ એટલું બધું કરી શકતો નથી ! ” એમ કહી મગન પ્રત્યે તેણીએ કહ્યું “ ભાઇ, એને હવે તમને સોપુ છુ ! તમે એને સાચવજો અને જેમ તમારા ભાઇ નરીકે મનો છો તેમજ જીવતાં સુધી માનજો તમારી જુની મીત્રતા પુનઃ સારા રૂપમાં સંધાયાથી મને અત્યંત શંતોશ થાય છે અને એ સઘળાનો યશ તમનેજ છે । ઇશ્વર તમો બંનેને સુખી રાખો, અને તમારી બાંધે સહીને હુ જાઉ ! ”

“ માતુશ્રી ! તુમારા આશીરવાદથી સઉ સારૂંજ થશે ! ” મગને પછી નટવર પ્રત્યે કહ્યું લે ચાલ હવે મારે ઘેર ચાલ ત્યાંથી આપણે બંનેજણા સાથે જમીને પછી ઓફીસમાં સાથેજ જઇશું. આજનો દહાડો પણ ઘણો શુભ છે માટે ચાલ ઉઠ : ”

“ ના ભાઇ આજે તો મે રસોઇ કરાવી છે અને તમે બંને અહીજ સાથે જમજો, અને મારો આશીરવાદ લઇને ઓફીસમાં જજો રત્નલક્ષ્મીએ કહ્યું.

“ તેમ તો તેમ । મારેતો આ ઘરે પોતાનુંજ છે પણ મારે ગેર લગાર કહાવજો કે વાટ જુએ નહી ! ” મગને જણાવ્યું.

“ તમારે ઘેરથી તમારી વહુને પણ અહીજ તેડાવું છું કેમકે મારે મનને તો જેવી સુંદરમતી તેવી ગુલાબ ! ” રત્નલક્ષ્મીએ કહ્યું.

“ તે વાતમાં મને ક્યાં ના છે ?! જેમ તમે રાજી થાઓ તેમ કરો મગને કહ્યું.

" ત્યારે તો તમારા ઘોડાવાળા સાથેજ એટલુ કહેવરાવોની ! " રત્નલક્ષ્મીએ જણાવ્યુ.

હા, મ્હોટી ખુસીથી એમ કહી **મગને** પોતાના ઘોડાવાળાને બોલાવીને કહયુ જા આ ગાડી ઘેર લઇ જા અને નવી જોડીને નવો લેન્ડો જોડી તેમાં બાઇને અહીં લઇ આવ અને બાઇને કહેજો કે શેઠ ત્યાં જમવાના છે અને તમારે પણ ત્યાંજ જમવાનુ છે, "

" ઘોડાવાળો એટલી વાત સાંભળી લઇને તરતજ **મગનનાં** ઘર તરફ ગાડી દોડાવી ગયો **રત્નલક્ષ્મી** તથા **સુંદરમતીએ** ભટની પાસે રહી જમવાની સરસમાં સરસ તજવીજ કરાવી અને સુકનને માટે કંસાર પણ કરાવ્યો અને થોડી વારે બંને જમવા બેઠા અત્યંત આનંદસહ **મગને** અને **નટવરે** ભોજન કીધું. એટલામાં ગુલાબ પણ આવી પહોચી અને તેજ ગાડીમાં મગન તથા નટવર સંગે બેસીને ઓફીસમા ગયા. મગને ગાડીમાં **નટવરને** પોતાના જમણા હાથ પર બેસાડયો અને હરેક પ્રકારે તેનુ માન વધારવાની તજવીજ કરો !

બાદ **ગુલાબ** તથા **સુંદરમતી** સાથે જમવા બેઠી અને તેણી બંને જમીને ઉપરના ઓરડામાં જઇને બેઠી તથા **રત્નલક્ષ્મી** તે પછી જમવા બેઠી.

ગુલાબે ઉપર જતાંજ **સુંદરમતીને** પુછ્યું ' કેમ બહેન પછી મારા પતીએ શું કર્યું'

"બહેન એમણે આજે તો મારા સ્વામી પર હદ ઉપરાંતનું હેત બતાવ્યું ! સરલ પ્રકારે તેમને ધીરજ આપી અને પોતાની સાથેજ આજથી વેપાર રોજગારમાં ભાગ રાખવાનું કહી ઓફીસમાં લઇ ગયા છે ! " **સુંદરમતીએ** જણાવ્યું.

" ચાલો ! હવે નીરાંત વળી ! આજથી **નટવર** ભાઇનો દાહાડો પણ ફરી ગયલો. સમજજે કેમકે મારા પતીનાં હૃદયમાં પણ હરેક પ્રકારે **નટવર** ભાઇને સુધારી આખર ઇજ્જતમાં મુકવાની ખરેખરી ઇચ્છા છે, અને હુ ખાત્રીથી કહુ છુ કે એ બોલ્યા છે તે પ્રમાંણેજ કરશે ! " ગુલાબે જણાવ્યું.

" મને પણ એમ લાગે છે તો ખરૂ ! પણ મારા વર સખણા રહેશે ત્યારેની ? ! **સુદરમતીએ** કહયું.

" સૌ સખણા રહેશે ! " ગુલાબે જણાવ્યું " એ એમને સાથેના સાથે રાખી બરાબર સુધારી નાખશે ! "

" મારે પણ એટલુંજ જોઇએ છે બહેન ! એ સુધર્યા તો પછી મારો ભવ પણ સુધરી ગયો સમજીશ ! " **સુંદરમતીએ** કહયું.

" એ તો બધાં રૂડાં વાનાં થશે ! " ગુલાબે કહયું " પણ હવે તારા બંગલાની વાત તો કહે કે ત્યાં શું બન્યું, અને આટલા દાહાડા કેમ ચાલ્યું ? ! "

" બળી ગઇ તે વાત ! વાત સંભારીને જીવને કલેશ કરવાનું શું કામ છે ? ! તે વાત સંભારૂં છું તો મારા જીવને કંપ કંપ થઇ આવે છે ! અને તેથી તે વાતનુ સ્મર્ણુંજ કરતી નથી દુઃખદાયક વાત સંભારીને હવે તો થાકી ગઇ છુ બહેન ! " **સુંદરમતી** બોલી,

" પણ પેલી **તારા** હજી બંગલે આવતી હતી કે નહી વારૂ ? " ગુલાબે પૂછ્યું.

" અરે ! મોઇ રાડ **તારા** ! તે રાંડનુ નામ વળી કયાં દીધું ! ! જવા દેની તેનુ નામજ હવે તો કંઇ સારી વાતો કરવાનો વખત આવે કે બસ ! આટલી જીંદગીતો એવીને એવી આપદા કહાડી ! હવે એવી વાતને યાદ કરીને શુ કરવું છે ? ! " **સુંદરમતીએ** કંટાળીને કહયું.

" જવા દે ત્યારે ! તારા જીવને કલેશ થાય તે વાત નહીં કરવી ! " ગુલાબે જણાવ્યું " પણ તારાં બધાં દાગીના છે કે તે પણ ગયાં ! "

" બધાંએ ગયાં ! " **સુંદરમતીએ** જણાવ્યુ " અને સાચું કહેતા પણ નથી તો કે કયાં ગયાં ને કયાં નહીં ! "

"રાંડોને આપી આવ્યા હશે! બીજે ક્યાં જવાનાં હતાં?!" ગુલાબે જણાવ્યું.

"બળી ગયાં દાગીના! એ સુધરશે તો બધાંએ દાગીનાંજ છે, એમ માનીશ! થોડાં લાકડાં એ વધરે વાપર્યાં તોએ શું?! મને તો એ વાતનો કશો દરખ કે શોક નથી!" સુંદરમતિ બોલી.

"કંઇ ફીકર નહીં! એજ વળી કમાશે. ને એજ કરાવશે!" ગુલાબે જણાવ્યું "મારેએ ખોયું ગયુંજ હતુંની!! અને કમાયા ત્યારે એમણેજ પાછું વસાવ્યું પણ ખરૂં! માટે એ વાતનો દરખ કે સંતાપ કરવો પણ મિથ્યા છે!"

એટલામાં મગન ને નટવરને મુકવા ગયલી ગાડી પાછી ગુલાબને લેવા આવ્યાથી તે તથા સુંદરમતી નીચે ઉતરી, અને ગુલાબે રત્નલક્ષ્મી પાસે જઇને કહ્યું 'કાકીજી, રજા લઉં છું."

"આવજો બા! કોઇ વાર નવરી પડે તો સુંદરમતી પાસે આવજો કે એને પણ ગમે!" રત્નલક્ષ્મીએ જણાવ્યું.

"અને સુંદરમતીને પણ તમે મારે ત્યાં મોકલજો." ગુલાબે જણાવ્યું.

"એને ખુશી પડે ત્યારે આવે! તારે ઘેર આવવાની મારી સદર પરવાનગી છે!" રત્નલક્ષ્મીએ કહ્યું.

ગુલાબ પછી પોતાની ગાડીમાં બેસીને પાછી પોતાને ઘેર ગઇ.

સુંદરમતીએ પછી રત્નલક્ષ્મી પ્રત્યે કહ્યું "સાસુજી, મગનભાઇ એમને સુધારશે તો ખરા! નહીં વારૂં?!"

"સુધારશે બાઈ સુધારશે!" રત્નલક્ષ્મીએ કહ્યું "તું તારા જીવને ધીરજ રાખ! સારૂંજ થશે!"

"પણ મગનભાઇની લાયકી કેટલી બધી છે, હેં?!" સુંદરમતી બોલી.

"એ બધાં સારી સોબતને સુનીતિનાં પરિણામ છે વહુ! તારો વરે એવોજ થશે, અને તું ને હું તે જોઇશું!" રત્નલક્ષ્મીએ કહ્યું.

"ઇશ્વર કરે ને એવા જોઉં!" સુંદરમતીએ જણાવ્યું "ઇશ્વર હવે તો સામું જોશે કે નહીં જોય?! દુઃખના દાહડા કંઇ થોડા ઘણા કહાડ્યા છે?! આજ સુધી દુઃખ, દુઃખ ને દુઃખજ જોયું છે કે બીજું કંઇ?!" એમ કહી સુંદરમતી પાછી પોતાના ઓરડામાં ગઈ, અને રાત્રે સયનને માટે ઓરડા વાળી જુદી ઘાટી પાસે સાફ કરાવી રાખ્યો, અને જેમ ત્યાં પડેલાં ફર્નિચરો પાછાં યોગ્ય રીતે ગોઠવાવી ઓરડાને સુશોભિત બનાવી દીધો! તળાઇ ને ગોદડાંને પણ તડકો ખાવા અગાશીમાં નંખાવ્યાં, અને કબાટમાંથી પણ તમામ કપડાં કહાડી, ફરીને સારી રીતે ગોઠવી દીધાં! ઓરડાને આનંદથી શણગાર્યો! આજનો આનંદ અપાર હતો!

———(o)———

## પ્રકરણ ૩૮ મું.

---

દોહરો.

નટવર ને મગને મળી, કંપની કાડી એક;
કામ ચલાવ્યું ભાગમાં, રાખી સ્નેહનો નેક!

**"એમ. એન. ની કંપની!"**

મગન ને નટવર ઓફીસમાં આવ્યા. કોટમાં મુંબઇ બેંકની નઝદીકમાં ઓફીસ રાખી હતી. ઓફીસમાં છ મ્હોટા ઓરડા તથા મગનને પોતાને બેસવાને એક જુદો રૂમ હતો, અને ઓફીસ

સર્વ પ્રકારે ભપકાદાર પણ હતી. પંદર કલાર્કો તથા એક કાબેલ કિસિદાર રાખ્યો હતો, અને કામકાજ તડામાર ચાલતું હતું ! **મગને** દરેક ઓરડામાં **નટવરને** ફેરવીને દરેકની સમજ પાડી, અને પોતાની ખુરસીની સાથેજ **નટવરની** ખુરસી પણ માંડી. એમ કરવાનું કારણ એટલુંજ હતું કે, **નટવરને** દરેક કામની સમજ પડે. પછી **મગને** ઓફીસનો તમામ હિસાબ તેને સમજાવ્યો, અને પોતાના લંબાવેલા વેપારની દરેક પ્રકારે માહિતી આપી, જેમ કરવામાં તે દાહડો વિતી ગયો. અને પાંચ વાગતાંજ ટેલીફોન મારફતે **મગને** વિકટોરિયામાં બીજી જોડી મંગાવી, અને **નટવરને** સાથે રાખીને પોતાનાં ગોડાઉનપર ગયો. ત્યાંનાં કામકાજના સંબંધમાં પણ તેણે **નટવરને** બતાવી દીધું. અને કહયું " હવે કાલથી સાંજ ને સવારે એકેકો આંટો તારે અહીં આવી જવો, અને તે પછીનો વખત ઓફીસમાં કહાડવો, કે જેથી ઓફીસનાં કામકાજની પણ સમજ પડી જાય."

**નટવરે** આ વાત સ્વિકારી, અને પછી બંને જણા ગાડીમાં બેસીને **ચોપાટી** તરફ ફરવા ગયા, અને એક સાઇડપર ગાડી ઉભી રાખી બંને જણા સાથે ત્યાંની પગથીપર ફરવા લાગ્યા. આ જોઇ ત્યાં આવેલા બીજા કેટલાક શેઠિયાઓ ચકિત થયા, અને તેઓ મનમાં વીચાર કરવા લાગ્યા કે " આ શું ? ! **મગન** ને **નટવર** કટ્ટા દુશ્મન હતા, અને આજે સાથે ક્યાંથી ! ! " એ પ્રમાણે કેટલાકો એક બીજામાં ગુસપુસ કરવા મંડયા ! કેટલાકો **મગનને** સામા મળ્યા, અને 'શેકહેન્ડ' કરવાની સાથે તેઓ **નટવરને** પણ 'શેકહેન્ડ' કરતા હતા, જે જોઇ **નટવર** ઘણો રાજી થતો હતો. આ પ્રમાણે લગભગ અરધો કલાક તેઓએ દરિયાની હવા લીધી, અને ત્યાંથી પાછા ફરતાં **નટવરને** તેને ઘેર ઉતારીને **મગન** પોતાને ઘેર ગયો.

**નટવરે** ઘેર જઇને પોતાની માતુશ્રીને આજે બનેલી તમામ બિના કહી સંભળાવી, જેથી તેણી પણ ઘણી ખુશ થઇ ગઇ, અને **નટવરને** શિખામણ આપી કે "ભાઇ, હવે **મગન** સાથેનો સંબંધ સાચવી રાખજે ! હવે તારી ખાત્રિ થઇ હશે કે, એ તને કેટલો બધો ચાહે છે !"

'હા માતુશ્રી, એના જેવો મિત્ર કદી મળેજ નહીં !" **નટવરે** જણાવ્યું, અને પછી ભોજન કરી પોતાના રૂમમાં સુવા ગયો તથા થોડી વાર પછી **સુંદરમતી** પણ જમીને ઉપર ચાલી ગઇ, અને થોડીક વાર પોતાના પતિની સાથે આનંદની વાતો કરતાં બને નિંદ્રાવશ થયાં.

બીજે દીવસે **મગનનાં** કહેવા પ્રમાણે **નટવર** ગોડાઉનપર સવારના આઠ વાગે ગયો, અને ત્યાં પુછપરછ કરી તપાસ કરી કે " શું કામ ચાલે છે ? આખા દાહાડામાં કેટલું કામ કરવાનું છે ? " તે વિગેરે તજવીજ કરીને તે પુનઃ ઘેર આવ્યો, અને જમીને અગીઆર વાગામાં તો તે ઓફીસમાં જઇને બેઠો. તે વખતે **મગન** આવ્યો નહોતો, પરંતુ કેટલાક દલાલો **મગનની** રાહ જોઇને ઓફીસમાં અડિંગા નાંખી બેસી રહ્યા હતા. **નટવરે** તરતજ **મગનને** ટેલીફોનમાં પુછ્યું " તમને અહીં આવતાં હજી કેટલી વાર છે ? કેટલાક દલાલો આવી તમારી રાહ જોતાં બેઠા છે."

**મગને** ટેલીફોનમાં ઉતર આપ્યો કે " ગાડીમાં બેસું એટલી વાર છે, અને દસ મિનિટમાં આવી પહોંચ્યું છું."

**નટવરે** દલાલો સાથે વાતચીત કરવા માંડી; દરેકના ભાવતાલ પુછ્યા, અને કેટલાક નમુનાઓ પણ હાથમાં લઇ ઉથલાવી જોયા. એટલામાં **મગન** આવ્યો, અને દલાલોની સાથે રકઝક કરતાં કેટલાક સોદા કીધા, જે એક કલાર્કે નોંધી લીધા, અને **નટવરે** તે તરફ બારીકીથી લક્ષ રાખી સોદા કરવાની રીતભાત જાણી લીધી. બાદ દલાલોની ભીડ ખાલી થઇ ગઈ.

**મગને** ટપાલના કાગળો ઉકેલી વાંચ્યા, અને તેના જવાબ લખવાને કલાર્કોને સમજ પાડી તે કાગળો કલાર્કોને સોંપ્યા તથા એક બે કાગળોના ઉત્તર પોતાને લખવાના હોવાથી તે તેણેજ ચીતરી કહાડ્યા. બાદ **મગને નટવરને** કહ્યું " ભાઇ, હવે તને સમજ તો પડી ગઈ હશે; પરંતુ હાલ તું થોડાક દિવસ જેટલા કાગળપત્રો આવે તથા જેટલા જવાબો લખાય તે તમામ વાંચ્યા કર-

" પણ ખરૂં છે, અને હું પણ તે બાબતમાં સાવધ રહીશ " નટવરે જણાવ્યું, અને પછી તરત ગાડીમાં બેસી કોલાબે ગયો ત્યાં દલાલો તથા વેપારીઓની બારે ભીડ જામી હતી. અને તેઓ નટવરનાં આનવાની રાહ જોતા હતા; કેમકે નટવરનાં સોદાપર તેઓ વધારે આધાર રાખતા હતા ! નટવરે તેઓની વચમાં દાખલ થતાંજ પ્રથમ પાંચસો ગાંસડી લીધી, અને પછી એક યુરોપિઅનની હોંસાતોસીમાં ચઢી દસ હઝાર ગાંસડી વેચી નાંખી, અને વધારે હોંસાતોસીપર આવતાં દસ હઝાર ગાંસડી વેચી નાખી. અને વધારે વેચાણ કીધું ! આ જોતાંજ તેજીવાળાનાં મોં ઉતરી ગયાં ! તેઓ એક બીજામાં ગુસપુસ કરવા માંડયા ! કોઇ કહે " એ મંદીમાં રહીને ભીખ માગશે ભીખ ! " વળી કોઈ બોલે " એના ભાગીઆએ સારી કમાણી કરી છે તે આ ભાઇ જરૂર ખોઇ બેસવાના છે ! " એમ તેજીવાળાઓ તડાકા મારવા મંડયા ! નટવરને કાને આ વાતના અણસારા દલાલોએ નાંખ્યા, અને તેવીજ દલાલોમાં મોહન તથા મંગળના કાનમા નટવરે ફુંક મારી કે " એક રૂપિએ છો બીજી પાંચ હઝાર ગાંસડી કોઇ લેનાર હોય તો વેચો ! પણ અસામી સદ્ધર જોઇશે ! "

મંગળ મોહન સોદો ઉતારવા ભમ્યા, અને બાંધી આપેલા ભાવે તેમણે સોદો ઉતારી દઇ નટવરને આસામીનું નામ આપ્યું, જે નટવરે સધર લેખે સ્વિકાર્યું અને વળી કહ્યુ " બાજા એક રૂપિયે ઓછે બીજી પાંચ હઝાર ગાંસડી વેચો ! "

મોહન ને મંગળ ફર્યાં ! ભમ્યા ! કંઇકોને સમજાવ્યા ! પણ લેવાની હિમ્મત કોઇની ચાલી નહીં ! યુરોપિયન ઓફીસવાળાએ મંદીના જોઇને ઠંડા થઇ ગાડીઓમાં બેસી વિદાયે થયા, અને પછી થોડી વારમાં નટવર પણ પોતાની ઓફીસમાં પાછો ફર્યો અને મગન આગળ કોલાબા નો રીપોર્ટ કરી સંભળાવ્યો તથા પોતે કરેલા સોદાની વાત પણ જણાવી.

મગન ચકિત થયો, અને લગાર બ્હીને બોલ્યો " ઓહો ! વેચાણ તો ખુબ કરીનાંખ્યું ! હવે કાલે વિલાત નરમ આવે તો ઠીક થાય ! "

" હલે જો વિલાત નરમ આવ્યું તો પાંચ પાંચ ટકા એક મિનિટમાં ઉડી જાય ! અને કોલાબામાં તેજી વાળાઓનાં મોંપર માંખ પણ ઉડવા પામે નહીં ! પરમેશ્વર કરે ને વિલાત મંદી આવે ! " નટવરે જણાવ્યું.

" વિલાત તો મંદીજ આવશે, અને મંદીની રૂખ બરાબર હાથ આવી તો હમ બાંધીને વેચાણ ચલાવવું ! જે થાય તે ખરૂં ! પાંચ દસ લાખ મળે છે કે પછી જાય છે ! " મગને હિમ્મતથી કહ્યું.

" જોઇએ છીએ ! વિલાતનીરૂખ પ્રમાણે તાર આવશે તો પછી મને કહેવું નહીં પડે ! તેજી વાળાઓનાં મોં કાળાંજ કરી નાંખુ તો ! " નટવરે કહયું.

બાદ વખત થઇ જતાં બન્ને જણા રોજના નિયમ પ્રમાણે ઓફીસમાંથી ઉઠી ગયા, અને સાથે ફરવા જઇ રાતના પોતાને ઘેર સંચર્યા રસ્તામાં પણ બંનેએ રૂની રૂખનીજ વાતો ચલાવી !

બીજે દિવસે વિલાત ઘણું નરમ આવ્યું ! મગને ટેલીફોન મારફતે નટવરને પોતાને ઘેર બોલાવ્યો નટવર તરતજ ત્યાં ગયો, અને મગનને કહયું " કેમ ભાઇ હવે શું વિચાર છે ? વિલાત તો નરમ છે ! ભાવ શું છે ? કંઇ ખબર આવ્યા ? "

" મારવાડી બજારમાં મોહન ને મંગળે ટેલીફોન કીધો છે કે " ભાવમાં ચાર ટકા ઉતરી ગયા છે કે " ભાવમાં ચાર ટકા ઉતરી ગયા છે ! કોઇ લેવાળ બોલતો નથી ! "મગને કહ્યુ.

એટલામાં મોહન ને મંગળ મગનને ઘેર દોડી આવ્યા અને બોલ્યા " વેચો શેઠ વેચો ! બસ આંખો મીચીને વેચ્યાજ જાઓ ! " " આંખો મીચીને તે કેમ વેચીએ ? ! ધન આપવાનુ છે ! બાપાજીના ખેલ નથી તો ! " નટવરે કહ્યું.

" અરે શેઠ વેચો ! કહ્યું માનો ! રૂખ ફાવતી આવે તો વેપાર વધારતાં ગભરાવું નહીં ! " મંગળે જણાવ્યું. મગને કહ્યું " હવ તો કોલાબે વાત ! ત્યાં નટવરભાઈ આવશે, અને ત્યાંનો રંગ જોઇને તમને કહેશે ! " " ભલે તો જેવી આપની ખુશી ] "



"આ જોતાંન તેજીવાળાનાં મોં ઉતરી ગયાં।"

નટવર અત્યારે મગનને ત્યાંજ જમ્યો. અને પછી બંને સાથેજ ઓફીસમાં ગયા. દેશાવરે ના આવેલા કાગળ અતિ આતુરતાથી વાંચ્યા, અને મગન બોલ્યો "ભાઇ નટવર ચોગરદમાંની હવા મંદીની છે, અને માલની છત દરેક દેશાવરમા છે, માટે મંદી સિવાય બીજો વેપાર કરવો નહી!"

"બસ ! હવે રૂખ બરાબર હાથમાં આવી !" નટવરે કહયું મગનભાઇ, આ વર્ષે રૂમાં નહી મઝા છે ! માટે તું હાલ અનાજનો વેપાર આટોપી નાંખ કે તે ખાતામાં નાણાનું રોકાણ રહે નહી । કદાચ એવો વખત આવે કે રૂમાં મ્હોટી રકમ રોકવી પડે ! તેટલા માટે હાલ સારી રકમ બેંકમાં રાખી મુકવી જોઇએ " મગનેજણાવ્યું, અને તે પ્રમાણે કામકાજ બનતી ઝડપથી આટોપવા પણ માંડયું,

નટવરે કોલબે જતાં મગનને પુછયું "કેમ ત્યારે આજે વધારે વેચાણ કરવું છે ?"
"પાંચ હજાર ગાંસડી બેલાશક બજાર ભાવે વેચજો !"

"બહુ સારૂં" કહી નટવર કોલબે પહોચ્યો. વિલાત મંદી આવવાથી તેજી વાળાઓ, જેઓમાં યુરોપિયન ઓફીસોવાળા મુખ્ય હતા, તેઓનાં મોં ઉતરેલાં જણાયાં, અને નટવરને જોતાંજ એકેકો ટકો ભાવમાં ઉતરી ગયો સર્વેએ જાણ્યું કે નટવર જરૂર મહોટી રકમનું વેચાણ કરશે !" પણ નટવર તો ચુપજ રહયો, અને વિચાર જણાવ્યો નહીં ! મોહન તથા મંગળે ઘણુંએ સમજાવ્યું પરંતુ નટવરે કહયું "હવે આ ભાવે કોણ વેચે ! ! હવે તો બે ત્રણ ટકા ઘટે તો જોઇશું ! માટે ઘટે તો આવજો !"

આ ઉપરથી હોહા થઇ રહી કે "નટવર વેચાણ કરવાનો નથી !" અને આખો બજાર ખળભળી રહયો તેજીવાળાઓએ પોતાનું જોર મારવા માંડયું, અને કોટગાં બે ત્રણ ટકા વાતચીતના સપાટામાં વધારી લીધા ! એટલે નટવરે રંગ જોઇને લાગાર ઉંચે ભાવ પાંચ હજાર ગાંઠ વેચી ! એટલે તેજીવાળા પાછા ઠંડાગાર થઇ ગયા ! બજારમાં તેમણે મચાવેલી ગડબડસડબડ શાંત થઇ ગઇ ! તેના પગ ઢીલા બન્યા ! તેઓ કહેવા લાગ્યા કે " નટવરે થાપ મારી ! જબરા ઠગયા ! ભુલાવામાં નાંખી દીધા !" આ પ્રમાણે તેઓ પસ્તાયા, અને તેમને ઢીલા જોઇને નટવરે પણ મંદીનાં ભાષણ ચલાવી તેજીવાળાઓનું શુર શાંત કરી નાંખ્યું ! પરચુરણ મંદીવાળાઓ પણ ગાજ્યા અને " આવો ! કોણ લેનાર છે ? ! કરીને બેંખારવા મંડી પડયા, અને પછી રોજને વખતે દારાસર બજાર વિખેરાયો.

નટવરે મગન પાસે આવીને આજના સોદાની વાત જણાવી, તેમજ બજારના રંગનો રીપોર્ટ કહી સંભળાવ્યો ! મગન ખુશી થયો, અને નટવરને 'ચેકસ' આપી બોલ્યો "હવે કાલે પણ જો વિલાત આજની માફક મંદી આવે તો ખરેખરી મઝા પડે !"

નટવરે ચિંતા બતાવી કે "રોજ ને રોજ મંદી આવે છે, તેથી વળી એક બે દાહાડા તેજી આવી તો બજાર પાછો ઉછળશે, હો !"

"ઉછળશે તો તે નામનોજ કદાચ બે ત્રણ ટકાં એક વાર વધશે તો તેને બદલે દસ ટકા ગમડશે ! કેમકે હવા ગણી સારી છે, અને રૂનો પાક પણ ઘણો સરસ થવાનો રીપોટ ભીલ વાળા એ બાહાર પાડયો છે ! એટલે તે સઘળો વિચાર કરતાં આખરે મંદીજ થવાની !" મગને હિંમતથી જણાવ્યું.

"પણ હવે જો ઘટે તો વળી વેચાણ થોડુ થોડુ ગણું ઉપાડી લેવું કે વળી વધે તો વેચવા કામ આવે !" નટવરે જણાવ્યું. "તેમ કરવાની કંઇજ જરૂર નહીં નુકશાન પુરૂ આપીએ તો મગને લગાર સ્થિર વિચાર કરીને કહયુ "એમ કરતાં જો બજારનો રંગ બદલાશે, અને વિલાતનો રંગ પણ બદલાશે તો બે ટકા ફેરે પણ લેતાં કયાં વાર લાગે છે ? ! પણ હાથમાં આવેલી રૂખ જવા તો નહીંજ દેવી !" "એ તો હવે કાલનો વિચાર આજે કરેલો કામ ન આવે ! કાલે તાર જોઇને વાત !" નટવરે જણાવ્યું. રાતના આ લોકોએ ખાનગી તાર મંગાવેલો હોવાથી નટવર રાતના પણ મગનને ઘેરજ રહયો, અને તાર આવવાનો વખત થતાંજ નટવર ટેલીફોન પાસે જઇને ઉભો ! એટલામાં ઘંટડી લાગી ! તાર આવ્યો ! દરેકમાં થોડું ઓછું હતું ! અને તે

સમાચાર જાણ્યા, અને પછી નટવરે, મગળ તથા મોહનને મારવાડી બજારમાં ટેલીફોન કર્યો કે " કેમ બજાર તાલ શું છે ? "

" તેમના તરફથી જવાબ મળ્યો કે " ટકો દોઢેડ ઢેર નરમ છે ! છે કંઇ હુકમ ? "

" અત્યારે તો કંઇ નથી ! હવે સવારે વાત!" કહી નટવરે ટેલીફોન બંધ કીધો । બાદ મગને કહ્યું "હવે સવારે તાર જોઇને સોદો કરવો ! અત્યારના તારપર વધુ વિશ્વાસ રાખવો નહીં ! કેમકે ઘણી વાર રાતના જે સમાચાર આવે છે તેનાં કરતાં સવારે ઘણો ફેરફાર આવે છે ! હવે સુઇ જઇએ ! સવારે વાત!"

એમ કહી બંને મિત્રો સુતા, પરંતુ નિંદ્રા આવતાં સુધી વિચાર માત્ર તેજી મંદીના ! જાણે અરધો મગજ ગેપ થઇ ગયાં હોય તેમજ ! કામના નકરા કુતરા ! સારો દિવસ ને રાત વેપારીના જીવને નિરાંત તો મળેજ નહીં !

સવાર પડતાંજ બંને હાંફલા ફાંફલા હડવા, અને તારને માટે ડોકિયાં કરતા બેઠા ! ચાહના પ્યાલા પણ વિચારમા ને વિચારમાં ઠંડા પડી ગયા ! એટલામાં તાર આવ્યો ! રાતના કરતાં પણ વધારે નરમ સમાચાર, અને દરેકના ભાવ ઓછા આવ્યા ! બંને જણાં ઘણા હરખાયા, અને પછી બીજી ચાહ મંગાવીને પીધી તથા જલદીથી પરવારી લઇ દસ વાગ્યામાં ભોજન કરી અગિઆર વાગતામાં ઓફીસમાં ગયા ! પણ નટવર આગલે દિવસે ઘેર બિલકુલ નહીં ગયેલો હોવાથી પોતાને ઘેર થઇને ઓફીસમાં ગયો દેશાવરના પત્રોમાં પણ મંદીના સમાચાર મળ્યા ! આજે મગનને નટવર બંને કોલાએ ગયા, અને પચ્ચુપચ્ચુ પચ્ચુરણુ શેપચાપ બાર હજાર ગાંસડીઓ વેચી ! બજારમાં તેમનાં નામનો ડંકો વાગી રહ્યો.અને જે ને તે તેમની પાછળ રૂખ પુછવાને પુછડાની માફક ફરવા લાગ્યા ! તેમને મગને અને નટવરે ખુલ્લું કહયું "બસ વેચો ! ભુલે ચુકે એક ખાંડીનું પણ લેવાણ રાખશો તો માર્યા જશો હજી પચ્ચીસ ટકા ઉડીજવા લાગે છે !"

સઘળાઓ ગભરાયા ! કેટલાક તેજીવાળાનાં પોતિયાં છુટી ચાલ્યાં, અને તેમણે ડબોડબ વેચાણ શરૂ કીધું, પણ લેનાર વિશેષ નહીં હોવાથી મહા મુશ્કેલતે તેમનું વેચાણ થયું, અને તેમના સોદાના સપાટામાં તો પાંચ છ ટકા ઉતરી ગયા !

આ પ્રમાણે વિલાત ઘણું ખરૂં નરમજ આવતું ગયું ! કદાચ એક બે દાહાડા તેજી આવતું તો છ સાત દીવસ મંદી સામટી આવતી ! અને તેથી ધીમે ધીમે કરતાં ભાવ ઘણો ઘટી ગયો ! લગભગ પચ્ચીસ ટકા તુટી ગયા, અને મગન તથા નટવરે છેવટ સુધી વેચાણજ રાખી મુક્યું ! આખરે તેમને જબરો નફો થયો અને દીવાળીમાં હીસાબ કહાડતાં દરેકને ભાગે ત્રીશ ત્રીશ લાખ રૂપીયાનો ચોખ્ખો નફો આવ્યો ! બંને ઘણા હરખાયા તથા નટવરની માતા અને તેની સ્ત્રી સુંદર રમતી પણ આ સમાચાર સાંભળી ઘણીજ ખુશી થઇ !

નવીન વર્ષના ચોપડાનું પુંજન કીધું, અને કાર્તિક સુદી બીજને દીવસે પ્રભાત થતાંજ મગન નટવરની પાસે ગયો, અને તેણે કહ્યુ " જો ભાઇ નટવર, આપણી પાસે હવે લાખોની દોલત થઇ છે, અને હજી આપણામાંના એકને પણ સંતતિ તો છે નહીં ! તેમજ વળી એ તો સટ્ટાનું કામ છે ! આ વર્ષે કમાયા, અને આવતે વર્ષે કદાચ ખોઇ પણ બેસીએ ! માટે આપણે ડાહ્યા હોઇએ તો હવે ગુપચુપ ખસી જઇ ખાઇ પીને મઝા મારવી, અને વેપાર રોજગાર તદન બંધ કરી દઈ ઓફીસ પણ કહાડી નાંખવી ! કેમ. તારો શો વિચાર થાય છે ?! "

નટવર તો આ સાંભળી સ્તબ્ધજ થઇ ગયો, અને બોલ્યો "આ વળી ઓચીંતું તને શું સુઝયું ?! વેપાર તદન કંઇ બંધ થાય ?! વધારે નહીં તો થોડો કરીશું ! પણ તદન અટકી જવું, એ કંઇ મને ઠીક લાગતું નથી ! " " ભાઇ, વળી થોડો કરવા જતાં વધારે ડહોળી નાંખીશું ને નુકશાન આવશે તો ખોઇ બેસીશું ! મારૂં કહ્યું માનીને હવે નિરાંતે બેસે તો સારી વાત છે ! સટ્ટાનું ધન પચવું મુસ્કેલ થઇ પડે છે ! માટે વેપારમાં તો કમાયા કે ઉંચા બેસવું એમાંજ ડાહાપણ છે ! " મગને કહ્યું.

નટવરનાં લક્ષમાં મગનની વાત હવે ઉતરી, અને તેણે કહ્યું "વારૂં વેપાર આપણે નહીં કરવો, પણ આપણાં નામ જળવાઇ રહે. માટે આપણે ઠેકાણે બીજા કોઈ " એમ એન ની કંપની " વેપાર ચલાવે તેમ તો કરવુંજ ! ".

"તેથી શું ફાયદો ? !" મગને સમજણ આપી કહ્યું "એમ સમજ કે આપણી કંપનીનું નામ કાયમ રાખવા માટે-બીજાઓને નામ આપવા દઇએ, અને તેમ કરતાં તેઓ જો નુકસાનમાં આવે ને દેવાળું કહાડે તો પાછી આપણી કંપનીનાં નામને કલંક લાગે કે નહીં ? ! માટે એ બધી ખટપટ કરતાં હું કહું છું તેમ કંપનીનું કામજ તદ્દન બંધ કરી નાંખવું. અને આપણા દરેક નોકરોને થોડું થોડું ઇનામ આપી તેમને રાજી કરવા. પછી તેમને જોઇએ તો બીજાઓની નોકરી કરે અથવા તેમની મરજીમાં આવે તેમ કરે ! આપણે દરેકના દરજ્જા પ્રમાણે રકમ વેહેંચીશું. એક લાખ રૂપીયા એ માટે કહાડીશું, એટલે દરેકને રકમ સારી મળશે !"

નટવરે એ વાત પણ કબુલ કરી. અને એ ઘણીજ ઝડપથી કામ આટોપી દરેક નોકરોને દેશાવરોથી પણ એકઠા કરી તેમને એક ખાસ પાર્ટી આપી દરેકને યોગ્ય રકમ આપી દરેકને ખુશી કીધા, અને એ પ્રમાણે "એમ. એન. ની કંપની"નો વહિવટ સાંગોપાંગ યશ સહ સમાપ્ત કીધો પછી મગને તેમજ નટવરે પોતાની પુંજીમાંથી પોતપોતાનાં નામનાં ઘણાક માળા વસાવ્યા, અને થોડી ઘણી રોકડ રકમ બેંકોમાં જમા કરાવી રાખી. બંને જણા સુખી થયા તથા ગાડી ઘોડામાં સહેલ કરી આનંદ મંગળ કરતા રહયા, અને મોહન તથા મંગળ પણ રૂની દલાલીમાં ઘણા સુખી થઈ ગયા.

રત્નલક્ષ્મી તથા સુંદરમતીએ આ બાબતમાં મગનનો અનહદ આભાર માન્યો, અને નટવરે મગનને મ્હોટા ભાઇ તરીકેજ હજી સુધી માની તેની સલાહ પ્રમાણે પોતાની પુંજીની વ્યવસ્થા કરી.

આ પ્રમાણે પોતાનો પુત્ર સારી સ્થિતિમાં આવ્યા પછી એજ વર્ષમાં રત્નલક્ષ્મી માત્ર થોડા દીવસની માંદગીમાં મરણ પામી ! તેણીની પાછળ નટવરે યોગ્ય ખરચો કરી તેણીને યથાયોગ્ય ઉજવી, અને ન્યાત જાતમાં સર્વ પ્રકારે બરાબર સારપ મેળવી, નટવરને તો બંગલાઓ પોતાના બાપના વખતમાંજ હતા પરંતુ મગને એક વાલકેશ્વરમાં, એક માથેરાનમાં, એક મહાબળેશ્વરમાં, અને એક પુનામાં, એમ ચારે સ્થળે ન્હાના મ્હોટાં બંગલાઓ વસાવ્યા, અને તેમાંના બીજા બધા ભાડે આપી માત્ર વાલકેશ્વરનો બંગલો પોતાના નિરંતરના વપરાસને માટે રાખ્યો, અને પોતાની સ્ત્રી સાથે તે તેમાંજ ઘણોખરો રહેવા લાગ્યો.

સારે નસીબે મગનની સ્ત્રી ગુલાબને ગર્ભ રહયો, અને તેણીને પુત્ર પ્રસવ્યો. આથી મગનની ખુશાલીનો પાર રહયો નહી, અને તે ખુશાલીમાં નટવરે પણ ખરાં અંતઃકરણથી ભાગ લીધો, તેમજ તે પુત્રને માટે નટવરે પોતાની પત્ની સાથે સોનાનો કંદોરો, સોનાનાં કલ્લી સાંકળાં, હીરાનો હાર તથા ખરા મોતીથી ભરેલાં જભલાં ટોપી મોકલ્યાં, જે મગને તથા ગુલાબે મ્હોટી ખુશીથી સ્વીકાર્યાં.

પણ સુંદરમતીના હૃદયમાં બળતરાં થઇ ! કેમકે તેણીને એક પણ સંતાનનો સમય આવ્યો નહોતો ! અગરજો ગુલાબના પુત્રપર તેણીને ઓછો ભાવ નહોતો, તોપણ પોતાને પુત્ર કે પુત્રી એક પણ નહી હોવાથી સંસારના કુદરતી નીયમ પ્રમાણે તેણીને ઘણો ખેદ ઉપજ્યા કરતો હતો ! પણ અંતે તે પતિવ્રતા નારી સામું ઇશ્વરે જોયું, અને તેણીને પણ એક સુંદર પુત્ર તેજ વર્ષની આખરે અવતર્યો, અને તે પ્રસંગે મગન તથા ગુલાબે પણ તેટલોજ હર્ષ બતાવી વસ્ત્રાલંકારની ભેટ સોગાદ તે બાળક માટે મોકલી. નટવર ને મગન હવે તન, મન, ધન ને સંતાન—સર્વ પ્રકારે સુખી થયા, અને એવાજ સુખમાં કેટલાક દિવસ સ્નેહ સંબંધથી પસાર કીધા. મગન ને નટવર વચ્ચેનો સ્નેહ અદ્યાપિ સુધી સચવાઇ રહયો, અને આખા મુંબઇમાં બંનેને સગાં ભાઇ તરીકેજ ઘણાક તો માનવા લાગ્યાં !

એક દીવસે મગનના વાલકેશ્વરના બંગલામાં નટવર ને મગન પોતપોતાના પુત્રને રમાડતા હતા, એટલામાં નટવરે મગનને કહ્યું "ભાઇ, આપણે બધુએ કીધું, અને હવે આપણને કસી વાતની ખામી નથી, પરંતુ મારા મનમાં માત્ર એક બાબતની હોંસ રહી ગઈ છે !" "તે શુ વળી ભાઇ ? !" મગને વિસ્મયતા પુર્વક હસીને જણાવ્યું "બોલની ભાઇ, તે હોંસે પુરી કરીએ !" "આપણે હવે ટાઇટલ મેળવવાની તજવીજ કરીએ ! એક સરસ ટાઈટલની મને ઘણી હોંસ

છે ! " નટવરે જણાવ્યું.

" આહા ! તેથી શું વધારે છે ! ! તને એ હોંસ અમલથી છે તે હું જાણું છું ! પણ જરા જાણજે, એક ચાંદ શરીરે લટકાવ્યો અથવા તો ખેતાબનું એક પુછડું વળગ્યું તો તેથી તારી આબરૂ શું વધારે થઇ જશે, અને હમણાં શું ઓછી છે ! ! એવા ખેતાબો મેળવીને આપણે શું કરવું ? ! મને તો એવી હોંસ કદી થતી નથી ! " મગને તેની વાતને તોડી પાડી જણાવ્યું " તું એમ સમજે છે કે ખેતાબોથીજ ઉત્તમ આબરૂ મળે છે ! પણ પેલા દાદાભાઇ નવરોજીનોજ દાખલો લ્યો ! તેને એક ખેતાબ નથી, છતાં હિંદમાં તેના જેટલો વિખ્યાત કોઇ ખેતાબદાર કેથી પણ ગણાય છે ? ! " " તેની વાત જુદી છે ! તે તો પ્રજાનાં ભલાંનાં કામો કરી પ્રખ્યાત થાય છે ! " નટવરે જણાવ્યું.

" ત્યારે આપણે પણ પ્રજા પ્રિય કામો કરવામાં મન રાખીયે, અને શુદ્ધ અંતઃકરણથી પ્રજા સેવા બજાવીએ તો ખેતાબ કરતાં પણ વધારે પ્રતિષ્ઠ પાતીએ ! તેવું કંઇ કરે તો હું પણ મ્હોટી ખુશીથી તારી સાથે ભાગ લઉં ! " મગન બોલ્યો.

" તે આપણાથી બને તેમ નથી ! તેમાં તો કેટલી હિંમત, કેટલી ચાલાકી ને કેટલી વિદ્વત્તા જોઇએ ! માટે આપણે તો ખેતાબ મેળવવાનીજ કોસીસ કરીએ ! તેમાં આપણે ફાવીશું. અને જરૂર ખેતાબ મળશેજ ! " નટવરે જણાવ્યું. " તને તે હોંસ હોય તો ભલે પુરી પાડ ! પણ મને તેની હોંસ નથી ! હું તો ખેતાબોનું નામ સાંભળતાંજ ભડકું છું ! એ વળી લફરું શા કામનું ? ! છટ નોનસેન્સ ! આપણે ખેતાબને શું કરવા છે ? ! " મગને જણાવ્યું.

" નુકશાન ? ! " મગને સમજાવ્યું " જો સાંભળ ! ખેતાબ મેળવતાં કહાય સાહેબોની સખાવત તું કરી નાંખશે ! બડે સાહેબોની ખુશામત કરવી પડશે ! પૈસાની રેલ છેલ પણ કરવી પડશે ! કેમકે વળી કોઇ ફંડો ઉભાં થશે તો તેનાં ટીપણાં તારી તરફ દરરોજ જોઇએજ લેવાં ! એટલે તેમાં પણ નામ પ્રમાણે રકમો ભરવી પડે ! એટલે પછી ચાલો ! પૈસા વાખાતા થશે ! ખેતાબ મેળવવામાં ફાવટો એ, કે ભ્હોટાઇમાં તણાવાનું ! "

નટવરે વાત અટકાવી દીધી ! કેમકે તે સમજી ગયો કે " મગનને એ વાત પસંદ નથી ! " અને તેથી તે બોલ્યો " ઘેર ગયો ખેતાબ ! તું કહે છે તે પણ બરાબર છે ! " એમ જણાવી નટવર તે વાત હાલ તો ખાઇ ગયો, અને થોડી વારે પોતાના પુત્રને લઇને ગાડીમાં બેસી ચોપાટી તરફથી હવા લેતો સ્વગ્રહે ગયો, તોપણ નટવરે હવે નક્કી કીધું કે " મગનને હવે એવી વાતોમાં પુછવુંજ નહીં કે વળી અટકાવે ! " આવા તેના ઊંધા વિચારથી મગન સાથે તેને હવે લગાર ઉંચો જીવ થવા માંડયો, અને દરરોજ મળવાને બદલે ધીમે ધીમે મળવા ફરવાનું ઓછું કરતાં કરતાં મહીને પંદર દહાડે મળવાનું રાખ્યું ! મગન પણ મનમાં તો સમજીજ ગયો કે " ભાઇ સાહેબ હવે ઉંચે જીવે મારી સાથે વર્તે છે ! " એમ સમજી તેણે પણ તેને વિશેષ બોલાવવાનું મુકી દીધું ! થોડાક માસમાં એ પ્રમાણે મિત્રતા ઘસાતાં ઘસાતાં માત્ર સલામ વહેવાર રહી ગયો !

## પ્રકરણ ૩૯ મું.

દોહરો.—મરકીએ મુંબાઇમાં, વર્તાવ્યો મહા ત્રાસ !
સ્વતંત્રદાસ સ્વર્ગે ગયો, મરકી માંદી નાસ !

### મુંબઇની મહાભારત મરકી !—સ્વતંત્રદાસનો સ્વર્ગવાસ !

મુંબઇમાં સને ૧૮૯૬ની આખરે ગાંઠિયા તાવની મહા ભયંકર મરકી શરૂ થઇ ! તેનુ વર્ણન દરેકમાં તે સમયે વિસ્તારપુર્વક વંચાયુ છે, અને તે અતિ કમકમાટ ભરેલું છે ! જોત જોતામાં મરકીએ સ્વતંત્રદાસને પકડયો ! તેની જાંગપર મરકીની ગાંઠ નીકળી ! ડાક્ટરને બોલાવવાને તારાએ ઘણાં ફાંફાં માર્યા, પરંતુ પાડોશીઓએ તેણીને ડરાવી કે " જો ડાક્ટરને બોલાવશે તો હોહા થઇ જશે ! અને સરકારમાં ખબર પડશે કે મરકીનો કેસ બન્યો છે તો તાબડતોબ એને હોસ્પિટાલમાં પકડી જશે ! " આ ઉપરાંત વળી કોઇ કોઇએ તો એવી પણ ખોટી ગપ મારી કે " અરે હોસ્પિટલમાં તો મારી નાખશે ! " આવા ગભરાટિયા ગપાટા સપાટાથી તારાએ

કોઈ પણ વૈદ્ય કે ડાકટરની દવા નહીં કરતાં માત્ર ઘરના ઉપચારો કીધા ! પણ મણ ઉલટો રોગ વધી ગયો ! ૧૦૫ ડિગ્રી સુધી તાવ ચઢ્યો, અને તેમાં સ્વતંત્રદાસનું મૃત્યુ નીપજ્યું ! તારા વિધવા થઈ ! તેનીનાં કપાળનો ચાંદલો ભુંસાયો ! બંગડી ફુટી ગઈ, અને સૌભાગ્ય પણ સાથેજ ફુટ્યું ! અગરજો નટવર સાથેના સંબંધની મોહોકાણમાં મરતાં સુધી સ્વતંત્રદાસનો સંસારી સંબંધ તારા સાથે બિલકુલ નહોતો તો પણ સ્વતંત્રદાસના કેટલાક મિત્રોની સમજાવટથી સ્વતંત્રદાસે જરા ડર્યો હતો, અને તારાને બોલાવવા માટે તેણે પોતાના મિત્રોને વચન આપ્યું હતું, અને તે સમય લગભગ આવ્યો હતો, એટલામાં તો મરકીએ તે બિચારા સત્યવાદી પુરૂષને ખાધો ! અને તારાના સંસારનું સત્યાનાસ વળવાની સાથે સ્વતંત્રદાસ નિર્વંશ ગુજર્યો !

પણ તારાને મહા શોક થયો ! પોતાનો પતિ પોતાની સાથે બાપણનો પણ વહેવાર નહીં રાખતો છતાં તેની હયાતિથી તારાનું સૌભાગ્ય હતું, અને કપાળે કંકુનો ચાંદલો ટપકાવી ફરતી હતી. તે પણ હવે તો ગયું ! માથાનો ચોટલો મુંડાવી નાખી તે તેણીને બોડકી બનાવવાને તેણીને જ્ઞાતિ જનો, તેમજ બીજી જુના વિચારની ડોકરીઓ તરફથી સખ્ત બલાત્કાર થઈ, તોપણ સુધરેલા વિચારની સાથે છેકલ તારાએ મસ્તક કેશ તો કાયમજ રાખ્યો, અને તેણે કરીને તેનાં મૂળની કાન્તિપર વિધવા પણાની ગમે તેટલી ઝાંખ લાગવા છતાં તેણીનું કુદરતી રૂપ તો કાયમજ રહ્યું

મુંબઈમાં મરકીના ભયથી ત્રાસ પામી. અને 'પકડાપકડી' ને પિડારૂપ માની લાખો લોકો ઘરબાર બંધ કરી પોત પોતાને વતને નાહાસી ગયાં ! તારા પણ ચોકી, અને સ્વતંત્રદાસની મૃત્યુ ક્રિયા કરીને તેર દિવસ પછી મુંબઈથી પોતાના ભટ તથા ધાટીને સાથે લઈ ગિરનારની યાત્રાએ નીકળી પડી. અને પ્રથમ પોતાની રોકડ પુંજી તથા કિમ્મતી અલંકારો એક પેટી સીલ કરી બેંકમાં મુકી, તેમજ ઘર આગળ એક રામોશી તથા એણી લેવા પણ ઘર સાચવવા માટે રાખ્યા અને ગાડી ઘોડાને પાણીને મુલે વેચી નાંખ્યા ? મગન પણ મરકીના ભયથી ગજરાહને મહાબળેશ્વર તરફ હવા ખાવા માટે સહકુટુંબ ઉપડી ગયો અને તેણે પોતાના દોલતની યોગ્ય વ્યવસ્થા કીધી તથા તમામ ઘોડા તથા બે ગાડીઓ પોતાની સાથે રાખ્યાં

એજ પ્રમાણે નટવરે પણ પોતાની માયા પુંજીની યોગ્ય વ્યવસ્થા કરી નાંખી, અને પોતાના પુત્ર તથા પત્નિને લઈને મેલ ટ્રેન મારફતે ભટ ચાકર સહિત નટવર અમદાવાદ ગયો, જ્યાં એક પ્રખ્યાત શેઠિયાને ત્યાં બે ચાર દીવસ રહી ભાવનગર ઉપડી ગયો અને ત્યાં જઈ પોતાના નિવાસને માટે એક સારૂં ઘર રાખ્યું, અને તરતજ મુંબઈથી પોતાનાં ગાડી ઘોડાને પણ ભાવનગર મંગાવી લીધાં.

મેસરસ એમ. એન. ની કંપની" એક વાર આખા મુંબઈ ઇલાકામાં વિખ્યાતિ પામેલી હોવાથી, તેમજ નટવર તેમાં એક ભાગીદાર હતો, એમ ભાવનગરનાં લોકોમાં પણ પ્રસિદ્ધ હોવાથી ભાવનગરના ભલભલાં આગેવાનોએ પણ નટવરને આ પ્રસંગે ઘણું માન અક્રમ આપ્યું. અને તેનો સારો સત્કાર કીધો, જેથી સુંદરમતીને પણ અનહદ સંતોષ થયે. ભાવનગરમાં નટવરનો ભપકો મુંબઈ કરતાં પણ વધ્યો. અને મુંબઈના એક શેઠિયા તરીકે ત્યાં તે ઓળખાયો ! દરરોજ સુંદરમતી પોતાના પુત્ર સહ બે ઘોડાની ગાડીમાં ફરવા જાય,તેમજ નટવર પણ ત્યાં મળેલા કેટલાક મિત્રો સાથે, દરરોજ સાંજે બે ઘોડાની ગાડીમાં ફરવા નીકળે. અને એ પ્રમાણે આજે નટવર તે મિત્રો સાથે ફરવા નીકળતાં એક મિત્રે કહ્યું મુંબઈની મરકીને લીધે ભાવનગરમાં પણ માણસોની ભરતી ખુબ થતી જાય છે ! દરરોજ પાંચસો માણસો આવતાં હશે !"

બીજો બોલ્યો "નારે ના ! ઘણાં તો સો કે દોડસો માણસો અહીં દરરોજ આવતાં હશે ત્રિજાએ કહ્યું " અને હું તો ધારૂં છું કે રેલવે તેમજ સ્ટીમરો મળીને દરરોજ એક હજાર માણસો આવતાં હશે !" આ તકરારમાં નટવરે વચ્ચે પડી કહ્યું " એ નકામી તકરાર કરવા કરતાં ચાલો આજે રેલવે સ્ટેશનપર જઈએ કે આ ટ્રેનમાં કેટલાંક માણસો આવે છે ? " બધાએ આ વાત કબુલ કરી, અને તેથી નટવરે સ્ટેશન આગળ બે ઘોડાની

ગાડી દમામભેર આવી. તરતજ સ્ટેશન માસ્તર બહાર નીકળી આવ્યા, અને કંઈ પણ ઓળખાણ નહીં છતાં નટવરને માત્ર મોટો માણસ જાણી સલામ કરી; અને નટવર પોતાના મિત્રો સાથે પ્લાટફોર્મ ઉપર ફરવા લાગ્યો. ટ્રેનને આવવાને આશરે કલાક વાર હતી. તેથી તેટલો વખત તેમણે અનેક ગપસપમાં નાખ્યો.

ટ્રેન આવી પહોંચી ગાડી થોભી ઉતારૂઓ અંદરથી ઉતરવા મંડયા ! નટવર તથા મિત્રોએ ઉતારૂઓને તાકી તાકીને જોવા માંડયાં ! એટલામાં નટવરની નજર તારા તરફ પડી ! કેમકે જુનાગઢથી ગિરનારની યાત્રા કરીને તારા ભાવનગરમાં થોડા દિવસ ગુજારવાને આવી હતી ! નટવર તેણીને જોતાંજ ચકિત થઇ ગયો પરંતુ તેણીની નજર કેમ નપડવાથી નટવરે પોતાની સાથે આવેલા સોબતીઓને કહ્યું " જરાક તમે થોભજો ! મારા કોઇ ઓળખીતા મુંબઇથી આવ્યા છે તેમને હું જરાક મળીને હમણાં આવું છું ! " એમ કહી નટવર તારાની પાસે ઝડપમાં, ગયો ! ' ઓહો તારા ! તું અહીં ક્યાંથી ? ! " નટવરે તેણીની છેક નજદીક જઇને પુછ્યું. " અને તમે પણ અહીં ક્યાંથી ? ! " તારાએ પણ ચકિત થઇને પુછ્યું. " હું તો અહીં ઘણા દિવસથી આવેલો છું ! પણ તું ક્યાંથી આવી ચઢી ? ! " નટવરે પુછ્યું.

હું જુનાગઢની યાત્રાએથી અહીં બે ચાર દિવસ રહેવાને આવી છું ! " તારાએ કહ્યું " પણ અહીં કાંઈ ઉતરવાનો પત્તો લાગશે કે ! ! " " આજની રાત તો તું અહીં પાસની ધર્મશાળામાં રહેજે, અને કાલે સવારે હું તારે માટે તજવીજ કરી આપીશ. " નટવરે કહ્યું.

" ત્યારે શું તમે મને હવે અહીંથી જશો કે ! " તારા બોલી. " મારી સાથે બીજા બે ત્રણ જણાઓ છે, તેથી હું હાલ ધર્મશાળામાં જઇને તારા માણસો સાથે, બેસ. અને એટલામાં હું ઘેર જઇને તારી પાસે આવું છું " નટવરે જણાવ્યું. " પણ ધર્મશાળા ક્યાં છે તેની કોને ખબર છે ! " તારાએ કહ્યું.

" તે તો ગાડીવાળો, ધર્મશાળાનું નામ તું દેશે કે ત્યાંજ લઇ જશે ! હું થોડા વખતમાં પાછો તારી પાસે આવું છું. બનતા સુધી તો અત્યારે ને અત્યારેજ ઉતારાની તજવીજ કરી આપીશ ! " નટવર એમ કહીને પોતાના મિત્રો પાસે આવ્યો, અને તેમને ઉતાવળમાં કહ્યું " લો ચાલો હવે ! એ તો મળાયાં જવાંએ ! " એક જણ બોલી ઉઠયો '.કાં ભાઈ, આજે આટલી બધી ઉતાવળ કેમ ! ! ' નટવરે જણાવ્યું ' આજે જરાક ઘેર વહેલા જવું છે—કેમ કામ છે ! ' એમ કહી નટવર સોબતીઓ સાથે બહાર નીકળી ગાડીમાં બેસી દોઢ કલાક લગભગમાં પોતાને મુકામે પહોંચ્યો અને બીજા મિત્રો ત્યાંથી પોતપોતાને ઘેર ગયા. તારા પણ પોતાનાં માણસો સહિત મ્‌. સામાન લેવડાવી સ્ટેશનની બહાર ગઇ, અને એક ભાડાની ગાડી કરી પાસેની ધર્મશાળામાં પહોંચી ત્યાં તે, એ માત્ર પોતાના બિછાનામાંની શેતરંજી પાથરી અને તે ઉપર બેઠી.

નટવર આજે ઘેર જલદી આવેલો હોવાથી સુંદરમતીએ પુછ્યું " કેમ પ્રાણનાથ, આજે તો ઘણા વહેલા આવ્યા કંઇ ! ! " " હા, અત્યારે જમીને એકને ત્યાં ' ટી પાર્ટી ' માં જવાનું છે ! " નટવરે જણાવ્યું. " ઠીક. " સુંદરમતીએ આનંદમાં કહ્યું ગાડી પણ તમને ઘણું માન મળે ! "

" હા વહાલી ! " નટવરે જણાવ્યું " હું ને મગન વેપાર કરતા હતા, ત્યારથીજ અહીંના મ્હોટા મ્હોટા લોકોમાં મારૂં નામ પ્રખ્યાત છે ! "

બાદ નટવરે વાળુની તકીદ કરાવી તુરત તેણે વાળુ કરી લીધું, અને હાથમાં પછી લાકડી લઇ આસતોજ ધર્મશાળામાં આવી પહોંચ્યો, અને તારાને કહ્યું " કેમ તારા, જમવા ખાવાની કંઇ તજવીજ કરાવી કે ! "

" તમે મકાનનો બંદોબસ્ત કરીને આવવાના હતા, અને મને શું પુછો છો ? ! " તારાએ કહ્યું. " પણ અત્યારે તો મકાનનો જોગ થવો મુશ્કેલ છે ! આજની રાત અહીં વાસો કરઃ અને કાલે હું તજવીજ કરીશ. " નટવરે જણાવ્યું. " તેમ તો તેમ ! " તારા બોલી " પણ કાલે તજવીજ કરજો ખરા ! તમારે ભરૂસે હવે ! " " અરે કાલે તો એકનાં દશ મકાન ! એકના

કે ખરચતાં પણ મકાન નહીં મળશે શું ! ! ” નટવરે જણાવ્યું “ પણ તું તો આજે મને પહેલે દહાડે મળી, હાં ! ઓહો ! કેટલે દહાડે આજે તારૂં મોં જોઉં છું ! ” “ હવે તો એમજ તો !” તારા કટાક્ષમાં બોલી “ હવે પૈસા વાળા થયા ! ચાર ઘોડાની ગાડીએ બેસતા થયા ! કરોડપતિમાં પણ ક્હાચ ખપશો ! અને અધુરામાં પુરા છોકરાના બાપ થયા ! એટલે હવે મારા જેવી ગરીબનો ભાવ શાનો પુછો ! ! ”

“ હજી તારી કરડાઈની ટેવ ગઈ નહીં કેમ ? ! ” નટવરે લગાર હસીને કહેતાં તારાના ગાલપર પ્યારનો નાજુક તમાચો માર્યો, અને બોલ્યો “ તારૂં કટાક્ષ કથન જેવું ને તેવુંજ હજી રહ્યું, કેમ ! ! ઠીક ! ઠીક ! ”

“ મારી વાત ખોટી હોય તો કહો ? ! ” તારા બોલી, “ ખોટી નહીં તો શું ખરી ! !” નટવરે પુછ્યું “ તને આટલા દહાડા મળવાનું બની શકે તેવું હતું વારૂ ! ! ” “ નહીંજ બને તો ! ” તારાએ કટાક્ષનો અભ્યાસ લંબાવી કહ્યું “ મન માનતી સ્ત્રી મળી, તેણીને વળી દીકરો થયો, અને ટગલાબંધ ધન મળ્યું ! એટલી માયામાંથી ફુરસદ મળે ત્યારે મને મળવા આવોની ! !”
“ નોનસેન્સ ! ” નટવરે કંઈક ચીડવાઈને જણાવ્યું “ એ બધી આડી અવળી વાતો જવા દે ! તું એટલોજ વિચાર કર કે તને તારા પતિએ કેદીની માફક રાખી હતી ! એટલે મારાં મનમાં મળવાને ગમે તેટલા આતુરતા હોય, તોપણ તારી પાસે હું કેવી રીતે આવી શકું, તેજ મને સમજાવ”

“ અરે દિલ હોય તો મ્હોટી મ્હોટી સરકારી તુરંગોમાં પણ મળી શકાય તો ! એ તમે શું સમજાવો છો ! ! જો તમે મને મળવાને ચાહતે તો હજાર યુક્તિથી મળી શકતે ! ” તારાએ જણાવ્યું

“ મેં તો ઘણાંએ ફાંફાં માર્યાં, પણ મને કંઈજ બારી હાથ લાગી નહીં ! ” નટવરે કહ્યું. “ હા, હાં ! ખરૂંજ તો ! ” તારાએ જણાવ્યું “ એવી વાત ગોઠવતાં તો મને પણ આવડે છે ! સમજ્યા ? ! ” “ એટલે ! ! શું હું જુઠું કહું છું ? ! શું તારાંપર મને પ્રેમ નહોતો ?!” નટવરે ખિજાસમાં પુછ્યું.

“ હતો ત્યારે હતો ! ” તારા બોલી. “ અને હવે નથી કે ! ! ” નટવરે વધારે આંખો ફેરી જણાવ્યું “ જો તારાપર પ્રેમ નહીં હોત તો અત્યારે અહીં સુધી પગ રખડતો તારી પાસે આવતાંજ નહીં ! ”

“ આજે વળી મને સારૂં લગાડવા આવ્યા હશો ! ” તારાએ કહ્યું. “ એમ કે ? ! મારા ખરા પ્રેમનો તું ઉંધો અવળોજ અર્થ કરે છેની ? ! જરા તો મને સારો આપે છે ! ” નટવરે કહ્યું. “ હું તો જે મને ખરૂં લાગે છે તે કહું છું ! ” એમ કહેતાં તારા રડી પડી !

નટવરે તેણીને છાની રાખી. અને તે લગાર ભોઠો પડી શરમાઈ ગયો ! તેણે કહ્યું “ હવે આમ ગાંડાં કહાડવાં મુકી દે ! આગલી પાછલી વાત સંભારીને નાહક તારા જીવને શા માટે ચચરાવે છે ? ! હું જાણું છું કે તારૂં દિલ મારા પર પરિપુર્ણ છે ! ”

“ પણ તમને તે વાતના ક્યાં હિસાબ છે ! ” તારા રડતી રડતી બોલી “ તમારે ખાતર મેં મારા પતિ સાથે કલેશ કીધો, અને તેમની પણ મેં દરકાર કરી નહીં ! તેમને તમારે ખાતરજ મેં અનેક વાર દગ્યા ! તેમની સાથે મેં ભિન્ન ભાવ રાખ્યો, ને તમારી સાથે એકદિલી રાખી ! અરે મારા પતિ તરીકે તમનેજ મેં ગણ્યા ! પણ આખરે તમે તો મારથી અળગાને અળગાજ રહ્યા ! એટલુંજ નહીં પણ પેલા મુઆ મગનને માત્ર તમારેજ ખાતર મેં અનેક વાર ફસાવ્યો ! તમારે ખાતર તેની સાથે મેં દુસ્મનાઈ કરી, અને તમારે ખાતર હું તેની સામા કોરટમાં જઈને પણ ઉભી ! અને તમે એવા ગુણીઅલ ! કે આખરે તેની સાથેજ તમે એકયતા કરીને મનેજ વચ્ચે જુદી પાડી ! આ તમારી લાયકી તો ખરેખરી તમે બતાવી ! પણ અફસોસ ! આ દુનીઆજ સ્વાર્થની સગી છે. ! જેને આપણે પોતીકા માનીએ તેજ આખર ગરદન કાપવા આવે, અને તેજ દુસ્મનની ગરજ સારે ! અરે ! જ્યારે મેં સાંભળ્યું કે તમે મગનના દિલોજાન દોસ્ત થઈ પડ્યા છો. ત્યારે મારૂં હ્રદય કેટલું કંપ્યું હશે ! મને ત્યારે કેટલું દુઃખ થયું હશે ! અને મારી છાતિમાં તમારી એવી ઢીલચાલે કેવા કરી ઘા કીધા હશે ! તેનો ખ્યાલ તમને તો નહીંજ થાય, પણ તે દુઃખદાયક બનાવ મારાં મગજમાં બરાબર ચોંટી રહ્યા છે, અને તે દહાડાથીજ મારૂં નુર ને

ચુર થયું છે ! મારી બાળપણની બીજી વિશેષ વાત વર્ણવી શકાતી નથી ! પણ ટુંકમાં એટલુંજ કહું છું કે, તમે ખરેખરા નગુણા છો ! "

તારા ! વહાલી તારા ! " નટવર ઉપલી વાત સાંભળતાંજ આંખોમાં આંસુ લાવી બોલ્યો " તારી વાત સાંભળતાં મને શરમ લાગે છે ! તું હવે વિશેષ વજ્ર બાણથી મને શું વીંધી નાખવા ચાહે છે ! ! હવે બસ કર ! મારૂં હયું ભરાઇ આવ્યું છે ! મને માફ કર ! હું તારી પાસે પાઘડી ઉતારીને માફી માંગું છું ! " એમ કહેતાંજ નટવર તારાના પગમાં પોતાની પાઘડી મુકીને ખુબ રડી પડ્યો !

તારા વળી ગઇ ! તેણીના પ્રેમ પવન નટવર પર ફર્યો ! તેણી નટવરને ગળે બાઝી પડી ! અન્યો અન્ય પ્રેમ પ્રતિબિંબ પ્રકાશ્યા ! બંને શાંત થયાં, અને થોડી વાર મૌન રહી નટવરે કહ્યું " આજની રાત તું અહીં રહે, અને વળી પાછો પ્રભાત થતાંજ હું અહીં આવીશ અને તે પછી તારા ઉતારાની તજવીજ કરવા જઇશ. " " સારૂં. " તારા બોલી " પણ સવારમાં જેમ બને તેમ વહેલાજ આવજો ! "

" દાતણ કરીને તરતજ આવીશ ! અને અહીંજ તારી સાથે ચાહ પીશ ! " નટવરે પુછ્યું " પણ તારી પાસે અહિંનો સામાન તો છે કે મોકલું ? "

" તે તો સઘળું છે, અને રસોઇનો પણ તમામ સામાન સાથેજ રાખેલો છે. " તારાએ કહ્યું.

" ઠીક ત્યારે, હવે હું જાઉં છું, અને તું પણ રસોઇ થાય કે જે ભાવે તે ખાઇ લેજે. ને પછી નિરાંતે આરામ કરજે ! અહીં કોઇ વાતનો ભય નથી, માટે રાતના કંઇ ડરીશ નહીં. " એમ કહી નટવર પોતાને ઉતારે પાછો ફર્યો. નટવરને ઉતારે તેના રોજના બે ભાવનગરી ભાઇબંધ બેઠેલા હતા. તેઓ તેને ત્યાં દરરોજ બે ત્રણ વાર આવતા હોવાથી સુંદરમતીને પણ તેઓની સાથે વાતચીત કરવાનો પ્રસંગ પડી ગયો હતો તેમાંના એકનું નામ શરમલાલ અને બીજાનું નામ ગરમલાલ હતું. બંને બધી વાતે પૂરા, અને છકેલ હતા. જોકે તે બંનેની વય પચીસ અને ત્રીશની વચ્ચે થઇ હતી, તોપણ વ્યભિચારના પ્રધાન હતા ! ભાવનગરમાં તેઓ એવા કાર્યમાં મોતીના દાણા તરીકે મનાતા હતા ! ! !

શરમલાલે સુંદરમતી પ્રત્યે પુછ્યું " કેમ ભાભી, આજે નટવરભાઇ ક્યાં ઉડ્યા છે ? ! હજી કેમ આવ્યા નથી ? ! " " કોઇને ત્યાં 'ટી પાર્ટી' માં જવાનું કહીને ગયા છે, અને જવાને વાર પણ ઘણી થઇ ! પણ હજી કોણ જાણે ક્યાં રોકાયા હશે ! " સુંદરમતી બોલી.

" ત્યારે આવે તો કહેજો કે, તમારી રાહ જોઇને એ તો ગયા ! " શરમલાલે જણાવ્યું. ગરમલાલ બોલી ઉઠ્યો " ટી પાર્ટી તો આજે કોઇને ત્યાં છે નહીં ! કેમકે હોય તો અમને ઇજન આવ્યા વગર નહીં રહે ! "

' અમારા સિવાય બીજા કોઇ સાથે તો એમને ઓળખાણ હોય એમ અમે ધારતા નથી ! કેમકે રાત દહાડો અમે એમની સાથે ફરીએ છીએ તેથી સારી પેઠે જાણીએ છીએ ! " શરમલાલે કહ્યું એટલામાં નટવર આવી પહોંચ્યો ! તેને જોતાંજ શરમલાલે ને ગરમલાલે પુછ્યું " કેમ ભાઇ, આજે ક્યાં ઉડ્યા હતા ? ! અમે ક્યારના તમારી રાહ જોઇએ છીએ ! "

નટવર પાઘડી ઉતારી તરતજ તેમની વચ્ચમાં બેઠો, અને બોલ્યો " એકને ત્યાં 'ટી પાર્ટી' હતી ત્યાં ગયો હતો. " " ટી પાર્ટિ " ? ! " તે બંનેએ વિસ્મય થઇને પુછ્યું " કોને ત્યાં ? ! અમને તો કંઇ ખબર નથી ! " " એકને ત્યાં હતી ભાઇ ! " એમ કહી નટવરે તે બંનેના પગ દાબ્યા ! કેમકે સુંદરમતી પાસેજ ઉભી હતી. તેથી વધારે પુછપરછ કરતાં વાત ખોટી ઠરે તો વળી તેણી વહેમાય !

શરમલાલે ને ગરમલાલે સમજી જઇને તે વાતની પુછપરછ કરવાનું પડતું મુક્યું. અને થોડી વાર ગપાં મારી તેઓ વિદાય થયાં.

નટવરે પેલા બંનેના પગ દાબ્યા હતા, તે સુંદરમતીએ દીઠાથી તેણીને લગાર સંશય પડ્યો ! પણ તેણીને, તારાને લગતો સંશય હતોજ નહીં ! તો પણ તેણીએ પેલા બેના ગયાં પછી નટવરે પ્રતે પુછ્યું " સ્વામિનાથ, આટલી બધી વાર સુધી પાર્ટીમાં શું કીધું ? ! નાચ

જાય હતો કે શું ! ! ”

“ નારે ! નાચ કેવો વળી ! એ તો શહેરના કેટલાક સારા સારા ગ્રહસ્થોને મારે માટે ખાસ બોલાવ્યા હતા. તેમની દરેકની મુલાકાત કરતાં વાર થઈ ગઈ ! ’ **નટવરે** ટહાડા પહોરનીજ ગપ્પી ! “ ઠીક ! ” **સુંદરમતી** લગાર થોભીને વળી બોલી “ ત્યારે પેલા તમારા મિત્રોએ તમને પુછ્યું તે વેળાએ તમે તેમના પગ કેમ દાબ્યા ? ! ” “ પગ દાબ્યા ? ! ” **નટવરે** જાણે કંઇ જાણુંજ નહીં હોય તેમ કહ્યું “ એ શું વળી ? ! ક્યારે પગ દાબ્યા ? ! ” “ મેં મારી નજરે જોયાને ! ” **સુંદરમતીએ** સચોટ દરશાવ્યું.

**નટવર** વિચારમાં પડી ગયો, અને વળી યુક્તિપુરવક વાત ઉડાવતાં બોલ્યો કે “ એ તો હું તેમની વચમાં બેઠો હતો, તે લગાર તેમના પગ મને તેડ્યા. તેથી મેં તેમને ખસેડવા માટે હાથેથી ઇસારત કરી ! તેમાં તું વળી કંઇ વહેમાઈ કે શું ? ! ”

“ વહેમાઇ નથી ! એ તો હું અમથી પુછું છું ! ” **સુંદરમતીએ** આ વખતે પોતાનો વહેમ પેટમાંજ સમાવી રાખ્યો. અને પછી તેણી તેમજ નટવર સયન કરી ગયાં. બીજે દિવસે પ્રભાત થતાંજ નટવર જાગ્યો. ચોળતો ઝડપમાં ઉઠ્યો, અને ત્વરિત મોં ધોઇ તેણે કપડાં પહેર્યાં ! આ જોઇ **સુંદરમતીએ** પુછ્યું “ ક્યાં પધારો છો પ્રાણનાથ ? ! ”

**નટવર** મિજાસ કરીને બોલ્યો “ એક વાર નહીં, પણ હજાર વાર તેને કહી રાખ્યું છે કે, બાહાર જતી વેળા મને કદી ટોકવો નહીં ! પણ તને એવી નઠારી ટેવ પડી ગઇ છે કે જ્યારે ને ત્યારે ટોકવાજ મંડી પડે છે ! અત્યારે ટોકવાજ મંડી પડે છે ! અત્યારે મારે અહીંના દીવાન સાહેબને મળવા જવાનું છે, અને તેમની સાથે મસલહત કરીને દરબાર સાહેબની મુલાકાતનું ઠરાવવું છે, અને એવું ધારેલું કામ કરવા જતાંજ તું ટોકે છે ! અને મારા સ્વભાવ એ બાબતમાં ઘણો વહેમી છે ! હવે નહીં ધારેલું કામ થવું મુશ્કેલ છે ! અને ફેરો કદાચ ફોગટ જશે ! લે લાવ હવે એક પાનની પટી કરી આપ કે વહેમનું ઓખડ થાય ! ”

**સુંદરમતી** બિચારી શરમિંદી પડી ગઇ, અને ઝટપટ પાનની પટી કરીને **નટવરને** આપી જે મોંમાં મુકતાંજ નટવર બાહાર નીકળી પડ્યો, અને તરતજ **તારાના** ઉતારા પર આવી પહોંચ્યો. **તારા** તરતની ઉઠેલી હોવાથી બેઠી બેઠી બગાંસા ખાતી હતી ! તેણી **નટવરને** જોતાંજ બોલી “ આવો ! આજે તો ચાપટો બરાબર સાચવ્યો ખરો ! ”

હું તને રાતનો કહીનેજ ગયો હતોની કે પ્રભાત થતાંજ હું આવીશ ! ! **નટવરે** જણાવ્યું “બોલ ત્યારે હવે જગાને માટે શું વિચાર ?” “ વિચાર શો વળી ? ! સારી જગા શોધી કહાડો ! એકાંત ને હવા વાળી જોઇએ. ” તારા બોલી.

“ ઠીક છે. અહીં મ૦ રા૦ બે ત્રણ મિત્રો છે તેમને મળીને તપાસ કરૂં છું. ” **નટવરે** કહ્યું. “ અહીં પણ વળી મિત્રો પેલા મુઆ **મગન** જેવા ન હોય ! ! ” **તારા** બોલી. “ નારે ના ! આ તો ઘણા મજાના ને ભલા છે ! ” **નટવરે** જણાવ્યું.

“ પણ તેઓ તમને પુછશે કે કોને માટે જગા જોઇએ છે ? તો પછી મારૂં નામ દેશો દેશો કે ? ! ” **તારાએ** પુછ્યું. “ નામ દેવામાં શું કોઇની ચોરી છે ? ! હવે તને કોનો ડર રહ્યો છે ! હવે તો તું સ્વતંત્ર છે ! ” **નટવરે** જણાવ્યું. “ મને તો કોઇનોએ ડર નથી, પણ તમને તો ડર ખરી ? ! ” **તારા** બોલી. મને કોનો ડર છે ? ! ” નટવરે કહ્યું.

“ કોનો તે વળી તમારી સ્ત્રીનો ! ” **તારા** બોલી. “ છટ ! **નટવરે** તુચ્છકાર બતાવી કહ્યું “ સ્ત્રીનો ડર હું રાખતોજ નથી ! ” “ ત્યારે તો મારે પણ કોઇનો ડર નથી ! ” તારાએ કહ્યું “ હું હવે તદ્દન નિરભય છું ! ”

“ ત્યારેતું બેસ. હું એક કલાકમાં જઇને પાછો આવું છું. ” એમ કહી **નટવર** ત્યાંથી ઉઠીને **શારમલલાનાં** ઘર તરફ ગયો **શારમલલાલ** દાતણ કરતો હતો, અને **નટવરને** ઓચિંતો પોતાને ત્યાં આવતો જોઇ વિચારમાં પડી ગયો ! અને વળી પગે ચાલતો જોઈ તેને વિશેષ વિસ્મયતા ઉપજી ! તેણે પુછ્યું “ કેમ ભાઇ, આજે કંઇ અત્યારના પહોરમાં તમે તસ્દી લીધી છે ? ! અને તે પણ વળી પગે ચાલતાં ? ! ” “ લગાર તમારૂં કામ પડ્યું છે ! ” **નટવરે**

જણાવ્યું.

"ફરમાવો ! મારાથી બની શકે તેવું હશે તો હું બજાવીશ !" ગરમલાલે જણાવ્યું "એકાદ બંગલો ભાડે જોઈએ છે !" નટવરે કહ્યું. "બંગલો તો મળવો મુશ્કેલ છે ! કેમકે મુંબાઈની મરકીને લીધે ત્યાંનાં ઘણાક લોકો અહીં તમામ આવેલાં હોવાથી એકે બંગલો ખાલી નથી ! અને અહીં કંઈ તેવા વધારે બંગલા ભાડે કોઈ આપતાં પણ નથી ! ગરમલાલે કહ્યું.

"ત્યારે કોઈ સરસ ઘર મળશે ? ભાડાને માટે હરકત નથી ! મોં માગ્યું ભાડું મળશે !" નટવરે કહ્યું "પણ તેવા ઘરનાએ શુંકાં છે તો !" ગરમલાલ બોલ્યો. "ત્યારે હવે કેમ કરવું ? !" નટવરે કહ્યું 'કોઈ પણ પ્રકારે મકાન તો મેળવવુંજ પડશે !"

"જેને જોઈએ છે તે કોઈ તમારા અંગત સ્નેહી છે કે સંબંધી છે ? !" ગરમલાલે પુછ્યું. "તેમ છે ત્યારેજ તો આટલી મહેનત મારે કરવી પડે છે !" નટવરે જણાવ્યું. "ત્યારે તો તમારી સાથેજ તેમને મુકામ કરાવોની ! તમારી જગા જોઈએ તે કરતાં વધારે મોટી છે !" રમલાલે કહ્યું.

"પણ અમારી સાથે રખી શકાય તેમ નથીની !" નટવરે જણાવ્યું "સાથે રાખ્યાથી કોઈ વાર બિનાકશો થાય તો વરી પસ્તાવું પડે !" "ત્યારે તો હું લાચાર છું મહેરબાન ! મારો કંઈજ ઉપાય નથી, એટલે શું કરું ! !" ગરમલાલે જણાવ્યું. "મી૦ ગરમલાલથી કંઈ પણ તજવીજ બની શકશે ?" નટવરે પુછ્યું.

"તેનાથી કદાચ બને તો બને !" ગરમલાલે કહ્યું "તેનું એક ઘર ખાલી છે ખરું !" "ત્યારે તો તમે કપડાં પહેરો ! તેને મળીએ !" નટવરે જણાવ્યું. "આવો ! તઈયાર !" એમ કહીને ગરમલાલે કપડાં પહેર્યાં, અને તે અને નટવર તરતજ ગરમલાલને ઘેર ગયા, અને તેને તમામ વાત સમજાવી. પરંતુ તેણે પણ કહ્યું "ભાઈ, મારું એક ઘર ખાલી તો છે, પરંતુ તે આપી શકાય તેમ નથી ! કારણકે મુંબાઈથી મારો એક સગાનો પત્ર પંદર દિવસ થયાં આવ્યો છે, અને લખે છે કે "તમે ઘર કોઈને આપશો નહી ! કેમકે અમે આવનાર છીયે. માટે અમારે માટે રાખી મુકજો !" આવો તેમનો પત્ર હોવાથી તેમને આપવાને હું બંધાઈ ચુકેલો છું, અને તેમને માટેજ તે ઘર રાખી પણ મુક્યું છે, એટલે લાચાર છું !"

"ત્યારે હવે કેમ કરવું ? ! હું તો મહા વિટંમાં પડ્યો !" નટવર વિચારમાં પડી ગયો !

ગરમલાલે નટવરને જણાવ્યું "એ બધી પંચાત કરો છો તે ફોકટ છે ! કેમકે હવે કોઈ પણ મુંબાઈ વાળાને ભાવનગરમાં મકાન ભાડે મળે, એવી આશાજ રાખશો નહીં ! એ બધા વખત ગયા ભાઈ ! માટે જો મારું કહ્યું માનો તો ગામ બાહાર એકાદ ખુલ્લાં મેદાનમાં તંબુ ઉભાવીને તેમાં તેમને રાખો ! તંબુ અને જગાનું માત્ર સહેજસાજ ભાડું પડશે ! પણ હવા સારી મળશે, ને વળી ખુલ્લી જગામાં ઘણી સારી ગમ્મત લાગશે !" "જોઈએ છીએ ત્યારે તો ! તેને જઈને વાત કરું છું, અને તે જો હા પાડશે તો તેમ કરીશ !" નટવરે જણાવ્યું. "પણ ધણી છે કોણ ? !" ગરમલાલે પુછ્યું. "તે મુંબઈનાજ, અને બાઈ માણસ છે તથા સાથે માત્ર બેક ચાકરજ છે !" નટવરે જણાવ્યું.

"ત્યારે તો તેમનાથી તંબુમાં રહેવાશે નહી ! પુરૂષ હોય તો વાંધો નહોતો ! પણ આ તો મુશકેલીની વાત આવી !" ગરમલાલે કહ્યું. "તેથીજ હું પણ વિચારમાં પડી ગયો છું તો ! કેમ કરવું તે સુજતું નથી !" નટવરે કહ્યું. "પણ તે કઇ ન્યાતની છે ?" ગરમલાલે પુછ્યું "તે તમારી ન્યાતની છે, અને તમારી કંઈ સગી થાય છે ?" "તેમ નથી ! એ તો મારો એક મિત્ર હતો, તેની સ્ત્રી થાય છે ! તે મિત્ર મરકીમાંજ મુંબઈમાં મરી ગયો છે, અને તેથી તેણી અહીં આમ છે ! કેમકે તેણીને માત્ર મારીજ ઓથ છે ! તેણી ભુખે મરતી સ્થિતિમાં નથી પણ લાખો રૂપિયાની પુંજી ધરાવે છે ! નટવરે કહ્યું.

"ત્યારે તો તમારે તેણીની બરદાસ્ત લેવીજ જોઈએ !" ગરમલાલે જણાવ્યું. "પણ

મકાનનો બંદોબસ્ત થઈ શકતો નથીની ! હાલ તો તેણી ધરમશાળામાં ઉતરી છે, અને તેણીને મળીને હું કહું છું કે આવી મુશ્કેલી છે ! પછી તેણીની મરજી હોય તો ધરમશાળામાંજ થોડા દહાડા રહે; પછી વળી જોઇ લઇશું !" નટવરે કહ્યું.

"તે સિવાય કંઈ ઉપાય નથી !" ગરમલાલે જણાવ્યું. નટવર પછી તરત ઉઠીને તારાના ઉતારા તરફ ગયો, ને શરમલાલ તો ગરમલાલની પાસેજ બેઠો. નટવરનાં ગયાં પછી ગરમલાલે કહ્યું "ભાઇ, આમાં કંઇ કાળું છે, એમ મને તો લાગે છે !"

"મને પણ એમ લાગે છે !" શરમલાલે જણાવ્યું. "તદબીરથી નટવરલાલ પાસે મુદ્દો તો કઢાવવો જોઇએ યાર !" ગરમલાલે કહ્યું.

"તે કરીશું વળી ! યુક્તિથી પુછશું ! સાંજે મળીશું ત્યારે વાત !" એમ કહી શરમલાલ પણ પોતાને ઘેર પાછો ગયો.

તારા ધર્મશાળામાં નટવરનીજ રાહ જોતી બેઠી હતી ! એટલામાં નટવર આવ્યો, અને કહ્યું "વહાલી તારા, તારે માટે ઉતારાનો કંઇ જોગ થતો નથી ! મેં બધે તજવીજ કરી, પરંતુ કંઇજ પતો લાગતો નથી ! અગરજો કેટલાંક મકાન ખાલી છે, તોપણ તે આપવાને માટે માલીકો સાફ ના પાડે છે ! કેમકે મુંબઇવાળાઓ મરકીનો ચેપ લઇને આવે છે, એવો તેમને ડર હોવાથી તેઓ કોઇ પણ મુંબઇવાળાને મકાન આપવાને નનોજ વાસે છે ! માટે હવે કેમ કરવું ?!"

આ સાંભળતાંજ તારાનું મોં ઉતરી ગયું, અને તેણી બોલી "તારે હવે મારે કેમ કરવું ?! આ ધર્મશાળામાં તો મચ્છર એટલાં છે કે એક ઘડી પણ રહેતાં અકળામણ થાય છે ! તેમજ વળી આવી જગામાં પડી રહેતાં પણ ભય લાગે છે ! માટે હવે, તો તમે કંઇ ઉપાય બતાવો તો ઠીક ! નહીંતો હું મારે મુંબઇ પાછી જઇશ ! મારે હવે મરવાનો શો ડર છે ?! મરકીમાં મરીશ તો છુટીશ !" એમ કહેતાંજ તારા રડી પડી ! નટવરે તેણીનાં આંસુ, પોતાનાં ગજવામાંથી રૂમાલ કહાડીને લોહી નાંખ્યાં. ને કહ્યું "તું ગભરા નહીં ! મુંબઇ તો તને જવા નહીં દઉં ! જોકે મરવાનો ડર તને નહીં હોય, પરંતુ મુઆં પછી ઉંચકનારા પણ મુંબઇમાં હાલ મળતા નથી ! અને એવા વખતમાં તને મુંબઇ હું કદી પણ જવા દઇશ નહીં ! તું રડે છે શા માટે ?! હવે તો જ્યાં હું ત્યાં તું ! આપણે બંને સાથે રહીશું !"

"સાથે રહેવામાં મને ક્યાં ના છે ?! પણ તમનેજ તમારી સ્ત્રીનો ડર લાગે છેની ?!" તારાએ જણાવ્યું "હવે ડરને નાંખીશ ઘાણીએ! ક્યાં સુધી ચાલે ત્યાં સુધી ડર રાખવો ! પણ હવે જ્યારે ઉપાયજ રહ્યો નથી તો પછી ડર રખવાનું અને તેમ નથી ! માટે તું તારાં માણસોને લઇને ચાલ મારે ઉતારે, અને મારી સાથે ત્યાંજ નિવાસ કરજે !"

"પણ એમ કરતાં પહેલાં તમે તમારી સ્ત્રીને પુછી જુઓ, અને તેણીને કોઇ પણ પ્રકારે સમજાવીને સીસામાં ઉતારો. ને તેણીજ અહીં આવીને મને લઇ જાય તેમ તજવીજ કરો તો કેમ !" તારાએ સુચના કરી. "તે વાત બનવી મુશ્કેલ છે !" નટવરે કહ્યું "તેણી મુળ તો તારાં પર બળે છે, અને તેણીજ તને તેડવા આવે, એ તો "ન ભુતો ન ભવિષ્યતિ" સમજજે! માટે ચુપચુપ તું મારી સાથે ચાલ ! પછી તેણી શું કરી શકનાર છે ?!"

"પણ તેણીની છાતીપર મારે રાત દહાડો રહેવું, અને તેણીનો કકળાટ સાંખવો, એ મારાથી બને નહીં !" તારા બોલી.

"ત્યારે બીજો ઉપાય શો કરવો તે તું બતાવશે ?!" નટવરે પુછ્યું. "એક ઉપાય છે ! હું આજની ટ્રેનમાં અહીંથી વડોદરે જાઉં, અને ત્યાં એક જગા લઇને પછી તમને તાર કરું, એટલે તમે પણ ત્યાં આવજો, અને તમારી બાયડીને કંઇ જુદુંજ સમજાવી દેજો ! કેમ, એ રસ્તો તમને કેમ લાગે છે?!" તારાએ પુછ્યું. "એટલી બધી પીડામાં પડવાની હું કંઇજ જરૂર જોતો નથી !" નટવરે જણાવ્યું "તેનાં કરતાં તો મુંબઇ જઇને બંગલામાંજ રહીએ તો વધારે સારૂં! આપણાં આયુષ્ય સારાં હશે તો મરકી શું કરનાર છે ?!"

"ત્યારે તેમ કરીએ" તારાએ વિચાર કરીને જણાવ્યું "હા ! એ ઉપાય મારાં ધ્યાનમાં પણ ઉતરે છે !"

"ઠીક ત્યારે, આજે ને આજે અહીંથી ઉપડી જઈશું! તું ગાડીને ટાઇમે સ્ટેશન પર આવ, અને હું પણ ઘેરથી કેટલોક સામાન લઇને આવું છું. મારા આવ્યા પછી આપણી ટીકીટ કરાવીશું!" નટવરે કહ્યું. "બહુ સારૂં, હું બરાબર વખતસર અહીંથી જઈશ, અને તમે બનતાં સુધી જરા વહેલાજ આવજો." તારાએ કહ્યું.

'અરે હું તો હમણા આવ્યો!" એમ કહી નટવર તરતજ પોતાને ઘેર ગયો, અને ધાટીની પાસે ઝડપમાં કપડાં કઢાવી તેની પાસે પોતાની મુસાફરીની ટંક તૈયાર કરાવી તથા એક સુવાનું બીછાનું પેક કરાવ્યું.

સુંદરમતીએ આ તૈયારી જોઇ પુછ્યું ' કેમ નાથ, ક્યાં જવું જવું છે!!"

"વડોદરાથી તાર આવ્યો છે અને ત્યાંના મહારાજા સાહેબની મુલાકાત લેવાની છે, માટે હું ત્યાં જાઉં છું, અને જેમ બનશે તેમ વહેલો આવીશ. ગરમલાલને તથા શરમલાલને કહેજે કે તેઓ તારી ખબર અંતર રાખશે!" નટવરે જણાવ્યું.

"પણ વડોદરેથી જેમ બને તેમ જલદીજ આવજો!" સુંદરમતીએ કહ્યું "અને પહોંચ્યાનો કાગળ તરત લખજો!" "મારૂં કામ પુરૂં થશે કે તરત પાછો આવીશ! અને પહોંચ્યાની સાથેજ પત્ર લખીશ!" નટવરે જણાવ્યું.

"ત્યારે કોઇ માણસને સાથે લેતા જાઓની!" સુંદરમતીએ કહ્યું.

"ત્યાં માણસની કંઇ જરૂર નથી. અહીંજ મુળ માણસની તાણ છે તો વળી ત્યાં ક્યાં લઇ જાઉં!" એમ કહી, નટવરે ગાડી જોડાવી અંદર પોટલાં મુકાવી તરતજ સ્ટેશન તરફ ગાડી દોડાવી, અને ત્યાં તારાને મળી પોતાની તથા તેણીની ફર્સ્ટ કલાસની ટિકેટો લઈ, ફ. ક. માં બંને બેઠાં, અને તારાનાં માણસોને થર્ડ કલાસમાં બેસાડયા, અને થોડી વારે ટ્રેન ઉપડી ગઇ.

## પ્રકરણ ૪૦ મું

દોહરો—નટવરભાઈ રંગે ચડયો, વળગી તારા વશી!
વીધવાની પ્રીતી કરી, બુદ્ધી બહી બળી!

### વિધવાનો સંગ અને બંનેનો નાશ!-વાર્તાની સમાપ્તી.

ભાવનગરથી ઉપડી નટવર ને તારા મુંબઇ આવી પહોંચ્યાં, અને મહાલક્ષ્મી ખાતેના નટવરના બંગલામાંજ તારા પણ સંગેજ રહી! તેણીનાં પોતાનાં ઘરને તો તાળાં મારેલાં હતાં, તેમજ મરકીને લીધે ત્યાં આગળ વસ્તી પણ નહીં હોવાથી તારાએ પોતાનું ઘર ઉઘાડયુંજ નહોતું! માત્ર ઘાટીને કુંચી આપીને ઘરમાં તપાસ કરવાને દરરોજ બપોરના મોકલતી હતી, અને રાત દીવસ નટવરની પ્રીતીમાં ચકચુર રહી આનંદ વૈભવ ભોગવતી હતી! વિધવાનો ધર્મ છાંડી દઈ માત્ર અનીતી શીવાય બીજું કંઇજ તેણીને પ્રિય નહોતું! રજોગુણ. જે વિધવા સ્ત્રીએ તદન વર્જવો જોઇએ, તે તો તેણીએ પ્રમુખપદે ધારણ કીધો હતો, અને કપાળે કંકુની ટપકી અકાડવા શિવાયનો તમામ બપોરો તેણી રાખતી હતી! તેમાં હવે તો વળી કોઇનો પણ હોકો ધોકો નહીં હોવાથી તેણી સ્વચ્છંદપણે મહાલતી હતી, અને એથી વળી તેણીનું શરીર પણ હવે તો ફાલવા માંડયું હતું! પતિ મુઓ ને પીડા પતી, એવું તેણી માનતી હતી!

ભાવનગરમાં પછી શું થયું?! શરમલાલ ને ગરમલાલ નટવરને મળવા માટે આવ્યા. તેમને જોતાંજ સુંદરમતીએ જણાવ્યું "એ તો બાહાર ગામ ગયા છે! ઘણું કરીને વડોદરે ગયા છે!"

"કેમ?! એકદમ વડોદરે જવાનું કંઈ કારણ?! સવારના અમને મળ્યા ત્યારે તો કંઇ બોલ્યા નહીં?!" શરમલાલે આશ્ચર્યતા પુર્વક જણાવ્યું "એકદમ કેમ ગયા?!" "વડોદના મહારાજા સાહેબની મુલાકાતને માટે ગયા છે!" સુંદરમતીએ જણાવ્યું "પણ તમારે ઘેર સવારે ક્યારે આવ્યાતા?"

"મળસકામાંજ આવ્યા હતા, અને એમની કોઇ ઓળખાતી સ્ત્રી મુંબઇથી આવી છે, તેને માટે ઉતારાનું મકાન શોધવાને નીકળ્યા હતા." શરમલાલે જણાવ્યું. "ઓળખીતી સ્ત્રી?!"

સુંદરમતીએ તાજુબીથી પુછ્યું " કઇ ઓળખીતી સ્ત્રી ! ! "

" તેણીનું નામ તો કંઇ તેમણે કહ્યું નહીં, પરંતુ તેમના કોઈ મિત્રની સ્ત્રી થાય છે, અને તે મિત્ર સ્વર્ગવાસી પણ થયો છે, એમ તેઓનાં બોલવા પરથી સમજાયું હતું ! " શરમલાલે તમામ વાત કહી દીધી !

" તે સ્ત્રીને તમે નજરે જોઇ હતી ? " સુંદરમતીએ પુછ્યું,

" હા: એક બે દિવસપર અમે સ્ટેશનપર ગયા હતા, ત્યારે ટ્રેનમાંથી તે સ્ત્રી ઉતરતાંજ નટવરભાઇ તેણીને મળવાને દોડ્યા હતા, તેજ હોવી જોઇએ, અને તેણીજ જો હોય તો તેણી કોઇ વિધવા સ્ત્રી જેવી દેખાતી હતી ! અગરજો તેણીને હાથે સોનાની બંગડી હતી, તો પણ કપાળે ચાંદલો નહોતો, તેથી અમને તો તેણી રંડિલી જેવી જણાઇ !" શરમલાલે પછી ગરમલાલ પ્રત્યે ફરીને પુછ્યું " કેમ ભાઇ, તમે પણ તેણીને જોઇ હતીની ? "

" હા: તમે કહો છો તે બરાબર છે. " ગરમલાલે પણ ટેકો આપ્યો. સુંદરમતી અત્યંત વિચારમાં પડી ગઇ, અને તેણીને તારાને માટેજ વહેમ ગયો ! તો પણ વધારે ખાત્રિ કરવા માટે તેણીએ પુછ્યું " વારુ તે સ્ત્રી જુવાન હતી કે પુખત વયની હતી ? "

" હતી તો જુવાન ને વળી પણીજ રૂપવાન ! તેમજ છટાદાર ને નખરા વાળી પણ લાગતી હતી ! અને તેણીની આંખો તો જાણે ચોગરદમ ફરતી હતી ! " શરમલાલે કહ્યું.

સુંદરમતી નિસાસો નાંખતાં બોલી " ઠીક ! હવે સમજી ! એ તો રાંડ તારા ! બીજી કોઇ નહીં ! "

" તારા વળી કોણ છે ? ! " શરમલાલે પુછ્યું. " ભાઈ ! એ રાંડની સાથે તમારા ભાઇ પ્રીતિમાં પડ્યા હતા, અને સરવ પ્રકારે ખુવાર પણ થયા પણ થયા હતા ! મહા મહેનતે એ રાંડનો સંગ મુકાવ્યો, અને પછી સુખી થયા ! પણ વળી પાછી એ રાંડ અહીં આવી હશે ! કેમકે એનો પતિ બિચારો મરી ગયો છે, અને મુંબઇમાં મરકી ચાલતી હોવાથી, તેમજ અમે બધા અહીં છીએ, એમ જાણીનેજ તે વળી અહીં આવી હશે. અને હવે મને નક્કી ભાસે છે કે, વડોદરાનું નામ લઇને એ રાંડની સાથેજ કંઇ ઉડ્યા હશે ! " સુંદરમતીએ અત્યંત અફસોસ કીધો !

" કેમ ભાઇ સાહેબ, આપણી ધારણા ખરી પડીની ? ! " શરમલાલે ગરમલાલ પ્રત્યે પુછ્યું.

" હા, બરાબર ! આપણે પણ એમજ ધાર્યું હતુંની ? ! " ગરમલાલે કહ્યું. " ભાઈ તમને જ્યારે વહેમ ગયો, ત્યારેજ જો તમે મને કહ્યું હોત ને ચેતાવી હોત તો હું એમને જવા દેત નહીં ! હવે કોણ જાણે ક્યાં ગયા હશે, અને ક્યારે આવશે ને એમનું શું થશે ? ! કાળ તો આવો કપરો ચાલે છે ! આવા વખતમાં બચ્ચાં છોકરાંને મુકીને બાહાર જતાં એમને કંઇ વિચાર પણ થયો ? ! આ છોકરો બિચારો, એ ગયા છે ત્યારનો " બાપા—બાપા " કરે છે, અને બાપને તો તે વાતનાં કંઇ હિસાબે નથી ! " સુંદરમતીએ મહા ખેદ પુરવક જણાવ્યું.

" અમને શું ખબર કે આમ ધીંટાઓ હશે ! નહીંતો અમે તો તેને શિખામણ પણ આપત ! " શરમલાલે કહ્યું.

" પણ હવે તો મને એ ફીકર પડી છે કે, વડોદરાનુ નામ દઇને એ ક્યાં ભટકવા ગયા હશે ? ! " સુંદરમતીએ શોકરૂપ વદને જણાવ્યું.

" પહોંચ્યાનો પત્ર લખશે કે તે પણ નહીં લખશે ? ! " શરમલાલે પુછ્યું. " લખવાનુ કહી તો ગયા છે, પરંતુ લખશે ત્યારેની ? ! " સુંદરમતીએ જણાવ્યું,

" તમે એક બે દિવસ રાહ જુઓ, અને તેટલામાં જો પહોંચ્યાનો પત્ર નહીં આવશે તો તો પછી અમે તેમ કરી પતો મેળવી આપીશું ! હાલ તો અમે જઇએ છીએ, અને તમને કંઇ કામ કાજ પડે તો માણસની સાથે તરત અમને કહાવજો, અને કોઇ વાતે ગભરાશો નહીં ! તમારા જેવા ધરમવાન સ્ત્રીને નસીબે નટવરભાઇ નિરવિઘ્ને પાછાજ આવશે ! માટે ગભરાતા નહીં ! " એમ કહીને તેઓ બને જણા ત્યાંથી પોત પોતાને મકાને ગયા.

બીજે દિવસે નટવરનો પત્ર આવ્યો, જેમાં નટવરે વડોદરે ક્ષેમકુશળ પહોંચ્યાના સમાચાર લખ્યા હતા, અને થોડા દિવસમાં પાછા ફરવાનું જણાવ્યું હતું ! આ પત્ર વાંચતાંજ સુંદરમતીએ ગરમલાલ તથા શરમલાલને બોલાવ્યા, અને ટીકીટવાળા કવર સાથેનો કાગળ સુંદરમતીએ શરમલાલના હાથમાં આપ્યો, જે તેણે વાંચ્યો અને ખુશી થઇ બોલ્યો " ચાલો, હવે નિરાંત વળી ની ?! પહોંચ્યાનો પત્ર આવ્યો એટલે થયું ! "

" હા ભાઇ હવે મને શાંતિ થઇ છે, અને આજેજ મારા જીવમાં જીવ આવ્યો છે ! " સુંદરમતીએ કહ્યું, એટલામાં ગરમલાલની નજરે કાગળના કવર પર પડતાં તે પરની મુંબાઇની પોસ્ટની છાપ જણાઇ, અને તે જોતાંજ તેણે કહ્યું " કાગળ વડોદરેથી લખ્યા છે, અને છાપ તો મુંબાઇની છે ! "

શરમલાલે તે છાપ વાંચી કહ્યું " હા યાર ! આમાં કંઈ તરકટ લાગે છે ! " સુંદરમતી પાછી સંતાપમાં પડીને બોલી જરૂર એ મુંબાઇજ ગયલા, અને મને પટાવવા માટે વડોદરાનું નામ લખ્યું છે, એમાં કંઇજ શક નહીં ! " " મને પણ એમજ લાગે છે ! " શરમલાલે કહ્યું

" ભાઇ, હવે મારો જીવ વિશેષ ગભરાય છે ! મુંબાઇમાં આવી ભયંકર મરકીમાં જઇને પડ્યા છે તેથી મારા જીવને ચેન પડતું નથી ! અને એમને કોઇ પણ રસ્તે પાછા તેડાવો ! જોઇએ તો તાર કરો ! " સુંદરમતીએ કહ્યું.

" પણ તાર કેવી રીતે કરાય ? ! એનું કંઇ ઠેકાણું છે કે એ ક્યાં હશે ?! " શરમલાલે જણાવ્યું " તમે ગભરાઓ નહીં ! જેને રામ રાખનાર છે તેને કોણ મારનાર છે ? ! આયુષ્ય આગળ કોઇનું કંઇજ ચાલનાર નથી ! માટે તમે ધીરજ રાખો, અને એક બે દિવસ રાહ જોઇને પછી આપણે વિચાર કરી શું. " એમ કહી સુંદરમતીને ધીરજ આપીને તથા થોડીવાર વધારે બેસીને તેણીને શાંત પડયા પછી બંને જણા પાછા પોતાને ઘેર ગયા

મુંબાઈમાં મહાલક્ષ્મી તરફ પણ મરકીનું જોર જાગ્યું તારાને મરકી લાગુ પડી, અને ચોલીસ કલાકમાં તેણીનો જીવ ગયો ! તેજ અરસામાં નટવરને પણ મરકી લાગી, અને તે તો માત્ર બાર કલાક સાફ થઇ ગયો ! અને એ પ્રમાણે આ બંને નીતિભ્રષ્ટનો ભોગ મરકીએ લીધો ! આ સમાચાર નટવરના એક મિત્રે તાર દ્વારાએ સુંદરમતી તરફ ભાવનગરમાં પહોંચાડયા ! સુંદરમતી આ સંતાપના સમચાર જાણતાંજ છાતી માથાં કુટી નાંખ્યા, અને શરમલાલ તથા ગરમલાલને બોલાવી તેમની મારફતે તમામ સરસામાન પેક કરાવી પોતે પોતાના પુત્રને લઇ તાબડતોબ મુંબાઇ આવી, અને પોતાના સ્વામિને બંગલે જઈ નટવરની ઉત્તર ક્રિયા કરી સુંદરમતી વાલકેશ્વરના એક બંગલામાંજ રહી અને પોતાના પુત્રનું યોગ્ય જતન કીધું.

બાદ એપ્રિલ માસમાં મરકીનું જોર વિશેષ નરમ પડયું, અને તે પછી સુંદરમતી પોતાનાં ઘરમાં આવીને રહી, અને નટવરનો મિત્ર મગન પણ પછી તો મુંબાઇમાં આવી પહોંચ્યો તે આ સમાચાર સાંભળી અતંત દિલગીર થયો, અને સુંદરમતીને તેણે મન માનતો દિલાસો દીધો,

સુંદરમતીનો પુત્ર બાલ્યાવસ્થામાં હોવાથી પોતાના પતિની પુંજીનો " પાવર " તેણીએજ કોરટમાં લીધો, અને પોતાની મિલકતની યોગ્ય વ્યવસ્થા કરવા માટે તેણીએ મગનને ઠરાવી તેનેજ તમામ કામની સોંપણ કરી. મગનને સત્યપણે અને એક પાઇની પણ સ્વાદારગી વિના તે કામ બજાવ્યું, અને નટવરનો પુત્ર મ્હોટો થતાંજ તેને ધીમે ધીમે પુંજી હવાલે કરી દઇ તેને પણ રસ્તે પાડયો. આ પુત્રનું નામ સુંદરલાલ હતું, અને તે પણ ચાલાક ને હુસ્તાદ નિવડયો.





"हुं नारी पासे पाघडी उतारीने माफ मागुं छुं!"